॥ શ્રી ભટેવાપાર્શ્વનાથાય નમ ॥ ૨ ૬ (૧૨)

   

 

ચાણસ્મા (ઉ ગુ) મંડન
શ્રી ભટેવાપાર્શ્વ જિનાલય
સાર્દ્ધ શતાબ્દી મહોત્સવ

 

# સ્મારક ગ્રંથ

 

   

॥ वीतरागगुणगान परमफल्द भावशुद्धिकरम्


પ્રકાશક

શ્રી જૈન સંઘ ચાણસ્મા

( જિ મહેસાણા, ઉ ગુ )

| વી૦ નિ૦ સ૦ | મૂલ્ય | પ્રથમાવૃત્તિ |
| --- | --- | --- |
| ૨૪૯૪ | ૧૫ રૂપિયા | ૧૦૦૦ |
| વિ૦ સ૦ | જ્ઞાનભંડારો માટે | ઈસ્વીસન |
| ૨૦૨૪ | ૧૦ રૂપિયા | ૧૯૬૮ |

## પ્રાપ્તિ સ્થાન :—

(૧) શ્રી જૈન મહાજન પેઢી ચાણસ્મા (ઉ૦ ગુજરાત)

(૨) પં૦ ભૂરાલાલ કે. શાહ
સરસ્વતી પુસ્તક ભંડાર હાથીખાના, રતનપોળ, અમદાવાદ.

(૩) સોમચંદ ડી. શાહ
"સુઘોષા" કાર્યાલય પાલીતાણા (સૌરાષ્ટ્ર).

## નમ્ર વિજ્ઞપ્તિ

જીવન-શુદ્ધિના અંગભૂત વીતરાગ પ્રભુની ભક્તિ-
ઉપાસનાના મર્મ અને સ્વરૂપની જાણકારી અને
ઐતિહાસિક વિશિષ્ટ સામગ્રીનું સંકલન
આ ગ્રંથમાં છે, વિવેકી વાચકોએ
ગુરૂગમથી આ ગ્રંથની
સામગ્રીનો સદુપયોગ
કરવો.

પ્રકાશક :
શ્રી ચાણસ્મા જૈન સંઘ
ચાણસ્મા (ઉ. ગુ.)

બ્લોકોનું છાપકામ :
દીપક પ્રિન્ટરી, રાયપુર દરવાજા બહાર
ટાઈટલનું છાપકામ :
રસિક પ્રિન્ટરી, ખાડીયા ગોલવાડ,
અમદાવાદ

મુદ્રક :
જયંતિ ઘેલાભાઈ દલાલ
વસંત પ્રિન્ટિંગ પ્રેસ,
ઘેલાભાઈની વાડી,
ઘીકાંટા—અમદાવાદ

જેઓએ ૭૫ વર્ષની વૃદ્ધવયે રોગગ્રસ્ત દશામા પણ કોઈ પણ જાતના ટેકા વિના છેલ્લા ૧૫ દિવસ અર્ધપદ્માસને કાઉસગ્ગ મુદ્રાએ રહી વિ૦ સ૦ ૨૦૦૬ વૈ૦ વ૦ ૫ સાજે ૪-૩૨ વાગે ફક્ત બે જ મિનિટમા શાતિસમાધિપૂર્વક શરીરનો ત્યાગ કરી પૂર્વકાલીન અનશન સમાધિ મરણની ઝાખી કરાવી



આગમસમ્રાટ્ આગમજ્યોતિર્ધર બહુશ્રુત સૂરિપુરંદર
ગીતાર્થસાર્વભૌમ ધ્યાનસ્થ સ્વર્ગત

પૂ૦ આ૦ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજ



# ચાણસ્મા શ્રી સંઘના તારક ગુરૂદેવ





**શ્રી સિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક શ્રી વર્દ્ધમાન આંબિલ તપના અજોડ ઉપદેશક**

**પ્રૌઢ વ્યાખ્યાતા શાસનપ્રભાવક**

## સ્વ૦ આ૦ શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી

જેઓશ્રી વર્ત્તમાન શ્રમણ સંઘના અનેક પુણ્યાત્માઓના ધ્રુવ તારક સમા હતા.

જેઓશ્રી વર્દ્ધમાન આંબિલ તપના ખૂબ જ ઉત્કૃષ્ટ કોટિના આરાધક હતા

જેઓશ્રી વિ૦ સં૦ ૧૯૮૭ના ચાતુર્માસમાં વર્ષોના દેવદ્રવ્યાદિના દેવામાં ડૂબી ગયેલ અમારા શ્રી સંઘને ઉગારનાર હતા.

તે સ્વનામધન્ય વૈયાકરણ કેશરી, **પરમપૂજ્ય આચાર્ય ભગવતના ચરણોમાં નમ્રાતિનમ્ર વંદના.**




# કૃતજ્ઞતાભર્યું સમર્પણ

જીવનશુદ્ધિના રાજપથે અપૂર્વ વીર્યોલ્લાસથી અનેકને ધપાવનાર, ત્યાગ, તપ
અને સંયમની આદર્શમૂર્તિ સમા, શાસન ઉપર આવતા વિવિધ બાહ્ય-
આભ્યંતર આક્રમણોને ખાળવા તનતોડ અવિરત ભોગ આપનાર,
અમારા શ્રી સંઘના ધર્મ શરીરની વિકૃતિઓને વિ. સં.
૧૯૮૭, ૨૦૦૫, ૨૦૧૪ અને ૨૦૨૪ના ચાતુર્માસમાં
વિવિધ રીતે દૂર કરવા મથનાર, શાસનના વિવિધ
અંગોને બાધા પહોંચાડનાર આજના
ભૌતિકવાદી રાજતંત્ર સામે ઝઝૂમવાની
કુનેહભરી અપૂર્વ પ્રેરણા આપનાર,
શાસન-સંસ્કૃતિ રક્ષાના પુણ્ય
કાર્યમાં જેમની દોરવણીથી
અમારો શ્રી સંઘ અગ્રણ્ય
બની શક્યો છે
અને
[illegible] સ્મારક ગ્રંથના પ્રાણમૂર્તિ સમા પરમતપસ્વી-શાસનસુભટ
પૂજ્યપાદ ઉપાધ્યાય ભગવંતશ્રી
**ધર્મસાગરજી મહારાજશ્રી**
ના
પવિત્ર કરકમળોમાં
**આ ગ્રંથનું ભાવભર્યું સમર્પણ કરી**
યત્કિંચિત્ કૃતજ્ઞતા અનુભવીએ છીએ

લિ૦
વિનયાવનત
**ચાણસ્મા જૈન સંઘ**

# 卐 શ્રી ભટેવા પાર્શ્વનાથનું સ્તવન 卐

પ્રભુ પાર્શ્વ ભટેવા પ્યારા છે, ભવિ જીવને મોહનગારા છે;
પ્રભુ નામ હૃદયમાં ધારીને, ભવિ જીવો કર્મોને કાપે છે.
નરસુખ પામે છે તે જગમા જો, ભક્તિ વસાવે તન મનમાં;
ભવઅટવી ને દુઃખસાગરથી, વિશ્રાન્તિ એહ પામે છે.
પ્રભુ પાર્શ્વ ભટેવા પ્યારા છે.—૧

જગતમાં એ જિનજી જોતાં, પાપો પલમાં ભવના ખોતાં;
જે રાય રંક સરખા ગણતાં, એવા પ્રભુ પાર્શ્વ પ્યારા છે.
પ્રભુ પાર્શ્વ ભટેવા પ્યારા છે.—૨

હીરા જડિત પ્રતિમા જોતી, મોહરાયની રાણી બહુ રોતી:
સેવકજન શિવરમણીને, પામી તે સુખ માને છે.
પ્રભુ પાર્શ્વ ભટેવા પ્યારા છે.—૩

—સિદ્ધચક્ર ૧૭-૨-'૪૬ ના અંકમાંથી





# પ્રકાશક તરફથી

દેવગુરૂ કૃપાએ ચતુર્વિધ શ્રી સઘ સમક્ષ અમારી વર્ષોની ભાવના મૂર્ત થવા રૂપે અમારા ગામના શણગાર-સમા શ્રી ભટેવા પાર્શ્વજિનાલયની પ્રતિષ્ઠાને ૧૫૨ વર્ષની સ્મૃતિ નિમિત્તે અનેક વિવિધ સામગ્રી અને સુદર ચિત્રોથી સમૃદ્ધ સ્મારકગ્રથ રજુ કરતા ખૂબ જ આનદ થાય છે

અમારા ગ્રથનુ નિર્માણ કેવી રીતે અને કયા સજોગોમા થયુ? તે બધુ સ્મારકગ્રથના પ્રાણસમા પૂજ્યપાદ ગણિવર્ય શ્રી અભયસાગરજી મ૦ અને સ્મારક ગ્રથના અથથી ઇતિ સુધી તમામ કાર્યોમા અવિરત શ્રમ લેનારા શ્રી મનસુખભાઈ ડાહ્યાચદના "બે બોલ"મા બધી વિગત આવી જાય છે

અમારે તો આ ગ્રથના નિર્માણ સકલના મુદ્રણ અને વ્યવસ્થિત તૈયાર કરવામા પ્રત્યક્ષ કે પરોક્ષ થોડો કે વધુ સક્રિય કે પૂરક સહકાર આપનારા દરેક પુણ્યાત્માઓની ગુણાનુરાગ ભરી અનુમોદના કરી અમારા શ્રી સઘના ઉજ્વલતમ આરાધક ભાવની વૃદ્ધિ કરવામા દેવગુરૂકૃપાએ આવા ગ્રથોનું વાચન, મનન અને પરિશીલન આદિ દ્વારા અપૂર્વ સહકાર મળે તે સાથે ગ્રથને સુવ્યવસ્થિત તૈયાર કરવામા વસત પ્રેસના અધિપતિ, મેનેજર અને કાર્યકરો તથા વિવિધ રગી ફોટાઓના સઘ પ્રકાશનમા ફાળો નોધાવનાર શ્રી દીપક પ્રિન્ટરી અને રસિક પ્રિન્ટરી તથા બ્લોકો બનાવી આપનાર પ્રભાત અને સુગ્તી પ્રોસેસ સ્ટુડિઓના વ્યવસ્થાપક અને કાર્યકરોનો આભાર માનીએ છીએ તેમ જ જેઓશ્રીની પૂર્ણ કૃપાબળે આ કાર્ય પૂર્ણ થયુ છે, તે શાસનસુભટ પૂ ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજી મ સાહેબ તથા સપાદક પૂ ગણિવર્ય શ્રી અભયસાગરજી મ સાહેબ અને વિવિધ લેખ સામગ્રી મોકલાવનાર પૂ મુનિ ભગવતો તથા લેખક બધુઓના ધર્મપ્રેમ ભર્યા સહકારની વિનીતભાવે કૃતજ્ઞતા પૂર્વક નોધ લઈએ છીએ

અમારા ગ્રંથને સર્વાંગ સુંદર કલાપૂર્ણ રીતે સુંદર પ્રગટ કરવા પાછળ ખૂબ જ રસ ધરાવનાર અમારા શ્રી સંઘના અનેક કાર્યકરોનો સાથ રહ્યો છે. તે બધાના ધર્મપ્રેમની નોંધ લેવા સાથે મુદ્રણદોષ આદિથી રહી ગયેલી ક્ષતિઓ કે છદ્મસ્થ–સુલભ ત્રુટિઓ બદલ શ્રી સંઘ સમક્ષ ત્રિવિધે મિથ્યા દુષ્કૃત માંગવા પૂર્વક આવા ગ્રંથોના વાંચન મનનથી પ્રભુભક્તિ, શાસનનિષ્ઠા અને આરાધક ભાવની કેળવણીથી જગતના સહુ જીવો ધર્મની આરાધનાના ઉત્કૃષ્ટ ફળના ભાગી બનો એ મંગળકામના.

વીર નિ. સં. ૨૪૯૪
વિ. સં. ૨૦૨૪
ભા. સુ. ૧૧ મંગળ
જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વર
સ્વર્ગતિથિ

: લિ. પ્રકાશક :
**શ્રી જૈન સંઘ, ચાણસ્મા**

**સ...મ...જ...વા...જે...વું**

० બુદ્ધિવાદના નામે વાણીવિલાસ અને સ્વચ્છંદ વિચારોની આંધીમાં આજની દુનિયા અટવાઈ રહી છે, તે ટાણે સમજણ અને વિવેક બુદ્ધિના સુમેળવાળા તત્ત્વજ્ઞાનની ખૂબ જ જરૂર છે, તેથી નિષ્ઠા સાથે તત્ત્વજ્ઞાનની ભૂમિકા કેળવવી જરૂર છે.

શ્રી ભટેવા પાર્શ્વનાથાય નમઃ

# પ્રાસંગિક

## "બે–બોલ"

સુજ્ઞ બંધુઓ! આપશ્રી સમક્ષ નીચે પ્રમાણે મારી હકીકત જાહેર કરતા મને ઘણો હર્ષ થાય છે કે

મારા પુણ્યોદયે કેટલાક વર્ષો અગાઉ મને એક હસ્તલિખિત ચરિત્ર સાંપડયુ, જે જોતા આ ચાણસ્મા શહેરના મૂળ નાયકજી ભગવાન્ ભટેવાજીનો સંપૂર્ણ પૂર્વ ઇતિહાસ હતો જે ઉપરથી આ પ્રભુનો ઇતિહાસ ચરિત્ર રૂપે બહાર મુકવાનો પ્રયાસ કરવાની ઉત્કંઠા થઈ કેટલાક વખત પછી પૂજ્યપાદ સ્વર્ગસ્થ આચાર્ય શ્રી કુમુદસૂરીશ્વરજી મહારાજનુ ચોમાસુ થયુ, તેમની આગળ આ ઇતિહાસ મુકતા તેઓશ્રીએ વિશેષ હકીકત બીજા લેખો દ્વારા મેળવી, ત્યાર પછી પૂજ્ય સ્વર્ગસ્થ બાપજી મહારાજ શ્રી સિદ્ધિસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્ય ભદ્રંકરવિજયજી મ૦ ગણીવર્યનુ ચોમાસુ થતા તેમને પણ આ ઇતિહાસ બતાવતા તેઓશ્રી પણ બનતી તજવીજ કરવાનુ કહ્યુ, તે વખતે પાટણના એક વયોવૃદ્ધ ભોજક મોહનલાલની પાસે આ ભગવાનના ઇતિહાસના પાના હસ્તલિખિત હોવાની ભાળ મળતા તે મોહનલાલને મહારાજશ્રી રૂબરૂ બોલાવી તપાસતા જે ઇતિહાસ પહેલેથી મને મળેલ તે જ પ્રમાણેની આ બીજી પ્રત ન હોય તે પ્રમાણેનો તે ઇતિહાસ હોવાથી તેમની પાસેથી તે પાના ખરીદી લીધા, જે પાના હાલ પણ જ્ઞાન ભંડારમા મોજુદ છે આ તકે આ બન્ને મહાપુરૂષોના પ્રોત્સાહનથી અમે ઉત્સાહિત બન્યા જે મહાપુરૂષોના અમે ઋણી છીએ

ત્યાર પછી તપસ્વી પૂજ્ય ગણિવર્યશ્રી ધર્મસાગરજી તથા પૂજ્ય અભયસાગરજી મહારાજ અહીં પધાર્યા, તે વખતે આ ઇતિહાસની વાત કરી ત્યારે સંઘના આગેવાન સ્વર્ગસ્થ શેઠ શિવલાલ ફૂલચંદને સંઘની સંમતિ અંગે વાત કરતા સંઘ આગળ વાત રજુ કરી સંઘે મહારાજશ્રીને વિનતી કરી પૂજ્ય ગણિવર્ય મહારાજે વિનતિનો સ્વીકાર કરી ભટેવાજીનો ઇતિહાસ સ્મારકગ્રંથ

તૈયાર કરી જિનાલયને દોઢસો વર્ષ થતા હોવાથી તેની સાર્દ્ધશતાબ્દી ઉજવવા સંઘને પ્રેરણા આપી, તે મુજબ શ્રીસંઘે નિર્ણય કર્યો અને પૂ. ગણીવર્યશ્રીના નિર્દેશાનુસાર પૂજ્ય અભયસાગરજી મહારાજે તે કામ હાથમાં લીધુ.

આ ગ્રંથ તૈયાર કરવામાં તેઓશ્રીએ જે મહેનત લીધી છે, ઘણા સ્થળોના ભંડારો જોઈ ઘણી માહીતી એકઠી કરી ગ્રંથ પાંચ વિભાગમાં તૈયાર કરેલ છે, એટલે આ ગ્રંથ તૈયાર કરવામાં તેમની અથાગ મહેનત હોઈને પૂજ્યશ્રીનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે વળી સાર્દ્ધશતાબ્દીની ઉજવણી અંગે સંઘે નિર્ણય કરી પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ વિગેરેને પધારવા વિનતિ કરતા તેઓશ્રીની નિશ્રામા સાર્દ્ધશતાબ્દીની ઉજવણી ચાલુ સાલના વૈશાખ સુદ ૩ ના રોજ જે ભટેવાજી પ્રભુને ભટેવ ગામથી અત્રે લાવીને તે આદ્ય પ્રતિષ્ઠા કરી તે દિવસ હોઈ મોટી મોટી ધામધુમપૂર્વકની ઉજવણી સંઘે કરી, તે ઉજવણી અંગે પૂજ્ય ઉપાધ્યાયજી દર્શનસાગરજી મહારાજ પણ પોતાના શિષ્ય સમુદાય સાથે પધારેલ હતા, તેમજ સાધ્વીજી મહારાજ પણ બહોળા ઠાણા સાથે પધારેલ, તે દરેક મુનિવર્યો તથા સાધ્વીજીમહારાજનો પણ આ સ્થળે ઉપકાર માનવામાં આવે છે.

સંઘે ઉજવણીનું કામ મોટા પાયા ઉપર કરવા નિર્ણય કરી અહીંના વતની ઘણા ભાઈઓ મુંબઇમાં ધંધાર્થે વસતા હોવાથી ઉજવણીનો ફાળો એકઠો કરવા સંઘ તરફથી શેઠ ગોવિંદજી કરમચંદ, તથા શેઠ સોમચંદ ચુનીલાલ તથા હું એમ ત્રણ ભાઈને મોકલેલ. મુંબઈમાંના ચાણસ્મા જૈનયુવક મંડળે તથા તેના મંત્રી ચંપકલાલ કેશવલાલે તથા શેઠ સોભાગચંદ મોહનલાલે તથા કેશવલાલ રવચંદભાઈ એમણે પણ સારી જહેમત ઉઠાવી સારો ફાળો એકત્રિત કરવામાં સહયોગ આપ્યો તે બદલ તેમનો ધર્મસ્નેહની અનુમોદના કરીએ છીએ.

અમદાવાદમાં વસતા ભાઇઓએ પણ ફાળામાં સારી મદદ કરી હતી ઉપરાંત ભાઈ બાબુલાલ કેશવલાલ શાહે જે જે વખતે તેમની મદદની જરૂર પડી, તે તે વખતે ખડે પગે ઊભા રહી મદદ કર્યા બદલ તેમને ભૂલી શકતા નથી.

ઉપરાંત અમદાવાદ નિવાસી ધર્મપ્રેમી સદ્ગત શેઠ સારાભાઇ પોપટલાલે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી આ ગ્રંથના પ્રુફો સુધારવા અંગે અને બીજી પણ ઘણી મદદ કર્યા બદલ તેઓ કાળ કરી ગયા હોવાથી તેમના આત્માની શાન્તિ ઇચ્છવા સાથે તેમને અંજલિ આપીએ છીએ.



શેઠ શિવલાલ ફૂલચંદનું પણ નામ આ પ્રસંગે સ્મરણીય છે, કેમકે તેમની પોતાની ઉત્સાહભરી પ્રેરણાથી આ ગ્રંથ તૈયાર થવા પામ્યો છે, ખાસ કરીને ઉજવણી પોતાની હયાતિમાં કરવાની સંપૂર્ણ ભાવના હતી પણ ઉજવણી થતા અગાઉ તેઓ કાળ ધર્મ પામ્યાથી તેમને જે મુરાદ હતી તે પાર પડી નથી તે ઘણું દુખદ થયેલ છે, આપણે તેમના આત્માની શાન્તિ ઇચ્છીએ છીએ, તેમને શ્રદ્ધા અંજલિ આપીએ છીએ

મિતિ સંવત ૨૦૨૪ ના
ભાદરવા સુદ ૧૦
તા ૨–૯–૬૮
**ચાણસ્મા**

લી શ્રી સંઘનો સેવક
**મનસુખલાલ ડાહ્યાચંદ શાહ**
ના બહુમાન પૂર્વકના
પ્રણામ

### અંતરંગ પ્રાર્થના

વીતરાગ! યાચના તુજ પાસે ભવોભવ તુજ શાસન મળજો!
આદિ અનંત ભાગે આતમથી રાગદ્વેષ અળગા ટળજો
કાળ અનંતો દુખ દેનારા કર્મો આઠ મારા બળજો
સમ્યગ દર્શન જ્ઞાન ચરણના યૂથ મને આવી મળજો

× × ×

આ સંસાર નહાવને ભવકૂપે ભૂલો પડી હું ભમ્યો
અંધારુ ઘનઘોર છે દશદિશે ક્યારે અમે નિર્ગમુ
આવો એક જ તેજ રેખ ભગવંત સન્માર્ગને શોધવા
તો છોડુ નવ નાથ! સાથ કદિએ સંસાર પારે જવા

× × ×

શું........?

કેમ.........??

શા માટે.........???

• સંપાદકીય વક્તવ્ય :

પરમોપકારી પંચપરમેષ્ઠીઓની અસીમ કૃપાથી ચાણસ્મા જૈન શ્રી સંઘની ઇચ્છાનુસાર પૂ. તારકવર્ય ગુરુદેવશ્રીની આજ્ઞાને મૂર્ત સ્વરૂપ આપવા રૂપ પ્રસ્તુત સ્મારક ગ્રંથ તૈયાર કરવામાં નિમિત્ત ભૂત બનવાનું સૌભાગ્ય આ પંક્તિઓના લેખકને પ્રાપ્ત થયુ છે.

તેથી પ્રસ્તુત ગ્રંથની સંયોજના અને સંકલના કાર્ય સંબંધી થોડીક માહિતી અવસર પ્રાપ્ત હોઈ રજૂ કરાય છે.

વિ. સં. ૨૦૧૯ના ફાગણની વાત છે કે

પૂ. તારકવર્ય ઉપાધ્યાય ભગવંતશ્રી ગુરુદેવ સાથે ચાણસ્મા આવવાનું થતાં વિ. સં. ૨૦૨૨માં શ્રી ભટેવા પાર્શ્વપ્રભુને વર્તમાન જિનાલયમાં પ્રતિષ્ઠિત થયાને ૧૫૦ વર્ષ પુરા થતા હોઈ તે નિમિત્તે ભવ્ય મહોત્સવ ઉજવવાની વાત શ્રી સંઘે રજુ કરી, તેમજ તે પ્રસંગે ધર્મપ્રેમી **શ્રી મનસુખભાઈ ડાહ્યાચંદ શાહે શ્રી ભટેવા પાર્શ્વ પ્રભુજીને** લગતી જૂની માહિતીઓ અનેક સ્થળેથી ભેગી કરેલી તે બધી સંકલિત કરી બાળજીવેને શ્રી ભટેવાજીના અદ્ભુત મહિમાનો ખ્યાલ આવે તેવી નાની પુસ્તિકા પ્રકાશિત કરવાનો વિચાર સંઘના અગ્રગણ્ય શ્રાવકોએ પૂ. ગુરુદેવ આગળ રજૂ કર્યો.

તદનુસાર પૂ. ગુરુદેવશ્રીએ દહેરાસરના ૧૫૦ વર્ષની સાલગીરીની ઉજવણી પ્રસંગે શ્રી ભટેવાજીના ઇતિહાસને સુવ્યવસ્થિત રૂપે પ્રકાશિત કરવાના સૂચનના આધારે પ્રસ્તુત સ્મારક ગ્રંથની યોજના જિનશાસનની પદ્ધતિને અનુરૂપ ન હોવા છતાં આ બહાને શ્રી ભટેવાજી પ્રભુના અને શ્રી પાર્શ્વનાથ પ્રભુના વિવિધલક્ષી સંશોધનપૂર્ણ નિબંધો તૈયાર કરવા–કરાવવા ઘણી જાણકારી

વધશે એ લોભથી હૃદયથી સ્મારક ગ્રથની પ્રવૃત્તિને જમાનાશાહી અને નવાયુગની પ્રવૃત્તિ માનવા છતા વ્યવસ્થિત તૈયાર કરી પૂ ગુરૂદેવ સામે પ્રસ્તુત કરી શ્રી સઘે પણ "સારામા સહુનો સાથ"ના આધારે વધાવી લીધી

તે યોજનામા પાચ વિભાગ રાખ્યા હતા

પ્રથમ વિભાગમા શ્રી ભટેવાજી પ્રભુજીને લગતી માહિતીનુ આલેખન.

દ્વિતીય વિભાગમા શ્રી પાર્શ્વનાથ પ્રભુને લગતી અવનવી માહિતીઓનું આલેખન

તૃતીય વિભાગમા ચાણસ્મા સઘનો ધાર્મિક પરિચય

ચતુર્થ વિભાગમા શ્રી ભટેવાજી પ્રભુના દહેરાસરનો બાહ્ય-અભ્યતર સર્વાગીણ પરિચય

પચમ વિભાગમા જિનશાસન-તત્ત્વજ્ઞાન વિશુદ્ધ પરપરા આદિને લગતા અન્ય વિદ્વાનોના લેખોનુ સકલન

આ મુજબના પાચ વિભાગોની યોજનાના માળખાથી તે વખતે શ્રી સઘના ઘણા સુજ્ઞ ભાવિકોના હૈયા ભવિષ્યમા તૈયાર થનારા વિશિષ્ટ સ્મારક ગ્રથના સ્વપ્નને નિહાળી આનદિત બન્યા હતા

વિ સ ૨૦૨૦ ના શિરોહી ચાતુર્માસમા ચાણસ્મા સઘના આગેવાનોએ આવી સ્મારક ગ્રથની યોજનાને છેવટનુ રૂપ આપી તદ્યોગ્ય સામગ્રી સકલિત કરવાનું શરૂ કરાવ્યુ

તે પ્રમાણે શિરોહીના પુરાતત્ત્વ મદિરની પ્રાચીન ૬૦૦ ધાતુની મૂર્તિઓમાથી મહત્ત્વની ૧૫-૨૦ પ્રતિમાજીઓના ફોટોગ્રાફ્સ અને શિલાલેખોથી કાર્યનો મગળ પ્રારભ થયો

ત્યારબાદ વિ સ ૨૦૨૧ માહમહિને સ્મારક ગ્રથની પાચ વિભાગની યોજનાનુ પરિપત્ર છપાવીને અનેક વિદ્વાન મુનિરાજો જૈનગૃહસ્થોને મોકલવામા આવ્યું અને લેખોની માગણી કરવામા આવી

તદનુસાર પ્રથમ-દ્વિતીય અને પચમ વિભાગને લગતા લેખો આવવા માડયા

વિ સ ૨૦૨૨ના ફાગણમા ચાણસ્મા પૂ ગુરુદેવ સાથે આવવાનું થત

વિ. સં. ૨૦૨૩ના ફાગણ સુદ ૩ દિને ઉજવણી કરવાનું નક્કી થતાં સ્મારક ગ્રંથ ઝડપથી તૈયાર કરવાની વાત શ્રી સંઘ તરફથી મુકાઈ.

સંયોગોની અનુકૂળતા પ્રમાણે ૨૦૨૧ની પાલણપુર ચૈત્રી ઓળી પછી કરબટીયાનો ઓચ્છવ કરાવી હિંમતનગર મુકામે પૂ. ગુરૂદેવની આજ્ઞા પ્રમાણે સ્મારક ગ્રંથ ઝડપથી તૈયાર થવાનો નિર્ણય ત્રીજા-ચોથા વિભાગની સામગ્રીનો કાચો ખરડો તૈયાર કરવા માટે ચાણસ્મા આવી ૮ દિવસમાં દહેરાસર અને બીજી ઉપયોગી સામગ્રીના ફોટા તેમજ જરૂરી દસ્તાવેજી સામગ્રી આદિ બધી માહિતી મેળવી.

વિ. સં. ૨૦૨૨ના ચાતુર્માસમાં અમદાવાદના વસંત પ્રેસમાં ધર્મપ્રેમી **સ્વ. શેઠશ્રી સારાભાઈ પોપટલાલ ગજરાવાળા,** અને ચાણસ્માના શેઠશ્રી મનસુખલાલ ડાહ્યાચંદ શાહની દેખરેખ તળે સ્મારક ગ્રંથનું મુદ્રણ કાર્ય શરૂ થયુ.

આગાઢ કારણોથી વિ. સં. ૨૦૨૩ ના ફાગણમાં ઉજવણી સ્થગિત રહી, છતાં સ્મારકગ્રંથનું મુદ્રણકાર્ય ધમધોકાર ચાલુ રહ્યું.

છેવટે વિ. સં. ૨૦૨૪ ના માહ મહિને વેજલપુર આગમ વાચના પ્રસંગે ચાણસ્મા સંઘના આગેવાનોએ આવી વિ.સં. ૨૦૨૪ ના વૈશાખ સુ. ૩ (ભટેવાજી પ્રભુની પ્રથમ પ્રતિષ્ઠાના દિવસે) ઉજવણીનુ નક્કી કરી પૂ. ગુરૂદેવ આદિને ચાણસ્મા પધારવા આગ્રહભરી વિનંતિ કરી.

તદનુસાર ચાલુ વર્ષના ચૈત્ર વ. ૧૦ થી મોટો ઓચ્છવ ધામધૂમથી શરૂ થયેલ, ભવ્ય આમંત્રણ પત્રિકા દ્વારા ૧૩ દિવસનો ભવ્ય કાર્યક્રમ જાહેર કરવામાં આવ્યો. ચાણસ્માના બહારગામ મુંબઈ, અમદાવાદ, ભિવંડી, પૂના આદિ સ્થળોએ વસતાં સેંકડો કુટુંબો પણ આ પ્રસંગે ઉમંગભેર આવ્યા હતાં.

દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણ ખાતું, આંબિલખાતું આદિમાં સારી આવક થઈ.

વૈ. સુ. ૩ ના મંગળદિને ધામધૂમ પૂર્વક સ્મારક ગ્રંથની (કેટલીક અનિવાર્ય પરિસ્થિતિના કારણે સ્મારક ગ્રંથ સંપૂર્ણ તૈયાર ન થવાથી) ચાર વિભાગનો પૂર્વાર્ધ તૈયાર કરી કામચલાઉ અગ્યાર ગ્રંથો બંધાવરાવી) પ્રકાશન વિધિ ઉમંગભેર કરવામાં આવી.

ત્યારબાદ ઝડપથી ગ્રંથના પાચમા વિભાગને ઉત્તરાર્દ્ધરૂપે રાખી છપાવીને વ્યવસ્થિતપણે તે તે લેખને લગતા ફોટાઓ ગોઠવી આ ગ્રંથને સર્વાગસુદર બનાવવા પ્રયત્ન થયો છે

આ ગ્રંથને તૈયાર કરવામા ધાર્યા કરતા ઘણો સમય થયો છે તેથી ચાણસ્મા સંઘના કેટલાક ભાવિકોના હૈયા દુભાયા પણ છે અનિવાર્ય સંજોગો આગળ લાચારી હોઈ આ પ્રસંગે સહુની હાર્દિક ક્ષમા માગવા સિવાય કોઈ ઉપાય નથી

પ્રસ્તુત ગ્રંથના નિર્માણકાર્યમા ઘણી ઘણી વ્યક્તિનો સહકાર સાંપડ્યો છે તે બધાનુ આ પ્રસંગે કૃતજ્ઞતા પૂર્વક હાર્દિક અનુમોદના સાથે સ્મરણ કરૂ છુ ખાસ કરીને નીચેની વ્યક્તિઓનો સહયોગ અવિસ્મરણીય રહેશે

* સૌ પ્રથમ પૂ૦ આરાધ્યપાદ **તારકવર્ય ગુરુદેવશ્રી**

જેઓના મંગલ આશીર્વાદથી જ શક્તિ અને સાધનની માત્રા નહીવત્ છતા આવા ભગીરથ કાર્યની પૂર્ણતા થવા પામી છે

* સહૃદયી કર્મગ્રંથાદિ-વિચારચતુર પૂ૦ ધર્મસ્નેહી મુનિરત્ન **શ્રી ન્યૂચૉદય સાગરજી મ૦**

જેમણે કે અવાર-નવાર અનેક ઉપયોગી સૂચનો કરી ગ્રંથને સમૃદ્ધ બનાવ્યો છે તથા મારા અતિઆગ્રહને માન આપી પોતે ભગવતીજીના આગાઢ યોગમા છતા નાજુક તબિયતે પણ "પ્રવેશક" લખી મોકલવા કૃપા દાખવી છે

* પૂજ્યપાદ તીર્થોદ્ધારક સ્વ૦ આ૦ **શ્રી વિજયનેમિ સૂરીશ્વરજીમ૦** ના પટ્ટાવતંસ શાસન પ્રભાવક પીયૂષપાણિ પૂ૦ આ૦ **શ્રી અમૃતસૂરીશ્વરજીમ૦** ના શિષ્ય રત્ન પૂ૦ સ્વ૦ પં૦ **શ્રી પુણ્યવિજયજીમ૦** ના પટ્ટ વિનેય અનેક શાસ્ત્ર વિશારદ પૂ૦ આ૦ **શ્રી ધર્મધુરંધરસૂરીશ્વરજીમ૦**

જેઓએ પોતાના અનેક કાર્યોમાથી સમય કાઢી મારી ઇચ્છાને માન આપી ટૂંકુ પણ માર્મિક "ઉદ્ઘાટન" લખી આપ્યુ છે

**પૂ૦ વિદ્વદ્વર્ય બાલમુનિશ્રી ધુરંધર વિજયજી મ૦**

જેઓ કે શ્રીનમસ્કારમહામંત્ર-ધ્યાનયોગી, સૂક્ષ્મ તત્ત્વચિંતક, પૂ૦ પં૦ **શ્રી ભદ્રંકર વિજયજીમ૦**ના શિષ્ય શ્રી પૂ૦ મુનિશ્રી **મહાયશવિજયજી મ૦**ના શિષ્યરત્ન છે



તેમાં પણ ખાસ કરીને આખા સ્મારકગ્રંથના પ્રાણરૂપ સુંદર છપાઈ વ્યવસ્થિત ગોઠવણી, ફોટાઓની સુંદર સંકલના આદિ અનેક મહત્ત્વપૂર્ણ જવાબદારીઓ સાથે પ્રૂફરીડિંગની મોટી મુશ્કેલીમાં મને અપૂર્વ સહાય કરનાર **ધર્મપ્રેમી શેઠ શ્રી સારાભાઈ પોપટલાલ ગજરાવાળા** (જેઓ હાલમાં શ્રા૦ વ૦ ૧ શુકવારે રાત્રે ૧૨-૪૫ વાગે હાર્ટફેલ થવાથી આકસ્મિક રીતે સ્વર્ગવાસી થયા)ના ધર્મસ્નેહભર્યા સહકારની કૃતજ્ઞતાભાવે જેટલી અનુમોદના કરાય તેટલી ઓછી છે.

આ પ્રસંગે તેઓના ગુણાનુરાગ, સાધુભક્તિ, શાસનના કાર્યો કરવાની ધગશભરી ચીવટ આદિ ગુણોને શ્રદ્ધાંજલિ આપું છું. અસ્તુ.

પ્રસ્તુત ગ્રંથમાં પૂર્વાર્દ્ધના અંત ભાગે (પા૦ ૩૯૯ થી ૪૦૦) જે વિગત છે. અને ગૃહસ્થોના ફોટાઓ તથા તેની નીચે જે લખાણ છે. તે સંબંધી મારો અંગત ઉગ્ર વિરોધ હતો કે સ્મારક ગ્રંથ જેવી પ્રભુના ગુણાનુવાદભર્યા મહત્ત્વના ગ્રંથોમાં આર્થિક પ્રતિષ્ઠાના આવા ગુણગાન ન શોભે.

છતાં વ્યવસ્થાપકોએ અનિવાર્ય પરિસ્થિતિને વશ થઈ પૂ૦ ગુરૂદેવની સંમતિ મેળવી તે લખાણ અને ફોટાઓ મુકયા છે. ગુરૂઅભિયોગથી વધુ તેમાં કંઈ કહેવાની પરિસ્થિતિ ન હોઈ મારે ચલાવી લેવું પડયું છે. પણ સુજ્ઞ વિચારકોના મત પ્રમાણે સુવિહિત પરંપરાનુસાર આ વ્યાજબી નથી થયુ એમ સખેદ દુખાતા દિલે આ સ્થળે નોંધ કરૂં છું.

છેવટે પ્રસ્તુત ગ્રંથ તૈયાર કરવામાં ઘણી અગવડો, પ્રતિકૂળતાઓ આવી તે બધા કારણે ધાર્યા કરતાં ઘણું મોડું થયું, તે બદલ ચાણસ્માના સંઘની કેટલીક વ્યક્તિઓને થયેલ મનદુઃખ બદલ હાર્દિક મિથ્યાદુષ્કૃત જાહેર કરૂં છું.

દેવગુરૂકૃપાએ વિવિધ અહોળાઈ ભર્યા સાધનો મેળવીને દરેક વિગતો રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે. છતાં છદ્મસ્થ સુલભ પ્રમાદ, મતિમંદતા કે ક્ષયોપશમની વિચિત્રતાથી સમજફેરના કારણે જિનાજ્ઞા, પંચાંગી, આગમ અને સુવિહિત પરંપરાથી વિરૂદ્ધ જે કઈ આ ગ્રંથમાં રજુ થયુ હોય તે સંબંધી ચતુર્વિધ સંઘ સમક્ષ ત્રિવિધે મિથ્યાદુષ્કૃત આપું છું.

વિવેકી વાચકો હ સક્ષીરન્યાયે પ્રસ્તુત ગ્રંથમાની વિગતોને યથાયોગ્ય રીતે સમજી વિચારી આત્મશુદ્ધિના કાર્યમા યોગ્ય સહકાર મેળવે અને જગતના જીવમાત્ર કર્મોના બંધનમાથી મુક્ત થવાની આદર્શ ભાવના સુદૃઢ રીતે કેળવી પરંપરાએ અવિચલ પરમપદ અવ્યાબાધ સ્થાનને પામો, એ મંગળ અભિલાષા

લી૦

વીર નિ૦ સં૦ ૨૪૯૯ વિ૦ સં૦ ૨૦૨૪
શ્રા૦ વ૦ ૮ શુક્ર–
શ્રી ભટેવા પાર્શ્વનાથતીર્થ
ચાણસ્મા (વાયા મહેસાણા) (ઉ ગુ)

પૂ ઉપાધ્યાય શાસન સુભટ
તપસ્વી ગુરુદેવશ્રી ધર્મસાગરજી મ.
ચરણોપાસક
અભયસાગર

### અંતરની પ્રાર્થના

આવી ઉભો છુ દ્વારે, પ્રભુ! દર્શન દેશો ક્યારે?
અંતરની અભિલાષા, પ્રભુ! પુરી કરશો ક્યારે?

× × ×

સળગી રહ્યો છુ આજે, સંસાર કેરા તાપે।
શીતળ તમારી છાયા, પ્રભુ! મુજને મળશે ક્યારે? ॥

× × ×

ભક્તિ કરી ના ભાવે, શક્તિ વૃથા ગુમાવી।
લાધી ન મુક્તિ મુજને, પ્રભુ! શરણે આવીશ ક્યારે? ॥

# 卐 પ્ર વે શ ક 卐

પૂજ્યપાદ, આગમવાચના દાતા, ધ્યાનસ્થ સ્વર્ગસ્થ, આગમોદ્ધારક આ૦
**શ્રી આનંદસાગરસૂરીશ્વર શિષ્યરત્ન**
વિદ્વદ્વર્ય, કર્મગ્રંથાદિવિચાર ચતુર પૂ૦ **મુનિરાજશ્રી સૂર્યોદયસાગરજીમ૦**

**सारमेतन्मया लब्धं, श्रुताब्धेरवगाहनात् ।**
**भक्तिः भागवती पुंसां, परमानन्ददायिनी ॥**

**"પરમોપકારી શ્રી તીર્થંકર પ્રભુની ભક્તિ ખરેખર સર્વોચ્ચ કોટિના આનંદનું કારણ છે.**

**વળી અપાર અનંત શ્રુતજ્ઞાનરૂપ સમુદ્રના અવગાહનના પરિણામે મેળવેલું સારભૂત સત્ય શ્રી વીતરાગ પ્રભુની ભક્તિ છે."**

ઉપર પ્રમાણેના અનુભવ સત્યનો પ્રઘોષ સમર્થ શ્રુતધર **પૂ૦ ઉપા૦ શ્રી યશોવિજયજીમ૦** શ્રીએ **દ્વાત્રિંશિંકા** ગ્રંથમાં કર્યો છે.

ખરેખર ! પરમોત્કૃષ્ટ વૈભવ પરિપૂર્ણ દેવો પણ જેની ઝંખના કરે તેવા મનુષ્યભવને સાર્થક કરવાનો કોઈપણ સફળ ઉપાય હોય તો વીતરાગ પ્રભુની ભક્તિ જ છે.

તે ભક્તિ બે રીતની—દ્રવ્યથી અને ભાવથી, **દ્રવ્યભક્તિ** એટલે બાહ્ય-સાધન–સામગ્રીને સાપેક્ષ રહી સંસ્કારોની જંજાળમાં ગુંથાયેલ અંતરને વિવેક અને નિષ્ઠાના સફળ સહકાર બળે મુક્ત કરવાની આદર્શ પ્રક્રિયા રૂપ પંચપ્રકારી, અષ્ટ પ્રકારી, સત્તરભેદી, એકવીશ પ્રકારી અને સત્તાવીશ કે એકસોઆઠ પ્રકારી પૂજા પદ્ધતિ.

મુખ્યત્વે શ્રાવકો માટે આ પૂજાનું વિધાન છે.

**ભાવભક્તિ** એટલે દ્રવ્યભક્તિની સફળ આરાધનાના પરિણામે થયેલ મોહના સંસ્કારોના ક્ષયોપશમના આધારે શ્રી તીર્થંકર ભગવંતોની **"सव्वे पाणा**

ण हन्तव्वा" आદि આજ્ઞાને સફળપણે લક્ષ્યમા લઈ તદનુરૂપ જીવન જીવવા રૂપે સર્વવિરતિ કે દેશવિરતિના અખડ નિરાબાધ પાલન માટેની સક્રિયતા

મુખ્યત્વે સાધુઓ માટે ભાવપૂજાનો અધિકાર છે

ટૂકમા ભાવાર્થ એ થયો કે શ્રી વીતરાગપ્રભુની "સર્વથા પ્રાણાતિપાત વિરમણ સબધી આજ્ઞાને જીવનમા મૂર્તસ્વરૂપ આપવા માટે સક્રિયતા તે ભાવભક્તિ

જિનશાસનની ગુરુનિશ્રા અને વિવેકપૂર્વક આરાધના કરનાર પુણ્યાત્મા યથાયોગ્ય રીતે આ બન્ને ભક્તિઓને ગૌણ–મુખ્યભાવે સાપેક્ષપણે જીવનનુ પ્રધાન કર્તવ્યરૂપ માને જ !

પ્રસ્તુત ગ્રથનું પ્રકાશન પણ શ્રાવકોચિત દ્રવ્યભક્તિ રૂપ દહેરાસરની ૧૫૦ વર્ષની ઉજવણી પ્રસગની અનુમોદના રૂપે છે

વળી આ નિમિત્તે જે વીતરાગપ્રભુની નિશ્રામા ચાણસ્માનો સઘ વર્ષોથી ધર્મની સફળ આરાધના કરી રહેલ છે તે શ્રી ભટેવાપાર્શ્વ પ્રભુના વિવિધ સ્તોત્રો, સ્તવનો આદિ સાહિત્યનુ તથા શ્રી ભટેવાદાદાને લગતી હકીકતોનું સ્વરૂપ દર્શન યથાયોગ્ય રીતે પ્રાપ્ત થયુ હોય તો અલ્પજ્ઞ પુણ્યાત્મા પણ પ્રભુભક્તિમા વધુ તન્મયતા મેળવી શકે

તે જ પ્રમાણે શ્રી પાર્શ્વપ્રભુને લગતી માહિતીઓ પણ **"एगम्मि पूइयम्मि सव्वे ते पूइया हुति"** આર્ષ વાકયાનુસાર શ્રી ભટેવાદાદાની પૂજા ઉપાસનાથી કેવુ વિશાળ ફળ મેળવી શકાય ? તે હેતુથી શ્રી પાર્શ્વનાથ પ્રભુને લગતી અનેક મહત્ત્વપૂર્ણ બાબતો પણ આ ગ્રથમા છે

તથા શ્રી ભટેવાદાદાની નિશ્રામા ધર્મઆરાધનાના માર્ગે સફળ પુનિત પ્રયાણ કરનાર શ્રી સઘની બાહ્યાભ્યતર રૂપરેખા જાણવાથી શ્રી વીતરાગ પ્રભુના શાસનની સાર્વત્રિક સફળતા જણાય, તેથી ચાણસ્મા શ્રી સઘના ધાર્મિક સ્વરૂપનું પણ આલેખન આ ગ્રથમા છે

વળી જે દહેરાસરની ૧૫૨ વર્ષની ઉજવણી પ્રસગે આ ગ્રથનુ પ્રકાશન થાય છે તે દસેરાસરને લગતી ઝીણવટભરી માહિતીઓ પણ દહેરાસરના નિર્માણ અને સરક્ષણના કાર્યમા સહયોગ આપનારાઓની ધર્મભાવનાના પરિચયને આપનાગી સમજી પ્રસ્તુત ગ્રથના ચોથા વિભાગમા સકલિત કરી છે

પ્રસ્તુત ગ્રંથ પ્રકાશન દ્રવ્યભક્તિના પ્રતીકરૂપ છતાં ભાવ ભક્તિરૂપ વીતરાગ પ્રભુની આજ્ઞાને લક્ષ્યમાં સ્થિર રાખવા માટે ઉત્તરાર્દ્ધમાં શ્રી જિનશાસનની માર્મિકતા અને લોકોત્તરતા સમજાવનારા વિવિધ લેખો પૂજ્યપાદ શ્રમણ ભગવંતો અને વિદ્વાન ગૃહસ્થોના સંકલિત કર્યા છે.

એકંદરે આખો ગ્રંથ સાધુ–શ્રાવકના આદર્શ–કર્તવ્યરૂપ ભાવભક્તિના પ્રધાન લક્ષ્યને પ્રાપ્ત કરાવનાર વિવિધ માહિતીઓથી ભરપૂર છે.

આ રીતે પ્રસ્તુત ગ્રંથનું આછું બાહ્યદર્શન થયુ. હવે તેના અંતરંગ પરિચયની દિશામાં જરા ડોકીયુ કરીએ!

આ ગ્રંથમાં બે વિભાગ છે.

### પૂર્વાર્દ્ધ–ઉત્તરાર્દ્ધ

પૂર્વાર્દ્ધમાં શરૂઆતમાં (પા. ૧ થી ૬૪) વિવિધ પ્રાચીન હ. લિ. જ્ઞાન ભંડારોમાંથી પ્રયત્ન પૂર્વક સંશોધનના પરિણામે શ્રી ભટેવાજીને લગતી માહિતીઓ અને ગુણાનુવાદ સ્તુતિથી ભરપૂર વિવિધ સ્તોત્રો, સ્તવનો, રાસ અને લાવણી વિગેરેનો સુંદર સંગ્રહ છે.

પછી ચાર વિભાગ છે.

જેમાં પ્રથમ વિભાગ પા. ૬૫ થી ૧૧૬ માં નીચે મુજબના લેખો ખાસ મહત્વના છે.

આ લેખમા ખૂબ ખત ભરી મહેનત સાથે વિવિધ પ્રાચીન ભડારોની ૩૨ પ્રતો સામે રાખી શ્રી પાર્શ્વનાથ પ્રભુના વિવિધ નામોનુ સકલન કર્યું છે

પછી ત્રીજા વિભાગ (૨૩૭ થી ૩૫૨)માં નીચે મુજબના લેખો મહત્ત્વના છે.



પછી ચોથા વિભાગ (૩૫૩ થી ૩૯૮)માં નીચે મુજબના લેખો મહત્ત્વના છે.

આ રીતે પ્રસ્તુત સ્મારક ગ્રંથ માર્મિક વિચારપૂર્ણ લેખોના વૈવિધ્ય દૃષ્ટિએ અતિમહત્ત્વનો છે.

વીતરાગ પરમાત્માના શાસનમાં આરાધકભાવ મહત્ત્વની વસ્તુ છે. તેનું ઘડતર કરવા માટે મોહના સંસ્કારોના હ્રાસની જરૂર છે, તે માટે વીતરાગ પરમાત્માની ભક્તિના હાર્દને સમજીને આત્મશુદ્ધિના લક્ષ્ય સાથે આવા ગ્રંથોનું ગુરૂગમથી અધ્યયન-મનન આદિ કરવાની આવશ્યકતા છે.

વળી આ ગ્રંથમાં સ્થળે સ્થળે પ્રસંગાનુરૂપ ચિત્રોની વિવિધતા પણ ધ્યાન ખેંચે છે.

શ્રી પાર્શ્વનાથ પ્રભુના તેમજ પ્રાચીન કલામય ધાતુમુર્તિઓના દુર્લભ ચિત્રો આ ગ્રંથમાં પ્રથમવાર જ પ્રગટ થાય છે.

ચાણસ્મા જ્ઞાનભંડારમાં સુરક્ષિત **શ્રી સીમંધર શોભાતરંગ** પ્રતના સોનેરી ચિત્રોમાંના થોડાક ચિત્રો પ્રાચીન સાહિત્યની દ્રષ્ટિએ દુર્લભ છે. તે પણ આ ગ્રંથમાં રજુ થયા છે. તે આનંદની વાત છે.

એકંદરે શ્રી વીતરાગપ્રભુની સર્વસાવદ્ય-વ્યાપારત્યાગની આજ્ઞાના ઉચ્ચતર પંથે ધપવારૂપની ભાવઆજ્ઞાની પૂર્વભૂમિકાના ઘડતર માટે શ્રાવક જીવનની શોભારૂપ દેશવિરતિના પગથારે સફળ રીતે ટકી રહેવા માટે ઘણી સામગ્રી આ ગ્રંથ પૂરી પાડે છે.

ચાણસ્માના જૈન શ્રી સઘે આવા મહત્ત્વપૂર્ણ વૈવિધ્ય અને જીવનોપયોગી લેખોથી સમૃદ્ધ સ્મારક ગ્રથ પ્રકાશનની યોજના દહેરાસરની દોઢસો વર્ષની સાલગીરીની ઉજવણી પ્રસગે હાથ ધરીને આરાધક પુણ્યાત્માઓના હૈયામા જિનશાસનની મહત્તાનું ચિરસ્થાઈ પ્રતિબિંબ પાડવાનુ પુણ્ય કાર્ય કર્યું છે તે ખરેખર અભિનદનીય છે

પ્રાન્તે ચતુર્વિધ શ્રીસઘ પ્રસ્તુત ગ્રથમા રજુ થયેલ સામગ્રીને યથાયોગ્ય રીતે સ્વપર હિતના કાર્યમા પ્રયોજી શાસન-ધર્મની સફળ પ્રભાવના કરનારા બનો એ મગળ અભિલાષા

વીર નિ૦ સ૦ ૨૪૯૪
વિ૦સ૦ ૨૦૨૪
આગમો સ૦ ૧૯
શ્રા૦ સુ૦ ૫
મીઠાભાઈ ગુલાલચદ
જૈન ઉપાશ્રય
દલાલવાડા
મુ૦ કપડવજ
(જિ ખેડા)

લી
પૂ૦ આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત
આચાર્યદેવપદપદ્મમધુપ
મુનિ સૂર્યોદયસાગર

## અતરની પ્રાર્થના

દષ્ટિ ના દૂર પહોચે, સૃષ્ટિ તો શૂન્ય ભાસે।
અધારા ગાઢ ઉરના, પ્રભુ! દૂર કરીશ ક્યારે?

× × ×

ભવોભવ ભમી ભમી ને, આવ્યો છુ તારે શરણે।
સૂના જ મારા જીવનમા, પ્રભુ! આવી મળશો ક્યારે?॥



ૐ હ્રીઁ અર્હં નમઃ

# ઉદ્‌ઘાટન

**શ્રી પાર્શ્વનાથ પ્રભુ** વર્તમાન ચોવીશીમાં ત્રેવીશમા તીર્થંકર છે. તેમનું 'પુરુષાદાનીય' એ વિશેષણ ખૂબ જ પ્રતીતિકર છે. આદેય – એ એક નામ-કર્મની શુભ પ્રકૃતિ છે. એ પ્રકૃતિનો ઉદય વર્તમાન કાળ ઉપર અસર કરે છે પણ ભૂત–ભવિષ્ય કાળ ઉપર પણ અસર કરે છે ચરિતાનુયોગને આધારે ગઈ ચોવીશીથી આરંભીને વર્તમાન કાળ સુધી તો ત્રણે લોકમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુનું નામ અખંડિતપણે લેવાય છે. ભવિષ્યમાં આવતી ચોવીશી સુધી તે લેવાશે.

શ્રી પાર્શ્વનાથ પ્રભુનું નામ અને પ્રતિમા એ બે વ્યાપક છે. અનેક સ્તોત્રો તેમના નામગર્ભિત રચાયા છે એ સ્તોત્રોનું સાંગોપાંગ સર્વ સાહિત્ય એકઠું કરીને પ્રકાશિત કરવામા આવે તો આશ્ચર્ય પમાડે એવો દળદાર ગ્રંથ થાય.

વળી શ્રી પાર્શ્વ પ્રભુની પ્રતિમાઓ અને તે તે પ્રતિમાઓ અંગેની વાતો એકત્ર કરીને બહાર મૂકવાની વિચારણા પણ અદ્‌ભુત છે. પ્રામાણિકપણે એ કાર્ય કોઈ એક વ્યક્તિ કરવા માટે તૈયાર થાય તો તેને પોતાની જીંદગી ખૂબ જ નાની લાગે. અનેક વિધ બીજી બધી પ્રવૃત્તિઓ બાજુમાં મૂકીને કાર્યમાં મંડી પડે તો પણ લાંબે ગાળે કાંઈક કર્યાનો સંતોષ અનુભવે એવું છે.

પ્રસ્તુત સ્મારક ગ્રન્થ ઉપરોક્ત કથનનુ પ્રમાણભૂત ઉદાહરણ પૂરૂં પાડે એમ છે.

ઉત્તર ગુજરાતમા ચાણસ્મા ગામ છે. તે ગામમાં **શ્રી ભટેવા પાર્શ્વનાથ** ગામના સર્વસ્વભૂત છે.

જે ગામમાં જે પ્રતિમાજી મહારાજ મૂળનાયક સ્વરૂપ હોય તેના ઉપર તે ગામની ઉન્નતિ અવલંબે છે ઉન્નતિના ઉદાત્ત પ્રવાહને ઝીલતાં આવડવું જરૂરી છે. તળાવે જઈને તરસ્યા રહેનાર પણ વિશ્વમાં હોય છે — એ પ્રમાણે પ્રતિમા મહારાજની ઉપાસના કરતાં ન આવડે તો ઉન્નતિ દૂર રહે છે.

શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુનો ભવ્ય ઇતિહાસ આ પુસ્તકમાં છે અને સ્તોત્રાદિ વિપુલ સાહિત્ય પણ છે.



આ મહાકાય સ્મારક ગ્રન્થના પ્રકાશન પછી તેનું દર્શન કરનારા અનેક મહાશયો તેને અનેક દૃષ્ટિબિન્દુથી જોશે વિશ્વમા ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુઓ રહેવાના જ તેમા સવળા દૃષ્ટિબિન્દુથી જોનારા ગમે તેમ જૂએ તો પણ અવળા દૃષ્ટિબિન્દુઓથી જોનારાને લાભ વતો નથી તેઓ કોઈ પણ સાગ કાર્યને સુહૃદભાવે જોઈ શકતા નથી અસુહૃદ્ભાવથી કરાતા નિરીક્ષણો અને પરીક્ષણો કાર્યને ક્ષતિઓથી બચાવી લે છે ને તેથી કાર્ય ઉત્તરોત્તર સુન્દર થતું જાય છે

**यस्य मनो यत्र संलग्नम्** — જેનું જેમા મન વળગ્યુ હોય છે તેમા તે સર્વ પ્રકારે શક્તિ વાપરે છે એટલે આ પ્રકાશનમા કઈ કઈ શક્તિઓ કેટલી ને કેવી રીતે વપરાણી છે? તેની મુધા મીમાસા આમા મન ન હોય એવા જીવો કરે તેથી શુ! એવી વિચારણા કરનારાઓની દશા — કાજી ભાઈ કયો દુબલે તો – સારે ગાંવકી ચિતા — જેવી હોય છે

આ ગ્રન્થથી પ્રધાનપણે ભક્તિયોગ પણ પુષ્ટ થાય એમ છે શ્રદ્ધા એ ભક્તિયોગનુ પ્રધાન અગ છે અને બુદ્ધિ એ જ્ઞાનયોગનુ કોઈ પણ કાર્યનું સાધક પ્રધાન કારણ એક હોય છે અને બીજા સહકારી કારણો હોય છે આ ગ્રન્થના પ્રધાન કારણને તવા સહયોગ આપનાર સર્વને અભિનન્દન પત્ર પુષ્પોની અજલિ આપવા સાથે વિશ્વમા વધતા જતા — સતત વધતા વિષમય પ્રકાશનો વચ્ચે આવા સુધાબિન્દુ સમા સાહિત્યના આસ્વાદ માટે ભવ્ય જીવોને આગ્રહ કરીએ છીએ એ જ

| | |
|---|---|
| સ૦ ૨૦૨૪ના<br>આષાઢ કૃષ્ણાષ્ટમી<br>બુધ | લી વિજયધુરધરસૂરિ<br>શ્રી શત્રુજયવિહાર<br>પાલીતાણા |



## શું.........? ક્યાં... .....?

## સાં * ક * ળી * યું

### શ્રી ભટેવા પાર્શ્વજિનાલય સાર્દ્ધશતાબ્દી સ્મારકગ્રંથ

### પૂર્વાર્દ્ધ — ૧ થી ૪૦૮

**શ્રી ચાણસ્માના ધાર્મિક પરિચય સંબંધી તૃતીય વિભાગ ૨૩૭ થી ૩૫૨**

ધર્મની આરાધનામાં ચિત્ત સમાધિપૂર્વક
આગળ વધારનાર મહામંત્ર

ॐ ह्रीँ श्रीँ क्लीँ अर्हँ

धरणेंद्रपद्मावतीपूजिताय

श्री भटेवापार्श्वनाथाय

नमोनमः

રોજ એકાગ્રચિત્તથી ૧૦૮ જાપ કરવો.

| પાનું | લીટી | શુદ્ધ | પાનું | લીટી | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૨૫ | ૪ | શબ્દનો | ૧૫૬ | ૭ | હતો |
| ૨૫ | ૧૬ | ગુજરાતી | ૧૫૭ | ૧૧ | ખ્યાલ |
| ૨૫ | ૨૭ | પૂજા કરવી | ૧૫૭ | ૨૭ | સંસ્કૃત |
| ૨૬ | ૧૯ | પહેરાવવી ઇ૦ | ૧૫૮ | ૯ | મન |
| ૨૬ | ૨૨ | ઉછાળો સમજવો | ૧૬૦ | ૨૪ | માણસોના |
| ૨૭ | ૨૪ | વર્તી ૨૪ | ૧૬૪ | ૩ | B. ED. |
| ૩૧ | ૨૫ | ૦વાઈ | ૧૬૫ | ૯ | સ્વરૂપને |
| ૩૬ | ૨ | શ્રીઈન્દ્રભૂતિ | ૧૬૫ | ૨૩ | વસ્તુ |
| ૩૭ | ૧૨ | શાસ્ત્રોના | ૧૬૬ | ૨ | હાલતા |
| ૩૮ | ૧૯ | ચલાવવા | ૧૬૬ | ૩ | બતાવેલી |
| ૫૨ | ૨૬ | બચવા | ૧૬૬ | ૮ | best |
| ૫૪ | ૩ | રીતિએ | ૧૬૬ | ૮ | discdses |
| ૫૫ | ૨૬ | શાસનતુ | ૧૬૬ | ૨૦ | પાણી થાય છે |
| ૫૬ | ૩ | આવે | ૧૬૮ | ૧૬ | હતાશ થઇને |
| ૫૬ | ૬ | અનર્થોની | ૧૭૦ | ૭ | સદસ્યોની |
| ૬૩ | ૧૫ | મતાધિકાર | ૧૭૦ | ૧૭ | બાબતો |
| ૬૮ | ૨૪ | સંન્યાસીઓ | ૧૭૦ | ૧૯ | અધ્યયન |
| ૬૯ | ૧૭ | अरिहंताण | ૧૭૧ | ૧ | યાદ છે. |
| ૭૨ | ૧૩ | ધ્યાઈને | ૧૭૧ | ૨૨ | દત્ત |
| ૯૦ | ૧૨ | अक्लिष्ट० | ૧૭૧ | ૨૩ | જણાવે |
| ૧૦૭ | ૧૫ | આત્માને | ૧૭૨ | ૧ | આશ્ચર્ય૦ |
| ૧૧૫ | ૧૮ | પ્રત્યે | ૧૭૨ | ૧૧ | પુનર્જન્મની૦ |
| ૧૨૪ | ૧૪ | હતું | ૧૭૨ | ૧૨ | ખ્યાજખી |
| ૧૩૦ | ૧૪ | ખાંતિવિજયે | ૧૭૫ | ૭ | બંધાવવાની |
| ૧૩૫ | ૧૧ | આસપાસ | ૧૭૭ | ૨૧ | લક્ષ્યમાં |
| ૧૪૦ | ૨૬ | બહાર | ૧૭૭ | ૨૩ | ઊંચા |
| ૧૪૧ | ૧૫ | સૂર્યના | ૧૮૪ | ૧૬ | મંદિર |
| ૧૪૧ | ૧૭ | સ્થાનોનો | ૧૮૪ | ૨૫ | ઊંચી |
| ૧૪૨ | ૪ | ઓછું કરવું નહીં | ૧૮૭ | ૫ | વિજ્ઞાનવાદના |
| ૧૫૨ | ૨૪ | છે, અને ભવિષ્ય૦ | ૧૮૯ | ૧ | પૂના |
| ૧૫૬ | ૧૭ | નિકાલ | ૧૯૬ | ૭ | કેટલીક |

| પાનુ | લીટી | શુદ્ધ | પાનુ | લીટી | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૧૯૬ | ૧૬ | અહિંસા૦ | ૨૧૮ | ૨૩ | માઈલની |
| ૨૦૫ | ૧૩ | ફાગુમાં કરવામાં આવ્યો છે | ૨૧૭ | ૧૩ | ક્ષેત્ર |
| ૨૦૭ | ૧૫ | જ્યોતિક્ષેત્રે | ૨૨૧ | ૧૩ | મૂડી |
| ૨૦૮ | ૧૧ | ઉદાસીનના | ૨૨૫ | ૨ | તરફ |
| ૨૧૧ | ૧૦ | નિર્ભય | ૨૨૬ | ૯ | ઉપજાવનારી |
| ૨૧૫ | ૫ | ઉપરથી | ૨૨૮ | ૫ | પશ્ચિમમાં |
| ૨૧૮ | ૧૨ | આવી | ૨૩૧ | ૨ | ફેરફિર છે અને ફેરફેર |

# સંપાદકીય પૂર્તિ

(૧) ૧૭૪ થી ૧૭૭ સુધી જે વિગત છે તે શાંતિદાસ શેઠ ( અમદાવાદના-નગરશેઠ ) ને લગતી હોવાનું પાછળથી જાણવા મળ્યુ છે

(૨) પા ૩૨૮ પ ૨૩
વિ સ ૧૯૯૫મા પૂ પ સુમતિવિજયજીમ ગણીવરની નિશ્રામા ઉપધાન તપની આરાધના થયેલી હતી

(૩) પા ૩૨૯ લીટી ૩
પૂ ઉપા ગુરુદેવશ્રી ધર્મસાગરજીમ શ્રીની પ્રેરણાથી ચાલુ વર્ષે (વિ સ ૨૦૨૪ના આસો સુદ ૧૪થી ) ખૂબ ઉમગ અને ઉત્સાહથી ૨૨૭ આરાધકોને ઉપધાનતપ કરાવવાનો મગળકારી લાભ લીધો છે

(૪) પા ૩૨૯ લી ૨૭મા જે પાલીતાણાના સઘનું વર્ણન છે તે રેખેથી કાઢેલ (છરી પાળતો નથી) તેથી તે સઘની વિગત પા ૩૩૧ પ ૮ પછી સમજવી

(૫) પા ૩૬૬ પ ૧૦ પછી
મૂળ નાયક અને ડાબા ગભારા વચ્ચે પબાસણ ઉપર શ્રી ઋષભદેવ પ્રભુ (ચૈત્ન)ઉ સુદર જિનબિબ છે

ઉત્તરાર્ધ

(૧) પા ૨૬ પ ૧૩ પછી નીચે મુજબની ગાથાનો અર્થ ઉમેરવો ,-, ગાથાનો અર્થ નીચે મુજબ જાણવો

"ઉપધિ=પરભાવના ત્યાગરૂપ ભૂષણનો ત્યાગ જાણવો આત્મ સ્વ-ભાવના વિકાસરૂપ ભૂષણનું પહેરવાપણું જાણવું. ॥૮॥

વિષય-કષાયાગ્નિની શાંતિ તે ચંદનનું વિલેપન અથવા નિયાણાનો ત્યાગ, જીવાદિ નવ પદાર્થોની શ્રદ્ધા કે નવવિધ બ્રહ્મચર્યની શુદ્ધિ તે ચંદનનું વિલેપન જાણવું

(૨) પા. ૧૦૩ પં. ૨૨ થી ૨૬

આ ફકરામાં લખાયેલી વિગત તટસ્થ વિચારકતાની દૃષ્ટિએ બરાબર નથી. લેખકના વ્યક્તિગત વિચાર છે. બાળજીવોને બુદ્ધિભ્રમ થાય તેવું લખાણ છે. તેથી સુજ્ઞ વાચકોએ આ ફકરાને નહિવત્ ગણવો.

(૩) પા. ૧૦૪ પં. ૩

લેખકની વિચારધારા અહીં વિકૃત લાગે છે

## પ્રકાશકીય પૂર્તિ

(૧) પા. ૩૩૪ થી ૩૫૧ સુધી "ચાણસ્માનો જ્ઞાનભંડાર" શીર્ષક તળે જે મહત્ત્વપૂર્ણ વિગતો આપી છે. તે બધી જ્ઞાનભંડારની સુવ્યવસ્થિત લાગણી પૂર્વકની દેખરેખ કરનાર સ્વ. શેઠ હઠીસંગ ખૂબચંદની જાતમહેનત ભરી કાળજી અને ચીવટભરી ચોક્કસાઇને આભારી છે.

આ પ્રસંગે ઘરના કામ કરતાં પણ ઝવેરાતની જેમ હ. લિ. પ્રતિઓના સંરક્ષણમાં વધુ માનનારા હઠીભાઇની અપૂર્વ શ્રુતગત ભક્તિની ગુણાનુરાગભરી અનુમોદના કરવામાં આવે છે.

હઠીભાઇનો જન્મ વિ. સં. ૧૯૫૯ ચૈત્ર સુદ ૮ થયેલ અને સ્વર્ગવાસ વિ. સં. ૨૦૨૩ શ્રાવણ વદ ૮ના રોજ થયો.

સ્વર્ગસ્થ પુણ્યાત્મા હાર્દિક ધર્મપ્રેમથી રંગાયેલા હતા, છેલ્લા ઘણાં વર્ષોથી ભટેવાજી દાદાનો પ્રક્ષાલ અંગલૂછણા પૂજા આદિનુ બધું કાર્ય જાતમહેનતથી કરતા હતા અને વર્ષોથી તેમની આ પૂજા-ભક્તિ શ્રી સંઘની અનેક વ્યક્તિઓને આદર્શરૂપ હતી.

સાથે જ પોતાની અંગત દેખરેખ, હાર્દિક મમતાપૂર્વક જાતમહેનતથી જ્ઞાનભંડારની પોથી બાંધવી, નંબરો કરવા, લિસ્ટ નોંધવું, પૂ સાધુ-સાધ્વીઓને વાંચવા માટે પુસ્તકો આપવા, પાછા જમે કરવા વિગેરે દરેક બાબતોમાં ચીવટ સાથે વર્ષોથી કરતા હતા

તેમના હિસાબે ચાણસ્માનું નામ ભારતવર્ષના મુખ્ય હસ્ત લિખિત ભંડારોમાં ગણાવા લાગેલું

સ્વ હઠીભાઈની પ્રભુભક્તિ અને શ્રુતભક્તિ બદલ આ પ્રસંગે ગુણાનુરાગ ભરી શ્રદ્ધાંજલિ આપીએ છીએ

પ્રસ્તુત જ્ઞાનભંડારની સ્થાપનામાં સક્રિય ફાળો શેઠ મનુભાઈ ડાહ્યાચંદ નો સવિશેષ ઉલ્લેખનીય છે

તેઓએ અનેક હાડમારીઓ વેઠીને પૂ પં શ્રી મણિવિજયજીમ૦ નો જ્ઞાન ભંડાર પૂ. પં કુમુદસૂરીશ્વરજીમ૦ની પ્રેરણાથી અહીં લાવ્યા, સુવ્યવસ્થિત કર્યો અને ૬-૭ વર્ષ પોતે કાર્યવાહક તરીકે રહી આખો જ્ઞાન ભંડાર સાચવેલ

તે વખતે વિ સં ૧૯૮૪માં પૂ મણિવિજયજીમ૦ જૈન ગ્રંથમાળા પુષ્પ ૧ તરીકે "દાનધર્મ" નામની અહીંના જ્ઞાનભંડારની પ્રાચીન પ્રતિનું સુંદર સ્વચ્છ પ્રકાશન પૂ આ. શ્રી કુમુદસૂરિજીમ૦ની દેખરેખ તળે કરાવેલ, જેના ઉપર પ્રકાશક પૂ આ શ્રી નિત્ય વિનય જીવનમણિ લાયબ્રેરી ચાણસ્માનું નામ છે અને શેઠ મનસુખભાઈ ડાહ્યાચંદે ભાવનગર પ્રેસમાં છપાવ્યાનો ઉલ્લેખ છે

ચાણસ્મા શ્રી સંઘ માટે આ ગૌરવ ભરી ચીજ છે

આ જ્ઞાનભંડારને સુવ્યસ્થિત કરવા માટે ચાલુ વર્ષના ચાતુર્માસમાં શાસન સુભટ પૂ ઉપાધ્યાય તપસ્વી શ્રી ધર્મસાગરજીમ૦શ્રી ની પ્રેરણાથી ૧॥-૨ મહિના કામ ચાલેલ તેમાં સૌથી વધારે નિઃસ્વાર્થપણે સમય-શ્રમનો ભોગ આપી પોથીઓ ખોલવી, રેપર બદલવા, પોથીઓ બાંધવી, પોથીઓ ગોઠવવી વગેરે કામમાં ખૂબ જ સેવાભાવે ભોગ આપનાર નિર્મળકુમાર જયંતીલાલ શાહ (જૂનો સુથારવાસ) તથા શકરચંદ મગનલાલનો ધર્મપ્રેમ ખૂબ જ અનુમોદનીય છે

તથા **અમૃતભાઈ મણિલાલ વસઈ** વાળા (પંચગની મહારાષ્ટ્ર) તથા રજનિકાંત જયંતિલાલ શાહ (મોટી વાણીયાવાડ) નો પણ ધર્મસ્નેહ ખૂબ જ અનુમોદનીય છે. જેમણે કે પૂ મહારાજશ્રીના આદેશને નિસ્સંકોચપણે તનતોડ શ્રમ દ્વારા સફળ કરવા પ્રયત્ન કરેલ છે.

તેમજ બાલશ્રાવકોમાં ધનજીભાઈ જયંતિલાલ શાહ, અશોકકુમાર મફતલાલ શાહ જીતેન્દ્રકુમાર કાંતિલાલ શાહ (વકીલ), ભૂપેન્દ્રકુમાર જયતીલાલ શાહ, મનહર રમણલાલ શાહ, જીતેન્દ્રકુમાર કાંતિલાલ શાહ, (બ્રાહ્મણ) ઉપેન્દ્ર-કુમાર રમણલાલ શાહ, વિમલકુમાર સેવતિલાલ શાહ, સુરેશકુમાર જયંતિલાલ શાહ આદિ આદિ અનેક ઉત્સાહી છોકરાઓએ જ્ઞાનભંડારની સુવ્યવસ્થા આદિમાં ઉમંગપૂર્વક ભાગ લીધો છે. તે ખરેખર તેઓનો ધર્મપ્રેમ અનુમોદનીય છે.

વિશેષમાં છેલ્લા ૨૫ વર્ષથી સંઘની પેઢીના મહેતાજી તરીકે એકધારી સેવા આપનાર **શાહ મંગળદાસ કાળીદાસ મણીયારની** વિવિધ કામગીરીની પણ ધર્મસ્નેહભરી નોંધ આ પ્રસંગે લેવી જરૂરની છે જેઓએ પેઢીના અનેક અનેક જવાબદારીભર્યા કામો સ્થાનિક શ્રી સંઘના આગેવાનોની દોરવણી મુજબ ઉમંગપૂર્વક કર્યા છે, સ્મારકગ્રંથમાં સક્રિય ફાળો આપ્યો છે.

તથા છેલ્લા ૩૫ વર્ષથી ઉપાશ્રયના કચરો વાળવાના નાના કામથી માંડી શ્રી સંઘના ગમે તે નાના મોટા કામમાં ખડેપગે હાજર રહેનાર અને પૂ. સાધુ સાધ્વીજીઓની તનતોડ લાગણીભરી સેવા કરનાર જાતે રબારી છતાં પારસમણિના સંપર્કથી લોઢું સોનું થાય તેમ શ્રી સંઘની સેવાના પ્રતાપે આદર્શ આચાર–વિચારોને ધરાવનાર **શ્રી વ્હાલજીભાઈ દેસાઈ (વ્હાલાજી)**ની વિવિધ સેવાઓ ઉલ્લેખ અહીં અસ્થાને નથી.

વ્હાલાજી પોતે નવકારમંત્ર શીખેલ છે. રોજ નવકારની ૫/૭ માળા રાત્રે ગણે છે.

પર્યુષણમાં અઠ્ઠાઈ પણ કરે છે. આ વર્ષે ચોસઠ પ્રહરી પૌષધ સાથે અઠ્ઠાઈ કરેલ જેમાં શરૂના ચાર ઉપવાસ ચોવિહારા કરેલ

દહેરાસર કે ઉપાશ્રયનું ચઢેલું કંઈપણ પોતે લેતો નથી.

આવા જૈનેતર છતાં જિનશાસનની આરાધનાની ઝાંખી ધરાવનાર પુણ્યાત્માની આ પ્રસંગે વિશિષ્ટ નોંધ લેવી જરૂરી છે.

લી. **પ્રકાશક**

અસખ્ય વર્ષોથી દેવલોક આદિમા પૂજાયેલ વેળુ-છાણનું બનેલ,
પ્રાચીન-ભવ્ય શ્રી ભટેવાપાર્શ્વપ્રભુનુ મનોહર બિંબ



તરણ તારણહાર-પ્રભાવશાળી

**શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુ**

**ચાણસ્મા ( મહેસાણા )**



॥ नम श्री जिनशासनाय ॥

॥ श्री भटेवा-पार्श्वनाथाय नम ॥

## શ્રી
## ભટેવા પાર્શ્વપ્રભુની
## પ્રાભાવિકતા – પ્રાચીનતા
## અને મહિમા સૂચવતુ
# વિવિધ પદ્ય સાહિત્ય

[ આ વિભાગમા શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના ગુણગાન, પરિચય, મહિમા આદિને વર્ણવતા અનેક પ્રાચીન હસ્તલિખિત ભંડારોમાંથી મળી આવેલ પ્રાચીન અર્વાચીન છંદ, સ્તવન, સ્તુતિ, રાસ આદિનો સમાવેશ છે ]

## શ્રી પાર્શ્વનાથપ્રભુ ચૈત્યવંદન

श्री शङ्खेश्वर-स्तम्भन-चोढणश्री-गोडी-मंटेचा-करहेटगंगः ।
जीराउली-श्रीनवपल्लवाद्यः, श्री पार्श्वनाथो मम शुभसङ्गः ॥१॥

कल्हारदेवो वरकाणकश्री-मुधाङ्गरः श्रीथिनकुर्कुटेशः ।
अजारकः कुङ्कुमरोल्लनामा, श्री पार्श्वनाथो मम० ॥२॥

भाभाऽभिधः श्री मुखसागराद्यः, श्रीमानवंतामसुमीडभद्रनः ।
सेरीस-वाडी-महुरि प्रसिद्धः, श्री पार्श्वनाथो मम० ॥३॥

[ આ સ્તોત્ર વિસનગર જૈન ઉપાશ્રયના કબાટમાં કચરારૂપે અસ્તવ્યસ્ત પડેલ પ્રકીર્ણ-છુટક હસ્તલિખિત-પાનાઓના ઢગલામાંથી મળી આવેલ એક સુંદર લિપિવાલા પાના ઉપરથી શુદ્ધ કરીને મુક્યું છે. સં. ]



### શ્રી ભટેવાપાર્શ્વપ્રભુ સ્તવન

પ્રેષક · પૂ૦ વિદ્વદ્વર્ય ધુરંધરવિજયજી મહારાજ (બાલમુનિ)

ભાવે મેં તો ભેટયો પાસ ભટેવો,
મનકી ઇચ્છા પુરન સુરતરુ, સકલ દેવાં શિર દેવો. ૧

શાંત સુધારસમયી પ્રભુ મૂરતિ, પેખી પાપ હરેવો;
કેશર-ચંદને અરચી જિનને, નર-ભવ કો ફલ લેવો. ૨

ચાણસમાએ પાસ વિરાજે, ભવિયાં ઇક ચિત્ત સેવો;
દર્શન પ્રભુથે માગત ઇતનો, અવિચલ પદ સુખ મેવો. ૩

[ આ સ્તવન શ્રી કેશરબાઈ જૈન જ્ઞાનમંદિર પાટણના સ્વ૦ પૂ૦ શ્રી જશવિજયજી મહારાજના સંગ્રહના છૂટક પાનામાંથી મળી આવેલ. ]

# શ્રી પાર્શ્વનાથ–અધ્યાત્મ–ભાવગીતા

( શ્રી લા દ વિદ્યામંદિર–અમદાવાદના હસ્તલિખિત શાસ્ત્રસંગ્રહમાંથી પ્ર ન ૨૯૩૩/૨ માંથી આ **ગીતા** મળી આવી, જે ખૂબજ ઉપયોગી ધારી સ્મારકગ્રંથના વૈશિષ્ટ્ય રૂપે આપવામાં આવે છે )

॥ ભને ॥

( કાવ્ય )

પ્રહ સમે પ્રણમીઇ પ્રેમ આણી, પાર્શ્વ પ્રભુ પદ કમલ જ્ઞાન ખાણી,
કુંકૃતતત્તિ(તિ)વટલી ઇણુથી મચાણી, તેહની ધ્યાન શ્રેણિ રચાણી ૧

( ફાગ )

પાસ પ્રભુ ને પ્રણમે સુરનર વર પવિપાણી,
આણા સિર ધરિ આગલીં ઉભા જોડી પાણી,
અશ્વસેન નૃપ નંદન નંદનવન સમકાય,
મણિધર ફણીધર લંછન વામા દેવી માય ૨

સકલ મંગલ તણો હેતુ જાણો, જિનતણી ભક્તિ ચિત્તમાહિ આણો,
અચલ શુભયોગ અખંડ જોડી, દુરિત મિથ્યાત અનુબંધ ત્રોડી ૩

નિશંકિત વર સમકિત ગુણયુત ચિત સમભાવ,
ભાવિત વાસન કીજૈ ધરીઇ એકી–ભાવ,
અંતરંગ પરમાતમ જિનપતિ સાથે અભેદ,
દ્રવ્ય–ભાવ શું પૂજા સાધીએ બહુ–ભેદ ૪

સત્ય ચઉ દંતધાવન ધરીજૈ, પ્રભુ ગુણ જલ મુખિ શુદ્ધ લીજૈ,
ઓલ પરમાદતા દૂરે ટાલો, અંગથી અવિધિ અલગી ઉછાલો ૫

પૂજાની અભિમુખતા તે પૂરવદિસિ જાણી,
વિધિ પરનાલિકા બાજઠ સંવર જલ શુચિ ન્હાણ,

યતનાદિક ઉવટણે કાઢો મેલ મિથ્યાત,
અંગુઠો અઘ શોષણ દૂઝણ વિણ અવદાત. ૬

દેવ ઘર તેહ શુચિ અંગ જાણો, અમલમન ગર્ભ-ઘરમાંહિ આણો;
યોગ થિર થાય વાસણ બનાવો, નિશ્ચય દૃષ્ટિ નીરખી સુહાવો. ૭

નિર્મલતા જે મનની તે ખીરોદક વસ્ત્ર,
શુભ લેશ્યા પટ ઓઢણ ઉત્તરાસંગ પવિત્ર;
શૂશ્રૂષાદિક અડગુણા બુદ્ધિ તણા નિર્દોષ,
દર્શનાચાર વિશુદ્ધિ તે આઠ પડો મુખ કોશ. ૮

ભક્તિ કેસર તણા રંગ વારુ, ચંદન શુદ્ધ-શુદ્ધાંત થારુ;
શક્તિ કચોલ શુભ ધ્યાન ઘોલ, શીલ જલ સત્ત્વ ઘનસાર રોલ. ૯

ઓરસીયો એકાગ્રતા પૂરણ કલશ સંતોષ જેહ,
નિર્માલ્ય ઉતારવા તેહ વિભાવનો દોષ;
ચિત્ર ઉપાધિ ઉતારીઇ આભરણાઇ ઉતાર,
અંગપખાલીઇં ચિંતવે ચિત્ત સમાધિ અપાર. ૧૦

પંચ આચાર વ્યવહાર પંચ, તેહ જિનદેવ આણા પ્રપંચ;
તિલક લલાટ કરો ભાવ આણી, સહજગુણ મુદ્રિકા તે વખાણી. ૧૧

જિનગુણ ઘોષણ ચિતન ગુણ પ્રભુ તૃપ્તિ અલોભ,
ચ્યાર તિલક કરે પૂજક ગલિં હૃદિ ઉદર અક્ષાભ;
અંગ લૂહણાં દોઇ ધર્મના સહજ સ્વભાવ તે અંગ,
જે વિભૂષણ પહિરાવીઇ અધ્યાતમ ગુણ ચંગ. ૧૨

અંગ નવ બ્રભની વાડી ભણિઇ, અશુભ નવ જેહ નિયાણ હણીઇ;
સમકિત ભૂષણ વિવિધ ભક્તિ, પંચ વરણેં કરો કુસુમ ભક્તિં. ૧૩

શુભ ઉપયોગ વિવેકી ધર્મ ધ્યાન પ્રકાશ,
કર્મદહન કૃષ્ણાગુરુ તનુયોગિ કૃતવાસ;
ભાવના વાસના મહમહે ધૂપ-ઘટી પ્રગટાવી,
ત્રિક અનુષ્ઠાનિ સવિ તે દુષ્કૃત દૂર ઉડાવિ. ૧૪

તત્વના પાત્રમા ઘૃત સુહાવિ, સકલ નય ચિતના ભાવ ટ્યાવી,
જ્ઞાન દીપક તણુ તેજ દીપે, ભ્રાતિ પવનાદિ કઠે ન છીપે ૧૫

અડ મદથાનક વર્જવા તેહિજ મગલ આઠ
જે નૈવેદ્ય નિવેદીઇ તે મન નિશ્ચલ પાઠ,
લવણુ ઉતારીઇ કૃત્રિમ-ધર્મ તણો જે ત્યાગ,
મગલ દીવો જાણીઇ શુદ્ધ ધર્મ ગુણુ રાગ ૧૬

સહજ સદ્ભૂત ગુણુ સુરજ ભાવી, જેહ અવસ્થા ત્રિક ધ્યાન લાવી,
આયતિ શુદ્ધતા તાલ લાવી, ગીત નૃત્ય અભિનય દેખાવી ૧૭

અવિધિ અધર્મ અનાતિથિ (?) ચિતવત થઈ (?),
જે ભક્તિ તે આરતી ઉતારો ઇર્ણી પરી ભાવના,
વ્યક્તિ દષ્ટિ રાગ ઉવેખણા ઘટ બજાવો સાર,
અનિગ્રતતા સાત્વિક ઝાલ્લરીના રણકાર ૧૮

દ્રવ્યપૂજા થકી હોઇ હિંસા, ઇમ કહી ભક્તિની કરે ખિસા,
તેહ નવિ સમયની વાત જાણે, જે 'નિસીહિ' પદે સામ્યઆણે ૧૯

અવ્યાહત નાદ અનાહત દુદુભિ તેહ,
મુદિતા કરુણા રચના નાટિક નર્ત્તકી જેહ,
જિન આણાને અણુસગી તેહ સકલ વ્યવહાર,
આચરીજે ચિત્ત વરતે તેહજ એક પ્રકાર ૨૦

દ્રવ્ય-ભાવ કરી દ્વિવિધ કહઇ, ત્રિવિધ અવચકે ત્રિવિધ લહીઇ,
ભક્તિ બહુમાન અણાસાય ઉચિતઇ, ચઉવિધ પૂજાની એહ યુગતિ ૨૧

શ્રદ્ધા જ્ઞાનની કહણને ફરસન થયથુઇ પચ,
ષટ દ્રવ્યાદિક ચિતન આપ સરુપ પ્રપચ,
ચિતન-કીર્તન-સેવન-વદન-નિદન-ધ્યાન,
સમતા-એકતા ઇતિ અડ પૂજા વિધિ અનિદાન ૨૨

ઇમ અધ્યાત્મગુણુ વિવિધ ભેદિ, અનુભવ જ્ઞાન સ્યુ જેહ વેદી,
પરમ આનદ લહે પ્રાણી, શુદ્ધ સમકિત તણીએ નેનાણી ૨૩

જન સરખી જિન પ્રતિમા એ ગણધરની વાણી,
નિરખે હરખે પ્રાણી તેહને શુભ ગુણઠાણ,
સિદ્ધ સરુપી મુદ્રા મુદ્રિત દોષ અશેષ,
દ્રવ્ય પૂજા ઉપચારે લહીઇ સકલ વિશેષ. ૨૪

ધ્યેયના ધ્યાન ને હેતુ ધ્યાતા, સકલ કરણી કરે ભવિક જ્ઞાતા,
કર્મના મર્મથી ભિન્ન થાવૈ, અક્ષય અનોપમ મહાલીલપાવૈ. ૨૫

( ફાગ )

નિરજલતા નિર્મલતા શીતલતા સંબંધ અશુભ અનુબંધ,
સુગંધતા અડવિધ કુસુમ અબંધ,
ચઉવિધ સત્ય દયા પર દત્તને બંભ અસંગ,
તપ અને દાન સુજ્ઞાન સુશીલ સુ સજ્જનસંગ. ૨૬

યોગ ત્રિક કરણ ત્રિક જેહ, ... ......, શુદ્ધ અક્ષતે તેહ,
જ્ઞાનાદિ લદ્ધ અપુનર્બંધ એ ફલ વિશેષ, નિર્મલ બોધ તે દીપરેખ. ૨૭

પરમ સુહિત રસ અમૃત તેહ નૈવેદ્ય કહાય,
ઇમ અષ્ટાંગ સુયોગી જિનપૂજા સુખદાય,
સર્વ વિઘ્ન ઉપશામક દ્રવ્ય ભાવ ગુણ પોખ,
પ્રથમ સંવર પ્રારંભિઇ તેહી જ કર્મનો મોખ. ૨૮

ઇણ પરી જેહ જિનરાજ પૂજે, તેહથી મોહ મિથ્યાત ધ્રૂજે,
દ્રવ્ય ભાવાધિકારી અગારી, ભાવ સુખ સાધુ ઉપદેશકારી. ૨૯

**સુરતિ** મંડન સાહિબ પાસ પરમ ગુણપૂર,
સુર તરુ સમાધિક દીઠાં ધ્યાન નેં ભવન હજૂર,
સંપ્રતિ દરિસણ દીજૈ કીજૈ સફલ અવતાર,
તત્ત્વ સુધારસ પાયો ધ્યાયો તુજ્ઝ દિદાર. ૩૦

**સૂરિશ્રી જ્ઞાનવિમલ** પ્રણીતા, પાસ જિન પૂજના ભાવગીતા,
એહના અર્થ જે ચિત્ત ભાવૈ, તેહ ત્રિભુવન સિર થાવૈ. ૩૧

**ઇતિ શ્રી પાર્શ્વજિન અધ્યાત્મભાવગીતા સમાપ્ત.**

વિ૦ સં૦ ૧૭૭૯ વર્ષે ભાદ્રવા શુદિ ૮ દિને. શ્રી રસ્તુ. શુભંભવતુ.



## અતિ પ્રાચીન શ્રી પાર્શ્વનાથ દશ ભવ વર્ણનરૂપ
## પુરાતન ભાષા-છંદમય

# સ્તવન

( આ સ્તવન લા દ વિદ્યામંદિર અમદાવાદના હ૦ લિ જ્ઞાનભંડાર પ્રત નં ૧૬૧૦/૭ નંબરની પ્રતમાંથી મળ્યુ છે, કેટલેક સ્થાને બીજી પ્રત ન મળવાથી શંકિત પાઠો રહ્યા છે, એકસ્થાને પાર્શ્વનાથપ્રભુને "**पञ्च महाव्रतभारने धारनारा**" જણાવ્યા છે, તે પ્રાય છદ્મસ્થસુલભ, ક્ષતિને બાદ કરતા રચના અને વર્ણન શૈલી અત્યદ્ભુત છે )

॥ ભલે ॥

**સિરિ ગોયમ** ગણહર પાય નમેવિ, ત્રેવિસમઉ જિણવર મનિ ધરેવિ,
દસ ભવ ગુણ નિસુણઉ ભવિય લોઇ, અજરામર પદિ જિમ અપ્પા હોઇ ૧

જંબૂવર દીવહ ભરહ ખંડ, મંડન **પોતનપુરુ** ધર્મ ખંડ,
તહિ રાજ કરઈ અરવિંદુ રાય, જમનેવ કરઇ નર અમર રાય ૨

તસ માન્ય પુરોહિત વિશ્વભૂતિ, જિણ ધર્મ્મિ હેજઇ બહુ વિભૂતિ,
**મરુભૂતિ-કમઠ** બેઉ પુત્ર તાસુ, પહીલઈ ભવિ વિલસઇ સુખ વિલાસુ ૩

**મરુભૂતિ** વિશેષિહિ ગુણ નિવાસુ, બહુ વિનય વિવેક વિચાર જાસુ,
તહિ સુહ ગુરુ વયણિહિ સુણઇ ધમ્મુ, હિવે સકલ કરે મિઉ મણુઅ જમ્મુ ૪

નવિ માણઇ ભોગુ નરમણી રિદ્ધિ, મન આણઈ એ જિ સિદ્ધિ બુદ્ધિ,
**પુણભદ્ર કમઠ** પેખવિ વિરુપા, **મરુભૂતિ** જિણ્ણા વીઉરાય સરુપા ૫

તઉ કમઠ વિડંબન કરઇ ભૂપુ,
બહુ પરિ વિડંબન નરચંદ રુપી,
તિણિ કોપિ કમઠ વનમાહિ જાઇ,
તપુ તપઇ અનાની હીઅઇ કષાય ૬

મંડપુ સ્વર્ગ ખંડ જિસઉ સોહઇ, જોઅંતા તિહુઅણુ જણ મણુ મોહઇ,
ઉંચએ અતિહિં વિસાલ,
**પાસકુમરુ** પરિણેવા ચાલઇ, મંડપિ સુજન સુહામણી માલઇં,
ગુણ ગાઇં વર બાલ;
મંગલ ચારુ સહુ કરાવઇ, **પાસ** કુમરુ પરિણી ઘરી આવઇં,
જોઇ સહુ સમાણી,
વર ગુણ ગાઇં મધુરી વાણી, સોહઇ ઇંદ્ર જિસિઉ ઇંદ્રાણી,
મંગલી કરઇં રાણી. ૨૨

દિન દિન અધિક પ્રતાપીઇં વાધઇ, મનવંચ્છિત સવિ લીલઇં સાધઇં,
રાજ કુમર પદ્મીણી,
અન્ન દિવસ તહિ **કમઠ** અન્નાણી, પંચાગનિ તપુ તપઇ વિનાણી,
ખોડિ નાગ પ્રભુ જાણી. ૨૩

કરુણા સાગર વેગિ કઢાવીઉ, અધ બલતઇં નવકાર સુણાવીઉ,
નાગ લોકી હુઉ રાઉ,
જય જયકાર કરઇં સવિ લોક, **કમઠ** મહા રિખિ વયણિહીં સો કોપી ચડએ,
જિમ ઘી વિશ્વાનર ઘડ હડએ, મરી હુઉ મેઘ કુમારો. ૨૪

ત્રીસ વરિસ સામીય સુખ વિલસઇ, એક વરિસ તહિં દાનહિં વરસઈ,
માગણ પૂરઇ આશ, તૃણ જિમુ રાજ રિદ્ધિ સહુ છંડિય,
અવિહડ રિદ્ધિ વસૂઅ સિઉં મંડીય, મોહ વિહડિય **પાસ;**
ગઇ (!) ઇંદ્રિહિં ઉચ્છવ કરિયઉ, ત્રિણિ સઇ રાજકુમર પરિવરિઉ,
લીધઉ સંજમ ભારો;
રાનિ વનિહિ જિણુ કરઇ વિહારો, દુદ્ધર પંચ (ચઉ) મહવ્વય ભારો,
કાઉસગિ પાસ કુમારો. ૨૫

તતખિણિ **મેઘ** કુમારિહિં જાણી, વરસઇ પાણી મૂશલપ્રમાણીઈ,
જલિ કરઇ એકાકારો,
તિણિ અવસરી **ધરણીંદિહિં** જાણી, પ્રભુ શિરિ પડતઉં દેખીય પાણી,
ફણધર છત્રાકારો;

નાગરાય તિહિ નાટકુ કીજઇ, દેખી કમઠ મહા સુર ખીજઇ,
કટરે તપહ પ્રમાણુ,
તિણિ અવસરિ ધરણિંદુ હાકઇ, રે રે દુઠ અજી કિસિઉ તાકઇ,
મૂરખ મ મરિ અયાણુ   ૨૬

હઉ સાસહિ સુન હાહિ તાર, ફૂકઇ જાઇસિ તઉ જિમ છાર,
હિવ ઢઈ ખુડિગ માર,
તેહ વયણે સો ભયઈ થર હરણુ, તતખિણુ મેઘ પડલ સહરએ,
સામીય પાય જિ લાગઇ,
રાખિ રાખિ હિવ તઉ મઇ સામીય, સેવ કરી સુચલણે સિર નામિય,
અભયદાનુ પુણુ માગઇ,
સામીય શત્રુ મિત્ર સમ ધરણુ, વાણારસી નયરી સમોસરએ,
તતકિખણુ કેવલ વરએ   ૨૭

દેવિહિ સમોસરણુ તિહિ રચિઉ, સોવન સિંહાસણુ રયણે ખચિઉ,
બઇસઈ તિહુઅણુ ભાણુ,
ત્રિણિ છત્ર જિણુ સિરૂવરી ઝલકઇ, ગયણિહિ ચામર માલા લહકઇ,
જગગુરૂ કરઈ વખાણુ,
સામીય વાણિ અમિય સમાણી, નિસુણઇ દેવઇ ઇંદ્ર ઇંદ્રાણી,
આસસેણુ પરિવારો,
ધમ્માધમ્મહ અતર જાણી, હરખિહિ પ્રભાવતી પુણુ રાણી
માગઇ સજમ ભારો   ૨૮

માય તાય સામીઉ દિયઇ દીકખ, ભૂમડલ વિહરઇ દીસઇ ભીકખ,
થાપીય દસ ગણુધારો
રિખિ દીક્ષા કિમિ સોલસહસ, મહાસતી આડત્રીસ સહસ,
જિણુસાસણિ જય કારો,
ચઉસઠિ સહસ લાખ પુણુ એક શ્રાવક, જિણુ ધર્મ લહઇ વિવેક,
સમકિત રયણુ ભડારો,
ત્રિણિ લાખ નઈ સહસ સતાવીસ, જિણુ ધર્મ પામી દિયઇ આસીસ,
સાવિય શીલહિ સારો   ૨૯

ઈણ પરિ ભવિય કમલ પડિબોહિય, સિત્તેર વરીસ ભવિય મલ ધોઈય,
ત્રેવીસમઉ જિણનાહ,
એકસઉ વરિસ આઊખઉં પાલીય, મુગતિ મારગ સામીઉ અજુઆલી,
**સંમેતસિહરી** નિરવાણું;
અમલ નિરંજન શિવપુરિ પામીઈ, અણંતનાણી સંજુત્તઉ સામીઉ,
અણંત સુખ સંભાર,
રાય કરઉ (!) હિવ **પાસ** જિણેસર, દીયઈ દંસણ સામીય અલવેસર,
સેવક કરિઈ હિવ સાર. ૩૦

રાજ રિદ્ધિ પ્રભુ હું નવિ માંગઉં, ધણ કણ કંચન હઉં નવિ માંગઉં,
ભવ દુહલો જિન પાસ,
એહ જિ એતલડઉ હઉ માંગઉ, **પાસ** જિણેસર ચરણે લાગઉ,
શિવપુરિ દઈ મમ વાસ;
એહ ચિંતામણિ કલ્પતરુ, ચઊદ એકહતર નવીય ભવિય નર આરાધઉ,
સવિચાર પાસનાહ મન રંગિહી પૂજઈં, અઠ મહા સિદ્ધિ તિહ ધરી,
પૂજઈ અનંત દાતાર. ૩૧

**श्री पार्श्वनाथ ! मुनिनाथ ! भवन्तमेवं,**
**ध्यायंति ये दशभवेषु गुणैर्विशुद्धं ।**
**ते सोमसुन्दरकलेत्र यशोऽनुभूय,**
**श्रीसिद्धिसौख्यमतुलं भविकाः लभंते ॥ ३२ ॥**

इतिश्री पार्श्वनाथदशभवस्तवनं समाप्तं ॥ भद्रं ॥ पं. प्रतिष्ठा सुंदरगणिभिः कृतं ॥ छ ॥ भद्रं भवतु श्री श्रमणसंघस्य ॥ संवत् १४९७ वर्षे मा० व० १३ दिने कर्करा (कांकरोली) महानगरे ॥



# શ્રી ભટેવા પાર્શ્વનાથ–
# ચિત્ર સ્તોત્ર

[ શ્રી ભટેવાપાર્શ્વપ્રભુના ગુણગાનથી ભરપૂર, સાહિત્ય અને કવિતાની દૃષ્ટિએ અત્યુત્તમ, આઠ પ્રતિહાર્યના ચિત્રોમા વિશિષ્ટ શબ્દ સયોજનાથી ગોઠવાયેલ ઓગણીશ શ્લોકોનુ આ સ્તોત્ર બાલમુનિરાજ વિદ્વદ્વર્ય પૂ૦ ધર્મસ્નેહી મુનિરત્ન **શ્રી ધુરધરવિજયજી મહારાજે** સપાદકના ધર્મસ્નેહ ભર્યા આગ્રહને માન આપી પોતાની નાદુરસ્ત તબિયત છતા પણ ખૂબ પ્રયત્ન કરી તે તે ચિત્રો ચિતરાવી ટૂક સમયમા બનાવી મોકલેલ છે ]

अष्टमहाप्रातिहार्यवर्णनागुम्फित'

अष्टमहाप्रातिहार्यचित्रबद्धः—

卐 श्री भटेवा पार्श्वदेव स्तव. 卐

( प्रणेता–विद्वद्वर्य पू. मुनिश्री धुरधर विजयजी म० )

अमरहरिणनेत्रानृत्यक्रमोत्तमाङ्ग,
ग्रथितकुसुमदामोद्दामगन्धप्रसिक्त ।
समवसृतिशिरःस्थ श्रीभटेवाख्यपार्श्वं,
नवनवकवनैस्तैश्चित्रबद्धै. स्तुवेऽह ॥१॥

॥ अशोकवृक्ष ॥ १ ॥

नीलाशोकसुघनदलपुञ्जस्य शोभा दधान–
रछायाकर्त्ता सघनदलपुञ्जेन ते देशनोर्व्यां ।
दिष्ट्या दृष्ट. सघनदलपुण्येन वामेय [1] मेऽद्य,
दृष्टि हृष्टा हि घनदलपुष्टोर्वरावृद्धिधत्ते ॥२॥
—अशोक चित्र ॥

---

१ सुघनदल—शोभनानि घनस्य दलानि १
सघनानि रत्नानि पत्राणि २ ॥

## ॥ सुरपुष्पवृष्टि ॥ २ ॥

व्योम्नः सोमसमस्तमण्डलसमाकृष्टः स्फुरत्सौरभो-
ल्लासः सारचयः किमुज्ज्वलतरज्योतिर्मयो वर्षति ?।
इत्याशंकपरं जनोच्चलमभूदेव ? त्वदाऽऽस्थानके,
दिव्यश्वेतसुमोत्करैस्सुललितं वृन्दारकैर्वर्षितैः ॥३॥

—श्वेतकमल चित्रं ॥

उन्मीलन्नवगन्धकोशनिपतल्लुब्धद्विरेफाकुलो,
रक्ताम्भोजसुखप्रसूननिचयो वालार्करम्यच्छविः ।
प्रोद्गच्छन्मकरन्दविन्दुनिकरः सन्ध्याङ्गरागच्छटा-
माकाशे विदधाति नाकनिलयैर्वृष्टो भवत्पर्षदि ॥४॥

—रक्तकमलचित्रं ॥

मध्येसभं विबुधमण्डलवर्षितं ते,
मन्दार-चम्पक-सुमप्रमुखं सुमौघं ।
मत्तभ्रमद्भ्रमरमञ्जुलगानरम्य—
मर्हन् ? रुचा जयति मन्दरकोटिकान्ति ॥५॥

—हेमकमलचित्रं ॥

नीलच्छायनभोमहाद्रुमदृढासङ्ख्यप्रशाखाशिखा-
कृष्टानीव शुचीन्द्रनीलमणिसच्छायानि मार्गे तव ।
श्रेणीभूतसुमानि सत्तम ? सुरैर्वृष्टानि मुक्तिस्त्रियो-
ऽत्यन्तस्निग्धकटाक्षपातमदिरश्रेणीव संलक्ष्यते ? ॥६॥

—नीलकमलचित्रं ॥

विसारिसुश्यामलकान्तिपुञ्जा, झरच्चलार्चिर्मकरन्दधारा ।
सुरैः कृता श्यामसुमौघवृष्टिः, सविद्युदब्दं महसा जिगाय ॥७॥

—श्यामकमलचित्रं ॥



॥ दिव्यध्वनि ॥ ३ ॥

दिव्यध्वनिर्दिवि नदन्नवतादलं न, मन्देतरो मधुरमन्द्रतरोऽमरौघैः।
सम्पूरितोऽसमतरस्तव ताररागैर्गम्भीररागकृच्छर्मदेशनाया ॥८॥

—दिव्यध्वनिचित्र ॥

॥ दुन्दुभिः ॥ ४ ॥

गम्भीरघोषजितनीरधिमध्यभाग-
गर्जिप्रघोषप्रचुरदुन्दुभिरम्यनादो-
ऽसक्तं नदन्नसि मानव मुख्य ? ते स.,
सर्वार्तिह किमिनवा भुवनस्य वक्ति ? ॥९॥

—दुन्दुभिचित्र ॥

गम्भीरनादजितसद्वदयित्नुनादः,
खे दुन्दुभिर्नदति सन्ततमन्तिके ते ।
वामेय ? यः स किमु नाभिसमुत्थित ते,
किं स्पर्द्धते ततमनाहतनादराग ? ॥१०॥

॥ अन्याकारेण दुन्दुभिचित्र ॥

॥ आतपत्र ॥ ५ ॥

प्रचण्डमार्त्तण्डकरप्रसाद प्ररोधिकर्पूरतुषारसार-
च्छविर्विभातीतरजो नितान्त, छत्रत्रय पूर्णशशाङ्ककान्त ॥११॥

प्रान्तप्रदेशेऽगितिशान्तिसौम्य प्रालम्बिमुक्तामणिराजरम्य ।
अखण्डमभ्रे स्फुरदीशा किं तत्ते, किं कर्णपूर शिवपक्ष्मगक्ष्या ॥१२॥

—छत्रत्रयचित्र ॥

॥ भामण्डल ॥ ६ ॥

भामण्डलं तव शिरोऽन्ति नीरङ्क, स्फूर्ज्ज्योतिर्नीलकचिदेहप्रभुत्थसार ।
रश्मिच्छटामयमय. कुरुते महास, मन्नीलपर्वततटस्थगभस्तिशोभा ॥१३॥

—भामण्डलचित्र ।

१ इतरजो—इतं गत रजो यस्मात् तत् ।

॥ चामरयुग्मं ॥ ७ ॥

रजनिकान्तविभाविमलच्छविर्विहितवायुरियं चमरावली ।
विशदहंसततीव मुखाम्बुजाऽविकलभक्तिपरा तव भासते ॥१४॥

रजतकान्तिरियं किमु ? किं पविर्विकृतकर्मगिरौ कुशलश्रियो–
ऽविकच केलिकजं किमु ! वासवैर्विनयवीजितचामरसन्ततिः ॥१५॥

—चामरयुग्मचित्रं ॥

॥ आसनम् ॥ ८ ॥

रङ्गन्मणिमकरचित्रविभाविलासि, सिंहासनं कनकनिर्मितितारकाली ।
रश्म्यावृतं सुरतरुल्लसदग्रशोभं, शर्माद्रिशृङ्गमिव वपुषा विभाति ॥१६॥

विस्मेरपद्मसमपादविभाविलासमिश्रविनम्रपुरुहूतकिरीट देव ! ।
रत्नप्रभावलयितं जयति श्रियाऽरं, ते पादपीठमयि तप्तगभस्तिविम्बं ॥१७॥

—सपादपीठसिंहासनचित्रं ॥

॥ वामपार्श्वे कमलम् ॥ ९ ॥

रे ? कङ्केल्लितलेऽमले सुरसुमासारोज्वले भूतले,
मेरीनादनिनादिताम्बरतले मालम्बिछत्रत्रये ।
ज्योतिर्मण्डल-चारुचामरलसद्सिंहासनासीन हे !,
त्वं दिव्यध्वनिपूर्णवाग् ! विरचयन् विश्वोरुभद्रं जय ॥१८॥

—कमलचित्रं ॥

॥ दक्षिणपार्श्वे कमलम् ॥ १० ॥

इत्थं गुर्जरभूमिनिर्जरधरालङ्कारकारस्कर–
श्चाणस्मानगरस्थितो दरहरः पार्श्वो भटेवावरः ।
काव्यैश्चित्रमयाऽद्भुतैः परमया भक्त्या स्तुतः सो मया,
देयाद् बोधिमणीं धुरंधरसणीधीरो जिनग्रामणीः ॥१९॥

—कमलचित्रं ॥

---

१ सुरसुमानि देवकुसुमानि तेषां आसारो वेगवती वर्षा तेन ॥
२. धरमणी – धराणां मणी मेरूस्तमिव धीरः ॥

# श्री भटेवा पार्श्वनाथ स्तुत्यष्टकम्

श्री देवेन्द्रसागरसूरीश्वर शिष्याणु बालमुनि श्री नरदेवसागरजी

( उपजाति )

समुल्लसद्भक्तिभरावनम्र – मरुन्मरुन्नायकपूजिताङ्घ्रिः ।
सत्प्रातिहार्याष्टकसेव्यमानः, श्रिये भटेवाभिधपार्श्वनाथः ॥१॥

दुष्कर्मदन्तावलरक्तजिह्वः, सर्वेप्सितार्थोत्करपारिजातः ।
स्फुरत्तडिज्जालसमाङ्गकान्तिः, श्रिये भटेवाभिधपार्श्वनाथः ॥२॥

मूर्तिं सुभव्या विपिनगतेन, कृतप्रतिज्ञेन नृपेण यस्य ।
कृताऽर्चनायोत्तमगोमयाद्यैः, श्रिये भटेवाभिधपार्श्वनाथ ॥३॥

यस्य प्रभावान्नृपतेरनिष्टा – तङ्कोऽप्यसाध्यः शमितोऽञ्जसाऽसौ ।
निःशेषविघ्नप्रकरप्रमाथी, श्रिये भटेवाभिधपार्श्वनाथः ॥४॥

स्फारप्रभावो भुवनत्रयेऽपि, विभ्राजते यस्य जिनेश्वरस्य ।
स भव्यपद्मव्रजपद्मपाणिः, श्रिये भटेवाभिधपार्श्वनाथः ॥५॥

फणामिपाद्य किल नागराजः, ससेवते मञ्जुलभक्तिमद्भः ।
श्रीअश्वसेनक्षितिपान्वयेन्दुः, श्रिये भटेवाभिधपार्श्वनाथ ॥६॥

यस्याभिधानस्मरणात्प्रयान्ति, उपद्रवोघाश्च भवन्ति लोकाः ।
कल्याणलक्ष्म्यश्रितपुण्यभाजः, श्रिये भटेवाभिधपार्श्वनाथ ॥७॥

( शार्दूलविक्रीडितम् )

सज्ज्ञानार्कप्रभाकलापमहताऽनानान्धकारोत्करः,
सर्वज्ञप्रकटप्रभावकलित श्रेय श्रियामाश्रयः ।
नम्राऽनेकमुनीन्द्रवृन्दमहित क्षेमङ्करो नो भवात्,
चाणस्मानगराधिपोऽयमवतात् पार्श्वो भटेवाभिध ॥८॥

# श्री भटेवा पार्श्वजिनाष्टकम्

कर्ता : पू. पं. श्री मुक्तिविजयजी शिष्यरत्न बालमुनि श्रीशीलचन्द्रविजय

( अनुष्टुब् )

त्वं विघ्नान्धतमोघ्नोऽसि, भव्याम्भोरुहभास्करः ॥
भटेवाख्यप्रभो ! पार्श्व ! पापपंकप्रभाकरः ॥१॥

त्वामनेकान्तवादाग्र – सहस्रपत्रपुष्करम् ॥
सेवन्ते देवदेवेन्द्राः, भक्तिभावभरान्विताः ॥२॥

निस्तारितान्यनेकानि, भव्यप्राणिव्रजानि च ॥
सद्धर्मदेशनानाव – प्रदानेन भवाब्धितः ॥३॥

कर्मवल्लीकृपाणाय, मोहमर्मप्रहारिणे ॥
भवाब्धिसेतवे तुभ्यं, नमः पार्श्वभटेवक ! ॥४॥

त्वत्तो नान्यो जगज्जन्तु – व्रातनिस्तारको वरः ॥
त्वत्तोऽन्यदेवतेजांसि निस्तेजांसि भवन्त्यहो ! ॥५॥

रागद्वेषरिपुत्रास – कारकस्य प्रभोस्तव ॥
गुणान् वर्णयितुं शक्ताः, न सहस्रास्यधारिणः ॥६॥

त्वयि सर्वे गुणा गर्व – धर्मभावधरास्सदा ॥
सलीलं विलसन्त्येव, पुष्पे पुष्पव्रता इव ॥७॥

शीलचन्द्रमुनिस्वान्त – सिन्धूल्लासकरः प्रभुः ॥
भटेवापार्श्वपार्श्वेशः, सदा श्रेयः प्रयच्छतु ॥८॥





# श्री भटेवापार्श्वजिनस्तोत्रम्

निर्माता : पू प श्री मुक्तिविजयजी म शिष्य मुनि श्री मुक्तिप्रभविजयजी

( श्री भुजङ्गप्रयातवृत्तम् )

भटेवाख्यपार्श्वं भवासङ्गभङ्गम्, भविमत्यवायमपश्वाङ्गमङ्गम् ॥
दधानात्मरुग्वन्दहृद्दमसङ्गम्, धरागुर्जराघान्धपाते पतङ्गम् ॥१॥

प्रविष्टातिदुष्टाष्टकर्मप्रणष्टम्, त्रिलोकार्थविज्ञापकज्ञानमिष्टम् ॥
महामोहमल्लाङ्गभङ्गप्रवीणम्, नमाम्यहंपादाब्जपार्श्वं नवीनम् ॥२॥

अनेकान्तवादार्णवोल्लासचन्द्रम्, भविव्रातसत्कौमुदीचारुचन्द्रम् ॥
कुतीर्थप्रचारान्धनाशे दिनेन्द्रम्, स्तुवे भक्तितोऽहं भटेवाजिनेन्द्रम् ॥३॥

अहो ! यस्य मूर्तिस्त्विलाके प्रतिष्ठा, जगज्जन्तुजन्मान्तकर्त्री गरिष्ठा ॥
विदग्धालिचित्तावतीर्णा वरिष्ठा, गुणव्रातकान्तप्रदाने पटिष्ठा ॥४॥

यदीय विभर्त्येव तीर्थं समर्थम्, महागौरवागारमाहात्म्यधर्मम् ॥
तदाकर्ण्य भक्तव्रज भावसार्थम्, समागच्छति ते प्रभो ! दर्शनार्थम् ॥५॥

तमिस्त्रातिवानाकुलव्याकुलाया, निशाया निशानाथनाथाकुलायाम् ॥
अभूद्यत्र पड्वर्षपूर्वेऽतितुङ्गे, द्विपक्षावधिः सज्जिनागारशृङ्गे ॥६॥

प्रकाशार्हहेतु विनापि प्रकाश , अधिष्ठायकावासरोचप्रकाशः ॥
समीक्ष्येति हेतु विना कार्यजन्म, न किं नाम वित्ते चमत्कारजन्म ॥७॥
युग्मम् ॥

अचिन्त्यप्रभावस्वभावप्रभो ! ते, भटेवाभिरामाभिधानेश्वरास्ते ॥
न वाचामिनो वर्णनाय समर्थं, प्रविप्याम्यहं किं ततस्ते समर्थः ? ॥८॥

नरेन्द्राहरन्द्रादिवृन्देन वन्द्य , प्रभो ! त्वं त्रिलोके प्रभावादखण्ड्य. ॥
अमन्दात्मनन्दप्रदाने प्रसिद्धः, न दद्याः पर मेऽसि तावन्न सिद्धः ॥९॥

सदा सज्जनाः प्राज्ञपंक्तिप्रविष्टाः, शरण्य ! त्वमेवाश्रयन्ते वरिष्ठाः ॥
समर्प्यामनोवाक्स्वकायत्रिका यान्, भजन्ते क्रमन्द्वन्द्वसेवाद्युपायान् ॥१०॥

भवाभावसद्भावनाभावभव्यं, प्रभो ! सत्वरं सत्वसंघं सदैव्यम् ॥
भवावारपारादपारादसारात्, त्वया तारितं धर्मनावप्रसारात् ॥११॥

नमो विश्वविश्वेश्वरायाद्य तुभ्यं, नमो नष्टविघ्नावशेषाय नित्यं ॥
नमो भव्यलोकप्रकाशाय तुभ्यं, नमो देवदेवाधिदेवाय नित्यं ॥१२॥

प्रभो ! त्वद्मुखालोकतस्तिग्मतेजः, विभो ! ते पदद्वन्द्वतः पद्मतेजः ॥
तिरोभावभूतं प्रभातोन्यदेव–स्यतेजोंऽशुना दीपवद् देवदेव ! ॥१३॥

प्रकुर्वन् गुणग्रन्थवृन्दानुवादं, न कुर्वे जिन ! त्वद्गुणस्यानुवादं ॥
परं साधयामि प्रभो ! स्वार्थमर्थं, स्तुतिव्याजमाधृत्य सद्यः समर्थं ॥१४॥

अयं तत्र हेतुः प्रभो ! साधकार्थः, त्वयि स्तव्यवादः कृतो भक्तिसार्थः ॥
समस्त्यात्मनन्दप्रदाने समर्थः, ममास्ते च तत्प्रापणं स्वार्थिकार्थः ॥१५॥

धरागुर्जराधारनाथ ! त्वमेव, जगज्जन्तुनिस्तारकोसि त्वमेव ॥
शरण्यं सदैव त्वदन्यो न देवः, भटेवाप्रभो ! प्रार्थये भक्तिमेव ॥१६॥

## -: प्र – श – स्ति :-

( शार्दूलविक्रीडितं )

इत्येवं करपक्षशून्ययुगले श्रीवैक्रमे वत्सरे
दानप्रेमददानभव्यसरिदीशारामचन्द्रं जिनम् ॥
मुक्तिश्रीपथरोधवृक्षविलये श्रीमद्भटेवाप्रभुं
सद्भक्त्या जयकुञ्जरं च मुनिना मुक्तिप्रभेण स्तुतः ॥१७॥



## અષ્ટમંગળની આકૃતિમા રચાયેલ શ્રી ભટેવા પાર્શ્વસ્તોત્રના ચિત્રો પા ૨૧-૨૨




[१]




[२]

# श्री भटेवा पार्श्वजिन – चित्रस्तव

( साहित्याचार्य पचतीर्थ प. श्री रुद्रदेव त्रिपाठी )

नृप. कश्चित् पूत मनसि नियत भावमुदित,
विधृत्य भाक्र भीत सचिव–विहित वेल्लरचितम् ।
वने पुण्योपेत सममहदतन्द्रो यमुचित,
भटेवापार्श्वं त सुर–नरनत नौमि सततम् ॥१॥

द्वादशदलकमलबन्धः ।

वन्दे रुचा यस्य भयः मयातः, श्रीशासनेश्याः कृपया च जाता ।
सद्रत्नरूपा प्रतिमाऽप्यटव्या, त श्रीभटेवाऽभिधचारुदेवम् ॥२॥

दर्पण–बन्धः ।

भटेसरग्रामवरे जिनेशः, सराजते यो विपुलप्रकाशः ।
सयाति यस्तच्चरणे हताशः, स्वेष्ट सदाप्नोति स चारुवेशः ॥३॥

ससारतापापहृतौ निशेशः, यदर्चया तिष्ठति नार्तिलेशः ।
चन्द्रावतीस्थैर्महितो महेशः, करोतु पार्श्व' स सुख सुरेशः ॥४॥ युग्मम् ।

श्रीवत्स–बन्धः ।

यो भूधरः कुन्तलपुर्यधीशः, तत्स्व नुरासीछ्पनेऽप्यनीशः ।
त धर्मघोषाख्यवरो गणीशः, प्रबोधयामास सुतार्थमीशः ॥५॥

भज भूधरभूपाल !, भटेवापार्श्वमीश्वरम् ।
भटेसरपुराधीश, श द्रुत लप्स्यसे शुभम् ॥६॥ युग्मम् ।

स्वस्तिक–सिंहासन बन्धौ च ।

पार्श्वस्य पादौ शरण व्रजामि, पार्श्वस्य मन्त्र सतत मनामि ।
सरडियद्वच्छ्विचारुभास, शशीव शान्तिप्रदमीडयहामम् ॥७॥

[illegible] ।

# श्री भटेवा पार्श्वनाथाष्टकम्

( पू० प० श्रीहेमचद्रविजयजी म० गणिवर्य )

यन्नाममन्त्रस्मरणाद् व्रजन्ति, कर्माणि दूर चिरसचितान्यपि ।
यः श मदाता भविने जिन त, पार्श्वं भटेवाभिधमाश्रयेऽहम् ॥१॥

य विश्वदेवा मणमन्ति नित्य, सत्य च य सुज्ञजना स्तुवन्ति ।
न य विना धर्मधन तमीश, पार्श्वं भटेवाभिधमाश्रयेऽहम् ॥२॥

नयेन येनाचरित चरित्र, जगत्पवित्रीकरण पवित्रम् ।
येनात्मसिद्धि सुधिया सना त, पार्श्वं भटेवाभिधमाश्रयेऽहम् ॥३॥

यस्मै स्पृहावान् स्पृहते न कस्मै – चिल्लोकलोभाविलवस्तुनेऽपि ।
यस्मै नमस्यन्ति सुरेश्वरास्त, पार्श्वं भटेवाभिधमाश्रयेऽहम् ॥४॥

यस्माद्विदूरे किल मोहराजो, विभ्राजमाना मदमुद्वहेत ।
यत' शिवाप्ति मथिता हित त, पार्श्वं भटेवाभिधमाश्रयेऽहम् ॥५॥

यस्य स्वरूप परम सदैव, ध्यानैस्ताना हृदये दधानाः ।
नीरूपता यन्ति वियोगिन त, पार्श्वं भटेवाभिधमाश्रयेऽहम् ॥६॥

यस्मिञ्जगन्नेतरि किं कदाचित्, कस्यापि कौटिल्यकलाऽपि तिष्ठेत् ।
यत्राखिल लोकविलोकन त, पार्श्वं भटेवाभिधमाश्रयेऽहम् ॥७॥

यद्दर्शन दर्शनमात्रजेत्, वचो यदीय भ्रमभात्रभेत्त ।
त धर्म शर्मैकधुर धरन्त, पार्श्वं भटेवाभिधमाश्रयेऽहम् ॥८॥



# શ્રી ભટેવા પાર્શ્વનાથ સ્તવન

( આ સ્તવન શ્રી મનસુખલાલ ડાહ્યાચંદ શાહ (ચાણસ્મા)ની નોંધપોથીમાંથી મળ્યુ છે. )

શ્રી ગણેશાય નમ: શ્રી શારદાયૈ નમ:

* દુહા *

શ્રી શંખેશ્વર સાહિબા, ઉપગારી અરિહંત,
શાસનપતિ સુખકારણે પરથમ નમું ભગવંત. ૧

ગુરુપદ જ્ઞાનદાતા નમું, શુદ્ધ માર્ગ ભાખંત,
ધરમ ઓલખાવે જીવને, કરમ બંધ કરે અંત. ૨

શારદ માય મયા કરી, વરદાયક નિરધાર,
પાર્શ્વ **ભટેવા** ગુણ કહું, થોડામાં વિસતાર. ૩

કલિકાલે જશ જાગતો, પરચા પુરણહાર,
વંછિત પૂરણ સુરતરુ, પૂજે સહુ સંસાર. ૪

નામઠામ ગુણ ઉચ્ચરું, ગુણ કીરતિ ઉલ્લાસ,
ભવિજન સાભળો રસકથા, ગુણિજન બુદ્ધિપ્રકાશ. ૫

## ઢાળ પહેલી

( વ્હાલા આદીને અરિહંત અમ ઘેર આવો રે. એ દેશી રાગ. )

ચોથા આરાને અંત, નમિનાથને વારે રે,
આ **જંબૂદ્વીપ** મોઝાર **ભરત** મનોહારે રે.

નમો નમો **ભટેવાજી** પાસ ત્રિભોવન સ્વામી રે,
ભય જાયે લીધે નામ, અંતર જામી રે. નમો૦ ૧

સાડી પચવીશ આરજ દેશ, **મધ્યખંડ** વર્તે રે,
જિનધરમ વરતે છે નિત, રાખી એક સરતે રે. નમો૦ ૨

**અંગદેશ** માંહે છે સુખ, દેવલોક સરખુ રે,
ધવલ મંગલ નિશદીશ, આણંદ વર્તે રે. નમો૦ ૩

**ચંપાનગરીમાં** સુખ, સ્વર્ગના સરીખું રે,
વનવાડી ને આરંભ, દેખી મનહરખું રે. નમો૦ ૪

હાટ ચઉટાનો વિસ્તાર, વસે વવહારીયા રે,
પરજાપાલન નામે રાજન, કુલ અધિકારી રે  નમો૦ ૫

રાણી મદન મોહના નામ, સતી સુવિચારી રે,
સુશીલ સોહે શણગાર, પ્રીતિ બલિહારી રે  નમો૦ ૬

પટરાણી વહાલી તેહ, જનમ જનમની પ્રીતિ રે,
સુખ ભોગવે નગરીના લોક, ધરમની રીતી રે  નમો૦ ૭

બુદ્ધિસાગરૂ નામે પ્રધાન, બુદ્ધિના બલીયા રે,
વર્ણ ચાર મરજાદાના જાણ, ટાલે દુકીરિયા રે  નમો૦ ૮

ધનમિત્ર નામે નગરશેઠ, સમકિતવંતા રે,
દેવ પૂજા વાહલી અહોનીશ, સુખવિલસંતા રે  નમો૦ ૯

એક દિવસ નગર મોઝાર, અશ્વ તે આવે રે,
તીહા સોદાગર લેઇ ભેટ, પાએ નમવા રે  નમો૦ ૧૦

તિહા ભૂપ ભણે સુવિશેષ, કીહા તુમે જાવો રે,
કહે સોદાગર વેપાર કારણ, ફરી આવું રે  નમો૦ ૧૧

[1]રેવંત પાળેલા સાર, ઘટે રાય તુમને રે,
ગુણે કરી [2]મુધા વેચાય, અંતર નહિ અમને રે  નમો૦ ૧૨

જીહા હય વર દેખણ ભૂપ, મનમા ઉમાહ્યો રે,
મિત્ર સાથે સબલ પ્રધાન, બુદ્ધિના ડાહ્યા રે  નમો૦ ૧૩

ચાર સહસ્ર દીધા [3]દીનાર, લીધા ઘોડા રે,
[4]વાગ વક્ર ગતિના જાણ, પલાણ્યા કરો થોડા રે  નમો૦ ૧૪

અશ્વ દોડાવા રાજન, સચીવ છે સાથે રે,
જીમ જીમ તાણે એ [4-5]વાગ, ન રહે હાથે રે  નમો૦ ૧૫

આગે વન આવ્યુ ધનઘોર મનડું ડોલ્યું રે,
કહે સોભાગ ભૂપનું ધ્યાન, પ્રીત અભંગ રે  નમો૦ ૧૬

---

૧ ઘોડા ૨ મફત ૩ સોનૈયા, ૪-૫ લગામ

* દુહા *

ચિંતે રાજા ચિત્તમાં, પલકમાં આવ્યા દૂર,
બાર જોજન અનુમાનથી, આથમીઓ તિહાં સૂરઃ ૧

ભોજન વેલા વહી ગઇ, અશ્વ નહી થિર થાય,
રાજા પ્રધાન ઇમ ચિંતવે, વન દેખી અકલાય. ૨

ઇમ કરતાં વૃક્ષ.(વરખસ) આવીયુ, ઝાલી વડની ડાળ,
ઢીલી [1]વાગ પડી તીહાં, અશ્વ થંભ્યો તત્કાળ. ૩

સજ્જનસેના કેડે પડી, ઇહાં કોઇનું નહિ શરણ,
અરિહંત શરણુ આરાધશું, તો થાશે દુઃખહરણુ. ૪

પ્હોર નિશા પ્હેલી ગઈ, ભૂપ હાથ [2]કરવાલ,
**બુદ્ધિસાગર** મંત્રી કહે, પુણ્ય પુરૂષ રખવાલ. ૫

## ઢાલ–બીજી.

( રાગ. નહિ મેલું નંદાજીના લાલ રે એ દેશી. )

ભૂપ ભણે સુણો મિત્ર રે, મધ્ય ગઇ રયણી રે,
ગીત નાટકના થેઇકાર, અચરિજ આણી રે.
એ કૌતિક જોવાને કાજ રે, માહરું મન હરખે રે,
તીહાં શરણુ કરી નવપદ, ચાલ્યા હોય સરખે રે.
જુઓ જુઓ પુણ્ય પ્રભાવ રે, સુમતા સોહાગી રે,
સુખદાયક આ સંસાર, ધર્મના રાગી રે. ૧

જોજન એકના અંતરે, ચાલ્યા ભૂપ રે,
**નરઘોષ** ને ઉપન્યુ, જ્ઞાન કેવલ રુપ રે.
તીહાં અઢાઇ મહોચ્છવ કાજ રે, દેવ ઘણા આવ્યા રે,
ઇંદ્રાણી ગાવે ગીત, નાટક ભાવા રે. જુવો જુવો૦ ૨

ઇહાં વાંદ્યા કેવલી પાયા રે, દુઃખ વિસરીયા રે,
ઉપદેશ દીએ ગુરૂ એહ, દરશન બલીઆ રે;

૧ લગામ ૨. તલવાર.

પ્રભુ પડિમા પૂજીને, નિત્ય રે અન્ન જળ લીજે રે,
તેહનુ નિરમલ સમકિત થાય, શીવ પદ સીજે રે જુવો જુવો૦ ૩

ઉપદેશ સુણી ને રાય રે, નેમ કરે રૂડો રે,
પ્રભુ પૂજા કરૂ અહોનીશ, બોલુ નહિ કુડુ રે જુવો જુવો૦ ૪

વદી કેવલિ પાય રે, નરપતિ ઉઠયા રે,
નિજ અશ્વ હતા તરૂછાહ, ધરમ ધ્યાન પેઠા રે,
નરપતિ જોવા કાજ રે, મધ્યાન સુરે રે,
ભૂખ તરખા સહન કરે, ભૂપ ભાવ ભરપૂરા રે જુવો જુવો૦ ૫

[1]રેવત થાકયા હોય રે, ચિત્ત ઉદાસી રે,
દેવ પૂજાનો વિજોગ, કીમ ફલે આસી રે,
દેવ પૂજાને કાજ રે, મનસું સોચે રે,
જુવે વન ઉપવન, સચિવ પડિમા અલોચે રે જુવો જુવો૦ ૬

પ્રધાન વિચારે મન રે, રાજા નેમ ન મૂકે રે,
એમ ચિંતવી ઉપવન, જાય ચિંતા પ્રીત સુકે રે,
કરૂ કપટ કલા હું આજ રે, અવસર જોઈ રે,
પ્રતીત જોઉ શાસન આજ, અંતર વિલોઈ રે જુવો જુવો૦ ૭

ઉત્તમ એહની પાલ રે, ભૂમી કરી શુચી રે,
મંડપ રચાવે સાર, આનંદ રૂચી રે,
વેલુ માટી કરી ભેલી રે, પ્રતિમા કીધી રે,
કરાં નવકાર મંત્રનું, ધ્યાન સમએ દેવ સિદ્ધિ રે જુવો જુવો૦ ૮

ભાવિ થવાના **પાર્શ્વ** રે, નામ થીર થાપી રે,
જક્ષ પાર્શ્વ **પદ્માવતી**, ગેહ કીરતિ વ્યાપી રે,
બુદ્ધિસાગર કરે, છલ ભેદ રે રાય પામે રે,
પાય નમીને બે કર જોડી, વિનતી ભાવે રે જુવો જુવો૦ ૯

ફળ લાવી કરે ભેટ રે, સરસ જોઇને નમીએ રે,
વ્રત પચ્ચખ્ખાણુ માંહિ, કપટ કાઇ ના કરીએ રે જુવો જુવો૦ ૧૦

---
૧ ઘોડા

સ્વામિ ! ગઇ રાતેં સુપને રે, મુઝને આવ્યું રે,
આ વન માંહી જિનદેવ, પડિમા ધ્યાવું રે.
સરલબોધી જીવ રે, માન્યુ સાચું રે,
દીઠું દિન ઉગતો, વખત અતી મન માંચું રે. જુવો જુવો૦ ૧૧

જઇ દેખાવે પ્રધાન રે, રાય ઘણો હરખે રે,
**નિસિહી** કરીને તાંહી, જીનમુખ નિરખ્યો રે.
ચૈત્યવંદન બહુ ભાવે રે, ગુણનો રાગી રે,
ધન ધન આજનો દીન, ભીડ ઘણી ભાગી રે. જુવો જુવો૦ ૧૨

વેળુની પ્રતિમા એહરે નમણ કેમ કરીશું રે,
જલસંગેથી ગળી જાય, પાપ કીમ હર શું રે.
ભલી **પદ્માવતી** માત રે, પરચા પુરે રે,
નમણ કરી નરરાય, વિનય હજુરે રે. જુવો જુવો૦ ૧૩

પ્રતિમારૂપ રતન રે, નયણે આવી રે,
પ્રભુ પૂજા સામગ્રી કીધ, સરવે દેવી લાવી રે.
વનદેવી આવી કરે નાચ રે, મંગલ વરતે રે,
ભૂપ મહીમા દેખી, વિશેષ સમકિત સરધે રે. જુવો જુવો૦ ૧૪

ભયટાલી **ભટાવા** રે, નગર વસાવું રે,
ઇમ ચિંતવી વળીયા રાય, નિજ ઘર જાવું રે.
શાશનદેવી કરે સાજ રે, મારગ દેખાવે રે,
સામો મલીયો પરિવાર, હેત દેખાવે રે. જુવો જુવો૦ ૧૫

રાય હુકુમ સચિવ રે, **શ્રી પાર્શ્વ**કને આવે રે,
**ભટેવા** નામે નગર, નવું વસાવ્યુ રે.
બાવન શિખરનો પ્રાસાદ રે, ઉત્તંગ કરીયો રે,
શુભમુહુર્ત પ્રતિષ્ઠા કીધ, ધર્મ ઉદ્ધરીયો રે. જુવો જુવો૦ ૧૬

ભય ટાલ્યો **ભટેવે** રે, નામ થીર સ્થાપી રે,
પ્રજાપાલ કરો ઉદ્ધાર, કીરતિ વ્યાપી રે.
રાય કરે નિત સેવ રે, વ્રત ન ચુકું રે,
ભય ટાળે જન કરે સેવ, ભક્તિ ન મૂકું રે. જુવો જુવો૦ ૧૭

દશહજારે વરસનુ આયુષ્ય રે, પુરણ પાલી રે,
સલેખ સહુ સદ્ગતી, વરતા અજવાલી રે
પૃથ્વીભૂષણના લોક રે, પાસજી ભેટે રે,
કહે **સૌભાગ્ય** લીલ વિલાસ, પાપ જાય છેટે રે જુવો જુવો૦ ૧૮

---

### દુહા

અનુક્રમે ત્રીશ હજાર વરસ પરચા પૂરે દેવ,
હવે ઇહા કારણ શુ થયુ, કોણે કીધી સેવ ૧
નામ હકીકત સાભળો સક્ષેપથી અધિકાર,
**કુતલપુર** પાટણ અછે, દીસે શોભા અપાર ૨
**ભુદર** રાજ કરે તીહા, ન્યાય નીતિ સુખવાસ,
**પ્રીતિમતી** રાણી ભલી, પતિવૃતા પતિદાસ ૩
**ગુણસુદર** સુત તેહનો, સુગો મુખથી જેહ,
પરથમની રોગની બલતરા, જન્મ અધો છે દેહ ૪
**મતિસાગર** મત્રી અછે, જિન ધરમ દૃઢ રગ,
ન્યાય એ દડ છે ચોરને, સુરલતા અસતરી સગ ૫

—卐—

### ॥ ઢાલ ત્રીજી ॥

( જુમખડાની દેશી એ રાગ )

**કુતલપુર** એક દીવસે રે, **ધરમઘોપસૂરિ** ધીર
ભવિજન સાભળો ॥ એ આકણી ॥
સમોસર્યા ગુણવનમા રે, જીવ જતન શૂરવીર ભવિજન૦ ૧
રાજા પ્રજા સગ વાદવા રે, આવ્યા ધરમની નીત ભવિજન૦
વિધિ પૂર્વક વદન કરી રે, બેઠી પરખદા રીત ભવિજન૦ ૨
**ધરમલાભ** દીએ દેશના રે, ધરમ સુણે વિશેષ ભવિજન૦
સાભળી ધરમ તે ભૂપતિ રે, પૂછે પ્રશ્ન પરદેશ ભવિજન૦ ૩

ગુરુ કહે સુણો અવનિપતિ રે, કરમ વિપાકનાં ભાવ. ભવિજન૦
કરમ કરે તે ભોગવે રે, એવો આદિ બનાવ. ભવિજન૦ ૪

પૂરવભવની વાતડી રે, પરકાશો જગદીશ. ભવિજન૦
આ જંબૂના **ઐરવતે** રે, વરતે છે નિશદીશ. ભવિજન૦ ૫

**લીલા**નગરી વસે રે, કુલપતિ **સોમદત્ત** નામ. ભવિજન૦
જ્ઞાન પુસ્તક ને બાળી કરે, જ્ઞાનીને ના કરે સલામ. ભવિજન૦ ૬

જ્ઞાન વિરાધન બહુ કર્યું રે, સાધુનિંદાની ટેવ. ભવિજન૦
ધરમ નિંદા નિત નિત કરે રે, દૂર ભાષિત ગતિ સેવ. ભવિજન૦ ૭

તે પાપે મરી કુલપતિ રે, તુજ પુત્ર ઉદરે આય. ભવિજન૦
મુજ પુત્ર રોગ તે કીમ મટે રે, જો હોય જાસ ઉપાય. ભવિજન૦ ૮

આ **જંબૂ** ના **ભરત**માં રે, **ભટેસર**પુર નગર ઠામ. ભવિજન૦
તે પાર્શ્વ **ભટેવા** નમણ જલે રે, છાટે તેનો રોગ જાય. ભવિજન૦ ૯

પરચા પૂરણ સુરતરૂ રે, દૂર કરે અંતરાય. ભવિજન૦
ગુરૂ મુખથી વાણી સુણી રે, ઉદ્યમ કરીયે ભાય. ભવિજન૦ ૧૦

શેઠ પ્રિયા કુંવર લેઈ રે, ભટેસર પુર આય. ભવિજન૦
વિધિ પૂર્વક પ્રભુ વાંદિયા રે, આંગી રચી ચિત્ત લાય. ભવિજન૦ ૧૧

સત્તર ભેદી પૂજા કરી રે, આરતિ મંગલ દીવ. ભવિજન૦
ભાવ પૂજા નાટિક થાય રે, **ગુણસુંદર** મોહ જીપ. ભવિજન૦ ૧૨

નાટિક કરિ નમણ જલે રે, મસ્તકે કીધો સફરસ. ભવિજન૦
નમણ અડતાં ધ્રુજીયા રે, રોગ મટી થયા સરસ. ભવિજન૦ ૧૩

રોગ ગયો સમકિત હુઓ રે, ઓલખ્યુ પુણ્ય ને પાપ. ભવિજન૦
સદ્દહણા શુદ્ધ આચરી રે, સુસાધુ નમું આપ. ભવિજન૦ ૧૪

રોગ ટલી નિજપુર પોહોતો રે, ઉચ્છવ આણંદ ગેહ. ભવિજન૦
ખલક લોક જોવા મલ્યા રે, કુવરનો રોગ વિચ્છેહ. ભવિજન૦ ૧૫

રાજા અભિષેક મુહૂરતે રે, કુંવરને થાપ્યો પાટ. ભવિજન૦
સાહમિભગતિ પોતે સાચવે રે, બાંધે ધરમના ધામ. ભવિજન૦ ૧૬

પિતા ગુણસુંદર તણા રે, કાલ કરી થયા દેવ ભવિજન૦
રાજ નીતિ સુખ ભોગવે રે, જિન ધરમની કરે સેવ. ભવિજન૦ ૧૭

સમાધિ આઉખુ ભોગવી રે કાલે કરી પચ્ચક્ખાણ ભવિજન૦
મહર્દ્ધિક દેવમા ઉપન્યા રે, ગુણસુંદર સુજાણ ભવિજન૦ ૧૮

પૂરવ ભવના રાગથી રે, જુવે અવધિનાણ ભવિજન૦
ભટેવા પાર્શ્વ પસાયથી રે, પામ્યા ધરમ ઓળખાણ ભવિજન૦ ૧૯

ઇમ જાણી પ્રભુ પાર્શ્વને રે, લાવે નિજ વિમાન ભવિજન૦
દેવ મહોચ્છવ કરી થાપિયા રે, મહિમા કરે પાર્શ્વ નામ ભવિજન૦ ૨૦

લાખ પાચ સેસ સહસ ચોતરીને રે, આઠસે વરસ થાય ભવિજન૦
કહે સોભાગ આગળ કહું રે, સુણતા અજ્ઞાન જાય ભવિજન૦ ૨૧

---

*** દુહા ***

નયર ભટેસર તીણે સમેં, શું હવે અચરીજ થાય,
સુરસુંદર દીએ દેશના, ભવિજન સુણવા જાય ૧

ઉપદેશી નવ તત્ત્વ છે, સકલ સભા ગુણ વાસ,
સુરચંદ શેઠ વને તીહા, ધરમ સુણે વિસવાસ ૨

ગુરુ સમીપે નિત રહે, સામાયિક કરે દિનરાત,
નિરઉદ્યમ દેખી વઢે, માત પિતા કુલજાત. ૩

ઉદાસી મનમા ઘણી, ગયો ગુરુવંદન ઠામ,
ગુરૂ પુછે તું કિમ દુખી, અંતર આતમ રામ ૪

સુરચંદ કહે સ્વામી સુણો, લાભનો મુઝ અંતરાય,
લાભ નહિ ઉદ્યમ પ્રતે, તેણે કુટુંબ અકલાય ૫

ગુરૂ કહે તમે સુખ દુખ સહો, વરમ ભાગ અંતરાય,
કર્યા કરમ જીવ ભોગવે, એમ કહે જિનરાય, ૬

હઠ કરી સદ્‌ગુરૂ આગલ કરે, ઉદ્યમથી દુખ જાય,
ઉદ્યમ કરતા પામીયે, પંથી પંથ કપાય ૭

ગુરૂ કહે માતા **પદ્માવતી,** પોસહ કરી આરાધ,
દેવી ફળશે તુજને, તો તુજ થાયે સમાધ. ૮

## ॥ ઢાલ–ચોથી ॥

( રાગ–મેંદી વાવીરે માલવે રે એનો રંગ ગયો ગુજરાત )

**સુરચંદ** શેઠ એમ સાંભળી રે, અટ્ઠમ કરે ગુણજ્ઞાન, **ધર્મી રંગ રસીયા,**
પોસહ આદરી શેઠજી, કરે **પદ્માવતી** ધ્યાન, **ધર્મી રંગ રસીયા.**
રંગરસીયા મારા ગુણવસીયા રે, ચિત્ત વસીયા પ્રભુ પાય. ધર્મી રંગ૦ ૧

આસન ચલિયું દેવનું રે, અવધિ કરે ઉપયોગ. ધર્મી૦
શાસન ભક્તિ દીપાવવારે, આવે દેવી અશોગ. ધર્મી૦ ૨

કેમ આરાધી મુઝને રે, કુણ છે તાહરે કામ. ધર્મી૦
શેઠ કહે હું છું દુઃખી રે, સુખ થાએ વિસરામ. ધર્મી૦ ૩

સાંભળી શેઠની વિનતી રે, ઉપયોગ અવધિ દેખ. ધર્મી૦
માતા કહે સુણો શેઠજી રે, તુજ અંતરાય વિશેષ. ધર્મી૦ ૪

દુઃખભંજન દરિશન થયું રે, વર આપો દુઃખ જાય. ધર્મી૦
પાર્શ્વ **ભટેવા** નામના રે, અટ્ઠમ કરો સુખદાય. ધર્મી૦ ૫

પારી તપ પારણું કરે રે, ગુરુને કરી સહુ વાત. ધર્મી૦
ગુરૂ કહે જે રીત કહી હોય રે, પ્રમાણ કરો સહુ વાત. ધર્મી૦ ૬

કરી પચ્ચખ્ખાણ તપ આદરે રે, દરશન ધરે ત્રણકાલ. ધર્મી૦
મહર્દ્ધિક દેવ આસન ચળ્યું રે, ઉઠી અવધિ સંભાળ. ધર્મી૦ ૭

સાહમિ સગપણ જાણીને રે, પ્રભુ લાવ્યો શેઠ ગેહ. ધર્મી૦
જ્યાં સુધી પ્રભુ પાસજી રે, મંગલ સુખ સસનેહ. ધર્મી૦ ૮

દિન દિન પૂજા ત્રિકાલનીરે, કહી ગયા દેવ હરી પાસ. ધર્મી૦
તપ પૂરે પારણું કરે રે, સેવ કરે દિન રાત. ધર્મી૦ ૯

દિનદિન લાભ વૃદ્ધિ થઇ રે, મન ઇચ્છા થઇ પૂર. ધર્મી૦
દેવગુરૂ ધરમ દીપાવવા રે, **સૌભાગ્ય** સેવક હજુર. ધર્મી૦ ૧૦

## ★ દુહા ★

ઇડર ગઢ તેણે સમે, મિથ્યાત્વી કરે રાજ,
સુરચદ મહિમા સાભળી, અતર ઉપની દાજ ૧

અધમ હીણા માનવી, ચાડી કરી રાજન,
સુરચદ ઘરે પ્રતિમા અછે, લાવો તો સરે કામ ૨

સાભળી રાએ દોડાવીયા, ભટેમરપૂર આય,
સુરચદ શેઠને શોધતારે, મલીઆ ચૌટે ધાય ૩

શેઠ સાભલ કહું તુઝને રે, રાય સદેશો એહ,
તુજ ઘરે પ્રતિમા દેવની, મગાવે રાજ ગેહ ૪

શેઠ કહે સુણ સુભટ તું, જો માગે તન મન ધન,
સરમ સપદા આપીએ રે, પ્રભુની ભગતી જતન ૫

દેરાસર દ્રવ્ય ખરચીએ, પધરાવ્યા શુભદેહ,
થાપ્યા કેમ ઉત્થાપીએ, મુઝ મન સમકિત મેહ ૬

સુભટ કહે જોરાવરે, લેશું લુટી જોર,
એવો હુકમ છે રાયનો, તે માટે તમે ચોર ૭

એમ રાજા ભય જાણીને, શેઠજી તે મનમાહિ,
પટેલ રામાજીના ખેતમા, ભડાર્યા પ્રભુ તાહિ ૮

મુનિ વચને જેહ કહ્યુ હતું, ફલિઓ અસગ સાર,
આયુ સમાધિ પાલીને સદ્ગતિ પામ્યા સાર ૯

---

## * ઢાલ પાચમી *

( રાગ—ગીરિવર દર્શન વિરલા પાવે એ દેશી )

પાર્શ્વ ભટેવા પ્રભુ ગુણ ગાવે, જનમ જનમના પાપ કગાવે, પાર્શ્વ૦
સુરચદ કાલ કરી જક્ષ થાવે, પ્રભુ પૂજવાને નિત નિત આવે પાર્શ્વ૦
દોય સહસ વરસ જાવે, પ્રભુ ભડાર્યાથી અતર પાવે પાર્શ્વ૦ ૧

એહવે સમે **ચંદ્રાવતી** નગરી, જસ મહિમા પ્રભુનો દીપાવે, પાર્શ્વ૦
**રવચંદ** શા ત્યાં વણિક કહાવે, ગામ નગર સોય વણુજ ચલાવે. પાર્શ્વ૦ ૨

એક દિન રાતે સુતા **રવચંદ** શા, આવી સુપનામું જક્ષ બોલાવે, પાર્શ્વ૦
સાંભળો **રવચંદ** આજના દિનથી, દુઃખ દારિદ્રય ઘરમાં ના આવે. પાર્શ્વ૦ ૩

**ઇડર** નજીક **ભટેસર** નયરી, દક્ષિણા દિશિનું વન કહાવે, પાર્શ્વ૦
રથ લેઇ તું સાથે જાજે, મલે તે પ્રતિમા રથ પધરાવે. પાર્શ્વ૦ ૪

ઇમ કહી જક્ષ પહોતો નિજ ઠામ, સુપન સંભારી હરખ ચડાવે, પાર્શ્વ૦
રથ લેઇ ચાલ્યા શેઠજી વેગે, ભાવ **ભટેસર** પંથ કપાવે. પાર્શ્વ૦ ૫

શેઠજી ગામ **ભટેસર** પહોતા, મનમું આલય જખસને ધાવે, પાર્શ્વ૦
આવો જક્ષ કહે મત હારે, **ભટેસરથી** તુ દખસણ આવે. પાર્શ્વ૦ ૬

અશોક પાલવ સરોવર તીરે, શુદ્ધ ભોગી ભગતિ શોભાવે, પાર્શ્વ૦
ત્યાં છે મોતીનો ચોક પુરેલો, ધનની ખાણ તું તીહાં ખણાવે. પાર્શ્વ૦ ૭

હીરા મણિ માણેક તીહાં ભરીયા, જતન કરીને જો લેઇ જાવે, પાર્શ્વ૦
ઇમ કહી જક્ષ ગયો નિજ ઠામે, જક્ષ કહી તે નિશાનીએ આવે. પાર્શ્વ૦ ૮

દેખી સાથીઓ શેઠજી ઠવીઆ, પ્રભુ પધરાવા પ્રગટ દેખાવે, પાર્શ્વ૦
રથ બેસારી પ્રભુ લઈ વલીઆ, **ચંદ્રાવતી**માં પ્રવેશ કરાવે. પાર્શ્વ૦ ૯

**નિજ** ઘેર પધરાવ્યા પાર્શ્વ **ભટેવો,** આનંદ મંગલ સુખ કમાવે, પાર્શ્વ૦
જક્ષ આવી કહે શેઠજી સાંભલ, દેરાસર ઉત્તંગ ચણાવે. પાર્શ્વસ ૧૦

આ નગરીથી પૂરવ સામું, દેરાસર કરજો સુખ દાવે, પાર્શ્વ૦
કારીગર સલાવટ તેડાવી, સખરો પ્રસાદ પ્રભુનો બનાવે. પાર્શ્વ૦ ૧૧

ઇમ કહી જક્ષ ગયો નિજ ઠામે, શેઠજી પ્રભુનો મહિમા વતાવે, પાર્શ્વ૦
સંવત પન્નર વિક્રમ કેરો, પાંતરીસમે પ્રતિષ્ઠા કરાવે. પાર્શ્વ૦ ૧૨

વૈશાખ શુદ ત્રીજે શુભ મુરતે, લગન ઘડી પલ શીઘ્ર સધાવે, પાર્શ્વ૦
સોમવારે પધરાવે **પાર્શ્વજી, સુરચંદ** લાભ અનંત મિલાવે. પાર્શ્વ૦ ૧૩

ત્રણુસે એકત્રીસ વરખ ગહિમા, પૂજા ઓચ્છવ આંગી રચાવે, પાર્શ્વ૦
દેશાવરી સંઘ ત્યાં ઘણું આવે, નવ નવ ભેટ પ્રભુને ધરાવે. પાર્શ્વ૦ ૧૪

રાય રાણા નમે જાણી મહિમા, આગે અચરિજ કવિતા કરાવે, પાર્શ્વ૦
પૂરણ આયુષ્ય પાલી સુગ્ચદ, ગતિ સૌભાગ્ય ધરમથે કહાવે પાર્શ્વ૦ ૧૫



## 卐 દુહા 卐

પ્રભુ મહિમા હવે સાભલો, પાટણ નગર મોઝાર,
માલ ભરીને આવીયા, ચદ્રાવતીને બહાર ૧

અહોવાયાના ગાડલા, પાચસે ભરીઆ ભાર,
પ્રભુ વદન કર્યા વિના, થભ્યા ગાડા તે ઠાર ૨

આકુલ વ્યાકુલ બહુ થયા, ગાઢ તે શોકાતુર,
અહોવાયા ચિંતે ઇસ્યુ કેમ જાને દુખ દૂર ૩

જક્ષ આવીને એમ કહે, પાર્શ્વ ભટેવા સામ,
જાત્રા કરીને ચાલશો, ગાડા ચાલશે તામ ૪

અહોવાયા સર્વે મલી, લાવ્યા ભેટ વિશેષ,
વરસો વરસ અમો આવીશુ, આજ થકી અમો ટેક ૫

આજ સુધે પરચો ઘણો, જીરણ થયો પ્રસાદ,
સવત અઢાર બોતરા સમે સઘ વરધી મરજાદ ૬

જીણદ સૂરી રાજમા, પ્રતિષ્ઠા મહોચ્છવ કીધ,
પૂજા અષ્ટોત્તરી ભાવશુ, સઘે જશ બહુ લીધ ૭



# શ્રી ભટેવા પાર્શ્વનાથ
## સ્તવન

[ પ્રાચીન હસ્તલિખિત પાનાં (પાટણ ભંડારમાંથી મળેલા) ઉપરથી આ સ્તવન અહીં આપ્યુ છે, આ સ્તવનના પ્રારંભના પાનાં મળ્યાં નહીં, તેથી શરૂના દુહા, તથા પ્રથમ ઢાળ, તથા બીજી ઢાળના દુહા અને ઢાળની શરૂની ચાર ગાથાઓ મળી નથી, પણ બાકીનું સ્તવન બહુ ઉપયોગી છે, તેથી અપૂર્ણ પણ અહીં પ્રકાશિત કર્યું છે. ]

..............................જીવસમાન રાજાને દ્યું એતુ રે,
રાજા કહે હું જોરે લેસું, કે તારું બલ કેતું રે. રા૦ ૫

મેલીને પણ અણે સેઠે, આવ્યો રાજ સભાઇ રે,
કોપ કરી લશકર લેઈને રાજા, સેઠ ડરીઓ મન માંહે રે. રા૦ ૬

રામા પટેલના ખેત્ર માંહે, પ્રતિમા તીહાં ભંડારી રે,
ઘરખલું પ્રતિમા નવી લાધી, લુંટી લીધી રીધ સારી રે. રા૦ ૭

ધાન થયું ખેત્રમાં ઓમાયું, થયો ધનવંત કણબી રે,
ધણ કણ કંચણ પાસ પસાયે, પામ્યો ગુણ ઓલંબે રે. રા૦ ૮

જીહાં જીહાં વાસ કરે ઓતમ નર, તીંઇ તીંઇ કાંક ફલ આપે રે,
અણ જાણ્યા ફલ હંઇ ગુણકારી, દુઃખ દુઃખીયાના કાપે રે. રા૦ ૯

જે દિનની પ્રતિમા ભંડારી, ઇમ લખમી મારગ લાગી રે,
પેલા શેઠ થયા હતા એહવા, પાપ નિશ્રા એ જાગી રે. રા૦ ૧૦

॥ દુહા ॥

નિરુપમપુર ચંદ્ર ચંદ્રાવતી, પાટણનયર નજીક,
રવચંદ તીહાં કણ વાણીઓ, દીસે દુઃબલ અતીસ. ૧

મોટું તપ કરી નવી શકે, નિર્ધન પાખલ વ્યોપાર,
તેલ લુણી તવ તે કરે, ઈમ વાધે પરિવાર. ૨

## ॥ ઢાલ-૩ ॥

( ક્રીડા કરી ઘર આવ્યો ચપલ ચિત્ત શ્રીપાલો રે એ દેશી )

જક્ષ રાતે આવી કહે, સાભલ સ્વચદ વાણો રે,
ઉદય ભાગ્ય થયુ તાહરુ, થાશે તારે આણુદો રે જક્ષ૰ ૧

એક **ભટેસર** ગામને ગુદરે, તિહા છે રામા પટેલનુ ખેતરે,
મુરત તે માહે અછે, દેખાડુ તુજ નેત્રો રે જક્ષ૰ ૨

ઈમ કહી જક્ષ ગયો ફરી, સ્વચદ ઉઠયો પ્રભાતો રે,
ચાલ્યો તે **ચદ્રાવતી** થકી, રુડી વેલડીયો લેઇ સાથે રે. જક્ષ૰ ૩

છાનો સુ ચાલીને ગયો, તરુ તલે પ્રતિમા દીઠી રે,
નૈણે પણ દીઠી સહી, અમૃતથી અતિ મીઠી રે જક્ષ૰ ૪

ભાવના કરે પ્રભુની ઘણી, પ્રતિમા માહે બેસારી રે,
નિજ નગરી લેઈ આવ્યા, જાણે દોલતની નિસાણી રે જક્ષ૰ ૫

ઘર માહે પધરાવીયા, મન આણે છે ભાવ વિસાલ રે,
ઘર સપત્તિ સારુ કરે, શેઠ જિન પૂજે ત્રણ કાલો રે જક્ષ૰ ૬

એક દિન જક્ષ ફરી આવીયો, સ્વચદને કહે વાણો રે,
સખરે કરાવે દેહરુ, માહે થાપે પુરિ સાદાણી રે જક્ષ૰ ૭

શેઠ કહે મુઝ ધન નહિ, હુ તો દેવલ કેમ કરાવુ રે,
આવે મુઝ કેડે ભણી, તુને પરીગલ ધન બતાવુ રે જક્ષ૰ ૮

---

* દુહા *

જક્ષ આગળ કેડે થયો, વગડા માહે જાય,
ખણુ ઇહા રે ધન છે ઘણો, સખ્યા ન કરી સકાય ૧

ખણ્યુ તિહા રે ધન નિસર્યું, સોવન કેરી રાસ,
આણીને ઘરમા ધર્યું, પામ્યો મન ઉલ્લાસ

## ॥ ઢાલ-૩ ॥

( ધવલશેઠ લેઈ ભેટણું—એ દેશી. )

રવચંદ થયો ધનનો ધણી, માંડયા સબલ વેપારો રે,
સાતે ખેત્રે ધન વાવરે, થયો બહુ પરિવારો રે. ૨૧૦ ૧

મન માંહે ઇમ ચિંતવે, હું તો પાસ ભુવન મંડાવું રે,
કારીગર સલાવટો, આદર સુ તેડાવું રે. ૨૧૦ ૨

શેઠે જણ મુંકી કરી, કારીગરને તેડાવે રે,
પાસ ભુવન મંડાવીયું, રોપ્યો શુભ દિન પાયો રે. ૨૧૦ ૩

ધન આલે મન પરીગલું, ભાવે તીમાં જમાડે રે,
રલીયાયત તીમાં કરી, કામ ખરું નેપજાવે રે. ૨૧૦ ૪

દેવલ પૂરણ નેંપજ્યાં, મંડપ અનોપમ સારો રે,
નૃત્ય કરંતી પુતલી, ભાવ સુણી મન માંહ્યો રે. ૨૧૦ ૫

કલશ ચડાવ્યો મુરતે, દંડ ધજા ઝલકંતી રે,
દેવ ભુવન સુખુ (સરીખુ) થયુ, ભમતી અતીહે વીરાજે રે. ૨૧૦ ૬

પનર પાંત્રીસે વઈસાખમે, અખાત્રીજ રવીવાર રે,
મુરત પાસ જિણંદની, સુભદિન તીહાં થાપ્યા રે. ૨૧૦ ૭

શકટ પાંચસે વેપારીયા, વેપારી ના ભરીયા રે,
પ્રભુ જાત્રા કીધા વિના, આગલ થઈ નીસરીયા રે. ૨૧૦ ૮

પાસ સેવક જક્ષ કોપીયો, શકટ રહ્યા સર્વે થંભી રે,
થયા સહુજન આગલા, બોલે જક્ષ આલંભી રે. ૨૧૦ ૯

પ્રભુ જાત્રા કીધા વિના, જાઈ શકો તે જાજો રે,
થયા સહુ વેપારીયા, ભાઈ઼ઓ આવોને જાત્રા કરીએ રે. ૨૧૦ ૧૦

* દુહા *

ભેટ તીહાં ઘણી લેઈ કરી, ભેટયા પાસ જિણંદ,
પાસ **ભટેવો** ભેટીયે, નામે થાય આણંદ. ૧
વેપારી તીહાં થકી ચાલીયા, નિજ પહોતા ઠામોઠામ,
બહુ પરે મહિમા વિસતર્યો, નામે નવ નિધ થાય. ૨

## ॥ ઢાલ-૪ ॥

( ભરત નૃપ ભાવશુ એ એ દેશી )

સઘ આવે રે દેશના એ, હઇડે ધરી ઉમગ, ભટેવા ભેટીએ,
એ ગુણુ ગાવે જિનવર તણાએ, નર નારીના વૃદ ભટેવા૦ ૧

પરચો પુરે સહુ તણો રે, પુરે સેવક જક્ષ રાજ ભ૦
નિરધનીયા ને ધન મપજે રે, અપુત્રીયાને આલે પુત્ર ભ૦ ૨

મુરખ મતિહીણા ભણે રે, આપે વચન વિલાસ ભ૦
આધા ભણી દીયે આખીયા રે, પાગલને આલે પગ ભ૦ ૩

બધન ત્રોડે બેડી તણા એ, લાગે નહિ લગાર ભ૦
પાવક પાણી સારીખુ રે, માપણ હોય ફુલમાલ ભ૦ ૪

મયગલના ભય સવી ટલે એ, મૃગપતિ હોય શિયાલ ભ૦
ચોર તણો ભય ઉપશમે એ, નાવે માજના માહે વિયોગ ભ૦ ૫

શાકણુ ડાકણ ભુતડા એ, નાશી જાય સવેં દૂર ભ૦
**અશ્વસેન નૃપ કુલતિલો એ, વામારાણી ને।નદ** ભ૦ ૬

ત્રણુ ભુવન શિર રાજીયા એ, એ તારે સકલ સસાર ભ૦
વછિત પૂરણુ સુરતરુ એ, આલે પરમાનદ ભ૦ ૭

દેશ વિદેશે દીપતા એ, મહીમા જાસ અનત ભ૦
ઢોલ નગારા ધડ ધડે એ, વાજે મગલ તૂર ભ૦ ૮

* કળશ *

**ભટેવા ભવિક સેવો, દુખદાલિદર બડણો,**
**મન આશ પૂરે દાલિદ્ર ચૂરે ચાણસ્માપુર મડણો**
**મહિમા વધારે કાજ સારે તાસ હરખ સૂરીસરો,**
**જિન હરખ સૂરી ઇમ ગાતા જિન શાસન જયકરુ** ૧

સ ૧૮૫૭ સરાવણુ



# ભટેવા મંડણ શ્રી પાર્શ્વનાથ સ્તવન

[ આ સ્તવન લા. દ. વિદ્યામંદિર અમદાવાદના હસ્ત લિખિત સંગ્રહમાંથી ૭૦૨૨ નંબરની પ્રતમાંથી મળ્યુ છે. ]

॥ ઢાલ ગરબાની ॥

જયકારી જિનરાય પુરુષાદાણી રે;
વામાસુત વરદાય નિરમલ નાણી રે. ૧

પંચ કમલ પ્રભુ અંગ, નિરુપમ નિરખ્યા રે;
ત્રિણિ કમલ મુઝ સંગિ, અતિશય હરખ્યા રે. ૨

વદન મહોદય દેખિ, ચંદ લજાણું રે;
ગગન ભમૈ નિશદિસ, ઇમ મન જાણું રે. ૩

સુરમણિ જ્યું સુખકાર, નયન વિરાજૈ રે;
હૃદય કમલ સુવિશાલ, થાલ જ્યુ છાજૈ રે ૪

પ્રભુ કર ચરણ વિલોકિ, પંકજ હાર્યો રે;
તતખિણ નિજ સંવાસ, જલમેં ધાર્યો રે. ૫

ઇમ સરવંગ ઉદાર, શ્રી જિનરાયા રે;
સાચૈ પુણ્ય સંજોગ સાહિબ પાયા રે. ૬

પ્રભુ ગુણ અનુભવ નીર, સંગ સુરંગૈ રે;
ખાલ્યૌ પાતિક પંક, આતમ સંગૈ રે. ૭

વરસ અઢાર ચોત્રિસ, વદિ વૈશાખૈ રે;
મનહર પાંચમ દિવસ, સહુ સંઘ સાખૈ રે. ૮

નગર ભટેવા માંહિ પાસ જુહાસ્યા રે;
શ્રી જિનચંદ મુણિંદ વાંછિત સાર્યા રે. ૯

॥ ઇતિ શ્રી ભટેવા પાર્શ્વનાથ સ્તવન સમાપ્ત: ॥

॥ શ્રીરસ્તુ ॥

# શ્રી ભટેવા પાર્શ્વનાથ સ્તવન

[ આ સ્તવન લા દ વિદ્યામદિર અમદાવાદના હ લિ શાસ્ત્ર સગ્રહમાથી પ્ર૦ ન૦ ૭૦૨૨/૧૩ માથી મળ્યુ છે ]

( ઢાલ બિદલીની )

॥ ભલે ॥

મૂરતિ પ્રભુની મોહઇ, સુરનર મુનિજન મોહઈ હો પાસ ભટેવઉજી,
તેજઇ દિનકર દીપઇ, રાગાદિક વઈરી જીપઇ હો પાસ ભટેવઉ ૧

કૃષ્ણાગર ધૂપ ઉખેવઉ હો, પાસ૦
કેસર સવર ઘસાવઉ મૃગમદ ઘનસાર મલાવઉ હો,
પરમલ પૂજી રચાવઉ, આગલી ભલિ ભાવના ભાવઉ હો પાસ૦ ૨

સુરતરુ સુરમણિ સરિખઉ હરિકગે, નિજ નયણા નિરખઉ હો, પાસ૦
મુખ દીઠા દુખ જાયઈ, ભવભવના પાપ પુલાયઇ હો પાસ૦ ૩

ફઉલતિ દાયક દીવો, મુઝ નયણુ લાગઇ મીઠઉ હો, પાસ૦
માસફલ થયઉ ઊમાહઉ, લીધઉ નરભવનઉ લાહઉ હો પાસ૦ ૪

બહુ દિવસ મુઝ મિલાયઉ, દુખ દોહગ દૂરઇ ટલીયઉ હો, પાસ૦
જિમ જિમ વદન નિહાલઉ, તિમ તિમ સમકિત અજુઆલુ હો પાસ૦ ૫

હીયડઇ હેજ ન માયઈ, દુખ વિણુ ઇક ન રહાયઇ હો, પાસ૦
પ્રાતિ દુરલભ ઞ કરી લાગી તુઝ સુ અધિકારી હો પાસ૦ ૬

આજ મનોરથ ફલીયા, આજ પાપ ગલીયા હો, પાસ૦
જાત્રા ચઢા સુ પ્રમાણો, જિન હરખ ભણઈ દૂણિ ટાણઇ હો પાસ૦ ૭

॥ ઇતિ શ્રી ભટેવા પાર્શ્વનાથ સ્તવન સમાપ્ત ॥

# શ્રી ભટેવા પાર્શ્વનાથ
## સ્તવન

[ આ સ્તવન લા. દ. વિદ્યામંદિર અમદાવાદના હ. લિ. સંગ્રહમાંથી પ્ર. નં. ૭૦૬૭માંથી મળ્યુ છે. ]

॥ ભલે ॥ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥

॥ મહોપાધ્યાય શ્રી કલ્યાણુવિજયગણિ ગુરુભ્યો નમઃ ॥

॥ રાગ ગોડી ॥

( ઢાલ ભમરાની )

શ્રી જિન ચરણુ કમલ નમી, મનરંગીલા, સમરી શારદ માય,
લાલ મન રંગીલા,
સુગુરુ ચરણુ મનમાં ધરી મન૦ પ્રણુમી પાસ સુપાય. લાલ૦ ૧
મન રંગીલા ૨ **ભટેવો** ભગવંત લાલ૦ ॥ આંચલી ॥

પાસ જિણેસર ગુણ થુણી મન૦, આણી આણંદપૂર, લાલ૦
**ચાણુસમા** પુર મંડણો મન૦, તસ ધરી મંગલનૂર. લાલ૦ ૨

તુઝ પ્રભાવ નિસુણી ઘણો મન૦, આરાધ્યો સુર વૃંદ, લાલ૦
તાસ મનોરથ પૂરવા મન૦ તૂં સાંચો સુખ કંદ. લાલ૦ ૩

પુરુષાદાની તું કહ્યો મન૦ જિનશાસન જયકાર, લાલ૦
**આસસેન** નૃપ રાજીઓ મન૦ તસ કુલ તણો આધાર. લાલ૦ ૪

**વામાદેવી** જનમીઓ મન૦ સૂર પૂજ્યો અવતાર, લાલ૦
પરણી રાણી પ્રભાવતી મન૦ **કમઠ** કર્યો ધિક્કાર. લાલ૦ ૫

બલતો પન્નગ રાખીઓ મન૦ પ્રભુ પાતાલીં કીધ, લાલ૦
યાદવ ઉપદ્રવ ટાલિઓ મન૦ હરી મનવંછિત કીધ. લાલ૦ ૬

**અભયદેવ** આરાધીયો મન૦ તઇ તામ ટાલ્યો રોગ, લાલ૦
વિશદ ભવિ તુ સથુણ્યા મન૦ પામ્યા સુર નર ભોગ લાલ૦ ૭

જિણી જિણી તુ મનમા ધર્યો મન૦ જિહા જિહા તુ ભગવત, લાલ૦
તસુપરી તુ અફલા ફલ્યો મન૦ ત્રિભુવન તુ ગુણવત લાલ૦ ૮

અઠ મહા ભય ચૂરણો મન૦ ઉપદ્રવ ઈતિ વિનાશ, લાલ૦
મદન સુભટ તઈ જીપિઓ મન૦ કાધો મોહ નિરાશ લાલ૦ ૯

કુષ્ઠ આઠ દશ ઉપશમઇ મન૦ તિમ ચૌરાસી વાય, લાલ૦
વિષમ રોગ સઘલા ટલઇ મન૦ જપતા પાતિક જાય લાલ૦ ૧૦

ગ્રહ પીડા દૂરિ ટલઇ મન૦ ભૂતપ્રેત વશ થાય, લાલ૦
જે જે ઉપદ્રવ ઉપજઇ મન૦ તે તુઝ ધ્યાનઇ જાય લાલ૦ ૧૧

**જિરાઉલી** તુ જાગતો મન૦ **ફેલવૃદ્ધિ રાવણપાસ,** લાલ૦
**ગોડી** મડણ દીપતો મન૦ **શ્રી વરકાણો** પાસ લાલ૦ ૧૨

**અતરિક શ્રીપુરિ** કહ્યો મન૦ **કરહેડો ગુણઇ** નિવાસ, લાલ૦
**મન મોહન મકઞી ધણી** મન૦, **સામલપૂરઇ** આસ લાલ૦ ૧૩

**ભરુઅચી** કટહારો ગાઈઇ મન૦ **ડભોઈ દાદો** પાસ, લાલ૦
**ચિતામણિ સુખસાગરુ** મન૦ તીરથિ **થભણ પાસ** લાલ૦ ૧૪

**કલિકુડ સોમ ચિતામણિ** મન૦ **કડીમડણ સુપ્રસિદ્ધ,** લાલ૦
**શ્રી અઝારો ગુણ નીલો** મન૦ અણીધો (અણુકો) આપઇ સિદ્ધ લાલ૦ ૧૫

જયવતો **શ એસરો** મન૦ **સેરીસો** જસવત, લાલ૦
**ઘોઘઇ** નવખડ તું કહ્યો મન૦ વેઈ પાસ વિલસત લાલ૦ ૧૬

**પચાસર ભાભો** ભલો મન૦ **કોકો** ધૃતકલ્લોલ, લાલ૦
**નારગપુરી નવ નિધિ ધણી** મન૦ મેલઇ સુખ કલ્લોલ લાલ૦ ૧૭

**ખેતલ વસહી** તુ જયો મન૦ **ગારલિઓ** ગુણ **ધામ,** લાલ૦
**વિજય ચિતામણિ** સુર તરુ મન૦ **અમીઝરો** અભિરામ લાલ૦ ૧૮

**ભીડ ભજણ** ભીડિ ભજતો મન૦ **ચારુપ** ચતુર સુજાણ, લાલ૦
**નવ પલ્લવ** મહિમા ઘણો મન૦ વળી વળી ગુણહ નિધાન લાલ૦ ૧૯

**પાસ અવતી** સુખકરું મન૦ કંબોઈ કામિત દાન, લાલ૦
**આરાસણી અરબુદા** જયો મન૦ **સેંધુએ સુખ** સંતાન. લાલ૦ ૨૦

જગ **વલ્લભ** જગવલ્લહો મન૦ **વાડી મંડણ પાસ**, લાલ૦
**પાલ વિહાર** પરમેસરુ મન૦ મહિમા લીલ વિલાસ. લાલ૦ ૨૧

ગ્રામાંતરિ તું ધ્યાઈઓ મન૦ તું ત્રિભુવન સુખ ધામ, લાલ૦
સંઘ આવઈ ચિહું દિસિ તણા મન૦ પૂરઈ વંચ્છિત કામ. લાલ૦ ૨૨

ઠામિ ઠામિ તું દીપતો મન૦ ચઉપટ મલ ચઉસાલ, લાલ૦
તુઝ મહિમા જગિ જાગતો મન૦ તું ત્રિભુવન પ્રતિપાલ. લાલ૦ ૨૩

મંત તંત જડી ઔષધી મન૦ ન ફલઇ જાણ્ જોસ, લાલ૦
અવર દેવ મહિમા ઘટ્યા મન૦ તિહીં તુઝ મહિમા વિશેષ. લાલ૦ ૨૪

નિરુપમ ચિંતામણી કહ્યો મન૦ મહિમા ન લહું પાર, લાલ૦
લીલાસ્યું મની ચિંતવઈ મન૦ પૂરી મનોરથ સાર. લાલ૦ ૨૫

આધિ વ્યાધિ સઘલી ટલઇ મન૦ વિસહર વિસનિરનાસ, લાલ૦
દુષ્ઠ દેવ પશુ ઉપશમઈ મન૦ ભવિક ભઈ આવાસ. લાલ૦ ૨૬

**નાગરાજ પદમાવતી** મન૦ સેવ કરઈ નિરમાય, લાલ૦
જન જન પરચા પૂરવઇ મન૦ પાસ તણ્ઇ સુપાસ. લાલ૦ ૨૭

સમસ્યાં સાર કરઈ ઘણી મન૦ તુજ સેવક સુપસન્ન, લાલ૦
સકલ સંઘ સાનિધિ કરઇ મન૦ નાગરાજઈ કમઠ. લાલ૦ ૨૮

એ કલમલ દીપઈ સદા મન૦ દેશ દેશ નિરધાર, લાલ૦
તુ સમરથ જગિ સાંચલો મન૦ અડવડિઆ આધાર લાલ૦ ૨૯

ભણ્ઇ ગુણ્ઈ જે સાંભલઈ મન૦ પાસ તવન શુભ ભાવી, લાલ૦
મુગતિ વધુ વરી વાણી ધરઇ મન૦ ઉલટ સહજિ સભાવી લાલ૦ ૩૦

( ઢાલ–રાગ ધન્યાસરી )

શ્રી **ભટેવો પાસ** જિણેસર **ચાણસમા સિણગારી**જી,
જન મન વંચ્છિત સમધિક દાતા મૂરતિ મોહનગારીજી. ૩૧

શ્રી હીરવિજયસૂરિ સૂરિ સવાઇ, તસ પટિ મહિમા નિધાનજી,
શ્રી વિજયસેનસૂરિ જયવતો, આચો યુગહ પ્રધાનજી ૩૨

તાસ પટિ ઉદયાચલિ ઉદયો, શ્રી વિજયદેવ ગણ રાજજી,
દોય ગણહર મહિયલિ વિચરતા, સારઇ ભવિજન કાજજી ૩૩

વાચક ચક્ર શિરોમણી નિરુપમ, શ્રી કલ્યાણવિજય મુનિ રાજજી,
તાસ સીસ પ્રીતિ કરી ગાયુ, શ્રી ભટેવો જિનરાજજી ૩૪

મુનિ રસ રસ શશધર મિત વત્સરે, વિજય દશમી સોમવારજી,
પાચોટીપુર શુભ થાનકિ, રગઇ સકલ સઘ સુખકારીજી ૩૫

શ્રી પાસ જિણેસર ભુવણ દિણેસર પ્રબલ પુણ્ય મભારજી,
શ્રી આદિ જિણેસર ચરણ પસાઇ, ગાઉ ગુણ ભડારજી ૩૬

નિરમલ નિરુપમ ગુણમણી રોહણ ગિરિ અવતારજી,
સઘ મનોરથ પૂરણ સુરતરુ જિનશાસન જયકારજી ૩૭

॥ ઇતિ શ્રી ભટેવા પાર્શ્વનાથ સ્તવન સમાપ્ત ॥

**માર્મિક સુભાષિત**

त्वरित किं कर्त्तव्य विदुषा ?
ससारसततिच्छेद

પ્રશ્ન—વિદ્વાન પુરુષે જલ્દી શું કરવું ?
ઉત્તર—સસારની પરપરાનો વિચ્છેદ

# ચાણસ્મા મંડન
# શ્રી ભટેવા પાર્શ્વનાથ સ્તવન

[ આ સ્તવન લા૦ દ૦ વિદ્યામંદિર અમદાવાદના હ૦ લિ૦ સંગ્રહમાંથી પ્ર૦ નં૦ ૭૬૪૯/૧ પ્રતમાંથી મળ્યુ છે. ]

( રાગ ધનાશ્રી )

આજ આરતિ ટલી સકલ સંપતિ મિલી,
ભેટિઓ ભાવસ્યુ શ્રી **ભટેવો;**
દેવી **વામા** સતી કૂખ વર મંદિરઇ,
તું જયો અચલ જિનરાજ દીવો. આજ૦ ૧

**અશ્વસેના**વનિપાલ કુલ હંસલઓ,
અવિતિ (!) ભલો જાસ જક્ષ અધિક રાજે;
વિકટ સંકટ હરઇ ભવિક કામિત પૂરઈ,
અલવિ અરીય તણી ફોજ ભાગઇ. આજ૦ ૨

આજ કલિકાલિ જિનરાજ મહિમા ઘણો,
તુઝ તણો દેખિ હરિ પ્રમુખ લાજઇ;
સુણિનઇ જિન પાસ તુઝ આશ કીજઇ,
ધણી તુઝ વિના કોણ મુઝનઇ નિવાજઈ. આજ૦ ૩

નાગ હરી નાગ દવ જલધિ રણ રોગ નાસઇ,
ભય ટલઇ દૂરથી તુઝ પ્રસાદઇ નવિ છલઇ;
શાકિનિ ભૂત-પ્રેતાદિકા દુઃષ ટલઇ,
જય લહઈ સહી વિવાદઇ. આજ૦ ૪

પ્રગટ થઈ પાસ નિજ દાસ આશ ફલઈ,
તિમ કરો દેવના દેવ સ્વામી દેહી,
દર્શન નમુ દામ મકલ શિવ સપદા,
વિનવુ દેવ ! તુઝ મીસ નામી આજ૦ ૫

પ્રકટ પરતાપ પ્રભુ પુરવઇ પાસ તું,
જાસ યોગીશ મહુ ધ્યાન ધ્યાવઈ,
ચિત્ત મુઝ દેવ તુઝ ચરણુ કમલ વસઇ,
દેખતા નયણુ આનદ પાવઈ આજ૦ ૬

શ્રી તપાગચ્છ જલ રાશિ વર ચદ્રમા,
શ્રી વિજયમેનમૂરિ સૂરિ રાયા,
સકલ વાચક વરા શાતિચદ્રાભિધા,
મીસ ઇમ અમર મુનિ પામ ગાયા આજ૦ ૭

॥ ઇતિ પ્રકટ પ્રભાવ શ્રી ચાણસમા મ ’ન શ્રી ભટેવા પાર્શ્વનાથ સ્તવન સપૂર્ણ ॥

લિ૦ મુનિ લીલચદ

॥ શુભ ભવતુ ॥

ઇતિહામની ગભીરતા

ઇતિ+હ+આસ આ પ્રમાણે શબ્દવ્યુત્પત્તિના આધારે પ્રામાણિકપણે તટસ્થ નીતિથી સકલિત કરેલ પુરાતન બાબતોને ઇતિહામ કહેવાય છે તેમા અનધિકાર ચેષ્ટારૂપ સ્વતત્ર આલોચનાનો કોઇને અધિકાર નથી, તેથી જ ઇતિહામ બહુ ગભીર બાબત ગણાય છે

—એક મહાપુરુષના પ્રવચનમાંથી

# श्री भटेवा पार्श्वजिन स्तवन

[ આ સ્તવન વિદ્વદ્વર્ય બાલમુનિશ્રી ધુરંધરવિજયજીએ કેશરબાઈ જ્ઞાનમંદિર (પાટણ)માં વેરવિખેર પડેલ છૂટક પાનામાંથી મેળવીને મોકલી આપેલ છે.

આ સ્તવનની પ્રથમ ગાથાની ત્રણ લીટી મૂષકરાજોની મહેરબાનીથી મળી શકી નથી. સં. ]

........... ............ ............, ....................................;
.................................., ભેટિઓ આજ ભવ ભૂરિ ભમતાં. પા૦ ૧

ઇન્દ્રના વાસથી અધિક કૈલાસથી, સાર પ્રભુ પાસ આવાસ સોહી;
બાવન દેહરડી મુગતિની સેરડી, મૂરતિ દેખીને મન્ન મોહિ. પા૦ ૨

દેવ **ચાણસ્મે દિન** મેં દેખીઓ, દુષ્ટ સર્વ (વિ) ? દોષ મદ ઘૂક દમવા;
દેશ પરદેશના આની અસખ્યજન, નિપુણ સુવિસેસ નરનાથ નમવા. પા૦ ૩

લાખ અભિલાષ લખ લાભ લાખાં ગમે, સાધવા સુરતરુ શાખી સરિખો;
અસાર સંસારમાં બોધ એક સાર છઈ, સારમાં સાર પ્રભુ નામ પરખો. પા૦ ૪

નાગ–ગજરાજ–મૃગરાજ–દવ–જલનિધિ, યુદ્ધ ગદ વૈરિ મદ બંદખાનું;
અષ્ટ ભય કષ્ટ મહા અનિષ્ટ આપદ હરે, ભ્રાંતિ તમ ભેદવા ભુવન ભાનુ. પા૦ ૫

**હેમસૂરીશ્વરે કુમાર** નૃપ કારણે, સમય શુદ્ધ મુહૂરતે તક્ષ્ક સાધી;
માસ પ્રતિષ્ઠા થઇ પુન્યથી તે સમિં, શ્રાવકે શુકન શુભ ગાઠ બાંધી. પા૦ ૬

ધરિય મન ધારણું ધ્યાન એહનું ધરી, કોઉ મનિ કામના જેહ કામિમેં;
મોહ મહારાણની આણ ઉત્થાપીને, પ્રાણી નિર્વાણ પદ તેહ પામે. પા૦ ૭

વાસી **વારાણસી** દેશ કાશી તણો, **વામા અશ્વસેન** સુત એક તારુ;
અવર તજી આલિને એહ ઉપાસિઈ, કરત સેવા સિઇ સિદ્ધિ વાસૂં. પા૦ ૮

પાઠક **ઉદયરત્ન** કહે પ્રીછયો, વિષયની વિસારું ને જે હટેવો;
જગતમાં તેહની જીત થાસ્યેં સદા, ભેદ સ્યૈં ભાવસ્યુ જે ભટેવો. પા૦ ૯

॥ ઇતિ શ્રી ભટેવા પાર્શ્વજીન સ્તવન સમાપ્ત. ॥

# શ્રી ભટેવા પાર્શ્વનાથ સ્તવન

[ આ સ્તવન શ્રી નિત્યવિનયજીવનમણિવિજય જૈન શાસ્ત્રસંગ્રહ ચાણસ્માના પ્રાચીન હ૦ લિ૦ શાસ્ત્રસંગ્રહમાંથી મળ્યું ]

પાસ ભટેવા ભેટવા જી, તમ ગુણ લમણ પાસ,
તુમ પરમાતમા સોને સમો જી, સોવન આગી રચાવ,
ભટેવા હું છું તારો ગસ ભ૦ ૧

મસ્તક મુગટ સોહામણા જી, કાને કુંડલ સાર,
બન્ને બાજુ બેરખા જી, કંઠે નવ સર હાર ભ૦ ૨

હાથે કલ્લી હીરે જડી જી, સફર બીજોરૂ સાર,
કેડે કંદોરો હેમનો જી, ઘુઘરી એ ઘમકાર ભ૦ ૩

દંત દીપે દાડમ કલી જી, અધર પરવાલાનો રંગ,
નવ ખંડ ટીલું રત્ને જડયું જી, નવ ખંડ તારું નામ ભ૦ ૪

ચોખંડ દીસું ચોખટું જી, ચોખંડ તારું નામ,
નગર ભલું ચાણસ્મા જી, તાં પ્રભુજીનો વાસ ભ૦ ૫

સેવક માગે સુખડાં જી, આપો મુક્તિનું રાજ,
ખેમાવિજે સૂરિ વિનતી જી, તવન જોડયું સાર ભ૦ ૬

**લાલબત્તી**

ઇતિહાસમાં શાસ્ત્રીયતાનો ઓપ આપી વિચારણાને અવકાશ છે, પણ મૌલિક કે સ્વતંત્ર વિચારણાના નામે પોતાની મૌલિક માન્યતાઓનો ઓપ આપવાની નીતિ સર્વથા અનુચિત છે

—મહાપુરુષની પ્રસાદી

# -: શ્રી ભટેવા પાર્શ્વનાથ સ્તુતિ :-

[ આ સ્તુતિ શ્રી નિત્યવિનય જીવનમણિ વિજય જૈન શાસ્ત્રસંગ્રહ ચાણસમાના હ૦ લિ૦ ભંડારમાંથી છૂટક પાના પરથી મળી આવેલ છે. ]

ચાણસ્મા પુર મંડણ સુખકર, પાસ જીનેશ્વર સોહેજી;
વંછિત પુરણ સુરતરૂ સમવડ, સુર નરના મન મોહેજી,
કમઠ હઠી હઠ ભંજન ગંજન, મોહે મહા ભય ભાંતોજી;
તે શ્રી પાસ જિનેશ્વર પૂજો, રાણી પ્રભાવતી કંતોજી. ૧

વર્તમાન જિન પંચદશ ક્ષેત્રે, જિન શાસનના ઈશ જી;
વળી અતીત અનાગત જિનવર, પ્રણમો વિશ્વા વીસ જી,
સકલ સુરા સુર સેવિત પદકજ, સકલ જિનેશ્વર કેરાજી;
એકમના આરાધો ભવિયા, જિમ ન હોય ભવના ફેરાજી. ૨

ચાર નિકાયના દેવ મળીને, સમવસરણ વિરચંતાજી;
સુરનર કિંનર કોડાકોડી, આવે ભવી ગુણવંતાજી,
ભવદવ તાપને જલ સમ વાણી, વરસે શ્રી જિનવાણી જી;
તે જિનવાણી ધરો ચિત્ત પ્રાણી, જિમ થાઓ પંચમ નાણી જી. ૩

પાસ ભટેવો ભાવ ધરીને, પ્રણમો ભવિજન વૃંદા જી;
જેહ પસાયે વિઘ્ન નિવારે પઉમાવઈ ધરણિંદ્રા જી,
સકલ પંડિત શિર મુગટ નગીનો, **દીપ સાગર** ગુરુ શિષ્ય જી;
**સુખસાગર** પ્રભુ પાસ પસાયે, દિન દિન અધિક જગીશ જી. ૪



# શ્રી ભટેવા પાર્શ્વજિન લાવણી

[ આ લાવણી ચાણસ્માના કુલગુરૂ અમથા ગોરજીના ચેલા પાસેના જુના મગ્રહમાથી મળી આવી છે ]

જગબંધુ જિનરાજ આજ તોરે, દરિસણ કરણકુ મે આયા,
પતિત પાવન પ્રભુ પાસ ભટેવા, મનુઆ મેરા તુમને ધાયા જ૦ ૧

દો દરિસણ દલભરી દેવા મોય, આશ કરી આવ્યો અપની,
અનુભવ આતમ આપ ઓલગએ, પૂરવ પ્રીત પ્રભુ તુમસે બની જ૦ ૨

તું હી નિરંજન નાથ હમારા, શિવ રમણુ વર સુખ કંદા,
નીલ વરણુ અહિ લછન ઓચિત, મુખ તેરા શરદ પુનમચદા જ૦ ૩

કમઠ રઢાયા પન્નગ ઉગારા, પાવકમે જલતે પ્યારા,
શ્રી નવકાર પદ દિયા નેહસે, નાગને ઉત્તમ તુમને તારા જ૦ ૪

કમઠાસુર તવ હુવા ક્રોધે, અશુભ ધ્યાને અવિચારા,
બાર મેઘ વરસનકુ બુલાયા, માંડી ઘટા ઘન જલધારા જ૦ ૫

ગગન મંડલમે ગાજે ઘેરા, ચઉદિશ વિજલી ચમકત હે,
કડક કડક હાડે હોવે કાટકા, ખલલ ખલલ જલ ખલકત હૈ જ૦ ૬

દાદુર ચાતુક બોલે પપૈયા, નોર કરત હે સઘન વનમે,
કેગરવા કેગરવા કરે કોયલિયો, મોર જેગોર કરે ઝડીયનમે જ૦ ૭

ઉપસર્ગ પાપી કિયા કુમતિએ, નાક બરાબર નીર અડયા,
કાઉસ્સગ ધ્યાને નવ મુકયા મગનમે, ક્ષપકશ્રેણી તમ રહ્યા ખડયા જ૦ ૮

આસન કમ્પ્યા હરિ ઇન્દ્રકા, ધરણીધર આયે ધાઈ,
શેકે કંધ પર પ્રીતે ચઢાયા, સહસ્ત્ર ફણુ સિર લિયા છાઈ જ૦ ૯

**પદમાવતી** આયે તુમ આગે, અપછર ગણુ અતિ હે ભારી,
નૃત્ય કરત ગાન ગાવત ગાંધર્વ, તાથૈ તાન કરત નારી જ૦ ૧૦

ધપમપ ધપમપ માદલ ઘુકે, તાલ ટહોરા વેણા વાઈ,
ધ્રોકડ દોકડ ભૂગલ ભેરી, શ્રીમંડલ ઓર સરણાઇ જ૦ ૧૧

ઝાલર ઝાંઝ સરસ સરોદો, જલતરંગ કરકેડ તાલા,
જેત માન લેવે અતિ જુગતે, ઉમંગ ધરી અપછર બાલા. જ૦ ૧૨

અંગ આભૂષણ નવ સાત સેજે હે, પાયે ને પુર ઉત્તમ સોહે,
બત્રીશવિધ નાટક નિરખતા, સુરનર મુનિ કે મનમોહે. જ૦ ૧૩

ઇન્દ્રે કોપ કરી કાઢ્યો કમઠાસુર, તુમ ચરણ કમલ કો શરણ ધરી,
અકલ સરૂપી તું છે અનંત અરૂપી, દીનદયાલ છો દયા કરી. જ૦ ૧૪

અશ્વસેન કુલ જન્મ લિયા હે, વારી હું વામા કે જાયા,
મેરૂ શિખર પર રચા સિંહાસન, છપ્પન કુંઅરી કે હુલરાયા. જ૦ ૧૫

ભય ભંજન પ્રભુ પાસ **ભટેવા**, તેરા નામ ભયારે **ભટેસર** નગરે,
**રામ** પટેલ કે ખેતસે નિકસે, **રવચંદ** સાથ આયે રંગ ભરે. જ૦ ૧૬

સંવત **પંદર ચાંત્રીસ** પ્રેમથી, નગર **ચંદ્રાવતી** હુવા ચાવા,
કંચન થાલ ભરી મોતિયન કો, નરનારી સર્વ મલી વધાયા. જ૦ ૧૭

સંવત **અઢાર બહોતેરે** બેસાડ્યા **ફાગણ સુદ તીજ શનિવારે**,
..........મહાજન ચંદ્રાવતી કેરુ, ઉચ્છવ કર્યો અતિ અતવારે. જ૦ ૧૮

કૃપાલ કૃપાનિધિ સાહિબ, પ્રવહણ સંસાર સાગરકા,
કરો કૃપા હારે કાઢી કલ્પના, અશરણ શરણ તુંહી ગરીબકા. જ૦ ૯૧

તુમ સમો દાતા ન દીઠા દેવ કોઈ, તેવીસમાં ત્રિભોવન ધણી,
દીજે મૌજ મને મહેર કરી, મહિયા તોરી મહી પર ઘણી. જ૦ ૨૦

મે કિંકર તુમ ચરણ કમલકા, તુમ હોરે શિવપુર કે વાસી,
નિજ જન જાણી આણી દયા દિલ, અક્ષય પદ આપો અવિનાશિ. જ૦ ૨૧

સંવત અઢાર નવાણુવે નેહસુ, મગસર વદ તિથિ રે ત્રતિયા,
ભોમવારે પ્રભુ પાસ ભટેવા, તેરા ગુનગાવા ઉપની મતિયા. જ૦ ૨૨

**પૂનમ ગચ્છ મધે મથેણ માણેકચંદ**, રૂપ **વિબુધ** તસ **શિષ્ય** ભયો,
તસ શિષ્ય **ફતેચંદ** ગુણ ગાઈ, સરસ ચરણ શરણ તુમ ગહો. જ૦ ૨૩





# શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુની છેલ્લી પ્રતિષ્ઠા પર પ્રકાશ નાંખતા સ્તવનની છેલ્લી ઢાળ

[ આ સ્તવન ચાણસ્મા મોટી વાણીયાવાડમા રહેતા મગીતકાર ધર્મપ્રેમી **શ્રી સૂરજમલભાઈ ધનજી**ના છૂટક હ૦ લિ૦ સગ્રહમાના એક ગુટકામાથી મલ્યુ, જે કે ગુટકો **શા. મનસુખલાલ ડાહ્યાચદ** પાસેથી સપાદકને મળેલો

આ સ્તવનમા **ચાણસ્મા** શ્રી સઘના અગ્રગણ્ય વ્યક્તિઓના ધર્મપ્રેમ ભર્યા કાર્યોની નોધ સારી મળે છે

દૈવયોગે આમા પ્રથમ ગાથા અર્ધી જ મળી છે પાના અસ્ત વ્યસ્ત થવાથી પ્રથમ ગાથા પૂર્ણ મળી નથી ]

"                                                                      ,

ઓછવ આનદ સોહામણો રે, વાજે વાજીત્રનો ઘમસાણો રે ઓ૦ ૧

**શા ઉમેદ જોઇતા** ભાઈ રે, બહુ ધરમ કમાણી કમાઇ રે,
કરે કારખાનું કામ ઢાઈ રે, નહી આલસ ઉદ્યમ દાઈ રે ઓ૦ ૨

પ્રભુ પધરાવવા નિમિત્તે રે, ભાવે વાવરે બહોળુ વિત્ત રે,
**શા બેચર તારાચદ** ચીત રે, **શા મલૂક ફુલચદ** સહીત રે ઓ૦ ૩

**શા પાના હેમચદ** સોહે રે, **શા ભુખણ અદેસગ** મોહે રે,
**શા ગલાલ કમલસી** સોહે રે, તેઓ લોકોને સહુ બોહે રે ઓ૦ ૪

જણ પાચ ધરમના રાગી રે, પ્રભુ પધરાવે સોહાગી રે,
ભવો ભવની ભાવઠ ભાગી રે, લાભા લાભની શુભમતિ જાગી રે ઓ૦ ૫

**શા દેવકરણ** પુજા ભાવે રે, ઉતમ જીવ શિખર ચઢાવે રે,
સઘ સાહમિ વછલ નુતરાવે રે, નિજ લાભ અનતો પાવે રે ઓ૦ ૬

**વીરમગામ** કેરો વાસી રે, **જીવણ જેઠા** ધરમ અભિલાષી રે,
ઈડુ ચઢાવે સુખરાશિ રે, ભવોભવ ખોઈ ઉદાસી રે ઓ૦ ૭

**પટેલ ઉમેદ શંભુદાસ** રે, પ્રભુની ધજા ચઢાવે ખાસ રે,
ગામ જમાડે મન ઉલાસ રે, જસ ચડતો દીએ સોબાસ રે. ઓ૦ ૮

સંવત **ઓગણીસ તેત્રીસ** રે, કારતિક વદી પંચમી દિવસ રે,
પુણ્યકારણ સુભમતી સરસે રે, ગીસરાજ જવા મન હેસરી રે. ઓ૦ ૯

શેઠ કમલશી સુત સોહે રે, શેઠ સવચંદનું મન મોહે રે,
**વિદ્યાવીજેજી** સંઘ ઓહે રે, જાત્ર ઉપદેસ દીએ અકોહે રે. ઓ૦ ૧૦

સંઘ ગઢ ગીરનાર ઘાટે રે, **શા. ગગલચંદ** પાટે રે,
ધરમ ધ્યાનથી ગઆ ઊચાટે રે, સંઘ પદવી આપેં સાંમી માટે રે. ઓ૦ ૧૧

**શા. મગન કેવલ** લીધા સાથે રે, લીએ સવચંદ લાભ તે હાથે રે,
**પાસ ભટેવા** અનાશા નો નાથ રે, આપે અનંત સુખની આથે રે. ઓ૦ ૧૨

સંવત **દસ નવ સતાવી** રે, કરે **સવચંદ** પરવ અઠાઈ રે,
**જેઠ સુદી** આઠમ કહાવી રે, વદી પડવે નોકારસી ભાત્રી રે. ઓ૦ ૧૩

ધરણીધર સુર પટધારી રે, અઠાઇ મહોછવ નિરધારી રે,
જોવા આવે બહુ નરનારી રે, વીસથાનક ઉછવ ભારી રે. ઓ૦ ૧૪

તપગછમાં દીનપતી હીત રે, પંન્યાસ **અમરત તપ** ચિત રે,
પંન્યાસ **ભાવવિજય** ગુણ ચીત રે, તસ **રૂપવીજે** અગુણ હીત રે. ઓ૦ ૧૫

**પાસ ભટેવા** સંપતી પૂરી રે, **પંન્યાસ ગુમાન વીજય** દુઃખ દૂર રે,
તસ સીસ **વિનય** હજૂર રે, **પંન્યાસ સોભાગનું** વધું નૂર રે. ઓ૦ ૧૬

જમલે ગાથા ૧૩૫ સંપૂરણ લખી છેઃ ભુલચુક હોય તે મિછામિ દોકડં જેને આવડે તે સુધું કરજોઃ સંપુરણ લખુ છે."

**સં૦ ૧૯૨૮ આસો વદ એકમ વાર સોમવારના શા. જેઠીદાસ ભૂલચૂક માફ છે.**



# ચાણસ્માના વતની

# શેઠશ્રી શા સવચંદ કમલશીના સંઘનો રાસ

[ આ રાસ ચાણસ્માના ધર્મપ્રેમી સગીતકાર શ્રી ગૂરજમલ ધનજી-ભાઈ પાસેના જુના હસ્ત લિખિત ગુટકામાથી મળી આવ્યો છે ]

* દુહા *

સરસ્વતિ ભકતે નમુ, વલી પ્રણમુ ગુરૂ પાય,
સઘ સદા ગુણ ગાઇસુ, વર આપો સુખદાય ૧

ગિરી દરશણ ગુણ ગાઇસુ, ભાવ દરશણ ઉદ્યોત,
ધન શ્રાવકપદ પામીને, પાપ મેલે નિદ્યોત ૨

નયર ચાણસમે દીપતા, ધરમ ઉદ્યોત કરે નિત્ત,
શાશના નાયક પાસજી, પૂરે બોહલુ વીત ૩

સવત ઓગણી તેવીસમા, સઘવીપદ લીએ તેહ,
શેઠ કમલસી પુત છે, સવચદ ગુણનો ગેહ ૪

સઘ મુખ ચાર શેઠીઆ, દીન દુખિઆ ઉપગાર,
ભકતિ કરે સુગુરૂ તણી, દિન દિન સોભા અપાર ૫

॥ ઢાલ ॥

( જીરે સજન કરી હરખે ધરી બેની—એ દેશી )

જી રે તે કાલે સઘમા દીપતા, શેઠ બેચર તારાચદ, ધર્મા પુરુષ ઘણા
જી રે ઉત્તમ રતનજી તણા, જસવતા કરે આનદ ધ૦ ૧

જી રે દેવકરણ પૂજાની વારીમા, ધરમ ધ્યાન વધો મહિમા,
જી રે શેઠ જેઠા લખમીચદના અતિ ધરમ કીર(સવ)ડી તવામ ધ૦ ૨

જી રે પન્યાસ વિદ્યાવિજેજીએ કર્યો ઉપદેશ પાપ નિરોગ,
જી રે ગિરનાર શેત્રુ જે જઈ જે ભેટે, તેના કરમનો જાને થાએ લોગ ધ૦ ૩

જી રે શત્રુંજા મહાતમ સાંભળી, **શેઠ શવચંદ** મનમાં ઉમેદ,
જી રે કારતક વદી પાંચમી દિને, મુહૂર્ત કરે પાપનો ખેદ. ધ૦ ૪

જી રે કંકુત્રી લખી મેલવો, સંઘ ને ભયો આનંદ,
જી રે સજ્જન વરગ સહુ ભલા, સંઘ નુતરિઆ મહાનંદ. ધ૦ ૫

જી રે વાજીંત્ર આદે વાજતાં, લીધા હાથમાં શ્રીફળપાન,
જી રે વાજતાં ગાજતાં વાધીઆ, ડેરા દીયા પશ્ચિમ મેદાન. ધ૦ ૬

જી રે પહેલો ડેરો જિનરાજનો, ડેરો બીજો સાધુ ગુણવંત,
જી રે **વિદ્યાવિજય** સાથે પરિવર્યા, ધરમ કિરિઆ કરે પાપઅંત ધ૦ ૭

જી રે જાચકની આશા પૂરતા, વિધિએ દેતા ઘણું દાન,
જી રે સાહમિ ભક્તિઓ સાચવે, સાત ખેતરના વધારે માન. ધ૦ ૮

જી રે પ્રથમ મુકામે ચાલિઆ, આયા **શંખેસર** મુકામ,
જી રે પૂજા ભણાવી જાત્રા કરી, સંઘ જમાડે સંઘવી નામ. ધ૦ ૯

જી રે તાંથી **વડગામ** આવિઆ, તિહાં ભેટા આદેસર દેવ,
જી રે તાંથી **પાટડી** આવિઆ, તિહા ભાવે કરે જીન સેવ. ધ૦ ૧૦

જી રે **શેઠ નાથા** ગળજી વળી, શા **અમીચંદ વખત** વખાણુ,
જી રે જણુ બે મલીને જમાડિઓ, લીધો જસ લહો પરમાણુ. ધ૦ ૧૧

જી રે **ઉપરિઆલે** ભેટીઆ, **રિખવ** જીન પડીમા અનૂપ,
જી રે સંઘ **ધાંગધરે** ચાલીઓ, કરે સામઇઉ સોભારૂપ. ધ૦ ૧૨

જી રે **કેરસન જોઈતા** શેઠજી કરે સામી વચ્છલ ઉદાર,
જી રે સંઘપતી ચાલ્યા હરખમાં, આવ્યા **મોરબી** નગર સુઝાર. ધ૦ ૧૩

જી રે ઉછવ પૂજા ભણાવીને, સંઘ ચાલે **નગર** મુકામ,
જી રે દો અ બાવન જિનાલય, લઘુ આઠ દેરા આરામ. ધ૦ ૧૪

જી રે **પટણી ઝવેરી** દીપતા, **છગનાભાઈ ઝવેરચંદ,**
જી રે સામી વચ્છલ કરે ખ ત સુ, થઈ ઉલટ પરમ આનંદ. ધ૦ ૧૫

જી રે નગરમાં આનંદ ઊપનો, **શેઠ હેમચંદ ઇચ્છાચંદ,**
જી રે સામી વચ્છલ કરે રાગશું, સામી ભક્તિ વછલ સુખકંદ. ધ૦ ૧૬

જી રે પોરાજી મુકામ જઈ કરો, સઘ ધરમનો દરસન પ્રેમ,
જી રે સામિવછલ કરે હુંશ સુ, શા. ગલાબ આલમ તેમ ધ૦ ૧૭

જી રે અતિ ઓચ્છવ આનદશું, નિત ભાવનાનો નહી પાર,
જી રે દાન દિએ જીમ મેઘ જયુ, ગણી સોભાગ મહિમા અપાર ધ૦ ૧૮

* દોહા *

ગિરનાર ભાવે ભેટિયા, સઘપતિ હરખે ચિત્ત,
નેમીસર પ્રભુ ભેટવા, વાવરે બોહલુ વિત્ત ૧

સોના રૂપાને ફુલે, વધાવે શ્રી ગિરિરાજ,
દાન જાચકને દેઈને, સારિયા આતમ કાજ ૨

**નેમિ** પ્રભુને નિરખવા, કરિવા ઉત્તમ કાજ;
ત્રણ કલ્યાણુક પૂજવા, અવસર આવ્યો આજ ૩

**દત્ત** ગણધર સિદ્ધ હુવા, મુનિ ઘણા ત્યા સિદ્ધ,
આજ લગે જે સેવશે, પામે બહુલી રિદ્ધ ૪

॥ ઢાલ ત્રીજી ॥

અનિહાંરે વ્હાલો વસે વિમલાચલે રે, એ દેશી ॥ આંકણી ॥
સઘ મળે ગિરી ભેટવા રે, ઘનઘાતીયા કરમ ખપાય ॥ ટેક ॥

સોના રૂપાને ફૂલે વધાવીએ રે, કેશરે પૂજે ભાવ અ૦
આ નેમીસરની જાતરા કરી રે, ચઢતા પરિણામ કહાય સ૦ ૧

પ્રભુ પૂજા મન કરે નિરમલુ રે, પૂજા અષ્ટ પ્રકારી કીધ,
આરતી મગળ ભાવશુ રે, સુરલોક તણો જસ લીધ સ૦ ૨

જૂનાગઢમા લ્હાણી કરી રે, તે તો સઘવીના ઘરની કહેવાય,
સામીવછલ વીધિ વાવરુ રે, શેઠ ગગલ રવચદ લાય સ૦ ૩

**સિધવર** વાસી સોહામણો રે, શેઠ ગલાબ બેચરચદ,
સામી વચ્છલ કરે હુંશથી રે, સહુને ઉપનો આનદ સ૦ ૪

આગી રચાવે **નેમીસર** રે, તિહા પૂજા ભણાવી વિશેષ,
જાચકને ઘણા પોખિઆ રે, દિયે સુપાતર દાન આદેશ સ૦ ૫

ત્યાંથી ચાલ્યા **સિદ્ધાચલે** રે, **અમરેલી** ગામ મુકામ;
**શેઠજી રવચંદ ઉમેદ**નો રે, કરે સામી વછલ શુભ કામ. સં૦ ૬

ત્યાંથી ચાલ્યા **સિદ્ધગિરિ** ભેટિઆ રે, સામી વછલ સઘવીનો સાજ;
સઘ નોકારસી નૂતરી રે, કરે ઉત્તમ કરણી કાજ. સં૦ ૭

ટોલી જમાડી તે ઠામશું રે, સુપાત્રે દીધા દાન સંઘ;
હવે બીજા નવ જણા મળી રે, કરી સામી શુભ નીમ સંઘ. સં૦ ૮

સામી વચ્છલ પેલો સંઘવી રે, **શેઠ ડોસા પાનાચંદ;**
**શેઠ ગગલ રવચંદ**નો રે, તીજો સામી વછલ સુખકંદ. સં૦ ૯

**શેઠ પાનાચંદ હેમચ**દના રે, ચોથો સામી વછલ સિદ્ધ;
**શા. ઘેલા ભુખણ** પાંચમો રે, સામી વછલનો જસ લીધ. સં૦ ૧૦

**શા વાલજી દીપા** વલી તથા રે, **શા કેવલ પિતાંબર** સાર;
જણ બે મલી સામી વછલ કર્યો રે, શુદ્ધે ભાવ ભક્તિ ઉદાર. સં૦ ૧૧

**અભેચંદ દેવકરણ** તણા રે, તથા **લાલચંદ ઉમેદ;**
જણા બે મલી સામી વછલ કરે રે, તન મનના ટાલી ખેદ. સં૦ ૧૨

**શેઠ ડુંગર હીરાચંદજી** રે, તથા **રાયચંદ અમીચંદ** પૂત;
સામી વછલ દોય ભાવે મલી રે, કરી હરખ્યાં ઘરના સૂત. સ૦ ૧૩

**પાલણપુર**ના શેઠજી રે, **શા દલી કેવલચંદ** નામ;
સામી વછલ કરે હુંશથી રે, કરે અચલ ધરમનું કામ. સં૦ ૧૪

**શેઠજી સાંકલા ભુખણે** રે, **શેઠ આલમ છગન** ઉછાહ;
સામી વછલ બીહું હુંશથી રે, એટલા જમણ સિધગીરી માહિ. સં૦ ૧૫

આદીત્થ પ્હેલા પૂજીઆ રે, **શેઠ સવચંદ** ગુણનો સાથ,
જાત્રા કરી હુંશથી રે, નામણ દીવો **સાંકલી બાઈ** હાથ. સં૦ ૧૬

**લલ્લુ મગન** પ્રભુને લેઈ રે, રથ બેઠા ભાવ અનંત;
હાંકયો રથ સઘવી ખાંતસું રે, લીધો લાભ મન થઈ સંત. સં૦ ૧૭

કુંભ ઉપાડી **બાઈ ઉજમે** રે, પુંખે સંઘવણ હરખ ન માય;
પુંખણુ બીજું સંઘવી સુતા તણુ રે, ત્રીજુ ભાણેજ બહુનું કહેવાય. સં૦ ૧૮

ભાણેજી બાઈ દીવાળી કરે રે, ચોથુ પુખણુ મન ઉદાર,
મ ઘવી તારાચ દ પ્રસાદમા રે, થાપી રિખભ પડિમા સાર સ૦ ૧૯

નાદ માડી શીલનત ઉચરે રે, ન ઘવી સ ઘવણુ શુભ મન,
શેઠ કરમન જોઈતાભાઈ રે, વળી મોતી ઝવેરને ધન સ૦ ૨૦

જણુ ચાર ચોથુ નત ઉચરે રે, વળી દાન સુપાત્રે દીધ,
તલાટીએ ભાતુ આપીરે રે, જન્મ સૌભાગ લાહો લીધ સ૦ ૨૧

* દુહા *

છ ગાઉની પ્રદક્ષણા કરી, નદી શત્રુંજી નાહી સાય,
ઉલખાચોલને સિધશિલા, ધ્યાન ધર ચિત લાય ૧

સિધવડ આવ્યા સ ઘવી, ભાતુ ભક્તિ કીધ,
ભાટ પુજારી સરવને સરપાવે જસ લીધ ૨

તીજા મ ભવનાથજી, પડીમા લીધી સાથ,
ત્યાથી સ ઘપતિ ઉપડયા, શુભકરણી કરી હાથ ૩

શિહોર ગામે આવિઆ રે, જુહારે પ્રભુ પ્રાસાદ,
ભાવનગર આ યા સહુ, ટાલે માન ઉન્માદ ૪

ભાવે દેવ જુહારીઆ, ઉપડયો સ ઘ મુકામ,
લીંબડી આવીને વધા, પ્રભુ ગુણુ ધામ ૫

શેઠ હેમચ દ આલમને, સામી વચ્છલ ભાવ,
પટણી વાસી જાણીએ, પુરણુ પુણ્યનુ નાવ ૬

સુતરિઆ સુખી દીપતા, પાટણુ માહે વાસ,
માનચ દ દીપચ દ દીપતા, સામી વછલ ઉલ્લાસ ૭

ત્યાથી સ ઘવી ચાલિઆ, આવ્યા વીરમગામ,
પટણી મગન કેવલ, તણા, સામી વચ્છલ તામ ૮

## ॥ ઢાલ ત્રીજી ॥

તુમે ઓરાને આવો રે કહું એક વાતલડી—એ દેશી.

ઇમ કરતાં આવ્યા **ચાણસમા** નગરે,
માહ સુદી પૂનમ દીને રે, આનંદ—ઘેરે પ્રભુને પધરાવી રે,
**સવચંદ** હરખ ધરે, શુભ મુહૂર્ત જોઇ રે, શાસન જસ આવી રે,
જુઓ પુણ્ય પ્રભાવી રે, ધરમના કામ કરે. ૧

વદી ફાગણ કેરી રે, એકાદશી જાણો,
પૂજા સત્તર ભેદી રે, ભણાવી ગુણ ખાણો,
પ્રભુની પાસે લાવે રે ભાવે **સાંકલી બાઈ,**
પેંડાને પતાસા રે, મેવા મિઠાઈ રે. ૨

જલેબી ને ઘેબર રે, ખાજા ને ખુરમા,
ગલ પાપડી સુદર રે, વળી તલીઆ ચૂરમાં,
મેસૂર અને મરકી રે, શીરો સાંકરિઓ,
પુરીને સેવ દાલ રે ઘીના રસ ભરીઆ. ૩

એવા ઉત્તમ નૈવેદ્ય રે પ્રભુ આગે ઢોઆ,
ભવોભવના પાતિક રે, પ્રભુ ભકતે ખોયા,
ઇમ ઓછવ કરીને રે, પ્રભુને પધરાવ્યા,
આરતી ઉતારી રે, સાજન શોભા. ૪

મંગલ દીવો વિધિશું રે, બહુ લાહો લીધો રે,
વળી મોતી પીતામ્બર રે, સરપાવ સહુને દીધો રે,
કડા સેલા પાઘડી રે, આપે જસ ભારી,
સાધુ સાધ્વીને રે, વસ્ત્ર દિએ ભારી. ૫

દિન દિન ભક્તિ કરે, ધર્મને દિપાવે,
વીસ થાનક તપ કરી રે, ઉત્તમ ફલ પાવે,
એકાદશી તપ કરી રે **સવચંદ** સોહાગી,
કરે અઠાઈ મોહે ભાવ દીસા જાગી. ૬



ઉગણી સત્તાવી રે, જેઠ માસ આવે,
સુદી આઠમ દિનથી રે ઉચ્છવ ચિત્ત લાવે,
શા લખમ ઉમેદે રે, કષાય મન મૂકી,
મવચદ ભત્રીજે રે, આનદ હિત ઢુકી ૭

વદી જેઠની પડવે રે, નોકારસી પોખે,
ધરમ ઉદ્યમ કરીને રે, સગલે કરમ દોખે,
પન્યાસ વડેરા રે, ગુમાન વિજય કહીએ,
સોભાગ કહે છે રે, સઘના ગુણ ગાઇએ ૮

સમાપત લખુ છે ભૂલચૂક માફ છે
સવત ૧૯૨૮ આસો વદ ૧૦ ગુલાબચદ જેઠીદાસ

॥ ઇતિ શ્રી ચાપાસ્મા સઘનો રાસ ॥

॥ સમાપ્ત ॥

**ધર્મ અને ઇતિહાસ**

ઇતિહાસ આધિભૌતિક આબાદીને સૂચવે છે, ધર્મ આત્માના વિકાસ ક્રમ અને તેમા આવતા અવરોધ અને સહાયકોને જણાવે છે, છતા બન્ને વચ્ચે રહેલ ઉપજીવ્ય-ઉપજીવક સબધ ભૂલવા જેવો નથી

# श्री भटेवा पार्श्वनाथ गुणषड्त्रिंशिकास्तोत्र

—०—

कर्त्ता :—बालमुनिश्री अशोकसागर जी म.

चाणस्माख्ये पुरे संस्थं, भक्तवाञ्छितपूरकम् ।
सुखसंपत्तिदातारं, वन्दे पार्श्वं भटेवकम् ॥ १ ॥

अश्वसेनाङ्गजं देवं, वामादेव्या मुदापूरम् ।
सुशान्तं हि सदा कान्तं, वन्दे पार्श्वं भटेवकम् ॥ २ ॥

भवसागरसेतुं तं, त्रायकं भयसप्तकात् ।
लोकाक्षिप्रमितं नाथं, वन्दे पार्श्वं भटेवकम् ॥ ३ ॥

ब्रह्माविष्णुमहेशाख्यं, शङ्करं जगदीश्वरं ।
चिदानन्दं शिवानन्दं, वन्दे पार्श्वं भटेवकम् ॥ ४ ॥

निरंजनं निराकारं, अलक्ष्यं वत्सलं जिनम् ।
अभय-प्रद-मर्हन्तं, वन्दे पार्श्वं भटेवकम् ॥ ५ ॥

कृपासिन्धुं जगद्बन्धुं, रागातीतं जगत्प्रभुम् ।
वीतदोषं जगद्वन्द्यं, वन्दे पार्श्वं भटेवकम् ॥ ६ ॥

हृषीकेशं कृपापूर्णं, अघनाशमयोगकम् ।
सर्वज्ञं परमं देवं, वन्दे पार्श्वं भटेवकम् ॥ ७ ॥

माता पिता जगन्नेता, यस्त्राता परमेशकः ।
विश्वम्भरमशोकं तं, वन्दे पार्श्वं भटेवकम् ॥ ८ ॥





# શ્રી
# ભટેવા પાર્શ્વજિનાલય
# અર્દ્ધ શતાબ્દી
# મહોત્સવ
# સ્મારક ગ્રંથ

## પ્રથમ વિભાગ

## લેખ સંગ્રહ

[ જેમા શ્રી ભટેવા પાર્શ્વ પ્રભુજીને લગતી મહત્ત્વની માહીતીઓવાળા વિવિધલેખો આપવામા આવ્યા છે ]

# શ્રી ભટેવા પાર્શ્વ જિન પરિચય

[ પ્રસ્તુત ગ્રંથનું પ્રકાશન **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના** જિનાલયના છેલ્લા જીર્ણોદ્ધાર થયાને દોઢસો વર્ષ પૂર્ણ થવાના પ્રસંગે **ચાણસ્મા** જૈન શ્રીસંઘ તરફથી **સ્મારક ગ્રંથ** રૂપે થઈ રહેલ છે, તેથી **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનો** પરિચય–રૂપરેખા સંક્ષેપમાં જણાવાય છે.

પ્રાચીન તીર્થમાળાઓ, અષ્ટોત્તરશત નામ ગર્ભ **શ્રી પાર્શ્વનાથ** સ્તવનો અને વિવિધ છંદોમાં **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનું** નામ અનેકવાર આવે છે. તેથી શ્રી ભટેવા પાર્શ્વપ્રભુની પ્રતિમાજીની મળી આવતી વિગતો સંકલિત કરી અહીં રજુ કરવામાં આવે છે. સં. ]

"વર્તમાન અવસર્પિણીના ચોથા આરાના લગભગ અંત ભાગે તરણતારણ-હાર એકવીશમા તીર્થંકર **શ્રી નમિનાથપ્રભુના** શાસનકાલની આ વાત છે.

તે વખતે આ **જંબૂદ્વીપના ભરતક્ષેત્રના મધ્યખંડમાં અંગ** દેશની રાજધાની **ચંપા** નગરીમાં **પ્રજાપાલ** નામે રાજા હતો, તેને **મદનમોહના** નામે રાણી હતી, રાજ્યનું સંચાલન કરનાર **બુદ્ધિસાગર** નામે પ્રધાન હતો, અને **ધનમિત્ર** નામે નગરશેઠ હતા.

એક દિવસ બહારગામથી કીંમતી ઘોડાઓ લઈ સોદાગરો આવ્યા, અને ઘોડાઓની પરીક્ષા કરવા રાજા અને પ્રધાન ગામ બહાર મેદાનમાં આવી વિવિધ રીતે ઘોડાઓની ચકાસણી કરી, ચાર હજાર (૪૦૦૦) દીનાર (સોનૈયા) આપી બે વિશિષ્ટ સારા જાતિવંતા ઘોડા ખરીદ્યા, પછી રાજા અને પ્રધાન તેના ઉપર સવાર થઈ તેની ચાલ પારખવા જરાક લગામ ખેંચી ચાબૂક બતાવ્યો.

એટલે બન્ને ઘોડાઓ પવનવેગથી પૂરપાટ દોડવા માંડ્યા. રાજા અને પ્રધાન બંને આકુલવ્યાકુલ થઈ ઘોડાઓને કાબુમાં લેવા અને ઉભા રાખવા લગામ ખેંચવા લાગ્યા, પણ વક્ર ગતિની શિક્ષા પામેલ અવળી ચાલના તે ઘોડાઓ વધુ ને વધુ દોડવા લાગ્યા.

આમ થતાં રાજધાનીથી બાર યોજન દૂર ગાઢ જંગલમાં પહોંચી ગયા.

છેવટે થાકીને રાજા અને મંત્રીએ પ્રત્યુત્પન્ન મતિથી વાટ વચ્ચે લટકતી વડવાઈઓવાળા વિશાળ ઘેઘૂર ઘટાદાર વડલાના ઝાડ તળે ઘોડાઓ આવતા જ લટકતી ડાલને મજબૂત રીતે બને હાથથી પકડીને લટકી જઈ ઘોડાઓના ત્રાસથી છૂટવા પ્રયત્ન કર્યો, દૈવયોગે આમ કરવા જતા લગામ ઢીલી થવાથી ઘોડાઓ આપોઆપ ત્યા ઉભા રહી ગયા

થાકીને લોથ થઈ ગયેલ રાજા અને મંત્રી ઘોડા ઉપરથી નીચે ઉતરી વડ નીચે આરામ માટે બેઠા, વિચાર કરે છે કે–"ઘડીકમા શુ થઈ ગયુ? આપણું નગર કયા રહ્યુ? સેના વગેરે પાછળ રહી ગઈ, ઘોર જંગલ છે, ભયંકર અંધકાર છે, આ વખતે હવે શ્રી અરિહંત પરમાત્માનુ જ શરણુ છે સંસારના કોઈ પદાર્થો આ વખતે ઉપયોગી થાય તેમ નથી"

આ રીતે વિચાર કરી રાજા અને મંત્રીએ ત્યા રાત ગાળવા તૈયારી કરી

તલવાર પર હાથ રાખી રાજા સજાગપણે જંગલ અને અંધકારના કારણે શિકારી જનાવરના સંભવિત ત્રાસને દૂર કરવા મથે છે, મંત્રી વિનયપૂર્વક કહે છે કે "રાજન્! આપની સાવચેતી સારી, પણ પુણ્યનો પ્રકાશ છે ત્યા સુધી કંઈ ગભરાવાની જરૂર નથી

આપ સ્વસ્થતાથી આરામ કરો, હુ યોગ્ય સાવચેતી રાખુ છુ"

આમ કરતા રાત્રિના બે પ્રહર પૂર્ણ થયા મધ્ય-રાત્રિનો નીરવ શાંતિ ભર્યો કાળ (પ્રહર) શરૂ થયો, તે વખતે જરા દૂરથી પણ ખૂબ જ સુંદર સંગીત વાજિંત્ર આદિનો અવાજ અને નાટક થઈ રહ્યુ હોવાના ભણકારા સાભળી કુતૂહળથી પ્રેરાઈને રાજા અને મંત્રી બંને જણા ઘોર અટવી-ગાઢ અંધકારના કારણે સંભવિત ભયનુ શ્રી નવકાર મહામંત્રના સ્મરણ દ્વારા નિવારણ કરતા કરતા તે અવાજની દિશામા ચાલવા માડયા

લગભગ એક યોજન (૪ ગાઉ) ગયા પછી **શ્રી નરઘોષ** નામના મુનિરાજને થયેલ કેવલજ્ઞાનનો દેવો દ્વારા થતો ઓચ્છવ-મહિમા જોઈ રાજા-મંત્રી બંને જણા ખૂબ ભક્તિથી વિનય પૂર્વક કેવલી ભગવંતને વંદના કરી હાથ જોડી બેઠા

કેવળી ભગવંતે દેશનામા દુર્લભ માનવ જીવનની સફળતા માટે ધર્મનુ આરાધન કરવાનું મહત્ત્વ જણાવ્યું

દેશનામાં પ્રસંગે જણાવાયેલ પ્રભુપૂજાના અધિકારને સાંભળી રાજા–મંત્રી બંને જણાએ પ્રભુપૂજા વિના અન્ન–જલ ન લેવાનો અભિગ્રહ કેવળી પ્રભુ પાસે સ્વીકાર્યો.

રાજા–મંત્રી આવ્યા હતા તે જ રસ્તે પાછા જ્યાં પોતાના ઘોડા હતા તે વડ નીચે આવી ગયા, સવારે મંત્રી ફળ વગેરે લાવી રાજા સામે મૂકે છે, રાજાએ ગઈ રાત્રે કેવળી પ્રભુ પાસે લીધેલ અભિગ્રહના આધારે વીતરાગ પ્રભુના દર્શન પૂજન વિના કંઈ પણ મુખમાં ન નાંખવાની દઢતા દર્શાવી.

મંત્રી વિચાર કરે છે કે–" અહીંથી પાછા રાજધાનીમાં પહોંચતાં ઘણો સમય લાગે ત્યાં સુધી રાજાનુ સુકોમળ શરીર શી રીતે અન્ન–જલ વિના નભશે ? "

મંત્રીએ રાજાને અવસર જોઈ ફલાહાર માટે ખૂબ વિનવ્યા, પણ રાજાએ ખૂબ જ દઢતા પૂર્વક અભિગ્રહ પાલનની વાત જણાવી.

આમ મધ્યાન્હ થવા આવ્યો, છેવટે મંત્રીએ નામ પ્રમાણે પોતાની બહોલી બુદ્ધિનો ઉપયોગ કરી હજારોના પાલણહાર રાજાના પ્રાણ બચાવવા વિશિષ્ટ તરકીબ ગોઠવી.

રાજધાનીના માર્ગને તપાસવાના બહાને મંત્રી જંગલમાં થોડેક દૂર જઈ તલાવની પાસે ભૂમિકા શુદ્ધ કરી માંડવા જેવું બનાવી શુદ્ધ વેલુ રેતી (માટી) અને પાણી લાવી તેનાથી પ્રબલ પુણ્ય અને આદેય નામકર્મથી પ્રખ્યાત આગામી (તેવીશમા) તીર્થંકર **શ્રી પાર્શ્વનાથ પ્રભુ**ની સુદર પદ્માસન મુદ્રાની મૂર્તિ બનાવી, શ્રી નવકાર મહામંત્ર ગણી પૂજનીય બનાવી વ્યવસ્થિત રીતે એક લતામંડપમાં જમીનમાં પધરાવી દીધી.

પછી મંત્રી વિશિષ્ટ ફલો લઈ રાજા પાસે આવ્યા અને કહ્યું કે " આપણી રાજધાનીના માર્ગને હું જોઇ આવ્યો છું આપ બહુ સુંદર આ ફળોને વાપરી લો, પછી આપણે રાજધાનીમાં જઇએ. "

બપોરના બાર વાગ્યા છતાં રાજા ભૂખ–તરસને સહન કરે છે. પણ નિયમને અપવાદની છીંડીથી ખંડિત કરવા તૈયાર થતો નથી.

રાજાની ખૂબ જ દઢતા નિહાળી પ્રસન્ન થયેલ મંત્રીએ રાજાને વિનતી કરી.

"રાજન્ ? મને ગઇ રાત્રે આટલામાં ક્યાંક પ્રભુની મૂર્તિ હોવાનું સ્વપ્ન આવ્યુ છે માટે ચાલો ? આપણે તપાસ કરીએ ?"

એમ કરી રાજાને લઇ મંત્રી તે જ લતા મંડપમાં આવ્યો અને થોડુંક ખોદકામ કરી **શ્રી પાર્શ્વનાથ પ્રભુની** સુંદર વેલુની મૂર્તિ સાચવીને બહાર કાઢી

રાજા તો ભર જંગલમાં તરણ-તારણહાર દેવાધિદેવ શ્રી તીર્થંકર પરમાત્માનુ અદ્ભુત બિંબ નિહાળી ખૂબજ ભાવથી ન્હાઇ ધોઇ ભક્તિ ભાવથી પૂજા કરી જીવનનો લ્હાવો લેવા તૈયાર થયા પણ રાજાએ વિચાર કર્યો કે-"વેલુનું બિંબ છે ? જલપૂજા શી રીતે કરવી ? જલપૂજા વિના અષ્ટપ્રકારી પૂજા શી રીતે થાય ?" રાજા-મંત્રી બંને પાછા ગૂંચમાં પડયા, અને બંને જણા પ્રભુની આગળ ધ્યાનસ્થ બેઠા

થોડીક વારે પદ્માવતી દેવીએ અનેક પરિવારને લઇ ત્યાં આવી પરચો પૂર્યો, રાજાને કહ્યુ કે "રાજન્ ? ચિંતા ન કર ! ભર જંગલમાં તારી ભક્તિ અને નિયમ પાલનની દૃઢતા જોઈ હું પ્રસન્ન થઈ છુ, તું ખૂબજ ભાવથી જલ પૂજા કર, વેલુની પ્રતિમા પણ શ્રી નવકારના પ્રભાવથી અને તારી ભક્તિના બળે વજ્રમય બની છે"

રાજાએ ખૂબ જ ભાવોલ્લાસથી જલપૂજા કરી, શ્રી પદ્માવતી દેવી અને વન દેવતાઓ પણ આવી ખૂબ જ ભાવથી પ્રભુ આગળ નાચગાન કરી રાજાની ભક્તિમાં વધારો કર્યો

રાજાએ મનમાં ભાવના ભાવી કે-"આ પરમાત્માની પ્રતિમાના કારણે મારો ભય ટલ્યો દ્રવ્ય-ભાવથી હું નિર્ભય બન્યો તેથી આ પ્રભુ ભય ટાળનારા છે તેથી પ્રભુના નામ **(ભય ટાળનારા)=ભટેવા** નામ ઉપરથી અહીં **ભટેવા** નગર વસાવુ"

આ ભાવના ભાવે છે ત્યાં શાસનદેવીએ રાજાને રાજધાનીએ જવાનો માર્ગ બતાવ્યો, સામેથી રાજાની શોધમાં નિકળેલ સેના વગેરે પરિવાર મળ્યો, રાજા-મંત્રી બંને જણા રાજધાનીમાં સુખપૂર્વક પહોંચી ગયા

રાજાએ મંત્રીને-**ભટેવા** નગર વસાવી સુંદર મોટુ જિનાલય બંધાવવા આજ્ઞા કરી, તે મુજબ **ભટેવાનગર** વસાવી ખૂબજ ઉંચા શિખરવાળા જિનાલયનું

વર્તાવનારા મંગલ ઓચ્છવો કર્યા, રાજકુમારના નિરોગી શરીરને જોવા ઘણા લોકો આવ્યા, અને નજરોનજર પ્રભુ ભક્તિનો અપૂર્વ મહિમા નિહાળી અનેક બાળજીવો વીતરાગ પ્રભુની ભક્તિમાં લીન બન્યા.

રાજાએ પણ યોગ્ય અવસરે **ગુણસુંદર** રાજકુમારનો રાજ્યાભિષેક કરી પોતે નિવૃત્ત બની સાધર્મિકભક્તિ અને વિવિધ ધર્મના સ્થાનો (દહેરા-ઉપાશ્રય વગેરે) બનાવવા વગેરે ધર્મની આરાધના કરી સમાધિપૂર્વક કાળ કરી દેવગતિ મેળવી.

**ગુણસુંદર** રાજા પણ ન્યાય-નીતિ પૂર્વક રાજ્યનું પાલન કરવા સાથે પ્રભુભક્તિ અને જિનશાસનની યથાશક્ય આરાધના કરી છેવટે વ્રત અને અનશન કરી સમાધિપૂર્વક કાલ કરી દેવલોકમાં મહર્દ્ધિક દેવ બન્યા.

દેવગતિમાં ઉપજતાં જ અવધિજ્ઞાનથી પૂર્વભવના સુકૃતોની વિચારણા કરતાં મહાન્ ઉપગારી **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુ**ની વધુ ભક્તિ કરવાના ઇરાદે **ભટેવા નગર**માથી અતિ મનોહર તે બિંબને લાવી પોતાના વિમાનમાં પધરાવ્યુ, અને ખૂબ જ ઉત્તમોત્તમ દ્રવ્યોથી પૂજા વિવિધ-નાટારંભ આદિ કરી-કરાવી પ્રભુના ગુણગાનથી પોતાનું સમ્યક્ત્વ નિર્મળ કર્યું.

આમ કરતા તે દેવ વિમાનમાં પાંચ લાખ ચોવીશ હજાર આઠસો વર્ષ (૫૨૪૮૦૦) **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુ**નું બિંબ પૂજાયુ."

તે સમયે નીચેની ઘટના બની.

"**શ્રી ભટેસર (ભટેવા)** નગરમાં **સુરસુંદર** મુનિ વિરાજે છે, તેઓ રોજ ધર્મની દેશના સંભળાવી ભવ્ય-જીવોને આત્મકલ્યાણના માર્ગે ધપાવે છે.

તે નગરમા **સુરચંદ** નામે વણિક્ પુત્ર પ્રયત્ન કરવા છતાં વ્યાપારાદિમાં સફળતા ન મળવાથી પુણ્યની ખામી તેમ જ અંતરાયનો ઉદય સમજી મનુષ્ય ભવની સાર્થકતા માટે નિર્દેશાએલ શ્રાવક યોગ્ય વિરતિધર્મની આરાધના પ્રભુ પૂજા, સામાયિક, વ્યાખ્યાન-શ્રવણ આદિ કરે છે.

**સુરસુંદર** ગુરૂ મહારાજા પાસે ઘણો વખત રહે છે. માતા-પિતા વગેરે સંસારી લોકો **સુરચંદને** આમ દહેરા ઉપાશ્રયમાં જ બેસી રહી નિરૂદ્યમી તરીકે ટકોર કરી.

તેથી જરા ખિન્ન મનવાળો થઈ સુરચંદ ગુરૂમહારાજ પાસે આવી ઉદાસ ચહેરે બેઠો, ગુરૂમહારાજે કારણ પૂછ્યુ એટલે બધી વાત કહી સંભળાવી વધુમા કહ્યુ કે—

"ભગવન્ ? હવામા બાચકા ભરવાની જેમ પુણ્ય વિના કે અંતરાયના ગાઢ ઉદયે-વ્યાપારાદિમા શક્તિનો અપવ્યય કરવો તેના કરતા પ્રભુશાસનની આરાધનાથી "એક પંથ દો કાજ" જીવનની સફળતા અને વ્યાવહારિક સરળતા મળી આવવાનો મારો ઇરાદો મારા કુટુંબીઓની નજરમા મારા પુણ્યની ખામીથી નિરૂધમિતા-કાયરતા અને વેવલાપણાના રૂપમા દેખાય છે ? શુ કરૂ ? યોગ્ય માર્ગદર્શન આપો તો ધર્મની હીલનામા હું નિમિત્ત ન બનુ"

ગુરૂ મહારાજે કહ્યુ કે-"મહાનુભાવ ! વાત તમારી સાચી, પણ આપણા જીવે કર્મ બાધતા પાછુ વાળી જોયુ ન હોય અને કર્મ ઉદયમા આવે ત્યારે તેમાથી છટકબારા શોધવા એ વ્યાજબી નથી ? જાણ્યે-અજાણ્યે પણ બંધાયેલા કર્મો હસતા કે રોતા ભોગવવા જ પડશે, તમારે પણ બાર વર્ષનુ અંતરાય કર્મ ઉદયમા છે, તેથી અજ્ઞાની જીવો ગમે તે કહે તે ઉપર લક્ષ્ય ન આપતા અંતરંગ પરિણુતિને પ્રભુશાસનની આરાધનાથી વાસિત બનાવી સમભાવ ટકાવી રાખો"

આ રીતે ગુરૂમહારાજે શાસ્ત્રકારોના નિર્દેશ પ્રમાણે ધગધગતા લોઢાના ગોળા સમા ગૃહસ્થોથી દૂર રહેવા તટસ્થભાવથી જવાબ વાળ્યો

પણ સુરચંદ શેઠ ગુરૂદેવને હાથ જોડી વિનવે છે કે-"સાહેબ ! વાત આપની સાચી પણ ઉદ્યમ પુરૂષાર્થથી બધુ થાય છે, એમ જો કર્મ આપણને સાવ પુરૂષાર્થહીન બનાવી દેતું હોય તો પછી કર્મના બંધનથી આપણો કદી છૂટકારો જ ન થાય, પુરૂષાર્થની યોગ્ય દિશા મળવાથી કર્મની સકામ નિર્જરા થવાનુ આપે ઘણીવાર વ્યાખ્યાનમા ફરમાવ્યુ છે

તેથી યોગ્ય પુરૂષાર્થનો માર્ગ મને ચીંધો ! જેથી મારી ચિત્તની સમાધિ ટકી રહે-સંક્લેશના પરિણામો પ્રબલ ન થાય"

ગુરૂદેવે સુરચંદ શેઠના હૈયામા "ધર્મ પ્રતિ રાગ કેવો છે ?" એની ચકાસણી કરીને યોગ્ય નિષ્ઠાવાલા શ્રદ્ધાળુ શ્રાવકની શાસન પ્રતિ વફાદારીનુ બળ ટક્યુ રહે, તે આશયથી જણાવ્યુ કે—

"ભાઈ **સુરચંદ** ! ધન્ય છે તારી ધર્મનિષ્ઠાને ! ખરેખર ! પરિણુતિને નિર્મળ રાખવાની તારી કાળજી અનુમોદનીય છે, તારૂં અંતરાય કર્મ બાર વર્ષનું છે તો ખરૂં ? છતાં પૌષધ લઇને **શ્રી પદ્માવતી** દેવીની આરાધના કરી યોગ્ય માર્ગ તને મળી જશે."

**સુરચંદ** શેઠ તો પ્રસન્ન થયા, અને યોગ્ય દિવસે વિધિપૂર્વક પૌષધ લઇ **શ્રી પદ્માવતી દેવી**ની આરાધના કરી.

નિર્મળ આરાધનાના બળે **શ્રી પદ્માવતી દેવી** પ્રત્યક્ષ થઈને બોલી કે "કેમ ભાઈ ? મને યાદ કરી ? શુ કામ છે ?"

શેઠે કહ્યું કે–"મારૂં દુઃખ દૂર કરો." **શ્રી પદ્માવતી** દેવીએ કહ્યું કે— "ભાઈ ! તારૂ અંતરાયકર્મ વિશેષ રૂપમાં છે, એટલું શુ થાય ?"

શેઠે કહ્યું કે—"દેવોનું દર્શન નિષ્ફળ ન હોય, માટે મને વરદાન આપો !"

એટલે **સુરચંદ શેઠ**ની ભક્તિ અને ધર્મરાગથી પ્રસન્ન થયેલી **શ્રીપદ્માવતી દેવીએ** કહ્યું કે—

"શેઠ ? **શ્રી ભટેવાપાર્શ્વનાથ** પ્રભુના ઉદ્દેશથી અઠ્ઠમ કરો ! તમારૂં દુઃખ દૂર થશે."

શેઠે ગુરૂમહારાજની પાસે આવી બધી વાત કરી ગુરૂમહારાજે દેવીની વાતનું સમર્થન કર્યું.

સુરચંદ શેઠે યોગ્ય દિવસે **શ્રી ભટેવાપાર્શ્વનાથ પ્રભુની** આરાધના માટે પૌષધાલયે અઠ્ઠમ કર્યો, શેઠની ધર્મનિષ્ઠા અને ધ્યાનની દઢતાથી **શ્રી ભટેવા-પાર્શ્વ** પ્રભુના બિંબના પ્રભાવે જેનું મૂગાપણુ, બહેરાપણું અને દાહ આદિ રોગો પૂર્વભવમાં શમી ગયેલ તે **ગુણસુંદર દેવ સુરચંદ** શેઠ આગળ પ્રત્યક્ષ થયો, અને સાધર્મિકના સંબંધથી આકર્ષાઈ ધર્મનિષ્ઠ **સુરચંદ** શેઠના પ્રબલ અંતરાયને તોડવા પોતાના વિમાનમાં પધરાવેલ **શ્રી ભટેવાપાર્શ્વ**પ્રભુનું વેલુનું બિંબ લાવીને આપ્યુ, અને ખૂબ ભાવથી પૂજા–ભક્તિ કરી જીવનને કૃતાર્થ બનાવવા કહ્યું.

**સુરચંદ** શેઠ તો ખૂબ પ્રસન્ન થયા, ગુરૂદેવને વાત કરી ખૂબ ભાવથી **શ્રી ભટેવાપાર્શ્વ** પ્રભુની ત્રિકાળ–પૂજા આદિ કરવા માંડી.

પરિણામે અંતરાયકર્મનું વાદળ ચાલી ગયું અને સુરચંદ શેઠ વ્યવહારમાં ખૂબ સફળતા મેળવી વિશિષ્ટ ઐશ્વર્યશાલી શેઠ બન્યા.

આ વખતે ઈડરગઢના રાજાએ સુરચંદ શેઠની અચાનક બહોળી-સમૃદ્ધિ, વિપુલ લક્ષ્મી અને ઐશ્વર્યની અદેખાઈવાળા ક્ષુદ્ર માણસોની કાન ભંભેરણીથી શ્રી ભટેવાજીની મૂર્તિ પોતાના રાજમહેલમાં ખજાનો ભરપૂર થાય તે દૃષ્ટિથી મંગાવી, અને તે પ્રતિમા લેવા પોતાના હથીયારબંધ સુભટોને સુરચંદ શેઠના ઘરે તાબડતોબ મોકલ્યા.

રાજાના માણસોએ સુરચંદ શેઠને કહ્યું કે—"તમારે ત્યાં જે ભગવાનની મૂર્તિ છે તે લાવો, ઈડરના મહારાજાએ મંગાવી છે."

શે૦ કહે કે—"રાજા માગે તેટલું ધન, માલ, મિલકત વગેરે જે કહો તે આપું ? પણ ભગવાનની મૂર્તિ એ તો મારા પ્રાણ કરતાં વધુ વહાલી છે, તરણતારણહાર દેવાધિદેવની મૂર્તિ એ કંઈ લેવડ-દેવડની ચીજ નથી. "માગાં તો બેટીનાં હોય, વહુનાં ન હોય" માટે મારા આરાધ્ય દેવની પ્રતિમા ન આપી શકું."

રાજસેવકોએ કહ્યું કે-"અમને તો રાજાજ્ઞા છે, કે સીધી રીતે ન આપે તો પરાણે બળાત્કારે પણ લાવવી, એટલે અમે તો લઈને જ જવાના, તમે મૂર્તિ લાવ્યા ક્યાંથી ? તમારા પર ચોરીનો આરોપ છે" વગેરે એલફેલ બોલતા રાજસેવકોને જોઈ બળનું કામ ન હોવાથી કળથી કામ કાઢવાનો અવસર વિચારી શેઠે વાણિયાવિદ્યાથી વિશ્વાસમાં લઈ ઠંડા પાડયા.

બીજો કોઈ ઉપાય ન હોવાથી સમયસૂચકતા વાપરી પાછલા બારણેથી ગુપ્તપણે પ્રભુની પ્રતિમા લઈ જઈ રામા પટેલના ખેતરમાં દુઃખાતા હૈયે ભંડારી દીધી.

પછી રાજસેવકો તો ઘરમાં કંઈ ન મળવાથી પાછા ગયા.

શેઠે ત્યાર પછી ધર્મારાધનામાં બાકીની જીંદગી વીતાવી સમાધિપૂર્વક કાળ કરી દેવગતિને પામ્યા.

સુરચંદ શેઠે મરતી વખતે પણ શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનું સ્મરણ વિશિષ્ટપણે કરેલ, તેથી તેઓ યક્ષનિકાયમાં ઉત્પન્ન થયા."

હવે **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુજી**ને **રામા પટેલ**ના ખેતરમા ભંડાર્યાને બે હજાર વર્ષ વીતી ગયા પછી નીચેની ઘટના બની.

“ *__ચંદ્રાવતી__ નગરી (આજનું ચાણસ્મા)માં **રવચંદ શેઠ** ખૂબ જ ધર્માત્મા પ્રભુભક્તિમાં પરાયણ છતાં પૂર્વના અશુભકર્મના ઉદયે ખૂબ જ મુશ્કેલીથી જીવન પસાર કરતા હતા.

એક વખતે પ્રતિક્રમણ કરી સંથારા પોરસી ભણાવી નવકાર મહામંત્રના સ્મરણ પૂર્વક **રવચંદ શેઠ** સૂતા હતા. અને મધ્ય રાત્રિએ યક્ષ નિકાયમાં ઉપજેલા **સુરચંદ શેઠે** સ્વપ્નમાં આવીને કહ્યું કે–“ **રવચંદ શેઠ** ! આજથી તમારૂં દુઃખ ગયુ સમજો ! ઇડર પાસે **ભટેસર નગરી** છે, તેની દક્ષિણ દિશાના વનમાં રથ લઈને તમે જજો, ત્યાં પ્રભુની પ્રતિમા તમને મળશે, તેને રથમાં પધરાવીને લાવજો. ”

**રવચંદ શેઠ** તુરત જાગૃત થયા, ને સ્વપ્નના અર્થનો વિચાર કર્યો, બાકીની રાત્રિ ધર્મ ધ્યાનથી પૂરી કરી સવારે બધી સામગ્રી સજાવી રથ લઇને **ભટેસર નગરી** તરફ ગયા, ત્યાં જઈ ફરીથી સ્વપ્ન આપનાર યક્ષનું ધ્યાન ધર્યું.

યક્ષે સૂચવ્યું કે “ શેઠ ! આ નગરીથી દક્ષિણ દિશાના વનમાં જાઓ ! ત્યાં સરોવરના કિનારે અશોક વૃક્ષ નીચે સફેદ સાપ નૃત્ય કરતો હશે, પાસે મોતીનો સાથીઓ છે તેની નીચે **શ્રી પાર્શ્વપ્રભુ**ની પ્રતિમા છે, અને મોતીનો ચોક પૂર્યો હશે, ત્યાં હીરા, મણિ, માણેક વગેરેની ખાણ છે.” શેઠ તો હરખભેર યક્ષની સૂચના પ્રમાણે ગયા અને **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુ**ની વેલુની મૂર્તિ રથમાં પધરાવી, હીરા, મણિ, માણેક વગેરેની ખાણ ઉઘડાવી ખૂબ જ ઉમંગ પૂર્વક પાછા **ચંદ્રાવતી** (ચાણસ્મા) માં આવ્યા, ખૂબ ઠાઠ–ઓચ્છવ અને મંગલ વધામણા સાથે પોતાના ઘરમાં પ્રભુજી પધરાવ્યા.

ફરીથી યક્ષે આવી **રવચંદ શેઠ**ને પ્રેરણા કરી કે–“ શેઠ ! પ્રભુને મોટા વિશાળ દેરાસરમાં પધરાવો, તે દેરાસર આ નગરીથી પૂર્વ બાજુ બનાવજો. ”

શેઠે પણ ઉમંગથી ઉત્તમ શિલ્પીઓને આમંત્રી ઉદારતાથી ધન વ્યય કરી

* ગિરિરાજ આબુની તળેટીમાં વસેલી ચંદ્રાવતીનો નિર્દેશ અહીં નથી. કેટલાક સબળ પ્રમાણોથી આજનુ **ચાણસ્મા** તે **ચંદ્રાવતી** તરીકે અહીં નિર્દેશાયુ હોવાનું જણાય છે.

ઉંચુ જિનાલય બધાવી વિ સ ૧૫૩૫ ના વૈશાખ સુદ ૩ ના મંગળ મુહૂર્તે પ્રભુજીને ગાદીનશીન-પ્રતિષ્ઠિત કર્યા

ત્યાર બાદ પ્રભુજીના વિવિધ પરચાઓ થવા માડયા-દૂર દૂરના અનેક સઘો યાત્રાળુઓ યાત્રાર્થે આવી વિવિધ રીતે પ્રભુની ભક્તિ કરવા લાગ્યા

એક વખતે પાટણના અધોવાઇઆ વેપારીઓ પાચમો (૫૦૦) ગાડા માલ ભરી **ચદ્રાવતી** (ચાણુસ્મા)ના પાદરે થઇને જવા માડયા, પણ થોડેક દૂર જતા તે બધા ગાડા થભી ગયા, બધા અધોવાઇયા વેપારી ભેગા થઇ વિચારવા લાગ્યા કે-"શું થયુ આ ? ગાડા કેમ આગળ વધતા નથી!" ખૂબ ચિંતાતુર થયા

છેવટે યક્ષે આકાશ વાણીથી કહ્યુ કે-'ગામમા જાઓ અને **શ્રી ભટેવા દાદાને** પગે લાગો, સેવા ભક્તિ કરો તો જ તમારા ગાડા આગળ ધપશે એમ સાભળી ગામમા આવી **શ્રી ભટેવા દાદાને** પગે લાગી ભેટણું કર્યું અને ખૂબ ભાવથી સેવા પૂજા ભક્તિ કરી, અને "દરેક વર્ષે અમે યાત્રાર્થે આવીશુ" એવો નિયમ લીધો

હજી પણ તે અધોવાઇયાના વશજો દર વર્ષ યાત્રાર્થે આવે છે

કાળક્રમે **શ્રી ભટેવા** પાર્શ્વપ્રભુનુ મદિર જીર્ણ થઈ જવાથી ચાણુસ્માના સઘે જીર્ણોદ્ધાર કરાવી વિ સ ૧૮૭૨ મા આચાર્ય **શ્રી જિનેદ્રસૂરિ** મહારાજની નિશ્રામા ઠાઠથી ઓચ્છવ કરી પુન પ્રતિષ્ઠા કરાવી, અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવ્યુ

આ પ્રતિષ્ઠા અત્યારે ચાલુ મદિરમા **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુ** વિરાજે છે તે જાણવી

**પરમાત્માની ભક્તિ**

"भक्तिः भागवती पुसा,
परमानन्ददायिनी ॥"

પરમાત્માની ગુણાનુરાગપૂર્વક કરાતી નિષ્કામ ભક્તિ પરમોચ્ચ કોટિના આનદને આપનારી થાય છે

# ✻ ચાણસ્મા અને ભટેવાજી ✻

**શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુ**ની મનોરમ્ય પ્રતિમા આ અવસર્પિણી કાળની ચોવીશીના એકવીશમા તીર્થંકર **શ્રી નમિનાથજી** પ્રભુના વારાની છે, ત્યાર બાદ તે મનુષ્ય લોકમા વિવિધ સ્થાનોમાં તેમજ દેવલોકમાં પણ પૂજાએલી, **ચાણસ્મામાં ભટેવાજી પાર્શ્વનાથ પ્રભુ** કયારે પધાર્યા ? તે માટે ઉપલબ્ધ પ્રમાણોના આધારે એમ જાણી શકાય છે કે—

" **ચાણસ્મા** ગામનો પ્રાચીનતમ ઉલ્લેખ **શ્રી વીશા શ્રીમાલી જ્ઞાતિની** એક **વહીમાં "વિ૦ સં. ૧૩૩૫માં चाहणसामि" રૂપે મળે છે.**

તેમજ **શ્રી ભટેવા પાર્શ્વ**પ્રભુના સ્તવન વગેરેમા—"**પાટણ નજીક રહેલી ચંદ્રાવતી** (ચાણસ્મા) **નાં સુરચંદ શેઠે ચંદ્રાવતી (ચાણસ્મા)માં વિશાલ જિનાલય બંધાવી વિ૦ સં૦ ૧૫૩૫ના વૈ૦ સુ૦ ૩ ના મંગલ દિને ધામધૂમ પૂર્વક પ્રતિષ્ઠિત કર્યા**"—નું વર્ણન છે.

એટલે ઉપલબ્ધ પ્રમાણોના આધારે ચૌદમી સદી જેટલી પ્રાચીન **ચાણસ્મા (ચંદ્રાવતી** તરીકે પ્રખ્યાત) માં **શ્રી ભટેવાપાર્શ્વ** પ્રભુજી સોળમી સદીના પૂર્વાર્દ્ધમાં વિરાજમાન થયા.

આ રીતે **શ્રી ભટેવા** પાર્શ્વપ્રભુજીના પ્રાચીનતમ બિંબ સાથે **ચાણસ્માનો** સંબંધ લગભગ ૫૦૦ (૪૮૭) વર્ષ જુનો છે, **આટલા લાંબા** સમયથી **ચાણસ્માની** ભૂમિ તરણ તારણહાર ત્રિલોકનાથ **શ્રી પાર્શ્વનાથ પ્રભુના** પ્રાચીન બિંબની યાત્રાર્થે પધારતા અનેક પુણ્યાત્માઓના ચરણ કમલથી પવિત્ર બનેલી છે.

એ રીતે **ચાણસ્મા** ગામ સૌભાગ્યશાળી ગણાય.

કેમકે તીર્થ ક્ષેત્રોમાં આવી પ્રભાવક પ્રાચીન પ્રતિમા હોય અને અનેક પુણ્યાત્માઓ યાત્રાર્થે આવે તે સંભવિત છે. પણ સેંકડોની સંખ્યામાં જૈનોની ભરચક વસ્તીવાળા ક્ષેત્રને પ્રાચીન અને પ્રભાવશાળી પ્રતિમાજીના દર્શન—



વદનાદિ નિમિત્તે ચતુર્વિધ શ્રી સઘ પધારી યાત્રાના ધામ તરીકે તીર્થરૂપે પ્રસિદ્ધિ આપે એ એક ખરેખર વિરલ ઘટના છે

આ રીતે ચાણસ્મા ગામ વતમાન કાલે તીર્થભૂમિ તરીકે ગણી શકાય

સામાન્યત તીર્થોમા વસ્તી હોતી નથી, તેમા પણ જૈનોની વસ્તી વિરલ હોય છે, મોટે ભાગે પ્રાભાવિક તીર્થો સમારિક વિભૂતિ–આબાદી વગરના હોય છે

શ્રી પાર્શ્વનાથપ્રભુના ૧૦૮, ૧૩૫, ૨૫૦, કે તેથી વધુ નામવાળા છદો વગેરેમા ચાણસ્મા વિશિષ્ટ તીર્થ તરીકે ગણાયેલ છે, હાલ પણ તીર્થરૂપે ખ્યાત છે, તે ઉપરાત હાલમા આખા ગુજરાતમા ધર્મનિષ્ઠા અને એકસપીની વિશેષતાથી પકાયેલ ત્રણનો ઘરનો વિશાળ સઘ શ્રી ભટેવા પાર્શ્વપ્રભુની નિશ્રામા આનદમગળ અનુભવતો વિશિષ્ટ ધર્મારાધના કરી રહેલ છે

આ રીતે શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુના પ્રાચીન બિબના કારણે ચાણસ્મા વિશિષ્ટ તીર્થ અને વિરલ ધાર્મિક નગર તરીકે પ્રખ્યાત છે

**ઇતિહાસમા સાબિતી કે આપ્ત વિશ્વાસ?**

પુરાવાઓથી વસ્તુની સાબીતી કરતા આપ્ત વચનની નિષ્ઠા ઉપર વસ્તુની પ્રામાણિકતા વધુ યથાર્થ ગણાય છે

ઇતિહાસનો પાયો આપ્ત વચન ઉપર વધુ નિર્ભરિત રાખવાથી ઇતિહાસમાથી શ્રદ્ધાને પોષણ મળી રહે છે

સાબીતી માટે પુરાવાઓની માગણી માનવની પ્રામાણિકતામા સશય ઉપજાવે છે તેથી પુરાવા મળી આવે તો સારી વાત છે, પણ પુરાવા ન હોય તેટલા માત્રથી સત્યની પ્રતિષ્ઠામા જો ઇતિહાસ શકાશીલ બને તો ખરેખર શોચનીય સ્થિતિ ગણાય

# ભટેવાજી નામ કેમ?

પુરુષાદાણીય તરણ તારણહાર **શ્રી પાર્શ્વનાથપ્રભુના** વિશિષ્ટ આદેય નામકર્મ અને પુણ્ય પ્રાગ્ભારના બળે તેમના શાસનના અધિષ્ઠાયક દેવોની વિશિષ્ટ આલંબને પુણ્યાત્માઓને વિવિધ રૂપે આત્મકલ્યાણના પથે ધપવામાં **શ્રી પાર્શ્વનાથપ્રભુના** વિશિષ્ટ બિંબો ઉપયોગી થતા હોઇ તે તે બિંબો તે તે નામે ઓળખાય છે.

તે રીતે પ્રભુ પાર્શ્વનાથ ૧૦૮ નામો પ્રસિદ્ધ છે. તે ઉપરાંત પણ સેંકડોની સંખ્યામાં વિશિષ્ટ નામો આજે મળે છે, તે બધા નામોની સંકલના કરવામાં આવે તો ૧૦૦૮ પણ થાય.

તે બધા નામો પાછળ તે તે આરાધક પુણ્યાત્માઓને આત્મબળની પૂર્તિ કરાવનાર તે તે **શ્રી પાર્શ્વનાથ** પ્રભુની મનોહર મૂર્તિઓનો અદ્‌ભુત પ્રભાવ હોય છે.

તે રીતે શ્રી **ભટેવા પાર્શ્વપ્રભુ** એ નામ પાછળ પણ વિશિષ્ટ સંકલના રહેલી છે.

શબ્દ વ્યુત્પત્તિની દૃષ્ટિએ ભ=ભય, **ટેવ**=ઓળંગી જવું જેનાથી થાય તે ભટેવા, "**શ્રી ભટેવા પાર્શ્વપ્રભુ પરિચય**" લેખમાં વર્ણવાયેલ કથા પ્રસંગમાં જણાવેલ છે કે–"ઉલટી ચાલ વાળા ઘોડાથી જંગલમાં ફસાઈ પડેલા રાજા અને મંત્રી જે પ્રભુની મૂર્તિના આલંબન ને જંગલના ભયથી અને સંસારના ભયથી મૂકાઇ ગયા, તે ઉપરથી શ્રી પાર્શ્વનાથપ્રભુનું બિંબ **શ્રી ભટેવા પાર્શ્વનાથ** તરીકે પ્રખ્યાત થયુ." બીજી રીતે શબ્દ વ્યુત્પત્તિની દૃષ્ટિયે **ભટ્ટદેવ** નામ પ્રભુ પાર્શ્વનાથના આ બિંબની પ્રભાવપૂર્ણતા અને આરાધનામાં વિશિષ્ટ સહયોગી હોઇને થયુ હોય તો સંભવિત છે.

**ભટ્ટદેવ** એટલે **ભટ્ટ**=વખાણવા લાયક **દેવ**=પ્રભુ. વખાણવાલાયક દેવ આ અર્થમાં **ભટ્ટદેવ,** પ્રાકૃત--ભાષામાં **ભટ્ટએવ** એનુ અપભ્રંશ **ભટેવ** થઇ શકે

ત્રીજું **ભટેસરા** નામ પણ મળે છે, તેમાં **ભટ્ટ** એટલે વખાણવા લાયક **ઈશ્વર**=પ્રભુ, એ રીતે **ભટેશ્વર**="વખાણવાલાયક પ્રભુ" એ અર્થ થઇ શકે.

ટૂંકમા ભવ્યાત્માઓને આરાધનામાં આવતા વિક્ષેપો–વિઘ્નો અને અંતરાયોને પોતાના પ્રભાવથી દૂર કરનાર જેમનું બિંબ તે **ભટેવા પાર્શ્વનાથ** આમ જણાય છે

# ચાણસ્મા અને શ્રી ભટેવા પાર્શ્વનાથ

લેખક પૂ૦ આ૦ શ્રી વિજયસુશીલસૂરીશ્વરજી મ૦

ભારતવર્ષમા ગુર્જરભૂમિ–ગુજરાતનુ સ્થાન અનેરુ અને અનોખુ છે ધર્મ, સસ્કૃતિ ને કળાદિકમા આજે ગુજરાત પોતાનુ વિશિષ્ટ સ્થાન વિશ્વમા ધરાવે છે એક કાળે મગધમા જે જૈનધર્મનો પ્રચાર પ્રધાનપણે હતો તેની ઝાખી આજે જગતમા ગુજરાત કરાવી રહ્યુ છે

આ ગૂર્જરભૂમિ આજે જૈનધર્મનુ મુખ્ય કેન્દ્રધામ છે વિશ્વભરમા વિખ્યાત અને **સીટી ઓફ ટેમ્પલ્સ** તરીકે પ્રસિદ્ધિ પામેલ એવુ જૈનોનુ શાશ્વતું અજોડ **શ્રી શત્રુજય મહાતીર્થ** આજ ભૂમિમા આવેલુ છે વાદળોની સાથે જાણે વાતો કરતું એવું જૈનોનું બીજુ **શ્રી ગિરનાર** મહાતીર્થ પણ આ જ ભૂમિમા આવેલ છે મદિરોની ઉચાઈમા પ્રથમ નબરે આવતુ એવુ જૈનોનુ ત્રીજુ **શ્રી તારગાજી તીર્થ** પણ આ જ ભૂમિમા આવેલુ છે

ગત ચોવીશીમા થયેલ ચોવીશ તીર્થંકર પૈકી નવમા **શ્રી દામોદર તીર્થંકરના** સમયમા **આષાઢી** શ્રાવકે ભરાવેલ ભવ્ય જિનબિબ **શ્રી શખેશ્વર પાર્શ્વનાથનુ** અતિ પ્રાચીન આ જ ભૂમિમા આવેલુ છે

જૈનોના અનેક તીર્થો, અનેક જિનમદિરો અને અનેક ધર્મસ્થાનકો વિગેરેથી તથા જૈનેતરોના પણ અનેક તીર્થો, અનેક દેવાલયો અને અનેક ધર્મસ્થાનકોથી અતિ સુશોભિત આ ગૂર્જરભૂમિ છે

અનેક સતમહાત્માઓની–સાધુ પુરૂષોની, અનેક ધર્મવીરોની, અનેક દાનવીરોની, અનેક દયાવીરોની અને અનેક યુદ્ધવીરોની તથા અનેક સમર્થ વિદ્વાનો આદિની જન્મભૂમિ પણ આ ગૂર્જરભૂમિ છે

જૈનોએ પોતાની સમગ્ર શક્તિ અને ધનનો સદ્વ્યય અદ્ભુત જિનતીર્થો ને જિનમદિરો આદિ પાછળ રેલાવી દઈ આ ગૂર્જરભૂમિને નદનવન સમી બનાવી મૂકી છે

આવા મહા ગુજરાતના ગૌરવભર્યા ઇતિહાસમા સુપ્રસિદ્ધ અનેક નગરો–શહેરો અને ગામો આવેલા છે તેમા **ચાણસ્મા** પણ એક પ્રાચીન શહેર છે

જૈનોના અનેક તીર્થોની જેમ અતિ પ્રાચીન અને ચમત્કારિક એવી શ્રી **ભટેવા પાર્શ્વનાથ** ભગવાનની ભવ્ય મૂર્ત્તિને લઈ ને એ શહેર પણ તીર્થ તરીકે પંકાય છે. પ્રતિવર્ષ પાટણથી ત્યાં સંઘ પણ આવે છે.

**ચાણસ્મા**ની પ્રાચીનતા માટેના ઉલ્લેખો જૈનગ્રંથોમાંથી ચૌદમા સૈકાના તો મળે જ છે. એ સમયમાં **શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુના મંદિરની** વિદ્યમાનતા હતી.

(૧) વીશાશ્રીમાલી જ્ઞાતિના એક પ્રાચીન કુલની વંશાવલીમાં **ચાણસ્માનો, શ્રી ભટેવા પાર્શ્વનાથ** પ્રભુના મંદિરનો અને તેની પ્રતિષ્ઠાનો ઉલ્લેખ દૃષ્ટિગોચર થાય છે. તે આ પ્રમાણે—

**"पूर्वि वर्धमान भाई जयता उचली चाहणसामि वास्तव्यः सासरामांही तव श्री भट्टेवा श्री पार्श्वनाथचैत्यं कारापितं सं० १३३६ वर्षे अंचलगच्छे श्री अजितसिंहसूरिणामुपदेशेन प्रतिष्ठितम् ॥"**

"વર્ધમાનના ભાઈ **જયતાએ** (નરેલી ગામમાંથી) ઉચાળો ભરીને પોતાના સાસરાના ગામ **ચાણસ્મામાં** નિવાસ કર્યો. ત્યાં તેણે **શ્રી ભટેવા પાર્શ્વનાથ ભગવાનનું મંદિર** બંધાવ્યું, અને અંચલગચ્છમાં થયેલ **શ્રી અજિતસિંહસૂરિના** ઉપદેશથી તેની પ્રતિષ્ઠા કરાવી."

આ સિવાય બીજો ઉલ્લેખ પણ દૃષ્ટિગોચર થાય છે. તે આ પ્રમાણે—

(૨) વિ૦ સં૦ ૧૬૪૮ની સાલમાં **આચાર્ય શ્રી લલિતપ્રભસૂરિ મહારાજે 'પાટણ ચૈત્ય પરિપાટી'** રચેલી છે. તેમાં પણ **ચાણસ્માનો** અને **શ્રી ભટેવાજી** પાર્શ્વનાથનો તથા મૂર્ત્તિ સંખ્યાનો ઉલ્લેખ નીચે પ્રમાણે કરેલો છે. જુઓ—

**"ચાણસમઈ તે પૂજઈ તુ, ભટેવુ શ્રીપાસ રે;**
**ચઉત્રીસ પડિમા નિરખતાં તુ, પૂગી મનની આસ રે."** (૧૯૪)

(૩) વળી આ સમ્બન્ધમાં ત્રીજો ઉલ્લેખ પણ દૃષ્ટિગોચર થાય છે. તે આ પ્રમાણે—

વિ૦ સં૦ ૧૭૭૦ ની સાલમાં **આચાર્ય શ્રી ભાવરત્નસૂરિ મહારાજે 'ભટેવા પાર્શ્વનાથ ઉત્પત્તિ સ્તવન'** રચેલું છે. તેમાં **ચાણસ્માના જિનમંદિર** વિષે આખ્યાયિકા સંગ્રહાયેલી છે. "તે આખ્યાયિકા પણ પ્રાચીન સ્તવનમાંથી મેં ઉદ્ધરી છે," એમ સ્તવનકર્ત્તા આચાર્ય શ્રી ભાવરત્નસૂરિ મહારાજે જણાવ્યું છે. એ સ્તવનનો ઐતિહાસિક સાર નીચે પ્રમાણે છે. જુઓ—

"ઇડરની નજીકમાં આવેલ એવા **ભાટુઆર ગામમાં** એક **સુરચંદ** નામનો ગરીબ વણિક (શ્રાવક) રહેતો હતો એક દિવસે તેના ઘરમાથી ખોદકામ કરતા શ્રી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ મળી આવી, ત્યારથી તેનો પુણ્યોદય થતા તે સ્થિતિસંપન્ન અને સુખી થયો

આ વાત ઇડરના રાજાના જાણવામા આવતા, રાજાએ **સુરચંદ** શેઠ પાસે એ મૂર્તિની માગણી કરી **સુરચંદ શેઠે** એ મૂર્તિ રાજાને ન આપતા ગામની બહાર જમીનમા ભંડારી દીધી આથી રાજાએ ગુસ્સે થઈ તેનું ઘર લુટી લીધુ

એ સમયે **ચંદ્રાવતી [ચાણસ્મા]**મા વસતા **રવિચંદ્ર** નામના શ્રાવકને એ વાતની ખબર પડી તે ત્યા જઇને જમીનમા ભંડારેલી મૂર્તિને બહાર કાઢી **ચંદ્રાવતી** [ચાણસ્મા]માં લઇ આવ્યો ત્યાર પછી તેણે **ચાણસ્મામા** એક ભવ્ય જિનમંદિર બંધાવી, તેમા વિ૦ સં૦ ૧૫૩૫[1] ની સાલમા વૈશાખ શુદ ત્રીજને દિવસે એટલે અખાત્રીજે એ મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી

(૪) આ સિવાય અઢારમા સૈકામા થયેલ ઉપાધ્યાય શ્રી મેઘવિજયજી મહારાજ પણ '**તીર્થમાળા**'મા જણાવે છે કે—

'**ચાણસમો ધન એ, ભટેવઉ ભગવંત**'

આ રીતે **ચાણસ્મા અને શ્રી ભટેવા પાર્શ્વનાથના** મળતા ઉલ્લેખો પરથી તેની પ્રાચીનતા જણાઇ આવે છે

આ સિવાય પણ તેની પ્રાચીનતાના અન્ય ઉલ્લેખો માટે પ્રયત્ન કરવો જોઇએ

---

૧ આ સંબધમા શેઠ આણંદજી કલ્યાણજી, ઝવેરીવાડ અમદાવાદ તરફથી પ્રકાશિત થયેલ '**જૈન તીર્થ સર્વ સંગ્રહ**' (ભાગ પહેલો અને ખંડ પહેલો ૫૪મા પૃષ્ઠ)માં જણાવ્યું છે કે—

'ભાટુઆર ગામમાથી મળેલી પ્રતિમાના કારણે 'ભટેવા' નામ પડ્યુ એવો ખુલાસો આપણને સ્તવનમાથી મળી રહે છે જ્યારે સં૦ ૧૩૩૫મા આ ગામમાં મંદિર બંધાવ્યુ એ પટ્ટાવલીની હકીકત વિશ્વસનીય લાગે છે કેમકે તેના પ્રતિષ્ઠાપક સૂરિવરનુ આચાર્યપદનુ વર્ષ સં૦ ૧૩૧૪ અને સ્વર્ગવાસનુ વર્ષ સં૦ ૧૩૫૯ પટ્ટાવલીઓ નોંધે છે

આથી સ્તવનમાં આપેલુ સં૦ ૧૫૩૫નુ પ્રતિષ્ઠાનુ વર્ષ કાં તો જીર્ણોદ્ધારનુ હોય કે એ સ્તવન લખનાર લહિયાની ભૂલથી સં૦ ૧૩૩૫ને બદલે ૧૫૩૫મા લખાઈ ગયુ હોય

સ્તવનમા આપેલો સુરચંદ શેઠ કે રવિચંદ શેઠ અને પટ્ટાવલીમાં આપેલા વર્ધમાનના ભાઈ સ્વજનનાં નામો વિશે જાણવાને બીજા પ્રમાણની જરૂર રહે છે કેમકે આવાં સ્તવનોના વર્ણનોને બહુધા લોકશ્રુતિનો આધાર હોય છે'

ભાટુઆર ગામમાંથી એ મૂર્ત્તિ મળેલ હોવાથી '**ભટેવા**' નામ પડયું હોય એમ પ્રાચીન સ્તવનથી જણાય છે.

આ સિવાય આપણને એમ પણ માનવાને કારણ મળે છે કે, '**ભટેવા**' નામનું એક ગામ મરુધર–મારવાડ પ્રદેશમાં '**પાલી**' પાસે આવેલું છે. ત્યાંના જૈનો કારણસર ત્યાંથી ઉચાળો ભરીને આ તરફ આવ્યા હોય, અને તે વખતે આ મૂર્ત્તિ સાથે લેતા આવ્યા હોય–તથા ભવ્ય એક જિનમંદિર બંધાવી એ મૂર્ત્તિ બિરાજમાન કરતાં તેનું નામ '**શ્રી ભટેવા પાર્શ્વનાથ**' રાખ્યુ હોય તેમ પણ સંભવે છે.

**ચાણસ્મા** શહેરમાં આજે દશ્યમાન થતું શિલ્પકળા સમૃદ્ધ **શ્રી ભટેવા પાર્શ્વનાથનું** ભવ્ય મનોહર પંચશિખરી જિનમંદિર ઘણુ પ્રાચીન છે. વિ૦ સં૦ ૧૮૭૨માં તેનો જીર્ણોદ્ધાર થયેલ છે. આ મંદિરનું દ્વાર ઉત્તર દિશામાં આવેલ છે. મૂળનાયકજી ભગવાન શ્રી ભટેવા પાર્શ્વનાથજી પરિકર સહિત છે. બીજે મજલે પણ જિનેશ્વરદેવોની મૂર્ત્તિઓ છે. આ મંદિરના શિખરો અતિ ઉંચાં હોવાથી દૂર દૂરથી દશ્યમાન થાય છે. આ વિશાલકાય મંદિર જમીનથી ઉંચુ વિશેષ છે. તેને ફરતી ભમતીમાં ચોવીશ દેરીઓ મનોહર જિનમૂર્ત્તિઓથી સમલંકૃત છે. તેમાં **સેંધાથી** આવેલ **શ્રી નેમનાથ ભગવાનની** મૂર્ત્તિ ભવ્ય છે. આ ચોવીશ દેરીઓની પ્રતિષ્ઠા વિ૦ સં૦ ૨૦૧૫માં થયેલી છે. વિ૦ સં૦ ૨૦૧૩માં નૂતન ધજાદંડારોપણ થયા પછી દહેરાસરના ત્રણે મુખ્ય શિખરો ઉપર એક મહિના સુધી વિવિધરંગી દિવ્ય પ્રકાશ કલાકો સુધી થયેલ ચાણસ્માની જૈન–જૈનેતર હજારોની જનતાએ જોયેલ છે.

સમીપમાં **શ્રી શીતલનાથ ભગવાનનું** મંદિર પણ પૂર્વસન્મુખ છે. આ મૂર્ત્તિ મંદિરની નજીકના ટાંકામાંથી નીકળેલી ચમત્કારિક છે. તેની પણ વિ૦ સં૦ ૧૯૭૪ની સાલમા પ્રતિષ્ઠા થયેલી છે.

**ચાણસ્મા**ના સ્ટેશન નજીક જૈનોની એક '**વિદ્યાવાડી**' છે. જ્યાં શ્રી **ઋષભદેવ** ભગવાનનું રમ્ય મંદિર છે. તેમાં **શ્રી પુંડરીકસ્વામી અને શ્રી ગૌતમસ્વામી** આદિની પણ મૂર્ત્તિઓ છે. આ વિદ્યાવાડીમાં શાસનસમ્રાટ તપોગચ્છાધિપતિ શ્રી કદમ્બગિરિ પ્રમુખ વિવિધ તીર્થોદ્ધારક બાલબ્રહ્મચારી પરમ પૂજ્ય પરમોપકારી પરમકૃપાળુ પરમગુરુ ભગવંત આચાર્ય મહારાજાધિરાજ **શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી મ૦** શ્રીની મૂર્ત્તિ તથા તેમના શિષ્યરત્ન

સ્વ૦ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મ૦ના પગલા છે આ વિદ્યાવાડીના સદુપદેશક એ જ પૂજ્યપાદ પરમ ગુરૂભગવત આચાર્યદેવ શ્રીમદ્ વિજય-નેમિસૂરીશ્વરજી મ૦ શ્રીના વરદહસ્તે વિ૦ સ૦ ૧૯૮૨મા શ્રી ઋષભદેવ આદિની પ્રતિષ્ઠા થયેલ છે

વિ૦ સ૦ ૧૯૮૧ની સાલમા વિશાલ પરિવાર સાથે એ જ પરમપૂજ્ય પ્રગુરુ ભગવત આચાર્યદેવના ચાતુર્માસમા સ્વર્ગસ્થ થયેલ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મ૦ની સ્મૃતિમા એમના નામથી એ વિદ્યાવાડાનુ ઉત્થાન થયેલ છે

આ ચાણસ્મા શહેરથી બે માઈલના અતરે આવેલ ‘રૂપપર’ ગામ પણ પ્રાચીન છે ત્યા પણ શ્રી નેમિનાથ ભગવાનનુ પ્રાચીન ભવ્ય જિનમદિર છે મૂળનાયક શ્રી નેમિનાથ ભગવાન છે, ભમતીમા ચોવીશ જિનની મૂર્તિઓ છે

ચાણસ્મામા કોર્ટ–કચેરી, સ્કૂલ–હાઈસ્કૂલ, દવાખાનુ, લાઈબ્રેરી, બોર્ડીંગ, પાજરાપોળ વિગેરે અનેક સાધનો છે ધાર્મિક પાઠશાળા અને જ્ઞાનભડાર પણ છે વ્યાપારનુ મથક છે ચાણસ્માની વસતિનુ પ્રમાણ દશ હજાર લગભગનુ છે જૈનોના ૩૦૦ ઉપરાત ઘર છે ક્ષેત્ર ધર્મી અને દીક્ષાનુ મથક છે અહીંની અને બહારની અનેક નાની મોટી દીક્ષાઓ અત્ર થયેલ છે ખૂદ ચાણસ્માના જ પણ આજે સાધુ–સાધ્વીઓ પચાશ ઉપરાત છે ચાણસ્માના જ સહોદર બન્ને બાલદીક્ષિતો આજે આચાર્ય પદવીથી અલકૃત છે (જેમાના એક લેખકશ્રી પોતે છે સં

પ્રતિવર્ષ ફાગણ શુદ ત્રીજનો દિવસ ઉજવનાર ચાણસ્મા શ્રી જૈન સઘ ‘શ્રી ભટેવા પાર્શ્વ જિનાલય સાર્દ્ધ શતાબ્દિ’ના મહોત્સવ પ્રસગે અભૂતપૂર્વ એક સ્મારક ગ્રથ પ્રકાશિત કરી પુણ્યોપાર્જન કરે અને ચાણસ્માની તથા શ્રી ભટેવા પાર્શ્વનાથની ઉજ્જવલ કીર્તિને દિગન્તમા રેલાવવા પૂર્વક ભારતના તથા વિશ્વના ઇતિહાસમા અમર રાખે એમ અભિલષતો વિરમુ છુ

| | |
|---|---|
| વીર સ૦ ૨૪૯૨, વિક્રમ સ૦ ૨૦૨૨, પોષ દશમી | લેખક— |
| માગશર વદ દશમને શુક્રવાર | વિજયસુશીલસૂરિ |
| [ શ્રી પાર્શ્વનાથ ભગવાનનો જન્મ કલ્યાણક દિવસ ] | સ્થળ— શ્રી વરકાણાતીર્થ, રાજસ્થાન, મારવાડ |



# શ્રી પાર્શ્વ ભટેવાજીનું વર્ણન

[ આ વર્ણન **પાટણના રામી ગિરધર** ભોજક પાસેથી મળેલ, તે અક્ષરશઃ આપ્યુ છે. ]

વિ૦ સં૦ ૧૫૩૫માં **ચાણસ્મામાં રવચંદ શાહ** નામના શ્રાવક **શ્રી ભટેસર** ગામથી **શ્રી ભટેવાજીને** લાવવાનું સુપનુ આવવાથી લેવા ગયા. ગામના શ્રાવકો મળીને **રામા પટેલનું** જે વાવેતરવાળું ખેતર હતું તેની કીંમત આપીને વેચાતું લીધુ. અને તે ખેતરના ઉગમણા છેડે પાંચ ગજ ઉંડુ ખોદ્યું તો **ભટેવાજી** તાજી પૂજા સાથે પૂજાએલા નીકળ્યા, તેથી ગામના શ્રાવકોએ લાવવા દીધા નહિ અને કહ્યું કે અમો અહિંઆં રાખીશું, પછી બધા પોતપોતના ગામે લઇ જવા ઉપાડી જોયા પણ કોઇથી ઉપડી શકયા નહીં અને આ અચંબો જોઇને **ચાણસ્મા** ગામે આવવા દીધા.

**ચાણસ્મે** આવ્યા પહેલાં પાંચ ગાઉ છેટેથી **ચાણસ્માના** શ્રી સંઘને **રવચંદ શાહે** સૂચના આપી કે હું પરમાત્મા **શ્રી ભટેવાજી પાર્શ્વનાથને** લઇને આવું છું માટે સામૈયુ લઇને ગાજતા વાજતા સામા આવો સઘે બડા આડંબરથી સામૈયુ કરીને પરમાત્માને સોનારૂપાના ફૂલથી વધાવી નરનારી સાથે ગાજતા વાજતા આડંબરથી ગામમાં લાવ્યા અને પરૂણા દાખલ બેસાડયા અને પછી નવો પ્રાસાદ કરાવીને પ્રતિષ્ઠા કરાવી.

તે પછી સં૦ ૧૬૪૧ માં દુષ્કાળ પડયો તે ટાઇમે **ચાણસ્મા** ગામડું હોવાથી સચવાશે નહીં એમ ધારી ચાણસ્માનો સંઘ પ્રતિમાને **પાટણ મ્હેતાના પાડામાં** નગરશેઠ **રતન શાહને** ત્યાં ઘરદેરાસરમાં પરૂણા દાખલ સાચવવા માટે ત્યાં મૂકયા તે પછી દુકાલ વલ્યો તે પછી **ચાણસ્માના** મહાજન પ્રતિમાજીને બે ચાર વખત લેવા ગયા પરંતુ **પાટણના** નગરશેઠ ધણીઆપું કરી બેઠા અને પ્રતિમાજી આપ્યા નહિ.

ત્યાર પછી ઘણા જ દિવસ પ્રતિમાજી પાટણમા નગરશેઠને ત્યાં રહ્યા



પછી ચાણસ્માના રહીશ જ્ઞાતે પાટીદારની કોમમા સુરાણાની પાટીમા પટેલ કસલદાસ જેકણદાસ તથા ચાણસ્માના રહીશ જ્ઞાતે માળી કોમના રામી નાથા ચતુર ( એટલે તે વખતનો પુજારી ) તે બને જણ ચાણસ્માથી ઘોડે ચઢી પાટણ નગરશેઠના પાસે ગયા અને પ્રતિમાજી માગ્યા ત્યારે શેઠે આપવાની ના કહી આ બન્ને જણે ઘણા સમજાવ્યા પરતુ તે નગરશેઠ સમજ્યા નહિ

ત્યારે છેવટે તેમની સાથે મોટુ હુલ્લડ કરી ભટેવાજી પાર્શ્વનાથની પ્રતિમાજીને પાટણના દરવાજે લાવ્યા શેઠ પાટણનો નગરશેઠ હોવાથી તેણે રાજ્યમા રાડ કરી તેથી રાજ તરફથી હુકમ થતા પાટણના બારે દરવાજા બધ કરાવવામા આવ્યા તેથી ચાણસ્માના પટેલ તથા રામી બન્ને જણ ત્યા દરવાજા આગળ વિમાસણમા પડયા પરતુ પાછી હિંમત કરીને બન્ને જણે બન્ને ઘોડીઓને પાછી પાડીને કુદાવી તેથી તે બન્ને ઘોડીઓ ભટેવાજીના અધિષ્ઠાયક દેવના પ્રભાવથી કુમારપાળ રાજાએ બધાવેલો પાટણનો જબરજસ્ત કોટ કૂદીને બહારની બાજુ પડી

એટલે પાટણમાથી નગરશેઠના કહેવાથી વાર ચડી અને તે વાર આ બન્ને ઘોડીઓની પાછળ પડી તેમ આ બાજુએથી ચાણસ્માની વાર તથા આજુબાજુના ઠાકરડાઓ વિગેરેની વાર સામી ચડી, બન્ને વારો આવતા સબોસણા અને વાવડી વચ્ચે નદી આવે છે ત્યા (હાલ તેને વેણ કહેવાય છે) ભેગી થઈ ત્યા ઉતરાદા કિનારે પાટણની વાર અને દક્ષિણાદા કિનારે ચાણસ્માની વાર અદરઅદર સામસામી લઢી, છેવટે ઝુઝુતા રાત પડી અને અધારૂ થયું ત્યા સુધી ઝઝુમ્યા અને પાટણની ચડેલી વાર હારી તેથી તે નાઠી

તે પછી પ્રતિમાજીને લઇ ચાણસ્મા આવ્યા, આ પ્રતિમાજીને પૂજારી નાથા ચતુરના ઘરમા પરૂણા દાખલ મૂકી અને પટેલ કમળા-જેકણદાસે પૂજારીને ઇનામમા તે ટાઇમે પોતાનુ આઠ વિઘા પમાયતુ આપ્યુ અને ચાણસ્માના મહાજને મળીને મારવાડમા બિરાજતા આચાર્ય મહારાજ શ્રીપૂજ ગોરજીને બોલાવી ચોમાસુ રાખ્યા અને ભોજકાઇનો માળી લોકોને વાસક્ષેપ નાખીને માળી નાથા ચતુરને ભોજકાઇ શ્રી સઘે આપી તે ચાણસ્મામા સ૦ ૧૮૫૪ની સાલનો નવા દેરાસરનો પાયો નખાણો તેમા કામ કરનાર સલાટ કેશુ તથા

# મુનિ ભાવરત્નકૃત
# શ્રી ભટેવા પાર્શ્વનાથની ઉત્પત્તિનું સ્તવન

સંપાદક ડૉ. ભોગીલાલ જ૦ સાંડેસરા
( નિયામક–પ્રાચ્ય વિદ્યાભવન–વડોદરા )

*

વિક્રમના અઢારમા શતકના ઉત્તરાર્ધમા થયેલા જૈન કવિ **ભાવરત્ને** વિ૦ સ૦ ૧૭૭૦મા રચેલુ, **ચાણસ્માના ભટેવા પાર્શ્વનાથની** ઉત્પત્તિ વિષેનુ આ સ્તવન **'શ્રી જૈન સત્ય પ્રકાશ'** માસિક (ઓકટોબર સને ૧૯૪૨ના અક)મા સપાદિત કરીને મે પ્રગટ કર્યું હતું એ વાતને આશરે પચ્ચીસ વર્ષ થવા આવ્યા **શ્રી ભટેવા પાર્શ્વનાથના** મદિરના જીર્ણોદ્ધારનો સાર્ધ શતાબ્દી મહોત્સવ ઉજવાય છે, એ પ્રસગે એ સ્તવનનુ ઐતિહાસિક મૂલ્ય સહેજે સમજાય એવુ છે તેથી પુન સપાદન કરીને એ સ્તવન અહીં આપવામા આવે છે

આ સ્તવનમા બીજે ન મળે તેવી ઘણી બાબતો વર્ણવાઇ છે તે દૃષ્ટિએ પણ આ સ્તવન ખૂબ મહત્ત્વનું છે

આ સ્તવનમા પહેલા એક પક્તિ દેશીની અને પછી એક કડી હરિગીત (છદ)ની એ પ્રમાણે ૧૧ દેશીની પક્તિઓ અને ૧૧ હરિગીતની કડીઓમા આ કાવ્ય લખાયુ છે

એમા વર્ણવેલી વિગતોનુ તટસ્થ દૃષ્ટિએ અવલોકન કરતા પહેલા એનો ટૂક સાર જોઇ લઈએ કવિ કહે છે—

"શ્રુતધરો કહે છે કે – ઇડર પાસેના ભાટુઆર ગામમા સુરચદ નામે એક વાણિયો રહેતો હતો, તેના ઘરમા કોઈ પુણ્યના યોગે **શ્રી પાર્શ્વનાથની** પ્રતિમા પ્રગટ થતાં લક્ષ્મીની રેલમછેલ થઈ હતી

કેટલાક વખત પછી ઇડરના રાજાએ આ વાત જાણતાં શેઠ પાસે આ પ્રતિમાની માંગણી કરી અને ન આપવામાં આવે તો બળજબરીથી લેવાની ધમકી આપી, આથી શેઠે એ પ્રતિમા ગામને ગોદરે એક પટેલના ખેતરમાં છાનીમાની દાટી દીધી. પ્રતિમા નહીં મળતા રાજાએ શેઠનુ ઘર લૂંટી લીધુ. બીજી બાજુ **પાટણ** પાસે આવેલા [1]**ચંદ્રાવતી** ગામમાં **રવિ(વ)ચંદ** નામે એક ગરીબ પણ પુણ્યબુદ્ધિ વણિક રહેતો અને મીઠું મરચું હીંગ વેચીને પેટ ભરતો હતો. એને એક વાર યક્ષે સ્વપ્નામાં આવી **ભાટુઆર** ગામના ગોંદરે આવેલા ખેતરમાંથી **શ્રી પાર્શ્વનાથની** પ્રતિમા લઈ આવવાનુ કહ્યુ, સવારે ઉઠીને વહેલ જોડીને શેઠ એ મૂર્તિ લઈ આવ્યા, એક દિવસ સ્વપ્નામાં ફરી યક્ષે કહ્યુ કેઃ–"**શ્રી પાર્શ્વનાથનું** મંદિર બંધાવ!" અને શેઠને કેટલુંક છૂપું ધન બતાવ્યું આ ધનમાંથી **રવિચંદ** શેઠે મંદિર બંધાવ્યુ અને **વિ૦ સં૦ ૧૫૩૫ની અખાત્રીજે શ્રી પાર્શ્વનાથની** પ્રતિષ્ઠા કરાવી."

આ વૃત્તાંતમાંની કેટલીક વિગતોનું ઐતિહાસિક દૃષ્ટિએ પણ ઘણું **મૂલ્ય** છે ખુદ **કવિ** પોતે પણ–કાવ્યની છેલ્લી કડીમાં કહે છે કે–

**"જીરણ તવનો સંબંધ લેઈ સંક્ષેપઈ મઈ ઉધર્યો"**

અર્થાત્ **"પ્રાચીન સ્તવન ઉપરથી આ વૃત્તાંત સંક્ષેપમાં આપ્યો છે."**

**ચાણસ્મામાં** હાલ **શ્રી ભટેવા પાર્શ્વનાથનું** મંદિર છે, તેનો જીર્ણોદ્ધાર સં૦ ૧૮૭૨ માં કરવામાં આવ્યો હતો. એટલે એ પહેલાં જુનું મંદિર હતું એમ માનવાને સંપૂર્ણ કારણ છે.

લગભગ પંદર–સોળ વર્ષ ઉપર પાયા ખોદતાં તેમાંથી *પાર્શ્વનાથ **(શીતલનાથ)** ભગવાનની મૂર્તિ નીકળી હતી અને તે માટે નવું નાનું મંદિર કરીને સ્થાપના કરવામાં આવી છે.

---

૧. હાલ **ભટેવા પાર્શ્વનાથ ચાણસ્મામાં** છે, અને અન્ય સાધનોથી મળતી હકીકત ધ્યાનમા લેતાં '**ચંદ્રાવતી**' વડે કર્તાને '**ચાણસ્મા**' જ અહીં અભિપ્રેત લાગે છે. એમાં શંકા નથી. **આબુ** પાસેનુ નષ્ટ **ચંદ્રાવતી પાટણ**થી ઘણુ દૂર છે, તેમજ અહીં કર્તાને તે ભાગ્યે જ ઉદ્દિષ્ટ હોઈ શકે.

* લેખકે ઉડતા મળેલા સમાચાર પ્રમાણે **શ્રી પાર્શ્વનાથ**પ્રભુની પ્રતિમા ૧૫–૧૬ વર્ષ પૂર્વે નીકળ્યાની વાત જણાવી છે, પણ ખરી રીતે વિ૦ સં૦ ૧૯૭૪ માં ટાંકુ ખોદતાં **શ્રી શીતલનાથ**પ્રભુની પ્રતિમા નીકળેલ, તેના માટે જુદું નાનુ મંદિર પણ બનાવાયેલ છે. **–સં.**

અત્યારે બહાર ગામથી ઘણા જૈનો ચાણસ્માના 'શ્રી ભટેવાજી'ના દર્શન કરવા માટે આવે છે

**શ્રી ભટેવા પાર્શ્વનાથ** એવુ નામ પડવાનો ખુલાસો **મુનિ ભાવરત્નના** આ કાવ્યમાથી મળી રહે છે

કેમકે ઇડર પાસેના ભાટુઆર ગામમાથી એ મૂર્તિ મળી હતી, પણ **'ભાટુઆર'** ઉપરથી **'ભટેવા'** શબ્દ કેવી રીતે ઉપજ્યો ? એ પ્રશ્ન છે **મુનિ ભાવરત્ને** બીજા સાધનોના–આધારે આ ગામનુ નામ આપ્યુ છે એ સ્થળ વિષે તેમને કઈ પ્રત્યક્ષ માહિતી હોવાનું કહેવામા આવ્યું નથી

મારૂ એવુ અનુમાન છે, કે–તે સમયે ગામનુ ઉચ્ચરિત નામ "ભટેવર–ભટેવર–ભટેવરા" અથવા એને મળતું હોવું જોઇએ

ગુજરાત રાજ્યના ભાષા–નિયામકે, સાબરકાઠા જિલ્લાના સ્થળો–ગામોના નામની યાદી મને મોકલી છે, તેમા પ્રસ્તુત ઉચ્ચારણને સૌથી મળતું આધુનિક નામ ભીલોડા તાલુકાનું 'ભટેરા' છે, એનુ વધારે જુનું નામ 'ભટેવરા' હોય એ શકય છે, (જેને કવિ ભાવરત્ને 'ભાટુઅર' કહ્યુ છે) ત્યાથી ચાણસ્મા લવાયેલ **શ્રી પાર્શ્વનાથપ્રભુની મૂર્તિ 'ભટેવરા–ભટેવા'** પાર્શ્વનાથ તરીકે ઓળખાઇ હોય, એ સમજાય એવુ છે

ચાણસ્મામા શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુની પ્રતિષ્ઠાનુ વર્ષ કવિ **ભાવરત્ને વિ૦ સ૦ ૧૫૩૫** આપ્યુ છે એ ઇતિહાસ પ્રેમીને જરા વિચારણીય લાગે છે કેમકે–સ્વ પૂ મુનિશ્રી જયતવિજયજીએ **"જૈનાચાર્ય શ્રી આત્માનદ શતાબ્દી સ્મારક ગ્રથ"**મા **વીશા શ્રીમાળી** જ્ઞાતિના એક પ્રાચીન કુલની વશાવળી છપાવી છે એ વશાવળી વહીવચાના ચોપડા ઉપરથી લખાયેલી હોય એમ જણાય છે, અને તેથી ઐતિહાસિક દષ્ટિએ વધુ વિશ્વાસપાત્ર છે, એમા **ભિનમાલ નિવાસી વીશા શ્રીમાળી** જ્ઞાતિના **શેઠ તોડાના** વશની લગભગ ૫૦ પેઢીઓ અને ૩૩ પેટા શાખાઓનો વૃત્તાત આપેલો છે અને તે **વિ૦ સ૦ ૭૯૫થી** શરૂ થઇ લગભગ **સ૦ ૧૯૮૮** સુધીની એટલે આઠસો વર્ષનો છે એમા એક સ્થળે લખ્યુ છે,

" पूर्विं वर्द्धमान भाई जयता उचली चाहणसामिं वास्तव्य सासरामांही तत्र श्री भट्टेवा श्री पार्श्वनाथ चैत्यं कारापितं (वि०) सं० १३३५ वर्षे श्री अंचलगच्छे श्री अजितसिंहसूरीणामुपदेशेन प्रतिष्ठितम् "

—શ્રી આત્માનંદ શતાબ્દી સ્મારક ગ્રંથ પૃ૦ ૨૦૭

અર્થાત્–" **વર્ધમાનના ભાઈ જયતાએ ( નરેલી ગામમાંથી ) ઉચાલો ભરીને પોતાના સસરાના ગામ ચાણસ્મામાં વાસ કર્યો, ત્યાં તેણે શ્રી ભટેવા પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું અને અંચલ ગચ્છીય અજિતસિંહસૂરિના ઉપદેશથી વિ૦ સં૦ ૧૩૩૫માં તેની પ્રતિષ્ઠા કરાવી.** "

મને પોતાને આ વંશાવલીમાં આપેલી વાત વધારે વિશ્વાસપાત્ર લાગે છે. કારણ કે–એનો આધાર વહીવંચાની નોંધ છે.

**અંચલગચ્છીય શ્રી અજિતસિંહસૂરી**ના આચાર્યપદનું વર્ષ વિ૦ સં૦ ૧૩૧૪ અને સ્વર્ગવાસનું વર્ષ સં. ૧૩૫૯ છે, એટલે પણ વંશાવળીમાં આપેલી સાલ સાથે તે સુસંગત છે.

વળી વંશાવળીમાંની નોંધમાંથી '**ભટેવા**' એ નામ વિશે કંઈ ખુલાસો મળતો નથી, અને **શ્રી ભટેવા પાર્શ્વનાથનું** ચૈત્ય કરાવ્યું, એમ મોઘમ લખ્યુ છે, આ ઉપરથી હું અનુમાન કરુ છું કે—

" **વિ૦ સં૦ ૧૩૩૫માં શ્રી ભટેવા પાર્શ્વનાથના ચૈત્યનો જીર્ણોદ્ધાર થયો હશે,** જ્યારે ઈડર પાસેના ઉપર્યુક્ત ગામમાંથી પાર્શ્વનાથ–'**ભટેવા**'ની–મૂર્તિ વધારે પ્રાચીન કાળમાં **ચાણસ્મા** લાવવામાં આવી હશે. "

" **મુનિ ભાવરત્ન**નું આ કાવ્ય એ પ્રાચીનતર પ્રસંગનો ઉલ્લેખ કરતું લાગે છે, **મુનિ ભાવરત્ને** સં૦ ૧૫૩૫નું વર્ષ આપ્યુ છે. તે વિ૦ સં૦ ૧૩૩૫ પછીના કોઈ જીર્ણોદ્ધારનું હોય એમ લાગે છે. "

એકંદરે આ સ્તવનમાંથી એક પ્રાચીન તીર્થસ્થાન વિશે થોડીક પણ ઉપયોગી માહિતી મળે છે. તે પણ આ તીર્થનું માહાત્મ્ય સૂચવે છે, જૈન ઇતિહાસ

ઉપરાત **ચાણસ્માના** સ્થાનિક ઇતિહાસ માટે પણ આ વસ્તુ જાણવા જેવી ગણાય

હવે કવિ વિષે સ્તવનના અત ભાગમા કરેલા ઉલ્લેખ ઉપરથી જણાય છે કે–**"મુનિ ભાવરત્ન પૂર્ણિમા** ગચ્છના **પૂ આ. શ્રી મહિમાપ્રભસૂરિના** શિષ્ય હતા " તેઓએ નીચે મુજબના રાસો પણ બનાવ્યા છે

વિ૦ સ૦ ૧૭૬૯મા **ચાણસ્મા** પાસેના **રૂપપુર** ગામમા **"હરિબલ માછીનો રાસ"**

વિ૦ સ૦ ૧૯૯૭મા **પાટણમા "સુભદ્રા સતી રાસ"**

વિ૦ સ૦ ૧૭૯૯મા **પાટણમા "બુદ્ધિ વિમલાસતી રાસ"**

વિ૦ સ૦ ૧૮૦૦મા **"અબડ રાસ"**

આ ઉપરાત ઝાંઝરીઆ મુનિની સજ્ઝાય (વિ૦ સ૦ ૧૭૫૬) **'નવવાડ સજ્ઝાય' 'અધ્યાત્મથુઈ'** તથા **'આષાઢભૂતિ સ્તવન'** એ તેમની નાની કૃતિઓ* છે

આ **ભાવરત્ન** મુનિ આચાર્યપદ મળ્યા પછી **શ્રી ભાવપ્રભસૂરિ** તરીકે પ્રખ્યાત થયા, તેમણે **પૂ૦ ઉપા૦ શ્રી યશોવિજયજી** મ૦ કૃત **'પ્રતિમાશતક'** ઉપર સસ્કૃત ટીકા વિ૦ સ૦ ૧૯૯૩ના માહ સુદ આઠમને ગુરુવારે બનાવી હતી તેમાની પ્રશસ્તિ પણ **'હરિબળ રાસ'**મા આપી તેજ પ્રમાણે લગભગ છે, વિશેષમા **"શ્રીમાળી વીરવશે રામકુક્ષિથી** થયેલ **જયતસી**ના પુત્ર **તેજસી** શ્રેષ્ઠીએ ઘણું દ્રવ્ય ખર્ચી સૂરિપદ જેને અપાવ્યુ છે એવા **પૂ૦ આ૦ શ્રી ભાવપ્રભસૂરિએ** આ વૃત્તિ પૂર્ણ કરી" એમ ત્યા (પ્રતિમાશતક વૃત્તિની પ્રશસ્તિમા) જણાવ્યુ છે×

વળી આ **ભાવરત્ન મુનિ** અથવા **પૂ૦ આ૦ શ્રી ભાવપ્રભસૂરિએ પ૦ કાલિદાસ** (કવિકુલગુરુ તરીકે પ્રખ્યાત મહા કવિ નહીં બીજા) કૃત **'જ્યોતિર્વિદાભરણ'** ઉપર **'સુખબોધિકા'** નામની સસ્કૃત ટીકા

* 'જૈન ગૂર્જર કવિઓ' ભાગ ૨, પૃ૦ ૫૦૩–૯

× 'જૈન ગૂર્જર કવિઓ,' ભાગ ૨, પૃ૦ ૫૦૯–૧૦

**પાટણ** ( **ઢંઢેરવાડા** )માં **પૂર્ણિમાગચ્છના** ઉપાશ્રયમાં રહીને લખી છે, "એમના ( **ભાવરત્ન મુનિના** ) પિતાનું નામ **માંડણ** અને માતાનું નામ **બાઈલા** (?) હતું," એમ એ ટીકાની પ્રશસ્તિ ઉપરથી જણાય છે. **ભાવરત્ન મુનિ** સંસ્કૃત ભાષાના પણ સારા વિદ્વાન અને ગ્રન્થકાર હતા, એમ આ ઉપરથી પુરવાર થાય છે.

**પાટણ** ( ઢંઢેરવાડા )માં આજે પણ **પૂર્ણિમા ગચ્છના શ્રીપૂજ્યની** બેઠક છે.

**મુનિ ભાવરત્ન** કૃત **શ્રી ભટેવા પાર્શ્વનાથની** ઉત્પત્તિ વિષેના આ ઉપયોગી ઐતિહાસિક કાવ્યની એક પાનાની હસ્તલિખિત પ્રત મને પાટણમાં સદ્‌ગત **પૂ૦ પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજ** પાસે જોવા મળી હતી, તેની તા. ૧૧–૬–૧૯૩૧ ને રોજ કરેલી નકલ ઉપરથી આ સંપાદન કર્યું છે.

પ્રતની પુષ્પિકામાં જણાવ્યુ છે તે પ્રમાણે **મુનિ ભાવરત્નના** પોતાના હસ્તાક્ષરમાં જ આ કાવ્ય લખાયુ હોઈ તેની વાચના પુષ્પિકાના શબ્દોમાં કહીએ તો **શ્રેયસ્તર** છે, બલ્કે સંપૂર્ણ વિશ્વસનીય છે.

આ કાવ્ય **વિ૦ સં૦ ૧૭૭૦ના કાર્તિક સુદ ૬ ને બુધવારના** દિવસે **પાટણમાં** રચાયુ છે, એટલે પ્રત પણ એ જ દિવસે લખાઈ હોવી જોઇએ એમ માનવામાં વાંધો નથી, જો આ પ્રતિ 'પ્રથમાદર્શ' ન હોય, અને કાવ્યની એક કરતાં વધારે નકલો કર્તાએ પોતાની અનુકૂળતાએ તૈયાર કરી હોય તો આ પ્રતિ રચના દિન પછી થોડાક સમયમાં લખાઇ હશે એમ અનુમાન થાય. પણ મૂળ કર્તાના સ્વહસ્તાક્ષરે લખાયેલી આ પ્રતિ ( Autograph Copy ) હોઈ ભાષા અને સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ એનું સવિશેષ મહત્ત્વ છે

---

# શ્રી ભટેવા પાર્શ્વનાથની ઉત્પત્તિનુ કાવ્ય

## (મૂળ)

॥ ભલે ॥ શ્રી ગુરુભ્યો નમ: ॥ ઐઁ નમઃ ॥

( સુણિ સુણિ કતા રે સીખ સોહામણી—એ દેશી )

ઇંદ્રધનુષ આકારઈ અક્ષરઈ,
મધ્ય લલાટ પ્રભા છઈ વિસ્તરઇ

( ત્રૂટક )

સુવિસ્તરઈ તસ તેજ મહિમા હૃદય કમલ માહઇ ધરી,
ગાયસ્યુ જિન પાસ ભટેવઉ, જસુ કીરતિ જગિ સચરી,
કદા કાલિ એહ મૂરતિ હુઇ આદિ ન જાણીઇ,
ઘણે દેવે પૂજી પ્રતિમા, તિહઇ જીર્ણ વખાણીઈ ॥ ૧ ॥

( દેશી )

ઇમ ગીતારથ વાણી પરપરા,
સુણુઇ ભાષઇ જે વૃદ્ધ શ્રુતધરા

( ત્રૂટક )

શ્રુતધરા ભાષઇ દેશ ઇડર ભાદુઅર એક ગામ છઈ,
તિહા વસઇ સુરચદ સેઠ જાણો, દાલિદ્રનું તે ઠામ છઈ,
તસુ કોઇક કાલઇ, પુણ્ય યોગઈ, પ્રતિમા ઘરિ પરગટ થઇ,
ઘણી લચ્છીલીલા શેઠ પામ્યો, દલિદ્ર દશા દૂરિ ગઇ ॥ ૨ ॥

( દેશી )

ઘણા દિવસ પ્રતિમા તસુ ઘરિ રહી,
રાય ઇડરિયે તે પ્રવૃત્તિ લહી

( ત્રૂટક )

લહી પ્રવૃત્તિ પાસ કેરી, શેઠનઇ ચરમુખ કહઇ,
'મુઝ આપિ પ્રતિમા પાસ કેરી, જે ઘરિ તુઝ પરતો વહઇ'



સેઠ કહઇ, 'એ કિંમ આપું ? જીવ સમાણી જે અછઇ'
તવ ભૂપ ભાખઇ, 'બલઇં લેસ્યું' સુણી શેઠ ડર્યો પછઇ. ॥ ૩ ॥

( દેશી )

ધસમસ શેઠિ રે પ્રતિમા ભય ઘણઇ,
ક્ષેત્રઇ ભંડારી રે **રામ પટેલ** તણઇ.

( ત્રૂટક )

સુહડ લેઇ તવ ભૂપ આવ્યો, નિરખઇ, પ્રતિમા નવિ જડી,
ક્રોધઈં કરી તસુ ગેહ લૂંટયું, બહુ મતા હાથઈં ચઢી !
તે ક્ષેત્ર માંહઇં ધાન્ય બહુલઇ કૌટંબિક સુખી થયો,
જુઓ **પાસ** વસિયા પુણ્ય બહુલઇ, ઘર તણો ખૂણો ગયો. ॥ ૪ ॥

( દેશી )

પાટણ નયરનઈં પાસઈં **ચંદ્રાવતી,**
**રવિચંદ** વ્યવહારી તિહાં શુભમતિ.

( ત્રૂટક )

શુભમતિ પણિ નિઃસ્વ જાણો, ધન પાખઇ મોટિમ કસી ?
હિંગ તેલ મીઠું મરિચ વેચઇ, પેટ ભરઇ ઇમ કસમસી !
જક્ષરાજ તુઠો સુપન આવી, કહઇં, સુણિ **રવિચંદ** એ,
તુઝ ભાગ્ય ફલીઉં, દુઃખ ટલીઉં, કારજ કરિ અવિલંબ એ. ॥ ૫ ॥

( દેશી )

**ભાટૂઅર** ગામનઇં ગાંદરઇ જાંણીઇં,
**રામ** પટેલનું ક્ષેત્ર વખાણીઇ.

( ત્રૂટક )

તે માહઈં છઇ **પાસ** મૂરતિ, તિહાં તુ વહિલો આવજે;
નયણે દેખાડું તુઝનઇં હું, પૂજી પ્રણમી ભાવ જે,
પરભાતિ જાગ્યો શેઠ, સુપનું સાચું જાણી સંચર્યો,
એક વહિલ લેઇ, કોઇ ન જાણઇ, તિણિ થાનકિ જઇ ઊતર્યો. ॥ ૬ ॥



( દેશી )

તરુતલઈ પ્રતિમા રે દીઠી સોહામણી,

પૂજી પ્રણમી રે ભગતિ કરી ઘણી

( ત્રૂટક )

વહિલ માહિ પાસ મૂરતિ લેઇ નગર નિજ આવીઓ,
'ઘણુ સુખદાઈ હસ્યઇ તુઝનઇ,' જક્ષઇ ઇમ સમઝાવિઓ,
સંપત્તિ સારુ સેવ કરતો, એક દિન જક્ષ સુપનાંતરિ,
'પ્રાસાદ પાસ જિણંદ કેરો કરાવીઈ ઊલટ ભરઈ' ॥ ૭ ॥

( દેશી )

શેઠ પયપઇ રે, 'કિમ હુઇ ધન વિના?'

તવ જક્ષ ભાખઇ રે, સુણુ તુ એકમના!

( ત્રૂટક )

'મુઝ કેડિ આવો, ધન દેખાડુ' વેડઇ ધન નિરખાવિઉ,
મન આશ પૂગી, શેઠ હરખ્યો, પાસ ભુવન મંડાવિઉ,
ભલો રંગમંડપ, ઉત્તંગ તોરણ, પબાસણ સુપરિ જડયા,
નાટિક કરતી પૂતની બહુ ચંદ્રવદન અનોપમ ઘડયા ॥ ૮ ॥

( દેશી )

દંડ ધજા લહિકતી ઉપરિ,

કલશ ચડાયો મુહુરતઈ શુભપરિ

( ત્રૂટક )

શુભ પરિ શ્રીપાસ થાપ્યા ચૈત્યઇ ઉચ્છવ અતિ ઘણુઈ,
પસર પાનીમઈ અખાત્રીજઇ, રમ્ય વાજિત્ર રણઝણઇ,
પુહવીમા સુપનાપ પ્રસર્યો, સંઘ આવઈ વિલટી,
કરઈ પાત્ર જુગતિ, ભાવ ભગતિ મોટા દુખ જાઈ મટી ॥ ૯ ॥

( દેશી )

વ્યવહારીના જે પાચ સઇ ગાડલા,

ભારઇ ભરીયા ચલાવઇ ઉતાવલા.

( ત્રૂટક )

ચૈત્ય આગલિ નીસર્યા, પ્રભુ પાસનઇં ભેટચાં નહી,
જક્ષરાજ કોપ્યો, શકટ થંભ્યાં, સુરવર કહઇ સુણિયો સહી;
**'યાત્ર કર્યા વિણુ કીમ જાઓ ? આશાતના જિનની કરી,'**
તવ ભેટ લેઇ પુરુષ આવ્યા, પાસ જિણુંદ આગલિ ધરી. ॥ ૧૦ ॥

( દેશી )

પાસ **ભટેવઉ** નામ તિણિ થયુ,
ગુણ ગાતા મુઝ દુખડું સવિ ગયુ.

( ત્રૂટક )

ગયુ દુઃખ સવિ જગત્રય કેરું, મહિમા મહીઅલ વિસ્તર્યો,
**"જીરણ તવનો સબંધ લેઈ સંક્ષેપઇ મઈ ઊધર્યો;"**
**અશ્વસેન** નરપતિ, માત **વામા** ખોલઇ લાડ જિણઇ લડચાં,
તેહ નંદન સ્તવીયો, સુખ ઠવીયો, શત્રુ શિર સંકટ પડચાં. ॥ ૧૧ ॥

( દેશી )

**સંવત સતર સીતેરુ ભલો,**
**કાર્તિક માસનો શુકલ પક્ષ ઉજલો.**

( ત્રૂટક )

કર્મવાટી **છઠ્ઠિ બુધ દિન,** પ્રધાન શાખા સોહએ,
**પુનિમ ગચ્છ સિરિ મહિમપ્રભસૂરિ** કીર્તિ કાંતિ સોહએ;
તસુ ચરણ સેવક **ભાવરતનઈ** પાસ પ્રેમઇ ગાઇઓ,
**પત્તન પુરમાંહિ** ઘણઇ ઊચ્છાહિ, ઋદ્ધિ સમૃદ્ધિ સુખ પાઇઓ. ॥ ૧૨ ॥

॥ इति श्री भटेवा-पार्श्वनाथस्योत्पत्ति स्तवनं सम्पूर्णम् ॥

॥ श्रीरस्तु ॥

॥ कल्याणमस्तु । मुनि भावरत्नेन लिपिकृतं श्रेयस्तरम् ॥

# શ્રી ભટેવા પાર્શ્વપ્રભુની મૂર્તિ

દેવાધિદેવ શ્રી ભટેવા પાર્શ્વનાથપ્રભુની મૂર્ત્તિ હાલ જે વિરાજમાન છે, તે મૂર્ત્તિના પબાસણને ફરતું સફેદ આરસનુ મોટુ પરિકર ગર્ભગૃહના મુખ્ય દ્વાર સાથે દષ્ટિસૂત્ર મેળવવા ગોઠવેલ છે જે [1]પરિકર ઉપર વિ૦ સ૦ ૧૨૪૭નો લેખ છે તેમા હારીજગચ્છનો પણ ઉલ્લેખ છે આ લેખ હાલમા તો વચાય તેવો નથી

પરિકરમા ઉપરના છત્રવટામા કોતરેલ સાત ફણાઓ છે જે શ્રી ભટેવા પાર્શ્વનાથપ્રભુના બિંબથી ઘણે છેટે છે

**શ્રી ભટેવા પાર્શ્વનાથની** મૂર્ત્તિ બહુ નાની અને ગર્ભગૃહ (ગભારો) મોટો, તેથી દર્શન પૂજન કરનારા આરાધકોને ભાવોલ્લાસ થાય તે માટે ખાલી પડતી જગ્યામા આ શ્વેત પરિકરની ગોઠવણ વિ૦ સ૦ ૧૯૭૨ની છેલ્લી પ્રતિષ્ઠા વખતે કે ત્યાર પછી કયારેક વિવેકી વૃદ્ધ પુરુષોએ કરી હોય એ સભવિત છે

આ શ્વેત પરિકર અને શ્રી ભટેવા પાર્શ્વનાથપ્રભુની મૂર્તિ વચ્ચે ખાલી રહેલી જગ્યામા ઉપર અને આજુબાજુ ચાદીનુ પુઠીયુ (ભીંતમા-જડેલુ)

---

૧ આ પરિકર કોઈ બીજા વિશાળ બિંબનુ લાગે છે અનુમાન એવુ પણ થઈ શકે કે— બીજે માળે જમણી બાજુના ગભારામાં મૂળ નાયક તરીકે બિરાજમાન "શ્રી શખેશ્વર પાર્શ્વનાથ"નુ આ પરિકર હોય, કેમકે શ્રી શખેશ્વર પાર્શ્વનાથને ફણા નથી

સામાન્યથી વૃદ્ધ પુરુષોના કથનાનુસાર ફણા વિનાનુ શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ બિંબ વિગ્રહરપાર્શ્વનાથ તરીકે ઓળખાય છે, તેથી ફણા વિનાના શ્રી શખેશ્વર પાર્શ્વનાથ ની રીતે ? બિંબ પાર્શ્વનાથપ્રભુનું જ છે, એ વાત અચલિકા નીચે (ઉપર પુરુષાકારે અને નીચે ગુચળાવાળા નાગ રૂપે હાથ જોડી ઉભા રહેલ) સુંદર નાગેન્દ્રથી નક્કી થાય છે પણ ફણા કેમ નહીં ? એ પ્રશ્ન ઉભો થાય છે

એટલે શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના પબાસણને ફરતુ શ્વેત પરિકર તેની વિશાળતા અને છત્રવટામા રહેલ સાત ફણા ઉપરથી અનુમાન થઈ શકે તેમ છે કે "શ્રી શખેશ્વર પાર્શ્વનાથનુ હોય આ પરિકર હોય"

ગોઠવેલ છે. જેના પર ચામરધારી અને ઉપર છત્ર તથા ફરતી ફૂલપત્તીની વેલ જેવી આકૃત્તિ ઉપસાવેલી છે.

પરિકરની નીચેનો ગાદીનો ભાગ ઉપરના કાઉસ્સગ્ગીયાના ભાગ સાથે મેળવવાના બદલે મૂળ નાયકને અનુસરી બનાવાયેલ પબાસન સાથે મેળવ્યો છે.

એકંદર **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુની** નાની મૂર્ત્તિના દર્શન વંદન કે પૂજન માટે આવનાર પુણ્યાત્માને વધુ ભાવોલ્લાસ થાય તે રીતે પરિકરની યોજના કરવામાં આવી છે.

કદાચ એમ પણ માની શકાય કે–જો આ પરિકરની ગોઠવણી અહીંના વૃદ્ધ પુરૂષોએ ન કરી હોત તો શ્રી ભટેવા પાર્શ્વનાથની મૂર્ત્તિ પ્રાભાવિક અને પ્રાચીન છતાં સાવ નાની હોવાથી બાલજીવોને આલ્હાદજનક ન બને તેથી બીજી પ્રતિમાનું કે બીજેથી આવેલું આ પરિકર **શ્રી ભટેવાદાદાની મૂર્ત્તિ** સાથે સંબધિત ન છતાં ગોઠવીને બાલજીવોને વધુ આલ્હાદ ઉપજે તેવી દીર્ઘ દર્શિતાભરી ગોઠવણા કરી હોય એમ લાગે છે.



**પરમાત્મા એટલે ?**

આપણા શુદ્ધાત્મ સ્વરૂપને ઓળખવા માટે આદર્શરૂપ અને ગુણોનું અનુચિંતન માટે પરમ આસેવનરૂપ પરમાત્મા હોય છે.

# શ્રી ભટેવા પાર્શ્વપ્રભુની
# * મૂર્તિનું શિલ્પ *

ચાણસ્મામા લગભગ ૫૦૦ વર્ષથી બિરાજમાન, દોઢસો વર્ષથી વર્તમાન જિનમન્દિરમા પ્રતિષ્ઠિત **શ્રી ભટેવા પાર્શ્વનાથપ્રભુની** મૂર્તિ જૂના હસ્ત લિખિત ભડારોમાથી મળતા પ્રામાણિક પુરાવાઓના આધારે એકવીશમા તીર્થંકર **શ્રી નમિનાથપ્રભુના** શાસનકાલની માની શકાય છે

તે છતા **શ્રી ભટેવા પાર્શ્વનાથપ્રભુની** મૂર્તિનો ઘાટ શિલ્પ શાસ્ત્રની દૃષ્ટિએ વિચારતા એમ સમજી શકાય છે કે–

આ મૂર્તિમા બને હસ્તોને જે રીતે વળાક આપવામા આવ્યો છે, અને કોણીના ભાગોને જઘાના ભાગથી બહાર કાઢવામા આવ્યા છે

આવો ઘાટ અને આવી હાથની રચના **મથુરાના** કકાલીટીલાના *ખોદ કામમાથી મળી આવેલ **આયાગપટ** નામે પ્રાચીન કોતરણીવાળા પટની વચ્ચેના ભાગે કોતરેલ તીર્થંકર પ્રભુની પ્રતિમામા જોવા મળે છે

આ **આયાગપટ**ના સ્વરૂપ અને આના સમય સબધી પુરાતત્ત્વજ્ઞ **શ્રી રામસહાયબેનરજી** એમ જણાવે છે કે—

**"સાધારણ રીતે ચાર મત્સ્યપુચ્છના કેન્દ્ર સ્થળે ગોળાકાર સ્થાનને વિષે એક બેઠી જૈન મૂર્તિ હોય છે**

**વિક્રમ સવતના આરભથી બસો વર્ષ પહેલા સિહ વણિકના પુત્ર અને કૌશીક ગોત્રીય માતાના સતાન સિહનદીયે આ આયાગપટ્ટની પ્રતિષ્ઠા કરાવી છે."**

* મથુરા પાસે કકાલી નામના ટેકરાનુ ખોદકામ ઇ સ ૧૮૭૧ મા જનરલ કનિંગે શરૂ કરાવેલ પછી ઇ સ ૧૮૭૫ માં મિ૦ ગ્રૌસ અને ઇ સ ૧૮૮૭ થી ૧૮૯૬ સુધી ડૉ બર્જેસ અને ડૉ ફૂહરરની દેખરેખ નીચે કામ થયુ જેમાથી ઘણા જ સુદર પ્રાચીન ઐતિહાસિક શિલ્પના અવશેષો નીકળેલા જે બધા અવશેષો હાલમા લખનૌના મ્યુઝિયમમા સ્વતત્ર એક મોટા ઓરડામા છે

આ રીતે **મથુરાના કંકાલીટીલાના** ખોદકામમાંથી મળી આવેલ **આયાગપટ્ટ** વિક્રમ સંવતૂથી ૨૦૦ વર્ષ પહેલાંનો હોઇ તે **આયાગપટ્ટની** પ્રતિમાજીના જેવું શિલ્પ **શ્રી ભટેવા પાર્શ્વનાથપ્રભુના** બિંબનું હોઈ ઓછામાં ઓછી આ પ્રતિમા બાવીશસો વર્ષ પ્રાચીન સાબિત થાય છે.

વળી **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુજી**ની મૂર્ત્તિ ભૂખરા પાષાણની છે, **મથુરાના કંકાલીટીલાના** ખોદકામમાંથી મળી આવેલ મૂર્ત્તિઓના અવશેષો પણ આવા પાષાણની છે.

આ વાત પણ આ મૂર્ત્તિની વધુ પ્રાચીનતા પુરવાર કરે છે.

વળી **મથુરાના** ખોદકામમાંથી મળી આવેલ મૂર્ત્તિઓની મુદ્રા ઉપર બે બાજુ માલાધારીઓનું અસ્તિત્ત્વ તેમ જ બીજી પણ શિલ્પની કેટલીક આગવી વિશેષતાઓ **શ્રી ભટેવા પાર્શ્વજી**ની મૂર્ત્તિમાં દેખાય છે.

તેથી પણ આ પ્રતિમા ઓછામાં ઓછી બાવીશસો (૨૨૦૦) વર્ષ તો નિઃશંક રીતે પ્રાચીન છે જ !

અહીં સવાલ કદાચ એ ઉભો થઈ શકે કે–**ઉત્તર ગુજરાત**માં આવેલ **ચાણસ્મા** ગામમાં **મથુરા** શૈલીની પ્રતિમાજી આવી શી રીતે? ક્યાં **મથુરા** અને ક્યાં **ગુજરાત–સૌરાષ્ટ્ર** કે **ગુજરાત–રાજસ્થાન**ની લગભગ સીમાએ આવેલું **ચાણસ્મા**? પરંતુ ઇતિહાસના પાનાઓમાં જળવાયેલી **મગધમાંથી** કરેલી હીજરત, દક્ષિણમાંથી કરેલ દેશપલટો આદિ વાતોના આધારે કાળચક્રના અજબગજબ પરિવર્તનો સામે ગજબની આસમાની સુલતાનીનો અનુભવ જૈનો માટે નવો નથી જણાતો?

એટલે એવી કો'ક વિષમ ઘડીઓમા કુદરતના '**જલ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જલ**'ના નિયમ પ્રમાણે **મથુરાના** શિલ્પવાળી આ પ્રતિમાજી **ગુજરાત** બાજુ આવી હોય તો તે અસંભવિત નથી **तत्त्वं तु बहुश्रुता विदन्ति.**

શ્રી ભટેવા પાર્શ્વપ્રભુની પ્રતિમાજી* પદ્માસનસ્થ છે. પ્રતિમાજી ૭ ઇંચના છે, ફણા સાથે ૯ ઇંચના છે. સિંહવાળી પાટલી સાથે ૧૮ ઇંચના છે અને આખું

---

* વૃદ્ધ પુરુષોના કથન પ્રમાણે વેલુ–માટીના પ્રતિમાજી પ્રાયઃ અર્દ્ધ પદ્માસનસ્થ હોય છે, કેમકે વેળુ–માટી કોમળ ચીજ હોઈ તેમાં પદ્માસનનો ઘાટ શક્ય નથી.

આમ છતાં **શ્રી ભટેવાજી** દાદાની મૂર્ત્તિ વેલુ–માટીની છતાં અર્દ્ધ પદ્માસન મુદ્રાની નથી આ વાત પણ બહુશ્રુત ગીતાર્થ જ્ઞાનીના ચરણોમા બેસીને સમજવા જેવી છે.

બિબ નીચે દેવીની મડપિકા સાથે રૂપ રચના છે પ્રતિમાજીની મુખાકૃતિ સુદર છે, સુદર–વિશાળ ભાલ–લલાટ છે, તેના ઉપર સુદર શ્રથિકાઓ છે, મસ્તક ઘુમટના આકારે ચોપાસગોળ ઉચુ છે સાત ફણાઓથી શોભતુ છે

બને બાજુએ પારિપાર્શ્વિક દેવ છે સામાન્યથી આ પારિપાર્શ્વિકો ચામર ધારી હોય તેમ લાગે છે જો કે ડાબી બાજુના પારિપાર્શ્વિક દેવના હાથમા (છડી જેવો) તીર્છો દડ દેખાય છે જેની પાછળ કદાચ ચામર ગુચ્છ હોય, તથા જમણી બાજુના પારિપાર્શ્વિક દેવના જમણા હાથમા સીધો દડ (નીચે પાતળો ઉપર જાડો) અને ડાબો હાથ કમર બાજુ પાછળ વાળેલ દેખાય છે

મૂર્ત્તિના ઉપરના ભાગે બને બાજુએ માલાધારીઓ છે આ મૂર્ત્તિની નીચે ખાનુ પાડીને બને બાજુએ સિંહો મુકીને સિંહાસનનો ખ્યાલ આપ્યો છે વચ્ચે ધર્મચક્ર છે પણ સામાન્યથી બધા પરિકરોમા જેમ સન્મુખ હોય છે તેમ નથી પણ આડુ છે તેમ જ બે બાજુ હરણ નથી

યદ્યપિ પુરાતન શિલ્પના જાણકાર કેટલાક ઐતિહ્યવિદોના કથનાનુસાર અચ લિકા કે કદોરાની આકૃતિથી શ્વેતામ્બરીય પ્રતિમાના થતા નિર્ણયની જેમ **"સન્મુખ ધર્મચક્ર એ શ્વેતામ્બર પ્રતિમાનુ ચિન્હ અને આડુ, ધર્મચક્ર તે દિગમ્બર પ્રતિમાનુ ચિન્હ,"** એ રીતની પણ માન્યતા છે, પણ ઘણી શ્વેતામ્બર આચાર્યોની પ્રતિષ્ઠિત પ્રતિમાઓના પરિકરમા પણ આડુ ધર્મચક્ર જોવા મળ્યુ છે તેથી આ સબધી યોગ્ય નિર્ણય ગીતાર્થ પુરૂષો દ્વારા કરવો ઉચિત છે

**શ્રી ભટેવા દાદાની** મૂર્ત્તિમા સિંહની આકૃતિવાળા પબાસણની નીચે સ્વતત્ર બે બાજુ થાભલીવાળી દેવીની મડપિકા છે જેમા સિંહના વાહનવાળી અબિકાદેવી ડાબા ખોળે નાના બાલકવાળી બે બાજુ ચામરધારીવાળી છે મડપિકાની થાભલી પાસે ડાબે–જમણે એકેક શ્રાવક–શ્રાવિકાની મૂર્ત્તિ છે

**શ્રી પાર્શ્વનાથપ્રભુ** સાથે અબિકાદેવીનો ખાસ સબધ નથી છતા કો'ક પુણ્યાત્માએ પોતાની મનોવૃત્તિના સતોષ ખાતર અબિકાજી સ્થાપ્યા હોય તેમ લાગે છે

આ રીતે **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુની** પ્રતિમાજી શિલ્પની દૃષ્ટિએ, કળાની દૃષ્ટિએ અદ્ભુત–આલ્હાદજનક છે

# ✻ શ્રી ભટેવાજીના ચમત્કારો ✻

પરમ તારક દેવાધિદેવ શ્રી તીર્થંકર ભગવંતોના નામ સ્મરણ માત્રથી પાણીના ઘસારા બંધ વહેણથી ઘસાતી મોટી શિલાઓની જેમ વિષમ કર્મોના બંધનો જર્જરિત થઇ જાય છે, એમાં આશ્ચર્ય જેવું નથી. કેમકે પાણી અને અગ્નિની જેમ વિરોધી દ્રવ્યો એક બીજાનો ઘાત કરે જ, મોહના સંસ્કારોથી ઉપજતા કર્મના બંધનો મોહની વિલીન દશાને વરી ગયેલા વીતરાગ પરમાત્મા ત્રિલોકનાથ શ્રી તીર્થંકર ભગવંતોના નામ સ્મરણથી તુટી જાય એ પ્રમાણુસિદ્ધ હકીકત છે.

તેમ છતાં આરાધક પુણ્યાત્માની ચિત્તની સ્થિરતા, અધ્યવસાયની શુદ્ધિ અને લક્ષ્યની જાગૃતિના આધારે પતિતપાવન જગત્ બંધુ શ્રી તીર્થંકર દેવોના નામથી કર્મ નિર્જરામાં તરતમતા દેખાય !

પણ આ અવસર્પિણી કાળના ચોવીસ તીર્થંકર ભગવંતોમાં સર્વાધિક મહત્તા પુરૂષાદાણીય **શ્રી પાર્શ્વનાથપ્રભુની** એટલી બધી છે કે–અશ્રદ્ધાળુ અને સર્વથા વિપરીત માનસવાળાના હૈયામાં પણ શરણાગતવત્સલ, પરમપુણ્યશાળી **શ્રી પાર્શ્વનાથપ્રભુનો** જ્વલંત મહિમા તે તે વિશિષ્ટ ચમત્કારોથી અંકિત થાય છે.

આવી તે તે વિશિષ્ટ દિવ્ય ઘટનાઓના આધારે જ શ્રી પાર્શ્વપ્રભુના ઘણા ખરા નામો–તીર્થો જગતમાં પ્રસિદ્ધ થયા છે.

એટલે **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના** પણ બુદ્ધિ અને મનને થંભાવી દે તેવા ઘણા દિવ્ય અનુભવો આરાધકોને પોતાના આરાધક ભાવના આધારે તે તે સમયે થતા આવ્યા હોય એ સંભવિત છે.

વર્તમાન કાળે **ચાણસ્મા** નગરમાં વિરાજમાન થયા પછી **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના** થોડાક ચમત્કારિક અનુભવો તે તે જાણકાર વ્યક્તિઓ પાસેથી મેળવી રજુ કરાય છે.

**(૧) શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના પરિચયાત્મક સ્તવનમાં નીચેની ઘટના ચમત્કાર રૂપે વર્ણવાયેલ છે.**

શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનું બિંબ ઇડર પાસેના રામા પટેલના ખેતરમાંથી ચંદ્રાવતી (ચાણસ્મા)ના શ્રી રવચંદ શેઠે લાવી મોટા ભવ્ય જિનાલયનું નિર્માણ કરી વિ૦ સં૦ ૧૩૩૫ના વૈ૦ સુ૦ ૩ના મંગલ પ્રભાતે મંગલ મહોત્સવ પૂર્વક વિરાજમાન કર્યા ત્યારપછી નીચેની વાત આવે છે

"પાટણ શહેરના અધેવાઇયા વેપારીઓ પાંચશો (૫૦૦) ગાડા વિવિધ માલના ભરી વ્યાપારાર્થે ચંદ્રાવતી (ચાણસ્મા)ની ભાગોળથી જતા હતા, તે વખતે અધિષ્ઠાયક દેવે બધા ગાડાઓ થંભાવી દીધા અને આકાશવાણીથી કહ્યું કે, "અહીં ચંદ્રાવતી (ચાણસ્મા)માં પ્રકટપ્રભાવી તારણહાર પરમાત્મા શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુ વિરાજમાન છે તેમની યાત્રા કર્યા વિના તમે આગળ કેમ જાઓ છો ? યાત્રા કર્યા વિના તમારા ગાડા આગળ નહીં વધે"

- બધા વેપારીઓ યોગ્ય નજરાણા-ભેટ રૂપે ઉત્તમ ચીજો લઇ શ્રી ભટેવા-દાદાના જિનાલયે હરખભેર આવ્યા, ખૂબ ભાવથી પૂજા વગેરે કરી પોતાના અપરાધની માફી માગી અને "હવેથી પ્રતિવર્ષ આપના દર્શનાર્થે આવીશું" એવો સંકલ્પ કરીને ગયા

તેમના વંશજો હજુ પણ પાટણથી દર સાલ ભા૦ સુ૦ ૨ના દિવસે યાત્રાર્થે આવે છે ૫૦/૬૦ વર્ષ પૂર્વે તો આ દિવસે મોટી પૂજા ઠાઠથી ભણાતી, ભારે આંગી રચાતી, ગામમાં પણ મોટા મેળા જેવું રહેતું, પણ કાલના ઘસારાથી આજે તો ફક્ત પાટણથી અમુક ભાઇઓ આવે છે અને આંગી રચાવે છે

(૨) "લગભગ ૫૦-૬૦ વર્ષ પહેલાની વાત છે—

રાજનગર (અમદાવાદ)થી શ્રી સિદ્ધગિરિના છરી પાલતા સંઘમાં જવા માટે ચાણસ્માના કેટલાક ભાઇઓ તૈયાર થયેલા, તેઓના જવાના એક દિવસ પૂર્વે શ્રી ભટેવાદાદાના પૂજારીને સ્વપ્નું આવ્યું કે—"અહીંથી પાલી-તાણાના સંઘમાં જવા માટે જેઓ તૈયાર થયા છે તે બધાને કહેજે કે—"સંઘમાં તમે ન જાઓ, યાત્રાએ જવું હોય તો પછી જજો—તેમ છતાં સંઘમાં જાઓ તો ઉતારો-ભોજન વગેરે જુદું કરજો"

પૂજારીએ સવારે સંઘના આગેવાનોને વાત કરી, આગેવાનોએ યાત્રાર્થે સંઘમાં જવા તૈયાર થયેલાઓને જણાવ્યું, પણ જનારાઓએ મક્કમતા દાખવી,

સંઘમાં ગયા, પણ અધવચ્ચે જ પ્લેગ-મહામારીનો રોગ ફાટી નીકળ્યો, પરિણામે હાહાકાર મચી ગયો, એટલી બધી ઝડપથી રોગ પ્રાણઘાતક ઉગ્ર બની ગયો કે મડદાં ઉપાડનાર કોઇ ન રહ્યું, ઢગલાબંધ માણસો મરવા લાગ્યા.

પુણ્ય યોગે એમાંથી બચીને આવેલાઓએ **શ્રી ભટેવાદાદા**ના અધિષ્ઠાયકના સૂચનની અવગણના કર્યાનો પશ્ચાત્તાપ વ્યક્ત કરી પ્રભુભક્તિનો વધુ ભાવોલ્લાસ ઉપજાવ્યો.

**(૩) લગભગ ૩૦ થી ૪૦ વર્ષ પહેલાંની વાત છે—**

**શ્રી ભટેવાદાદા**નું જિનાલય કો'ક વિશિષ્ટ પર્વના કારણે વહેલું ઉઘાડવા માટે પૂજારી આવેલ, પૂજારી આગલો દરવાજો ખોલી જિનાલયનું દ્વાર ઉઘાડે છે, ત્યાં પૂજારીએ પોતાની જમણે સામેથી કો'ક સફેદ પોશાકધારી વૃદ્ધ પુરૂષને આવતા જોયા અને પૂજારી ગભરાઇને તાળું અધખુલું મૂકીને ભયભીત બની હાંફળો-ફાફળો થઇ દાદરો ઉતરી નીચે આવ્યો.

તે ટાણે આવેલા બે-ચાર ગૃહસ્થોએ પૂજારીની ભયભીત દશા જોઈ આશ્વાસન આપતાં કહ્યું કે '**શું થયું ?**' પૂજારી ભયના કારણે કંઈ બોલી શક્યો નહીં, તેના આખા શરીરે ધ્રુજારી છૂટી, પરસેવે રેબઝેબ થઈ ગયો, થોડી વારે સ્વસ્થ થયા પછી પૂજારીએ બધી વાત કરી.

એટલે અનુભવી વૃદ્ધ પુરૂષોએ કહ્યું કે-" **અરેરે ! આમાં શું ? એ તો અમારા અહીંના અધિષ્ઠાયક શ્રી માણિભદ્રદેવ ! એમના દર્શન તને થયા ? તું તો ભાગ્યશાળી ! તારે એમના પગ પકડી લેવા હતા ને ? તારૂં કામ થઈ જાત !**"

પણ પૂજારી તો એવો લેવાઇ ગયેલ કે કેટલાય દિવસ સુધી બિચારો સ્વસ્થપણે વહેલો મોડો દહેરાસરમાં એકલો રહે જ નહીં.

**(૪) વળી ચાણસ્માના વૃદ્ધ પુરૂષો ખાસ કરીને મોટી વાણીયાવાડમાં રહેનારાઓ પાસેથી જાણવા મળેલ છે કે—**

**શ્રી ભટેવાદાદાની** સામે નાટારંભ થતો હોય તે રીતના વિવિધ વાજિંત્રોના અવાજ, ઘંટનાદ વગેરે મધ્યરાત્રિ કે પાછલી રાત્રિના મંગળ સમયે ઘણીવાર સંભળાતા હતા.

(૫) કેટલાક **ચાણસ્માના** ધર્મપ્રેમી શ્રદ્ધાળુ મહાનુભાવોના કહેવા પ્રમાણે **શ્રી માણિભદ્રજી** પ્રથમ દહેરાસરમા અંદરના ગોખલામાં વિરાજમાન હતા ત્યારે ઘણા ચમત્કારો અનુભવાતા

ઘણી વાર **શ્રી માણિભદ્રજી** દહેરાસરની ફરતી દિવાલો પર સફેદ વસ્ત્રના પોશાકમા ચોકી કરતા ઘણાઓએ જોયેલા છે

તેમજ કયારેક લીલા ઘોડે લીલા પલાણે ઠેઠ મોટી વાણિયાવાડના દરવાજા સુધી પણ ફરતા જોયાનું પ્રામાણિકપણે જાણવા મળેલ છે

પણ દહેરાસરમા **શ્રી માણિભદ્રજી** સામે શ્રીફળ વધેરી તેની પ્રસાદી રૂપે ટોપરૂ ખાવાની લૌકિક પદ્ધતિથી થતી આશાતના ટાળવા કો'ક મહારાજશ્રીની પ્રેરણાથી **શ્રી માણિભદ્રજીને** દહેરાસરના અંદરના ગોખલામાથી ઉત્થાપી દહેરાસર બહાર ઉપાશ્રય બાજુના દહેરાસરના પ્રવેશદ્વાર આગળ નાની દેરી બંધાવી સ્થાપન કર્યા ત્યારથી **શ્રી માણિભદ્રજીનો** પરચો ઓછો થઇ ગયો

નહીં તો તે પૂર્વે ઘણા પરચા ઘણા ભાવિકોને અનુભવેલા

**(૬) લગભગ ૨૫-૩૦ વર્ષ પહેલાની વાત—**

મુંબઈમા વસતા **શ્રી અમથાલાલ ચુનીલાલ** પૈસે ટકે સારા સુખી, ધાર્મિક વૃત્તિવાળા પણ સંતાન ન હોવાથી તેઓને જરા મનમા દુઃખ રહેતું સંતાન પ્રાપ્તિ માટે ઘણા ઉપાયો કર્યા, છેવટે એક વખતે સવારે ચાર વાગે સ્વપ્નમા કો'કે કહ્યુ કે, **"તમે શ્રી ભટેવાદાદાની યાત્રા કરો તો સંતાન થશે."**

સવારે ઉઠી સ્વપ્નનો વિચાર કરી બે ચાર જાણકારોને પૂછ્યુ કે, 'શ્રી **ભટેવાજી કયા છે ? કયા ગામમા ?'** છેવટે તપાસ કરતા ચાણસ્મામા હોવાની ખબર મળતા જ તુર્ત બન્ને જણા યાત્રાર્થે આવ્યા, ખૂબ ભક્તિથી યાત્રા કરી

પ્રભુ ભક્તિના પ્રતાપે ટૂંક સમયમા સંતાન થયુ

આવા આવા અનેક નાના-મોટા ચમત્કારોનો અનુભવ ધાર્મિક જનતાએ અનુભવેલ છે

## (૭) વિ૦ સં૦ ૧૯૮૫ની વાત.

કારતક સુદ ૧૪ની રાત્રે **અમદાવાદ** રહેતા **શ્રી અમથાલાલ ચુનીલાલ શાહને** સ્વપ્ન આવ્યું કે–

"પોતાના મિત્ર એક પટેલભાઈ કહે છે કે–'મારો છોકરો ખોવાઈ ગયો છે, તે **ચાણસ્મા**માં છે, તેવા સમાચાર મને મળ્યા છે, તો ચાલો તમે સાથે! કેમકે તમે **ચાણસ્મા**ના વતની છો."

તે વખતે તેમની પાસે પૈસાની ખૂબ જ તંગી હતી છતાં મિત્રના દબાણથી તેમની સાથે **ચાણસ્મા** આવ્યા, તપાસ કરી પણ કંઇ પત્તો ન મળ્યો.

પોતે (અમથાલાલ) **શ્રી ભટેવા દાદા**ના દર્શનાર્થે દહેરાસર તરફ આવ્યા, પણ આગળનો દરવાજો બંધ જોયો, ફરીને ઉપાશ્રય બાજુના દરવાજેથી દહેરાસરમાં ગયા, દર્શન કર્યાં, પણ દહેરાસરમાં કોઇ નહીં, તેથી પૂજારીને પૂછ્યું કે 'કેમ કોઈ દેખાતું નથી?' પૂજારીએ કહ્યું કે–'આજે કારતક પૂનમ છે, તેથી તેના વરઘોડામાં સહુ ગયા છે, લો! હવે તમે આ પાણી તૈયાર છે તો નાહી લો! અને દાદાની સેવા–પૂજાનો લાભ લો!

તુર્તજ ન્હાઇ હરખભેર ભાવોલ્લાસવાળા સાથે **ભટેવા દાદાની** પૂજા કરી અને હાથ જોડીને પ્રભુને વિનતિ કરી કે–

"મારા મિત્ર (પટેલ)ના છોકરાની તપાસના બહાને ખરેખર હે દાદા! આજે કારતક પૂનમ જેવા મહા પવિત્ર દિવસે તેંજ ખરેખર જાત્રા માટે બોલાવ્યો લાગે છે, બધા વરઘોડામાં ગયા છે, એટલે મને આપની પખાલ–પૂજા આદિનો લાભ મળ્યો, નહીં તો બધા હોય તો બોલીમાં મારો (ગરીબાઇના કારણે) નંબર ક્યાંથી લાગે!

હે દાદા! હવે હાથ પકડ્યો છે તો નભાવજે! મને ધર્મધ્યાન સારૂં થાય તેમ કરજે!"

બસ! આટલું બોલ્યા પછી તુર્ત જ આંખ ઉઘડી ગઇ.

આ સ્વપ્ન પછી દિનપ્રતિદિન ખૂબ ઉન્નતિ વ્યાપારાદિમાં થવા લાગી, આજે આ ભાઇના પુત્ર હયાત છે, જેઓ દરેક રીતે સુખી છે.

# તીર્થમાળાઓમાં ભટેવાજી

પરમોપકારી પૂર્વાચાર્ય ભગવંતોએ આત્મકલ્યાણના વિશુદ્ધ વાતાવરણવાળા તે તે તીર્થસ્થળોનું સ્મરણ કરીને ઘર બેઠે તે તે તીર્થોની યાત્રા કર્યાનો લાભ મળી શકે તે પવિત્ર આશયથી વિવિધ તીર્થોના નામોનું સંકલન કરી નાની મોટી અનેક તીર્થમાળાઓ બનાવી છે

જેનો વ્યવસ્થિત સંગ્રહ અમુક પ્રમાણમાં પુસ્તકાકારે પ્રકાશિત થયેલ છે, છતાં હસ્તલિખિત શાસ્ત્રભંડારોમાં હજી અમુદ્રિત ઘણી તીર્થમાળાઓ છે, તે બધા (મુદ્રિત-અમુદ્રિત)માંથી યથાશક્ય અન્વેષણ કરી **શ્રી ભટેવા પાર્શ્વનાથ-પ્રભુના** ઉલ્લેખો તારવીને સુજ્ઞ વાચકોની ભાવવૃદ્ધિ માટે અહીં આપવામાં આવે છે

૧ "ચાણસમઈ તે પૂજઈ તુ, ભટેવુ શ્રીપાસ રે ।
ચઉત્તીસ પ્રતિમા નિરખતા તુ, પૂગી મનની આશ રે ॥"

—પાટણ ચૈત્ય પરિપાટી ગા૦ ૯૫

આ ચૈત્યપરિપાટી **પૂનમીઆ ગચ્છના આ૦ શ્રી લલિતપ્રભસૂરિજી** મહારાજે વિ૦ સં૦ ૧૬૪૮માં બનાવી છે

"ઝંઝુવાડએ તેહ બીમલનયરિએ,
એહ ભટેવો એ સામી ચાણસમઈ તસ ઠામિ"

**—શ્રી પાર્શ્વનાથ અષ્ટોત્તર શતનામ સ્તવન ગા૦ ૨૬**

આ સ્તવન તપાગચ્છાધિપતિ **પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરીશ્વરજી ભગવંત શિષ્ય પૂ૦ મુનિવર્ય શ્રી કીર્તિસાગરજી મ૦ શિષ્ય પૂ૦ શ્રી જય-સાર મુનિએ** વિ૦ સં૦ ૧૬૬(૫)૧ જેઠ વદ ૧૧ રવિવારે બનાવ્યું છે

આની પ્રત લા૦ દ૦ ભારતીય વિદ્યામંદિર (નવરંગપુરા-અમદાવાદ)ના પ્રાચીન હ૦ લિ૦ શાસ્ત્રસંગ્રહ (સં૦ ૧૩૩૬)માં છે

૨ "ચાણસમઈ ગામિ પાસજી, ભટેવો જન રંજઈ રે"

—શ્રી પાર્શ્વનાથ નામગર્ભિત વૃદ્ધ સ્તવન ગા૦ ૬

આ વૃદ્ધ સ્તવન વિ૦ સં૦ ૧૮૮૯ પોષ દશમી બુધવારે **શ્રી ગુણવિજયજી મ૦** શિષ્યે બનાવ્યું છે.

આ સ્તવનની વિ૦ સં૦ ૧૭૦૬ પોસ વદ ૨ બુધવારે **વીજાપુર** નગરમાં **મુનિશ્રી ધર્મવિજયજી મ૦**ની લખેલી પ્રત હાજા પટેલની પોળ-અમદાવાદના સંવેગી જૈન ઉપાશ્રય (પગથીઆનો ઉપાશ્રય)ના પ્રાચીન હ૦ લિ૦ શાસ્ત્રસંગ્રહમાં પ્ર૦ નં૦ ૨૦૪૦ રૂપે છે.

૩ "પંચાસર નારંગ કોકો કરઇ નવરંગ,
કંસારી જિન એ **ચાણસમો** ધન એ ।
**ભટેવઉ** ભગવંત ખેતલવસઈ અંત,
સૂરતિમંડણુ એ ભજ ભીડ ભંજણુએ ॥"
—શ્રી પાર્શ્વનાથ નામમાલા ગા૦ ૧૨-૧૩

આ નામમાલા તપાગચ્છાધિપતિ પૂ૦ **શ્રી વિજયપ્રભસૂરીશ્વરજી મ૦** રાજ્યે **પૂ૦ મુનિશ્રી કૃપાવિજયજી મ૦** શિષ્ય **પૂ૦ મુનિશ્રી મેઘવિજયજીએ દીવ બંદરે** વિ૦ સં૦ ૧૭૨૧ના ચાતુર્માસમાં બનાવી છે.

શ્રી શત્રુંજય આદિ તીર્થયાત્રા સંઘપતિ પટ્ટ ભક્ત **શા૦ શ્રી નેમિદાસ સામીદાસ વીરદાસ**ના પરમાર્થે તેઓએ લખેલી પ્રત ઉપરથી "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ભા૦ ૧ (પા૦ ૧૫૩)માં આ **નામમાલા** છપાયેલ છે.

૪ "**અંતરીક અમીઝરા પાસ પંચાસરા,
ભોંયરા પાસ ભાભા ભટેવા ।"**
**—પુરૂષાદાણીય પાર્શ્વદેવ નામમાલા** ગા૦ ૪

આ "**નામમાલા**" વિ૦ સં૦ ૧૮૮૧ કા૦ વ૦ ૨ દિને **પૂ૦ શ્રી ગૌતમવિજયજી મ૦** શિષ્ય **પૂ૦ શ્રી ખુશાલવિજયજી મ૦** શિષ્ય **પૂ૦ શ્રી ઉત્તમવિજયજી મહારાજે** બનાવી છે.

૫ "ભલે ભાવે રે **ભટેવો** જોજાપુરે,
**કાપરડો રે સાદડીએ સાંડેસરો ।"**
૧૩૫ નામગર્ભિત શ્રી પાર્શ્વનાથ સ્તવન ગા૦ ૨

આ સ્તવન કવિરાજ શ્રી ધીરવિમલગણી શિષ્ય પૂ૦ શ્રી જયવિમલ મુનિરાજે બનાવ્યુ છે

૬ "બદ્રિ કેદાર ભટેવા બાબા,
ભદ્રેશ્વર જિનરાજ પ્રણામા ॥"
—શ્રી પાર્શ્વનાથપ્રભુનું અષ્ટોત્તર શતનામ અષ્ટક ગા૦ ૩

આ અષ્ટક વલભીપુર (વળા)ના નગરશેઠ કુટુબના શ્રદ્ધાળુ ભાવિક ધર્મપ્રેમી કવિરાજ શ્રી સ્વ૦ દુર્લભજીભાઈએ વિ૦ સ૦ ૧૯૯૭મા બનાવેલ

આ મુજબ વિવિધ પ્રાચીન તીર્થમાલાઓમા આવતી શ્રી ભટેવાજીની તીર્થ તરીકેની ગાથાઓ સકલિત કરી છે

આ પ્રસગે ચાણસ્મા નગરના નામવાળી પણ કેટલીક તીર્થમાળાઓની ગાથાઓ જાણકારી માટે રજુ કરાય છે

૧ "સાહઠીઇ માદઇ વરયો, કલિકુડે હો સોઝિત પરિણામ ।
પાસ વિહારઇ આગરે, ચાણસમઇ હો બહેઠિ અભિરામ ॥"
—શ્રી ગોડી પાર્શ્વનાથ સ્તવન ગા૦ ૧૧

આ સ્તવન તપાગચ્છાધિપતિ પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરીશ્વર રાજ્યે પૂ૦ શ્રી વિનયકુશલગણી સેવક પૂ૦ શ્રી શાતિકુશલ મુનિએ વિ૦ સ૦ ૧૬૬૭મા બનાવેલ છે, પ્રાચીન તીર્થમાળા સગ્રહ ભા૦ ૧ (પૃ૦ ૧૯૮ થી ૨૦૦)મા મુદ્રિત થયેલ છે

૨ "ચેલણ પાસ જિણેસરીઈ, કીકરીએ હો સુખ સપત્તિ ગેહ ।
ચાણસમા ચિહુ ખડ જયો, ગુઆલે રે હો મહિમા મેહ ॥"
—શ્રી પાર્શ્વનાથ ચૈત્ય પરિપાટી ગા૦ ૨૬

આ ચૈત્ય પરિપાટી શ્રી તપાગચ્છાધિપતિ પૂ૦ આ૦ શ્રી વિજયપ્રભ-સૂરીશ્વર રાજ્યે પૂ૦ શ્રી ચારિત્રસાગર શિષ્ય પૂ૦ મુનિશ્રી કલ્યાણસાગર-જીએ બનાવી છે

૩ "ચાણસમઈ ગામિ પાસજી, ભટેવો જન રજઇ રે ।
ભાવિક સેઠી ભાવઇ કરઇ, ભીડી ભાવઠિ ભય ભજઇ રે ॥"
—શ્રી પાર્શ્વનાથ વૃદ્ધ સ્તવન ગા૦ ૬

આ વૃદ્ધ સ્તવન વિ૦ સં૦ ૧૬૮૯ પૌષ દશમી બુધવારે **શ્રી ગુણવિજયજી મ૦** શિષ્યે બનાવ્યું છે.

૪ "ઝંઝરવાડ એ તેહ વીસલ નયરીએ,
એહ **ભટેવા** એ સામી **ચાણસમઇ** તસ ઠામિ."
—શ્રી પાર્શ્વનાથ અષ્ટોત્તરશત નામ સ્તવન ગા૦ ૨૬

આ સ્તવન તપાગચ્છાધિપતિ **પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરીશ્વર ભગવંતના** શિષ્ય પૂ૦ મુનિવર્ય **શ્રી કીર્તિસાગરજી મ૦** શિષ્ય **પૂ૦ શ્રી જયસાગર મુનિએ** વિ૦ સં૦ ૧૬૬(૫)૧ જે૦ વ૦ ૧૨ રવિવારે બનાવ્યું છે.

૫ "**ચાણસમઈ** તે પૂજઈ તુ, ભટેવુ શ્રીપાસ રે ।
ચઉત્તીસ પ્રતિમા નિરખતા તુ, પૂગી મનની આશ રે ॥"
—શ્રી પાટણ ચૈત્ય પરિવાદી ગા૦ ૯૫

આ ચૈત્ય પરિપાટી પૂનમીઆ ગચ્છના પૂ૦ આ૦ શ્રી **લલિતપ્રભસૂરિ મ૦** વિ૦ સં૦ ૧૬૪૮માં રચી છે.

૬ "**ચાણસમઈ** ચિંતા સવિ ચૂરઈ,
ધવલકઈ જી વિમળ નયરી ઉજેણુ ॥"
—અષ્ટોત્તરશત નામ ગર્ભ શ્રી પાર્શ્વનાથ સ્તવન ગા૦ ૧૪

આ સ્તવન વિ૦ સ૦ ૧૬૬૧ જે૦ સુ૦ ૫ દિને **જેસલમેર** નગરે **સુમતિ-સુંદરગણિએ** બનાવ્યું છે.

આ ચૈત્ય પરિપાટી પૂનમીઆ ગચ્છના આચાર્ય શ્રી લલિતપ્રભસૂરિજી મહારાજે વિ૦ સ૦ ૧૬૪૮માં રચી છે.

આ મુજબ યથા શકચ પ્રયત્ને **તીર્થમાળાઓ**માંથી શ્રી **ભટેવા પાર્શ્વપ્રભુ** અને **ચાણસ્મા**ના ઉલ્લેખો તારવીને રજુ કર્યા છે.

હસ્તલિખિત શાસ્ત્ર-ભંડારોના અપાર સંગ્રહને તપાસતાં હજી આથી પણ વધુ ઉલ્લેખો મળવાની શકચતા છે.





# શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના ઉલ્લેખો

પરમપ્રભાવક પતિતપાવન પુરૂષાદાણીય શ્રી પાર્શ્વનાથપ્રભુના વિવિધ નામો ભવ્યાત્માઓની આરાધક ભાવનાને પુષ્ટિ કરનારા તે તે ક્ષેત્ર અને પ્રતિમાજીની પ્રાભાવિકતાને લઇને સ્તવનો અને છદોમા મળે છે

તેથી તેવી વિવિધ નામોની નોધો પ્રાચીન હસ્તલિખિત શાસ્ત્ર-સગ્રહમા મળે છે, તે બધાનુ પ્રયત્ન પૂર્વક અવલોકન કરી શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના નામ કયી કયી નોધમા મળે છે ? તે અહીં જણાવાય છે

૧ **શ્રી યશોવિ૦ જૈન સસ્કૃત પાઠશાળા મહેસાણાના** હસ્તલિખિત શાસ્ત્ર સગ્રહમાથી એક છુટા પાના ઉપર **શ્રી પાર્શ્વનાથપ્રભુના ૧૦૮** નામોની નોધ છે, તેમા ૬૬ મુ નામ **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનુ** છે

૨ **પૂ૦ ગણીવર્ય શ્રી ચદ્રોદયસાગરજી મ૦** સગૃહિત **શ્રી આગમોદ્ધારક શ્રી આનદસાગરસૂરીશ્વર જ્ઞાનશાળાના** હસ્તલિખિત શાસ્ત્ર-સગ્રહમાની એક જુના હસ્તલિખિત પાનામા **શ્રી પાર્શ્વનાથપ્રભુના** વિવિધ ૩૦૨ નામો અકારાદિક્રમે આવેલ છે, તેમા ૧૯૫ મુ નામ **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનુ** છે

૩ **શ્રી મહોદયસાગર જ્ઞાનભડાર ચાણસ્માના** હસ્તલિખિત શાસ્ત્ર સગ્રહના છૂટક એક પાનામા લોકોત્તર ૬૮ તીર્થોના નામો જણાવ્યા છે, તેમા **શ્રી ભટેવાતીર્થ** તરીકે ૬૬ મુ નામ છે

૪ ધર્મસ્નેહી વિદ્વદ્વર્ય **પૂ૦ સૂર્યોદયસાગરજી મ૦**ના સગ્રહમાના છૂટક એક હસ્તલિખિત પાનામા **શ્રી પાર્શ્વનાથપ્રભુના ૧૦૮** નામોની અપૂર્ણ (૬૯ નામો) યાદીમા **શ્રી ભટેશ્વરા પાર્શ્વનાથ** એવું અઢારમું નામ છે

૫ શ્રી કર્પૂરકાવ્ય કલ્લોલ ભા૦ ૫ (પા૦ ૧૮૪)મા **" કયા ગામે કયા પાર્શ્વનાથ ? "** એ શીર્ષક તળે શ્રી પાર્શ્વનાથપ્રભુના પ્રસિદ્ધ તીર્થોના **૧૧૬** નામ છે, તેમા **શ્રી ભટેવાજીનુ** નામ ચાણસ્મામા બિરાજમાન તરીકે પચાવનમુ નામ છે

૬ શેઠ આ૦ ક૦ની પેઢી અમદાવાદ તરફથી પ્રકાશિત શ્રી **જૈનતીર્થ સર્વ-સંગ્રહ** (ભા૦ ૧, ખંડ ૧)ના ગુજરાત–સૌરાષ્ટ્ર વિભાગમાં ૩૨૫માં ક્રમાંક તરીકે **શ્રી ભટેવા પાર્શ્વનાથજી**નો ઉલ્લેખ છે.

૭ **શ્રી જિનભક્તિ સુવાસમાળા** ( પ્રકા૦ મોદી જયંતિલાલ રાધનપુરવાળા ) પુસ્તકમાં **શ્રી પાર્શ્વનાથપ્રભુ**ના ૧૦૮ નામો દર્શાવ્યા છે, તેમાં **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનો** ઉલ્લેખ છે.

૮ શ્રી પ્રાચીન તીર્થમાળા સંગ્રહ (ભા૦ ૧) સંક્ષિપ્ત સાર (પૃ૦ ૫૫)માં **શ્રી પાર્શ્વનાથપ્રભુ**ના વિવિધ નામો જણાવ્યા છે, તેમાં **ભટેવાજી**નું નામ તેત્રીશમું જણાવ્યું છે.

૯ **પુરિસાદાણી શ્રી પાર્શ્વનાથજી** ( સંપા૦ સારાભાઈ નવાબ ) પુસ્તક (પા૦ ૧૬૫–૧૬૬)માં **શ્રી ભટેવા પાર્શ્વનાથ** સંબધી નોંધ છે.

૧૦ **શેઠ આ૦ ક૦ પેઢી** તરફથી પ્રકાશિત **શ્રી જૈનતીર્થ સર્વસંગ્રહ** (ભા૦ ૧, ખંડ ૧)માં વિશિષ્ટ સ્થળોની નોંધ (પા૦ ૫૩)માં ૨૭મી **નોંધમાં ચાણસ્મા** શીર્ષક તળે નીચે મુજબ ખૂબ જ મહત્ત્વની ઐતિહાસિક વિગતો નોંધી છે.

"વીશા શ્રીમાળીના પ્રાચીન કુળની વંશાવલીનો ઉલ્લેખ કરી **ચાણસ્મા**નું પ્રાચીન નામ **ચાહણસામિ** જણાવી **વિ૦ સં૦ ૧૩૩૫માં શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના** દેરાસરની પ્રતિષ્ઠાની વાત જણાવી છે.

પછી વિ૦ સં૦ ૧૭૭૦માં **શ્રી ભાવરત્નસૂરીશ્વરજી**એ બનાવેલ **શ્રી ભટેવા પાર્શ્વનાથ ઉત્પત્તિ** સ્તવનનો સંક્ષિપ્ત સાર રજુ કર્યો છે કે– "**ઇડર** પાસેના **ભાદુઆર** ગામના **સુરચંદ શેઠ** ભૂગર્ભથી મળી આવેલ **શ્રી પાર્શ્વનાથપ્રભુની** પ્રતિમાજીના પૂજનથી સુખી થયો. અને રાજાના ઉપદ્રવ પ્રસંગે તે પ્રતિમા પુનઃ ભૂગર્ભમાં પધરાવી દીધી.

કાલાંતરે **ચંદ્રાવતી** (ચાણસ્મા)ના **રવિચંદ** શેઠે સ્વપ્નાનુસાર એ પ્રતિમાજીને કાઢી **ચાણસ્મા**માં વિશાળ જિનમંદિર બાંધી **વિ૦ સં૦ ૧૫૩૫ના** અક્ષય તૃતીયાના શુભ દિને પધરાવી.

આ ઉપરથી ભટેવા ગામનો સબધ ભાદુઆર ગામ સાથે જણાવી ચાણસ્મામા ભટેવાજીને પ્રતિષ્ઠિત થયાની સાલ વિ૦ સ૦ ૧૫૩૫ના બદલે ૧૩૩૫ની વધુ પ્રામાણિક જણાવી છે

ભટેવાજી નામ માટે "પાલી (મારવાડ) પાસે આવેલ ભટેવા ગામથી કાલાતરે ઉચાળો ભરીને શ્રાવકો આ બાજુ આવ્યા હોય અને પાર્શ્વનાથપ્રભુની પ્રતિમાજી સાથે આવ્યા હોય તે ઉપરથી ભટેવાજી નામ થયુ હોય" એ વાત પણ રજુ કરી છે

છેવટે પૂ૦ આ૦ શ્રી લલિતપ્રભસૂરિજીની પાટણ ચૈત્ય પરિપાટી અને પૂ૦ ઉપા૦ મેઘવિજયજી રચિત તીર્થમાળાના ઉલ્લેખો રજુ કર્યા છે

૧૧ પ્રખર સાહિત્યસશોધક વિદ્દદ્વર્ય પૂ૦ મુનિશ્રી દર્શનવિજયજી મ૦ (ત્રિપુટી) લખેલ "જૈન તીર્થોનો ઇતિહાસ" (પા૦ ૧૮૧)મા "ચાણસ્માના ભટેવા પાર્શ્વનાથજી" એ શીર્ષક તળે વિગતથી વર્ણન છે તેનો ટૂકસાર આ પ્રમાણે છે–

"પ્રથમ વિ૦ સ૦ ૧૭૭૦ ના કા૦ સુ૦ ૬ બુધવારે પાટણમા પૂ૦ મુનિ શ્રી ભાવરત્નજી (જેઓ આચાર્યપદ વખતે ભાવપ્રભસૂરિ થયા) રચિત સ્તવનના આધારે ભટેવા પાર્શ્વપ્રભુ ચાણસ્મામા તેઓને બિરાજમાન કરવા સબધી વિગત નોધી છે

*પછી વીશા શ્રીમાળી જ્ઞાતિની વશાવળીનો પ્રાચીન ઉલ્લેખ રજુ કર્યો છે–

---

* અહી ત્રિપુટી મહારાજે વશાવળીના ઉલ્લેખમાં વિ૦ સ૦ ૧૩૩૫ મા શ્રી ભટેવા પાર્શ્વપ્રભુની જણાવાએલ પ્રતિષ્ઠાને પુન પ્રતિષ્ઠા (જીર્ણોદ્ધાર પછીની પ્રતિષ્ઠા) જણાવી છે

અર્થાત્ વિ૦ સ૦ ૧૩૩૫ પૂર્વે પણ ચાણસ્મામાં શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનુ મદિર હતુ એમ જણાવ્યું છે

જોકે આના કોઈ કારણો ત્રિપુટી મહારાજે અહી દર્શાવ્યા નથી, પણ પ્રામાણિક રીતે વિચારતા સગત લાગે છે

કેમકે ઉચાળા ભરીને આવનાર માણસ દેરાસર બધાવે એના કરતા ભટેવાજીનુ દેરાસર હોય તેનો જીર્ણોદ્ધાર કરાવી પ્રતિષ્ઠાનો લાભ લે એ વધુ સગત જણાય છે

વશાવળીમાં 'ભટેવા પાર્શ્વનાથચૈત્ય" શબ્દો પણ જીર્ણોદ્ધારને સૂચવે છે તથા કેરલિગચ્છ

પછી પ્રભુજીના પબાસણ ઉપર પડિમાત્રાની પ્રાચીન લિપિમાં **વિ૦ સં૦ ૧૨૪૭ નો હારીજગચ્છના** ઉલ્લેખવાળા લેખની વાત છે.

તેમ જ **શ્રી વાસુપૂજ્ય** સ્વામી અને **શ્રી શાંતિનાથજી**ની પ્રાચીન મૂર્તિઓ પર પણ પડિમાત્રાની પ્રાચીન લિપિના લેખની વાત જણાવી છે, પણ બહુ ઘસારાના કારણે સંવત વંચાતો નથી, એકમાં પૂ૦ આ૦ **શ્રી કમલાકરસૂરિજી** એવું નામ વંચાય છે.

પછી **પૂ૦ ઉપા૦ મેઘવિજયજી મ૦**ની **તીર્થમાળા**નો ઉલ્લેખ જણાવ્યો છે.

ત્યારબાદ **ચાણસ્મા**ની ભૂમિની પવિત્રતાની સાબીતી રૂપે ક્રિયાઉદ્ધારક પરમસંવેગી **પૂ૦ પં૦ શ્રી સત્યવિજયજીગણીના** શિષ્યરત્ન **પૂ૦ શ્રી કર્પૂરવિજયજી મ૦**ના શિષ્ય **પૂ૦ શ્રી વૃદ્ધિવિજયજી મ૦**ની વિ૦ સં૦ ૧૭૩૫ની દીક્ષા જણાવી છે.

છેલ્લે **ભટેવાજી**ની મૂર્તિનો તથા **ચાણસ્મા**નો ટૂંક પરિચય આપી તેરમી સદીના પ્રાચીન પબાસણને જોવાની ભલામણ સાથે નોંધ પૂરી થાય છે.

### પ્રભુભક્તિનો મહિમા

ધેનુ કૂપ આરામ સ્વભાવે, દેતાં દેતાં પ્રભુ
સંપત્તિ પાવે ।
તિમસુઝને તમે જો ગુણદેશો, તો જગમાં
જશ અધિકો લહેશો ॥
શંખેશ્વર મંડન પાર્શ્વ જિણંદા ॥

× × × ×

કાળ સ્વભાવ ભવિતવ્યતા
એ સઘળા તુજ દાસોરે ।
મુખ્ય હેતુ તું મોક્ષનો,
એ મુજને સબળ વિશ્વાસો રે—
—શ્રી ચિંતામણિપાર્શ્વજી૦ ॥

॥ नमः श्री जिनशासनाय ॥

॥ श्री भटेवा पार्श्वनाथस्वामिने नमः ॥

# શ્રી
# ભટેવા પાર્શ્વપ્રભુજિનાલય
# અર્દ્ધ શતાબ્દી
# મહોત્સવ
# સ્મારક ગ્રંથ

---

## વિભાગ – ૨

[ જેમાં કે શ્રી પાર્શ્વનાથપ્રભુના વર્ણનને લગતી સંક્ષિપ્ત માહીતી તથા શ્રી પાર્શ્વનાથપ્રભુની પ્રાભાવિકતા તેમ જ તેમના વિવિધ તીર્થો–નામોનો ઉલ્લેખ વગેરે આલેખવામાં આવેલ છે ]

"महात्मना कीर्तन हि सदा नि श्रेयसास्पदम्" ॥

"તુંહી તુંહી તુંહી તુંહી, તુંહી જો ચિત્ત ધારે ।<br>
માહી દેનુ જો આપ સ્વભાવે ભવજલ પાર ઉતારે<br>
જિનદાસ ! વે દિન કબુ ન વિસારે" ॥

# શ્રી પાર્શ્વજિન જીવન-સૌરભ

લેખક : પૂ૦ આ૦ શ્રી વિજયસુશીલસૂરીશ્વરજી મ૦

અનાદિ અને અનંત એવા આ સંસારચક્રમાં સંસારી જીવોનું ચોરાશી લાખ જીવાયોનિમાં પરિભ્રમણ અનાદિ કાળથી ચાલુ જ છે. આ પરિભ્રમણમાં આત્માને અનંતા ભવો કરવા પડે છે. જ્યાં સુધી જીવ મોક્ષમાં ન જાય ત્યાં સુધી તેને જન્મ અને મરણ કરવા જ પડે.

મોક્ષમાં જવા માટે પરિમિત ભવની મર્યાદા ભવ્યાત્માને ક્યારે થાય ? કે જ્યારે તે સમ્યક્ત્વ-સમકિત પામે ત્યારે જ. જ્યાં સુધી જગતનો કોઇપણ જીવ-આત્મા સમ્યક્ત્વ ન પામે ત્યાં સુધી તેના ભવની મર્યાદા મોક્ષમાં જવા માટે પરિમિત થતી નથી.

આ અવસર્પિણીમાં થયેલ ચોવીશ તીર્થંકર પૈકી પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવપ્રભુના તેર ભવ, સોળમા તીર્થંકર શ્રી શાન્તિનાથ ભગવાનના બાર ભવ, વીશમા તીર્થંકર શ્રી મુનિ સુવ્રતસ્વામીના અને બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવાનના નવ ભવ, તેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથપ્રભુના દશ ભવ, ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીના સત્તાવીશ ભવ, અને બાકી રહેલા સત્તર તીર્થંકર પરમાત્માઓના ત્રણ ત્રણ ભવ સમ્યક્ત્વ પામ્યા ત્યારથી જ તેની ગણના કરવામાં આવેલી છે. પ્રસ્તુતમાં પુરૂષાદાનીય શ્રી પાર્શ્વનાથ પ્રભુના દશ ભવોનું દિગ્દર્શન માત્ર અત્ર કરાવાય છે.

## દશ ભવોના નામનો નિર્દેશ—

[ ૧ ] પહેલો ભવ મરુભૂતિનો.
[ ૨ ] બીજો ભવ વિંધ્યાચળ પર્વતમાં હાથીનો.
[ ૩ ] ત્રીજો ભવ દેવનો આઠમા (સહસ્રાર) દેવલોકમાં.
[ ૪ ] ચોથો ભવ કિરણવેગ વિદ્યાધરનો.
[ ૫ ] પાંચમો ભવ દેવનો બારમા અચ્યુત દેવલોકમાં.

[૬] છઠ્ઠો ભવ વજ્રનાભનો
[૭] સાતમો ભવ લલિતાગ નામે પરમર્દ્ધિક દેવનો ગ્રૈવેયકમા
[૮] આઠમો ભવ સુવર્ણબાહુ (કનકબાહુ)નો
[૯] નવમો ભવ દેવનો દશમા (પ્રાણત) દેવલોકમા
[૧૦] દશમો ભવ તીર્થંકર શ્રી પાર્શ્વનાથનો

ઉક્ત એ દશ ભવોનુ સક્ષિપ્ત વર્ણન નીચે પ્રમાણે જણાવાય છે

## [૧] પહેલો ભવ મરુભૂતિનો—

આ જબૂદ્વીપના ભરતક્ષેત્રમા આવેલુ **પોતનપુર** નામનુ નગર હતુ, ત્યા **અરવિદ** નામનો રાજા પ્રજાનુ રુડી રીતે પરિપાલન કરી રહ્યો હતો તેને **ધારિણી** નામની રાણી હતી તથા **વિશ્વભૂતિ** નામે એક શ્રાવક બ્રાહ્મણ પુરોહિત હતો, તેની **અનુદ્ધરા** નામની પત્ની હતી તેનાથી **કમઠ** અને **મરુભૂતિ** એ નામના બે પુત્રો ઉત્પન્ન થયા હતા તેમા નાનો ભાઈ મરુભૂતિ ધર્મીષ્ઠ હતો તે **આચાર્ય શ્રી હરિશ્ચદ્રસૂરિ મહારાજના** સદુપદેશથી વિષયથી વિમુખ બની પૌષધશાળામા મુનિ મહાત્માઓની સાથે ઘણો કાળ પસાર કરવા લાગ્યો

મોટો ભાઈ કમઠ ધર્મ વિમુખ હતો એટલુ જ નહીં પણ દુરાચારી વિષય લપટ હતો પોતાની **વરુણા** પત્ની હોવા છતા પણ તે પોતાના નાના ભાઈ મરુભૂતિની પત્ની **વસુધરા** સાથે સભોગ કરવા લાગ્યો કાળાતરે પાપનો ઘડો ફૂટયો એ વાતની મરુભૂતિને ખબર પડતા રાજાને નિવેદન કર્યું એ સાભળી રાજાએ પણ તે કમઠને ગધેડા ઉપર બેસાડી અને આખા નગરમા ફેરવી, નગરની બહાર કાઢી મૂક્યો ત્યાથી કમઠ લજ્જા પામી દૂર જગલમા ચાલ્યો ગયો. ત્યા એક તાપસના આશ્રમમા જઈ પહોચ્યો, અને શિવ નામના મુખ્ય તાપસનો શિષ્ય બની તપ તથા તાપસની સેવા કરવા લાગ્યો

આ બાજુ મરુભૂતિને કમઠે તાપસી દીક્ષા સ્વીકારી છે, એ સમાચાર મળતા તે પશ્ચાત્તાપ કરતો બન્ધુ કમઠ તાપસને ક્ષમાપના–ખમાવવા માટે ગયો. જ્યા કમઠ તાપસ છે ત્યા આવ્યો અને ક્ષમાપના કરવા લાગ્યો એ સમયે કમઠે તો પોતાને થયેલી અતિ વિડબનાને સભારવા પૂર્વક અત્યત ક્રોધે ભરાઈ પાસે પડેલી પત્થરની એક શીલા ઉપાડીને તેના મસ્તક પર મારી, તેથી ત્યા ને ત્યા જ મરુભૂતિ આર્ત્તધ્યાને મરણને શરણ થઈ પરલોકે સીધાવ્યો

## [૨] બીજો ભવ હાથીનો—

બીજા ભવમાં મરુભૂતિનો જીવ **વિંધ્યાચળ પર્વતમાં હાથીરુપે** ઉત્પન્ન થયો. ત્યાં ભદ્ર જાતિ નામના હાથીયોનો યૂથનાયક બન્યો. આ બાજુ કમઠની પત્ની વરુણા મૃત્યુ પામીને તેની સ્ત્રી રૂપે હાથિણી થઈ.

એક દિવસ પોતનપુર નગરના રાજા અરવિંદે આકાશમાં રંગબેરંગી સુંદર વાદળાં વિનષ્ટ થતાં જોયાં. તેથી તેને વૈરાગ્ય જાગતાં અને અવધિજ્ઞાન ઉત્પન્ન થતાં, પોતાના પુત્ર મહેન્દ્રકુમારને રાજગાદી પર બેસાડી, શ્રી ભદ્રાચાર્ય ગુરુ મહારાજ પાસે જઈ દીક્ષા લીધી.

અગિયાર અંગ અને ચૌદ પૂર્વનું જ્ઞાન સંપાદન કરવા પૂર્વક વિવિધ તપ દ્વારા અનેક લબ્ધિઓ પ્રાપ્ત કરી. ચતુર્થ મનઃપર્યવજ્ઞાન પણ પામ્યા.

એક દિવસ તે ચતુર્થમનઃપર્યવજ્ઞાનધારક **અરવિન્દ મુનિમહાત્મા** શ્રી અષ્ટાપદજી મહાતીર્થની યાત્રાએ જતાં, રસ્તામાં વ્યાપારને માટે પરદેશ જતા એવા **સાગરદત્ત** નામનો સાર્થવાહ મળ્યો. તેને સદુપદેશ આપ્યો. તેથી તે મિથ્યાત્વ ત્યજી સમ્યક્ત્વ સ્વીકારવા પૂર્વક જૈનધર્મી શ્રાવક બન્યો.

ક્રમશઃ અરવિન્દ મુનિમહાત્મા સાથે જતાં જતાં જંગલમાં જ્યાં આ ગજરાજ છે ત્યાં આવતાં સાગરદત્ત સાર્થવાહે સ્વ સાથીયોની સાથે નજીકના સરોવર પાસે પડાવ નાખ્યો.

એ સમયે પેલો હાથી પણ પરિવાર સમેત પાણી પીવાને માટે ત્યાં આવ્યો. સરોવરમા પાણી પીને કિનારા પર આવ્યા બાદ મુસાફરો વિગેરેને જોતાં તે ભયભીત બની સૌને ડરાવા લાગ્યો. આથી સૌ નાસભાગ કરવા લાગ્યા. કાયોત્સર્ગમાં રહેલા એવા અરવિન્દ મુનિમહાત્માની પાસે આવતાં તે હાથી ત્યાં ને ત્યાં જ ઉભો રહ્યો.

મુનિમહાત્માએ કાયોત્સર્ગ પારી, મધુર અને ગંભીર વાણી દ્વારા તેનો પૂર્વભવ કહ્યો. તે સાંભળી શુભ અધ્યવસાય દ્વારા હાથીને પણ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. પોતાનો પૂર્વભવ નિહાળ્યો. મુનિમહાત્માને નમસ્કાર કર્યો. આ બાજુ કમઠની પત્ની વરુણા જ મૃત્યુ પામીને હાથિણી થઈ હતી તે પણ જાતિસ્મરણ જ્ઞાનને પામી. પુનઃ અરવિન્દ મુનિમહાત્માની ધર્મદેશના સાંભળી ગજરાજ વ્રત સ્વીકારવા પૂર્વક શ્રાવક બની, યૂથ સાથે સ્વસ્થાનકે

ચાલ્યો ગયો આ હાથીને જોતા વિસ્મય પામી કેટલાએક લોકોએ દીક્ષા લીધી અને કેટલાએક લોકો શ્રાવક બન્યા સાર્થપતિ સાગરદત્ત પણ જિનધર્મમા દઢ ચિત્તવાળો થયો

રાજર્ષિ અરવિન્દ મુનિમહાત્મા અષ્ટાપદ તીર્થે પહોચી, સમસ્ત જિનબિંબોને ભાવથી વદન અને સ્તુતિ-સ્તવનાદિ કર્યા બાદ, એ જ અષ્ટાપદ પર્વત પર અનશન કરવા પૂર્વક કેવલજ્ઞાન પામી મોક્ષ સ્થાનમા સાદિ અનત સ્થિતિ રુપે શાશ્વત સુખના ભાગી બન્યા

આ બાજુ ક્રોધથી પત્થરની શિલા દ્વારા મરુભૂતિને મારનાર કમઠ તાપસ પણ આર્ત્તધ્યાને મરણ પામી, કુર્કટ જાતિના ઉડવાવાળા સર્પ રુપે ઉત્પન્ન થયો તેણે પાણી પીવા માટે એજ સરોવરમા આવેલા હાથીના કુમ્ભસ્થળમા ડખ દીધો ત્યા ને ત્યા જ શુભ ધ્યાને એ હાથી મૃત્યુ પામ્યો

## [૩] ત્રીજો ભવ દેવનો—

આ રીતે મરુભૂતિનો જીવ હાથીનો ભવ પૂરો કરી અને શુભ ધ્યાને મૃત્યુ પામી, આઠમા (સહસ્રાર) દેવલોકમા સત્તર સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો કમઠ તાપસની વરુણા પત્નીનો જીવ હાથિણીનો ભવ પૂરો કરી અને અનશન પૂર્વક મૃત્યુ પામી, બીજા (ઇશાન) દેવલોકમા દેવી રુપે ઉત્પન્ન થઈ ત્યાથી તે દેવ અવધિજ્ઞાનથી જાણી, આઠમા દેવલોકમા તે દેવીને લઈ ગયો પૂર્વ જન્મના સબધને લઇને બન્નેને પરસ્પર ગાઢ પ્રેમ થયો આઠમા દેવલોકમા કેવલ શબ્દ શ્રવણ જ વિષય સેવનનું કારણ હોય છે તેથી કરીને તે દેવ બીજા દેવ લોકમાથી લાવેલ દેવીની સાથે નદીશ્વર દ્વીપમા જઈ શાશ્વત જિનબિંબોની અર્ચના કરી નૃત્ય અને ગીત-ગાન કરતા થકા, મહામુનિઓની ઉપાસના કરતા થકા, નદનવનની વાવડીઓમા જલક્રીડા કરતા થકા અને નિત્ય ગીત-ગાનાદિકની મજા ઉડાવતા થકા ઇચ્છા પૂર્વક આનદ-ઉપભોગમા કાળ નિર્ગમન કરી રહ્યો

આ બાજુ કમઠનો જીવ પણ મૃત્યુ પામીને કુર્કટ સર્પનો ભવ પૂરો કરી અને મૃત્યુ પામી, પાચમી ધૂમપ્રભા નરકમા સત્તર સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો

આ રીતે મરુભૂતિનો જીવ જ્યારે સ્વર્ગના સુખમા મ્હાલી રહ્યો છે ત્યારે કમઠનો જીવ નરકના ઘોર દુખમા રીબાઈ રહ્યો છે

## [૪] ચોથો ભવ કિરણવેગનો—

પૂર્વ મહાવિદેહમાં આવેલ સુકચ્છ નામના વિજયમાં વૈતાઢય પર્વત પર **તિલક** નામની સુંદર નગરી હતી. તેમાં **વિદ્યુતગતિ** નામનો એક ખેચરપતિ રાજા રાજ્ય કરતો હતો. તેને **કનકતિલકા** નામની પટરાણી હતી. આ બાજુ મરુભૂતિનો જીવ હાથીનો ભવ પૂરો કરી અને આઠમા સહસ્રાર દેવલોકમાં દેવનો ભવ પૂરો કરી, ત્યાંથી ચ્યવીને આ કનકતિલકા પટ્ટરાણીની કુક્ષીમાં અવતર્યો. ગર્ભકાળ પૂર્ણ થયા બાદ તે જન્મ્યો. રાજાએ તેનો જન્મોત્સવ રુડી રીતે ઉજવી તેનું **કિરણવેગ** નામ પાડ્યું. પાંચ ધાવમાતાથી લાલનપાલન કરાતો તે કિરણવેગકુમાર વિદ્યાભ્યાસમાં લીન બની પુરૂષની બોતેર કળામાં કુશળ થયો. યુવાવસ્થા પ્રાપ્ત થતાં રાજાએ સામન્ત રાજાની **પદ્માવતી** નામની રાજપુત્રી સાથે પરણાવ્યો અને યુવરાજ બનાવ્યો.

અલ્પ સમય બાદ વિદ્યુતગતિ રાજાને વૈરાગ્ય થતાં, તે સુપુત્ર કિરણવેગ યુવરાજને રાજ્ય સોંપી, **શ્રી શ્રુતસાગર** નામના ચારણ મુનિવર પાસે સંયમ સ્વીકારી, નિરતિચાર ચારિત્રનું પાલન કરવા પૂર્વક અનશન દ્વારા કેવલ જ્ઞાન પામી, પ્રાંતે સકલ કર્મનો ક્ષય કરી તે મોક્ષે ગયા. આ બાજુ કિરણવેગ રાજા પ્રજાનું સુંદર રીતે પરિપાલન કરવા લાગ્યો. તેને પદ્માવતી રાણીથી ઉત્પન્ન થયેલ પુત્રનું નામ **કિરણતેજ [ ધરણવેગ ]** રાખ્યું.

એકદા સુપ્રસિદ્ધ **આચાર્ય શ્રી વિજયભદ્રસૂરિ મહારાજ** સપરિવાર નગરની બહાર આવેલ કિરણવેગ રાજાના **નન્દનવન નામના ઉદ્યાનમાં** પધાર્યા. ઉદ્યાનપાલકે રાજાને ખબર આપતાં કિરણવેગ રાજા અને પ્રજાવર્ગ વંદનાર્થે ત્યાં આવ્યા. આચાર્ય મહારાજાદિ સર્વ મુનિ મહારાજાઓને વંદન કર્યું. ત્યાર પછી ધર્મોપદેશ શ્રવણ કરતાં લોકોએ અનેક પ્રકારના નિયમ, અભિગ્રહ અને દેશવિરતિ વ્રત વિગેરે ગ્રહણ કર્યાં. કિરણવેગ રાજા પણ સંવેગના રંગમાં રંગાતાં આચાર્ય મહારાજને કહ્યું કે—'**ગુરુદેવ! હું સંસારથી ઉદ્વિગ્ન થયો છું અને દીક્ષા લેવા ઇચ્છું છું.**' આપ કૃપા કરીને માસકલ્પ અહીં કરો. રાજાની એ પ્રાર્થનાનો આચાર્ય મહારાજે સહર્ષ સ્વીકાર કર્યો. બાદમાં રાજાએ પુત્રને રાજ્ય સોંપી સંયમના પુનિત પંથે પ્રયાણ કર્યું. સંયમનું સુંદર પાલન કરતાં મહાગીતાર્થ બની તેઓ એકલા વિચરવા લાગ્યા. આકાશ–ગમન કરતા

એવા તે પુષ્કરવરદ્વીપમા પહોચી ત્યાના શાશ્વત જિનને નમસ્કાર કરી, હિમાદ્રિ પર જઈ તપ કરતા અને અનેક પરિસહોને સહતા શેષ જીવનને વ્યતીત કરવા લાગ્યા

આ બાજુ કમઠનો જીવ કુર્કટ સર્પનો ભવ પૂરો કરી, પાચમી ધૂમપ્રભા નરકમા નારકી રુપે ઉત્પન્ન થયેલો તે ત્યાથી ચ્યવી, એ હિમગિરિની ગુફામા એક મહાભયકર સર્પ થયો તેણે એક વખત કિરણવેગ મુનિવરને ધ્યાનસ્થ દશામા જોયા પૂર્વ જન્મના વેરના સસ્કારને લઇને તત્કાળ ત્યા આવી, તેમના શરીરે વીંટાઈ અનેક સ્થળે ડખ દીધા

એ સમયે તેના પર અશ માત્ર પણ રોષ ન કરતા, **કિરણવેગ મુનિ મહાત્મા** સમભાવમા સમાધિપૂર્વક કાળધર્મને પામ્યા

## [૫] પાચમો ભવ દેવનો—

મરુભૂતિનો જીવ હાથીનો, દેવનો અને કિરણવેગનો ભવ પૂર્ણ કરી બારમા અચ્યુત દેવલોકમા જમ્બૂદ્રુમાવર્ત નામના વિમાનમા બાવીશ સાગરોપમના આયુષ્યવાળો **દેવ** થયો

કમઠનો જીવ કુર્કટ સર્પનો, નારકીનો અને પુન સર્પના ભવમા એક વખત દાવાનળથી દગ્ધ થઇ મૃત્યુ પામી, છઠ્ઠી તમ પ્રભા નરકમા બાવીશ સાગરોપમના આયુષ્યવાળો **નારકી** થયો

મરુભૂતિનો જીવ જ્યારે અચ્યુત દેવલોકના દિવ્ય સુખોને ભોગવી રહ્યો હતો, ત્યારે કમઠનો જીવ છઠ્ઠી તમ પ્રભા નરકના ઘોર દુખોને સહી રહ્યો હતો

## [૬] છઠ્ઠો ભવ વજ્રનાભનો—

આ જબૂદ્વીપના પશ્ચિમ મહાવિદેહમા એક **શુભ કરા** નામની નગરી હતી તેમા **વજ્રવીર્ય** નામનો રાજા રાજ્ય કરતો હતો તેને **લક્ષ્મીવતી** નામની પટ્ટરાણી હતી

આ બાજુ મરુભૂતિનો જીવ ચોથો કિરણવેગનો ભવ અને પાચમો દેવનો ભવ પૂરો કરી, ત્યાથી ચ્યવી છઠ્ઠા ભવમા એ વજ્રવીર્ય રાજાની લક્ષ્મીવતી પટ્ટરાણીની કુક્ષીમા અવતર્યો ગર્ભ સ્થિતિ પૂર્ણ થતા લક્ષ્મીવતીએ એક દેદીપ્ય

માન પુત્રરત્નને જન્મ આપ્યો. રાજાએ તેનો જન્મોત્સવ સુંદર રીતે ઉજવી તેનું **વજ્રનાભ** નામ પાડ્યું. તે પાંચ ધાવમાતાથી લાલનપાલન કરાતો કિશોર અવસ્થા પ્રાપ્ત થતાં પુરૂષની બોંતેર કળામાં કુશળ થયો. યુવાવસ્થા પામતાં બંગદેશના ચંદ્રકાન્ત રાજાની ચોસઠ કળામાં પ્રવિણ એવી **વિજયા** નામની પુત્રી સાથે તેનું લગ્ન થયુ. બન્નેનું જીવન સુખપૂર્વક પસાર થવા લાગ્યુ.

એક દિવસ વજ્રનાભ રાજકુમારના મામાનો **કુબેર** નામનો પુત્ર પોતાના માતા-પિતાથી વિમુખ થઈ, રાજકુમાર વજ્રનાભનાં પાસે આવીને રહ્યો. ત્યાં નાસ્તિકવાદી એવો કુબેર આસ્તિકવાદી એવા વજ્રનાભની સાથે ચર્ચામાં ઉતરવા લાગ્યો.

એકવાર અનેક મુનિઓથી પરિવરેલા એવા **લોકચન્દ્રસૂરિ** નામના આચાર્ય મહારાજ નગરીની બહાર આવેલ અશોકવનમાં પધાર્યા. નગરીના અનેક લોકો તેમ જ વજ્રનાભ પણ કુબેરને સાથે લઇને વંદનાર્થે ગયા. આચાર્ય મહારાજને વંદન કરીને સર્વે સમુચિત સ્થાનકે બેઠા.

આચાય મહારાજે પણ ધર્મોપદેશ સંભળાવ્યો. અને કુબેર જેવા નાસ્તિકને પણ આસ્તિક બનાવ્યો. સમય જતાં વજ્રનાભ રાજકુમારને રાજ્ય સોંપી વજ્રવીર્ય રાજાએ રાણી તથા કુબેર સહિત દીક્ષા ગ્રહણ કરી.

વજ્રનાભ રાજા બન્યા અને ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યા. કાળાંતરે વિજયા રાણીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. તેનું **ચક્રાયુધ** નામ રાખવામાં આવ્યું. કાળક્રમે તે મોટો થતાં વજ્રનાભ રાજાએ તેને યુવરાજ તરીકે સ્થાપન કર્યો.

એક વાર વજ્રનાભ રાજાને મહેલના ઝરુખામાં બેસીને શુભ ધ્યાન ધરતાં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. પોતાનો પૂર્વભવ જોતાં અને આરાધિત ચારિત્રનો ખ્યાલ આવતાં, તેઓ વૈરાગ્ય રંગે રંગાયા. રાજકુમાર ચક્રાયુધને રાજ્ય સોંપી, **વજ્રનાભ રાજાએ શ્રી ક્ષેમંકર નામના તીર્થંકર ભગવાનની પાસે દીક્ષા લીધી.** બાહ્ય રાજ્યનો ત્યાગ કરી ધર્મરુપી અંતરંગ રાજ્યનો સ્વીકાર કર્યો. એમાં આગળ વધતાં ગુરૂવર્યની આજ્ઞાથી તે વજ્રનાભ મુનિરાજ એકલ વિહારી અને પ્રતિમાધારી થયા. દુસ્તર તપ કરતાં તપના પ્રભાવથી તેઓએ આકાશગામિની લબ્ધિ પ્રાપ્ત કરી. એક વાર એ લબ્ધિના પ્રભાવે આકાશમાં ગમન કરતાં **સુકચ્છ નામના વિજયમાં** આવી પહોંચ્યા.

આ બાજુ કમઠનો જીવ કુર્કટ સર્પનો, પાચમી નરકમા નારકીનો, પુન સર્પનો અને ત્યાર પછી છઠ્ઠી નરકમા નારકીનો એમ પાચ ભવો પૂરા કરી, છઠ્ઠા ભવમા સુકચ્છ વિજયના જ્વલનાદ્રિ પર્વત પર કુરગક નામનો ભીલ થયો

એક દિવસ વજ્રનાભ મુનિરાજ એ જ્વલનાદ્રિ પર્વત પર રાતના કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા પ્રભાતે શિકાર કરવા માટે કુરગક ભીલ હાથમા ધનુષબાણ લઇને અટવીમા ફરતો ફરતો એ પર્વત પર આવી પહોચ્યો શિકાર માટે ચારે તરફ દૃષ્ટિ નાખતા કાઉસ્સગ્ગ-ધ્યાને રહેલા એવા વજ્રનાભ મુનિરાજને જોતા પૂર્વ જન્મના દ્વેષને લઇને બોલી ઉઠયો

'અહો ! આજ પ્રભાતમા જ આ દુષ્ટના અનિષ્ટ દર્શન થયા બસ, પહેલા એનો જ શિકાર કરુ ત્યાર પછી બીજાના ' એ જ સમયે કુરગક ભીલે ધનુષ બાણ ચઢાવીને વજ્રનાભ મુનિરાજ પર બાણનો વરસાદ વરસાવવો શરુ કર્યો વજ્રનાભ મુનિરાજ ઉપરાઉપરી બાણ વાગવા છતા પણ લેશ માત્ર ક્રોધ નહીં કરતા, સમભાવમા રહી અનશન કરવા પૂર્વક સર્વ જીવોને ખમાવવા પૂર્વક અને ચાર શરણા અગીકાર કરવા પૂર્વક સમાધિ સહિત કાળધર્મ પામ્યા

## [૭] સાતમો ભવ દેવનો—

મરુભૂતિનો જીવ છઠ્ઠો વજ્રનાભનો ભવ પૂરો કરી અને એ જ કમઠના જીવ કુરગક ભીલના બાણોથી સમાધિ સહિત મૃત્યુ પામી, સાતમા ભવમા મધ્યમ ગ્રૈવેયકમા આવેલ આનદસાગર વિમાનમા સત્તાવીશ સાગરોપમના આયુષ્ય વાળો લલિતાગ નામનો પરમર્ધિક દેવ થયો

કમઠનો જીવ છઠ્ઠો કુરગક ભીલનો ભવ પૂરો કરી અને ત્યાથી મૃત્યુ પામી, સાતમા ભવમા તમસ્તમ પ્રભા નામની સાતમી નરકમા સત્તાવીશ સાગરો પમના મધ્યમ આયુષ્યવાળો નારકી થયો

મરુભૂતિનો જીવ જ્યારે ગ્રૈવેયકમા દિવ્ય સુખમા મ્હાલી રહ્યો હતો ત્યારે કમઠનો જીવ તમસ્તમ પ્રભા નરકની અપાર વેદના સહી રહ્યો હતો

## [૮] આઠમો ભવ સુવર્ણબાહુનો—

આ જબૂદીપના પૂર્વ મહાવિદેહમા એક પુરાણપુર [સુરપુર] નામનુ

નગર હતું. તેમાં કુલીશબાહુ [વજ્રબાહુ] નામનો રાજા પ્રજાનું રુડી રીતે પાલન કરતો હતો. તેને **સુદર્શના** નામની રાણી હતી.

આ બાજુ મરુભૂતિનો જીવ મધ્યમ ગ્રૈવેયકમાં લલિતાંગ દેવનો સાતમો ભવ પૂરો કરી, ત્યાંથી ચ્યવી રાત્રિના સમયમાં એ સુદર્શના રાણીની કુક્ષિમાં અવતર્યો. એ સમયે સુદર્શના રાણીએ ચક્રવર્તીના જન્મ સૂચક એવા ચૌદ મહાન્ સ્વપ્નોને જોયાં. પ્રભાતે રાણીએ રાતના આવેલ ચૌદ સ્વપ્નોની વાત રાજાને કહી. રાજાએ જ્યોતિર્વિદોને બોલાવી આવેલ એ સ્વપ્નોનું ફળ પૂછ્યું. જ્યોતિર્વિદોએ વિચારીને કહ્યું કે—

**'હે રાજન્! આપને એક પુત્રરત્ન એવો થશે કે જે છ ખંડનો અધિપતિ અર્થાત્ ચક્રવર્તી થશે.'**

એ સાંભળી રાજા અને રાણી વિગેરેને અતિ આનંદ થયો. રાજાએ જ્યોતિર્વિદોને સત્કારી વિદાયગીરી આપી. આ બાજુ ગર્ભકાળ પૂર્ણ થતાં સુદર્શના રાણીએ એક તેજસ્વી પુત્રરત્નને જન્મ આપ્યો. રાજાએ તેનો જન્મોત્સવ મહા સમારોહપૂર્વક ઉજવી તેનું **સુવર્ણબાહુ [કનકબાહુ]** નામ રાખ્યુ. પાંચ ધાવમાતાથી લાલનપાલન કરાતો એવો તે ક્રમશઃ બાલ્યાવસ્થામાં અનેક વિદ્યાઓ અને કળાઓમાં પારંગત થતાં યૌવન અવસ્થાને પામ્યો.

કુલીશબાહુ [વજ્રબાહુ] રાજાને વૈરાગ્યભાવ પ્રગટ થતાં, કનકબાહુ પુત્રને રાજ્ય સોંપી સુગુરુ પાસે દીક્ષા લીધી. નિરતિચાર પવિત્ર ચારિત્રનું પાલન કરવા પૂર્વક કેવલજ્ઞાન પામી અને સકલ કર્મનો ક્ષય કરી રાજર્ષિ કુલીશબાહુ મોક્ષ સુખને પામ્યા.

આ બાજુ સુવર્ણબાહુ રાજા બની પ્રજાનું રુડી રીતે પાલન કરવા લાગ્યો.

એક વાર વસંત ઋતુમાં સુવર્ણબાહુ રાજા સપરિવાર વનમાં આવી વિવિધ પ્રકારની વસંતક્રીડામાં સમય પસાર કરવા લાગ્યો.

એક દિવસ વનમા સુવર્ણબાહુ રાજા અશ્વક્રીડા કરી રહ્યો હતો. એ સમયે શ્વેત-વર્ણવાળો અને ચાર દંતુશળ યુક્ત ગર્જના કરતો એવો એક હાથી જોયો. તેને પકડવા માટે સુવર્ણબાહુ રાજાએ તેનો પીછો પકડયો. પ્રાંતે તેને પકડીને તેની પીઠ પર સુવર્ણબાહુ રાજા બેઠો. તે જ વખતે તે હાથી એકદમ આકાશમાં

ઉઠયો અને વૈતાઢયગિરિ પર લઈ જઈને ત્યાંના એક નગરની બહાર ઉપવનમાં સુવર્ણબાહુ રાજાને ઉતારી, નગરમા ચાલ્યો ગયો ત્યા ઉત્તર શ્રેણિના મણિચૂડ રાજાની પાસે મૂળ વિદ્યાધરના રુપમા જઈને કહ્યુ કે–'હે સ્વામિન્ ! હુ સુવર્ણબાહુ રાજાને અહીં લાવી નગરની બહાર એક ઉપવનમા ઉતારી ખબર આપવા આપની પાસે આવ્યો છુ ' એ શુભ સમાચાર મળતા મણિચૂડ રાજાને ઘણો આનદ થયો હાથીના રૂપમા સુવર્ણબાહુ રાજાને અહીં લાવેલ તે વિદ્યાધરને સન્માન પૂર્વક પુરસ્કાર આપીને વિદાય કર્યો

ત્યાર પછી મણિચૂડ રાજા વિમાનમા બેસીને જ્યા સુવર્ણબાહુ રાજા વિદ્યમાન છે ત્યા આવ્યા અને સર્વ વૃત્તાતથી સુવર્ણબાહુ રાજાને વાકેફ કર્યા બાદમા સુસ્વાગત પૂર્વક રત્નપુર નગરમા પ્રવેશ કરાવ્યો પોતાની **પદ્માવતી** પુત્રી અને તેની એક હજાર સખિયો સાથે ભવ્ય સમારોહ પૂર્વક સુવર્ણબાહુનુ પાણીગ્રહણ કરાવ્યુ અન્ય અનેક વિદ્યાધરોએ પણ પોતાની કન્યાઓ પરણાવી દક્ષિણ શ્રેણીના વિદ્યાધરોએ પણ પોતાની કન્યાઓનો વિવાહ સુવર્ણબાહુની સાથે કર્યો

આ રીતે સુવર્ણબાહુ રાજા વિદ્યાધરોની પાચ હજાર કન્યાઓને પરણ્યો એ સર્વને અને તેના અનેક દાસ–દાસી આદિને લઈને પોતાના નગરે પાછો આવ્યો નગરની જનતાએ સાનદ સુંદર સ્વાગત સાથે નગરમા પ્રવેશ કરાવ્યો સર્વત્ર આનદ વર્ત્યો

ક્રમશ રાજ્યનુ સરક્ષણ અને પ્રજાનુ પાલન કરતા એવા સુવર્ણબાહુ રાજાને ચક્રવર્તીના સૂચક ચૌદ મહારત્નો પ્રાપ્ત થયા તેણે ચક્રના માર્ગને અનુસરીને છ ખડ પૃથ્વીને સાધી. ચક્રવર્તીની ઋદ્ધિ પ્રાપ્ત કરવા પૂર્વક **સુવર્ણબાહુ રાજા સાર્વભૌમ ચક્રવર્તી બન્યા.** ચોસઠ હજાર રાણીઓના ભરથાર થયા ચોરાશી લાખ હાથી, ચોરાશી લાખ અશ્વ, ચોરાશી લાખ રથ, છન્નૂ ક્રોડ પાયદળ લશ્કર, છન્નૂ ક્રોડ ગામ, ચૌદ મહારત્ન અને નવનિધાન એ સર્વના સ્વામી થયા છ ખડના અધિપતિ બન્યા બત્રીશ હજાર દેશના માલિક થયા

આ રીતે ચક્રવર્તીની સમસ્ત વિભૂતિઓથી વિભૂષિત બની સુવર્ણબાહુ ચક્રવર્તીએ દીર્ઘકાળ પર્યંત રાજ્ય ભોગવ્યુ

એક દિવસ સુવર્ણબાહુ ચક્રવર્તીએ દેવોના મુખથી **શ્રી જગન્નાથ તીર્થંકર** ભગવાનનુ આગમન સાભળી, સુવર્ણબાહુ ચક્રવર્તી વદનાર્થે ગયા. ત્યા જિનેન્દ્ર



પરમાત્માની મધુર દેશના સાંભળતાં સુવર્ણબાહુ ચક્રીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પોતાનો પૂર્વભવ ચારિત્રથી સમલંકૃત જોતાં અને વૈરાગ્યના રંગથી રંગાતાં પંચમુષ્ટિ લોચ કરી સુવર્ણબાહુ ચક્રીએ એ જ તીર્થંકર ભગવાનની પાસે પરમ પદદાયિની પારમેશ્વરી પ્રવ્રજ્યા સ્વીકારી. નિરતિચાર ચારિત્રનું પાલન કરતાં અગિયાર અંગનું અધ્યયન કરવા પૂર્વક ક્રમશઃ મહાગીતાર્થ બની બાવીશ પરિષહો સહવા લાગ્યા.

થોડા દિવસ પછી શ્રી તીર્થંકર પરમાત્માની આજ્ઞા લઈને એકાકી વિહાર કરવા પૂર્વક ધર્મધ્યાન દ્વારા તેઓ કર્મની નિર્જરા કરવા લાગ્યા. તદુપરાંત **વીશ સ્થાનક તપની આરાધના દ્વારા સુવર્ણબાહુ મુનિવરે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું.**

એક વાર સુવર્ણબાહુ મુનીશ્વર વિહાર કરતાં ક્ષીરગિરિ પર આવીને કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા.

આ બાજુ કમઠનો જીવ સાતમો ભવ સાતમી નરકનો પૂરો કરી, આઠમા ભવમાં આ જ ક્ષીરગિરિની ગુફામાં સિંહ રૂપે ઉત્પન્ન થયો હતો. તે આમ તેમ ફરતો જ્યાં સુવર્ણબાહુ મુનીશ્વર કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા છે ત્યાં આવી પહોંચ્યો. આ મહર્ષિને જોતાં જ તે પૂર્વ જન્મના વૈરભાવને લઈને ક્રોધ પૂર્વક પોતાના મુખને ફાડતો અને પુંછડાને પૃથ્વી પર પછાડતો એકદમ તેમની પર ધસી આવ્યો.

સુવર્ણબાહુ મુનીશ્વરે એ જ સમયે ચતુર્વિધ આહારનાં પચ્ચક્ખાણ લઈ આલોચના કરી સર્વ જીવોને ખમાવ્યા અને ક્ષુદ્ર પંચાનન–સિંહ પર અંશ માત્ર પણ કોપ કર્યા વગર તેઓ ધર્મ ધ્યાનમાં સ્થિર રહ્યા.

જોતજોતામાં ગિરિ ગુફાના એ જંગલી કેશરીસિંહે પોતાના પંજાથી એ મુનીશ્વરના દેહને વિદારી નાખ્યો. વિનશ્વર એ દેહને છોડીને સુવર્ણબાહુનો આત્મા પરલોકે સિધાવ્યો.

## [૯] નવમો ભવ દેવનો—

મરુભૂતિનો જીવ આઠમો સુવર્ણબાહુનો ભવ પૂરો કરી અને એ જ કમઠના જીવ સિંહના આક્રમણથી સમાધિ પૂર્વક મૃત્યુ પામી, દશમા (પ્રાણુત) નામના દેવલોકમાં આવેલ મહાપ્રભ નામના વિમાનમાં વીશ સાગરોપમના આયુષ્યવાળો સર્વોત્તમ દેવ થયો.



આ દિવ્ય દેવના ભવમા એ પુણ્યવત આત્માએ દશ ક્ષેત્રના જિનેશ્વરોના પાચસો કલ્યાણક ઉત્સવ પૂર્વક સુંદર રીતે ઉજવ્યા

આ સબધમા પડિત શ્રી વીરવિજયજી મહારાજે શ્રી પાર્શ્વપ્રભુના પચ કલ્યાણકની પૂજામા આ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ નીચે પ્રમાણે કર્યો છે જુઓ—

"कनकबाहु भवे, बध जिननामनो, करीय दशमे देवलोकवासी ॥
सकल सुरथी घणी, तेज कान्ति भणी, वीस सागर सुख ते विलासी ॥२॥

क्षेत्र दश जिनवरा, कल्याणक पाचसे, उत्सव करत सुर साथशु ए ॥
थइय अग्रेसरी, सासय जिनतणी, रचत पूजा निज हाथशु ए ॥३॥"

[ च्यवनकल्याणके प्रथम पुष्पपूजा ]

આ બાજુ કમઠનો જીવ સાતમો સિંહનો ભવ પૂરો કરી અને ત્યાથી મૃત્યુ પામી આઠમા ભવમા પકપ્રભા નામની ચોથી નરકમા નારકી રુપે ઉત્પન્ન થયો

મરુભૂતિનો જીવ જ્યારે દશમા દેવલોકમા દિવ્ય સુખમા સમય પસાર કરી રહ્યો છે ત્યારે કમઠનો જીવ ચોથી પકપ્રભા નરકમા ઘોરદુખમા સમય વ્યતીત કરી રહ્યો છે

કર્મની એ અગમ્ય લીલામા મરુભૂતિનો આત્મા પુણ્યવત અને સુખી દેખાય છે ત્યારે કમઠનો આત્મા પાપવત અને દુખી દેખાય છે

## [૧૦] દશમો ભવ તીર્થંકર શ્રી પાર્શ્વનાથનો

કમઠનો જીવ આઠ ભવ પૂરા કરીને નવમા ભવમા ચોથી પકપ્રભા નરકમા નારકીનો ભવ પૂર્ણ કરી, ત્યાથી ચ્યવીને આ જબૂદ્વીપમા આવેલ ભરતક્ષેત્રના કોઈ સન્નિવેશમા (ગામડામા) એક ગરીબ બ્રાહ્મણને ત્યા પુત્રપણે ઉત્પન્ન થયો કર્મ સયોગે તેનો જન્મ થતા જ તેના માતાપિતાદિ સર્વે મૃત્યુ પામી ગયા લોકોએ તેને કરુણાથી જીવાડયો માટે તેનુ કમઠ એવુ નામ પાડ્યુ પૂર્વના નવ ભવ પૈકી પ્રથમ ભવમા જે નામ કમઠ હતું તે જ નામ આ દશમા ભવમા પાછુ પ્રાપ્ત થયું કમશ બાલ્યાવસ્થા પૂર્ણ કરી તે યુવાવસ્થાને પામ્યો તો પણ તેની દુખી હાલત દૂર ન જ થઈ

એક દિવસ તેને રત્નાભરણાદિકથી વિભૂષિત નગર નિવાસીજનોને જતા જોઇને તેણે મનમાં વિચાર્યું કે—'**અહો ! એ સર્વે ઋદ્ધિ પૂર્વ જન્મના તપનું જ ફળ છે.**' એમ સમજી તેને વૈરાગ્ય આવ્યો. તત્કાળ તે પણ તાપસ બન્યો, અને કંદમૂળાદિ ભક્ષણ કરવા પૂર્વક પંચાગ્નિ આદિ તપ તપવા લાગ્યો.

**ચ્યવન અને જન્મ**

આ બાજુ મરુભૂતિનો જીવ નવમો ભવ દેવનો પૂરો કરી અને દશમા પ્રાણત દેવલોકમાંથી ફાગણ (ચૈત્ર) વદ ચોથના દિવસે ચ્યવી, આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં આવેલ **વાણારસી** નગરીમાં **અશ્વસેન રાજાની** રાણી **વામાદેવીની** કુખે મધ્યરાત્રિએ વિશાખા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ પ્રાપ્ત થયે છતે મતિ–શ્રુત–અવધિએ ત્રણજ્ઞાને કરી સહિત ગર્ભ રુપે ઉત્પન્ન થયો.

તે સમયે વામાદેવીએ પ્રશસ્ત એવા ચૌદ મહાસ્વપ્નોને જોયાં. પ્રભાતે રાણીએ રાજાને આવેલ સ્વપ્નોની વાત કરી. રાજાએ સ્વપ્નપાઠકોને બોલાવી તેનું ફળ પૂછ્યું. સ્વપ્ન પાઠકોએ કહ્યું કે—'**હે રાજન્ ! તમારે ત્રિભુવનને પૂજ્ય એવા પુત્ર રત્નની પ્રાપ્તિ થશે.**' એ સાંભળીને રાજારાણી આદિને અતિ આનંદ થયો. રાજાએ સ્વપ્ન પાઠકોને વિપુલ ધન અને વસ્ત્ર વિગેરે આપી વિદાય કર્યા. ક્રમશઃ ગર્ભકાળ નવ માસ અને સાડાસાત દિવસનો પરિપૂર્ણ થતાં, વામાદેવીએ માગશર (પોષ) વદ દશમના દિવસે, મધ્યરાત્રિએ વિશાખા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ પ્રાપ્ત થયે છતે, સર્પના લંછનવાળા અને નીલવર્ણવાળા એવા એક મહાતેજસ્વી પુત્રરત્નને જન્મ આપ્યો. એ સમયે ત્રણે લોકમાં ઉદ્યોત–પ્રકાશ થયો. સાતે નરકમાં પણ અજુવાળાં પ્રગટયાં. પવન પણ શીતલ અને સુગન્ધી વાવા લાગ્યો. થાવર અને નારકીના જીવોએ પણ ક્ષણભર સુખ અનુભવ્યું. આસન કંપતાં છપ્પન્ન દિગ્ કુમારિકાઓએ આવી સૂતિકાનું સમસ્ત કાર્ય કરવા પૂર્વક '**માતા તુજનંદન ઘણું જીવો**' એવી શુભાશિષ આપી.

આસન કંપતાં સૌધર્મેન્દ્રે પણ અવધિજ્ઞાનથી પ્રભુનો જન્મ જાણી, શક્રસ્તવથી સ્તુતિ કર્યા બાદ, હરિણીગમેષી દેવ દ્વારા સુઘોષા ઘંટા વગડાવી, સર્વ દેવ–દેવીઓને જન્મેલ પ્રભુનું જન્મકલ્યાણક મેરુપર્વત પર ઉજવવા માટે અને ત્યાં આવવા માટે એ જ હરિણીગમેષી મારફત પોતાનો સંદેશો સંભળાવી, સર્વથી પરિવરેલા અને પોતે વિકુર્વેલ પાંચ રુપ દ્વારા પ્રભુજીને મેરુ પર્વત પર

લાવી, ઇશાનેન્દ્રાદિ સર્વ ઇન્દ્રોને ઇન્દ્રાણીઓ તથા સર્વ દેવોને દેવીઓની સાથે મેરુ પર્વત પર એ પ્રભુનો જન્માભિષેક કર્યો અને પ્રભુને વામાદેવી માતા પાસે મૂકી, નંદીશ્વરદ્વીપે જઈ એ પ્રભુના જન્મકલ્યાણકનો અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવ્યો

### નામ સ્થાપન

અશ્વસેન રાજાએ પણ પુત્રરત્નનો જન્મોત્સવ રૂડી રીતે ઉજવી, સમસ્ત સ્વજનોની સમક્ષ એ પુત્ર રત્નનું 'પાર્શ્વ' એવું ગુણનિષ્પન્ન નામ જાહેર કરવા માટે કહ્યુ કે—'જ્યારે આ પુત્ર ગર્ભમા હતો ત્યારે તેની માતાએ એક દિવસ કૃષ્ણ પક્ષની રાત્રીએ અંધારામા પોતાની પાસે-પડખે થઈને જતા એવા સર્પને જોયો હતો, તેથી તેનુ નામ 'પાર્શ્વ' રાખવામા આવે છે

ત્યારપછી પાંચ ધાવમાતાઓથી લાલન પાલન કરાતા એવા **પાર્શ્વકુમાર**, દિવસે દિવસે વૃદ્ધિ પામતા બાલ્યાવસ્થા વિતાવી, નવહાથની કાયાવાળા યુવાવસ્થાને પામ્યા

### વિવાહ

આ બાજુ કુશસ્થલ નગરના પ્રસેનજિત રાજાએ પોતાની પ્રભાવતી પુત્રીને પાર્શ્વકુમાર સાથે પરણાવવાનો વિચાર કર્યો તે વખતે કલિંગદેશના યવન નામે અતિ દુર્દાંત રાજાએ પ્રભાવતીને પરણાવવાના સમાચાર સાંભળી, પોતાની રાજસભામા સર્વ સમક્ષ કહ્યુ કે 'હું વિદ્યમાન છતાં એ પ્રભાવતીને પરણનાર પાર્શ્વકુમાર કોણ છે?' એ પ્રમાણે કહી તે પોતાના વિપુલ સૈન્ય સાથે કુશસ્થલ નગરી પર ચઢી આવ્યો આ બાજુ વાણારસી નગરીના અશ્વસેન રાજાને ખબર પડતા પ્રસેનજિત રાજાની મદદે વિપુલ સૈન્ય સાથે જવાનો નિશ્ચય કર્યો એ સમયે પાર્શ્વકુમારે યુદ્ધમા જવાનો આગ્રહ કરવાથી અશ્વસેન રાજાએ વિપુલ લશ્કર સાથે પાર્શ્વકુમારને મોકલ્યા

તે વખતે ઇન્દ્ર મહારાજાએ પોતાના સારથિ માતલીને રથ સહિત પાર્શ્વકુમાર પાસે મોકલ્યો

કુશસ્થલ નગરની બહાર આવી પાર્શ્વકુમાર અજ્ઞાનના અંધકાર દૂર કરાવી, યવન રાજા પણ તરત પાર્શ્વકુમાર પાસે આવી, ક્ષમા માગીને પાછો ફર્યો અને પોતાના સૈન્ય સાથે કલિંગ દેશે રવાના થયા

આ રીતે કુશસ્થળ નગર નિર્ભય થતાં ત્યાંના સમસ્ત પ્રજા સહિત પ્રસેનજિત રાજાને પણ અતિ આનંદ થયો, એટલું જ નહીં પણ પાર્શ્વકુમાર સાથે વારાણસી નગરીએ આવી મહોત્સવ સહિત પોતાની પુત્રી **પ્રભાવતીને** પરણાવી. લગ્ન ગ્રંથીથી જોડાએલા એવા નવ દમ્પતી **પાર્શ્વકુમાર અને પ્રભાવતી** સુખ પૂર્વક સાંસારિક જીવન પસાર કરતાં દિવસ પર દિવસ પસાર કરવા લાગ્યા.

### સર્પોદ્ધાર

એક દિવસ પાર્શ્વકુમાર પોતાના મહેલના ઝરુખામાં બેસીને નગરીનું નિરીક્ષણ ચારે તરફ કરી રહ્યા હતા. તેવામાં એક દિશા તરફ પુષ્પ પ્રમુખ પૂજાની સામગ્રી સહિત જતા એવા નગરજનોને જોઇને, નજીકના કોઇ એક મનુષ્યને પૂછ્યું કે–'**આ લોકો ક્યાં જાય છે?**' ત્યારે તેણે કહ્યું કે નગરની બહાર એક **કમઠ નામનો તાપસ** [ જે પાર્શ્વકુમારનો પૂર્વના નવ ભવથી વૈરી હતો તે ] આવ્યો છે અને પંચાગ્નિ તપ કરી રહ્યો છે. તેની પૂજા કરવા માટે એ લોકો જઈ રહ્યા છે. તે સાંભળી પાર્શ્વકુમાર પણ કૌતુકવશ અશ્વ પર બેસી સેવકોની સાથે તેને જોવાને માટે ત્યાં ગયા.

એ સમયે અવધિજ્ઞાનથી પાર્શ્વકુમારે એ કમઠ તાપસની પાસે અગ્નિના કુંડમાં નાખેલ કાષ્ઠમાં એક સર્પ બળતો જોયો. પાર્શ્વકુમારે વિચાર્યું કે '**આ કેવું અજ્ઞાન તપ!** આથી શું લાભ થવાનો' એમ વિચારી કમઠને કહ્યું કે 'હે મૂઢ તપસ્વી! દયા વિના વ્યર્થ આ કષ્ટ શા માટે કરે છે? વિશ્વમાં સર્વ ધર્મ દયા રુપી નદીના કિનારા પર ઉગેલા ઘાસના અંકુરા સમાન છે. જો એ નદી સૂકાઈ જાય તો પછી તેના કિનારા પર ઘાસના અંકુરા ક્યાં સુધી લીલા છમ રહી શકે?'

આ સાંભળી ક્રોધે ભરાયેલા એવા કમઠ તાપસે પાર્શ્વકુમારને કહ્યું કે– 'હે રાજપુત્ર! રાજાઓ અને રાજકુમારો તો કેવલ અશ્વ ખેલાવી જાણે, પણ ધર્મને તો અમારા જેવા મહામુનિ તપોધન જ જાણે.'

કમઠના આવાં અભિમાનપૂર્ણ વચન સાંભળીને તત્કાળ ત્યાં ને ત્યાં જ કરુણાસિન્ધુ પાર્શ્વકુમારે, સેવક મારફત તે અગ્નિના કુંડમાંથી કાષ્ઠ બહાર કઢાવી અને તેને ચીરાવી, તેમાંથી અગ્નિના સખ્ત તાપથી સતપ્ત વ્યાકુલ થયેલ એવા

સર્પને બહાર કઢાવ્યો તે વખતે તે સર્પની મરણજનક પરિસ્થિતિ જોઇને પાર્શ્વકુમારે સેવક દ્વારા શ્રી નમસ્કાર મહામંત્ર સંભળાવ્યો એ નમસ્કાર મહામંત્રના શ્રવણથી તે સર્પ સમાધિપૂર્વક પંચત્વ–મૃત્યુ પામી, ધરણેન્દ્ર થયો તત્રસ્થ લોકોએ પાર્શ્વકુમારની અહો! જ્ઞાની ઇત્યાદિ કહેવા પૂર્વક ભૂરિ સ્તુતિ–પ્રશંસા કરી ત્યાર પછી પાર્શ્વકુમાર સ્વસ્થાન કે પાછા ફર્યા નગરીની જનતા પણ નગરી તરફ પાછી ફરી

આ બનાવથી કમઠ તાપસ ઝંખવાણો પડી, પાર્શ્વકુમાર પર દ્વેષને ધારણ વિશેષ તપ કરવા લાગ્યો પ્રાંતે આયુષ્યને અંતે તે મૃત્યુ પામી ભુવનવાસી દેવની મેઘકુમાર નિકાયમાં દોઢ પલ્યો પમના આયુષ્યવાળો **મેઘમાળી નામે દેવ થયો**

## દીક્ષા

એક વાર પાર્શ્વકુમાર લોકોના અનુરોધથી વસંત ઋતુમાં ઉદ્યાનની શોભા જોવાને ગયા ત્યાં ઉદ્યાનની અનુપમ શોભા જોતા એક મનોહર વિશાલ પ્રાસાદ પર તેમની દૃષ્ટિ પડી પાર્શ્વકુમારે તેમાં પ્રવેશ કરી તેની ભીંતો પર અનેક પ્રકારના આકર્ષક ચિત્રો જોયા તેમાં રાજ્ય અને રાજીમતીનો ત્યાગ કરી ચારિત્ર સ્વીકારતા એવા શ્રી નેમિનાથ ભગવાનનું પણ એક ચિત્ર જોયું તેને જોઇને તથા અવધિજ્ઞાનથી પોતાના ભોગાવળી કર્મ ભોગવાઇ ગયેલા જાણીને પાર્શ્વકુમારે દીક્ષા લેવાનો વિચાર કર્યો

તે સમયે લોકાંતિક દેવોએ પણ આવીને પાર્શ્વકુમારને પ્રણામ પૂર્વક ઇષ્ટ વાણી દ્વારા પ્રાર્થના કરી કે—

**'હે સ્વામિન્! હે ત્રૈલોક્ય નાયક! હે ભવસિન્ધુ તારક! આપનો જય હો હે સકલ કર્મ નિવારક પ્રભો! જગજ્જન હિતકારક એવું ધર્મતીર્થ પ્રવર્તાવો.'**

હે સમૃદ્ધિમન્! હે કલ્યાણવાન્! પ્રભો? આપ સ્વયં જ્ઞાની અને સંવેગવાન્ છો, છતાં પણ અમારા કર્તવ્યનું પાલન કરવા માટે આપને પ્રાર્થના–વિનંતિ કરીયે છીએ એ પ્રમાણે કહી પુનઃ પ્રણામ કરી લોકાંતિક દેવો સ્વસ્થાનકે ચાલ્યા ગયા

ત્યાર પછી પાર્શ્વકુમારે સંવત્સરી દાન આપવાનો પ્રારંભ કર્યો વરમી

દાનના અંતે માગશર [પોષ] વદ અગિયારસના દિવસે પ્રથમ પહોરે **વિશાલા** નામની પાલખીમાં બેસીને દેવ, મનુષ્ય અને અસુરાદિકના સમુદાયથી પરિવરેલા **પાર્શ્વકુમાર** ભવ્ય વરઘોડા સહિત વાણારસી નગરીના મધ્ય ભાગમાં થઈને જ્યાં આશ્રમપદ નામના ઉદ્યાનમાં આવી પહોંચ્યા, શરીર પર રહેલ આભૂષણ માલા આદિ ઉતારી અને પોતાના હાથે પંચમુષ્ટિ લોચ કરી, ચોવિહાર અટ્ઠમના તપ પૂર્વક **એ પાર્શ્વનાથ પ્રભુએ** ઇન્દ્ર દ્વારા પોતાના ડાબા ખભા પર એક દેવદ્રવ્ય વસ્ત્ર સ્વીકારવા પૂર્વક વિશાખા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ પ્રાપ્ત થયે છતે ત્રણસો પુરૂષોની સાથે દીક્ષા લીધી એ જ સમયે પ્રભુને ચોથું મનઃપર્યવ જ્ઞાન પ્રાપ્ત થયુ.

અશ્વસેન રાજાદિ સમસ્ત નગરીની જનતા નગરી તરફ પાછી ફરી. ઇન્દ્રાદિ-દેવો પણ પ્રભુને નમસ્કાર કરી, શ્રીનંદીશ્વર દ્વીપે અષ્ટાહ્નિકા મહોત્સવ કરવા પૂર્વક સ્વસ્થાનકે ગયો.

### છદ્મસ્થાવસ્થા–વિહાર

આ બાજુ પ્રભુએ કાઉસ્સગ્ગ ધ્યાને રાત્રી પસાર કર્યા બાદ પ્રભાત થતાં વિહાર કર્યો.

બીજે દિવસે **કોપકટ** નામના સન્નિવેશમાં પધારી, પ્રભુએ **ધન્ય** નામના ગૃહસ્થને ઘેર ક્ષીરનું પારણું સુખપૂર્વક કર્યું. ત્યાં દેવોએ પંચદિવ્ય પ્રગટ કર્યાં. ત્યાંથી ભગવાન ગામાનુગામ વિહાર કરતાં **કલિપર્વતની** નીચે આવેલ **કાદમ્બરી** નામના **અરણ્યમાં** પધાર્યા. ત્યાં **કુંડ સરોવરના** કિનારા પર કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા.

એ સમયે **મહીધર** નામનો એક **હાથી** એ સરોવરમાં જળ પીવાને આવતાં અને કાઉસ્સગ્ગ ધ્યાને પ્રભુને જોતાં જાતિસ્મરણ જ્ઞાન પામી પોતાનો પૂર્વભવ[1] જોયો. ત્યાર પછી તે હાથીએ સરોવરમાં સ્નાન કરી અને સૂંઢમાં કમલો લઈ પ્રભુની પાસે આવી, ત્રણ પ્રદક્ષિણા દેવા પૂર્વક પ્રભુના ચરણમાં

૧. પૂર્વ ભવમાં તે **હેમ** નામનો એક કુલપુત્ર હતો. કર્મ સંયોગે તેનું શરીર વામન થતાં લોકો તેની હાંસી કરવા લાગ્યા. પિતાના મૃત્યુ બાદ તે જંગલમાં ચાલ્યો ગયો ત્યાં એક મુનિ મહાત્માનો સુયોગ થતાં દેશવિરતિ દ્વારા શ્રાવક બન્યો. પોતાના વામન દેહની નિંદા કરતો અને મોટા દેહને ચાહતો એવો તે છેવટે આર્તધ્યાને મૃત્યુ પામી વિશાલકાય હાથી થયો.

કમલો દ્વારા અર્ચના કરી, સ્તુતિ તથા પ્રણામ કરવા પૂર્વક પોતાના આત્માને ધન્ય માનતો એવો તે હાથી પોતાના નિવાસ સ્થાનકે ચાલ્યો ગયો

ત્યાર પછી નિકટવર્તી દેવોએ પણ સુગધિત વસ્તુઓથી પૂજા કરી, પ્રભુની સન્મુખ નૃત્ય કર્યું

ચપાનગરીના કરકડૂ નામના રાજા પણ સેના વિગેરેની સાથે આવી પ્રભુને વદન કર્યું ત્યારબાદ તે રાજાએ ત્યા એક ચૈત્ય બનાવી, તેમા પુરૂષાદાનીય શ્રી પાર્શ્વનાથ ભગવાનની નવ હાથ ઉચી એવી એક મનોહર મૂર્ત્તિ સ્થાપિત કરી જે કલિકુડ તીર્થ તરીકે પ્રસિદ્ધિને પામ્યુ પેલો હાથી પણ મૃત્યુ પામી મહર્દ્ધિક વ્યતર થઇ આ તીર્થનો ઉપાસક બન્યો

આ બાજુ પાર્શ્વપ્રભુ વિહાર કરતા **શિવપુરી** નગરીના **કૌશામ્બી** નામના વનમા આવી કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા એ સમયે પૂર્વજન્મના ઉપકારનુ સ્મરણ કરતા એવા ધરણેન્દ્ર ત્યા આવી, પ્રભુને પ્રણામ કરવા પૂર્વક સ્તુતિ કરી નૃત્ય કર્યું તથા પ્રભુને ધૂપ ન લાગે એમ વિચારી પ્રભુના મસ્તક પર સહસ્રફણાનુ છત્ર કર્યું અમુક દિવસો બાદ જ્યારે પ્રભુ અન્યત્ર વિહાર કરી ગયા ત્યારે ધરણેન્દ્ર પણ પોતાના સ્થાનકે ચાલ્યો ગયો લોકોએ ત્યા અહિચ્છત્રા નામની એક નગરી વસાવી અને જ્યા પ્રભુ કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા હતા ત્યા એ સ્થળને **'આહચ્છત્રા તીર્થ'** તરીકે જાહેર કર્યું

ત્યારપછી પાર્શ્વપ્રભુ **રાજપુર** નગરના એક ઉપવનમા પધારી કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા ત્યાંના **ઈશ્વર** નામના રાજા ઉપવનની પાસે થઇને જતા સેવકો મારફત પ્રભુના સમાચાર જાણી જ્યા પ્રભુ કાઉસ્સગ્ગ ધ્યાને છે ત્યા દર્શન કરવાને આવ્યા એ સમયે પ્રભુને જોતા રાજાને એમ થયું કે **'મે આ પ્રભુને કોઈ સ્થળે અવશ્ય જોયેલા છે'** એ રીતે વિચાર કરતા ત્યા ને ત્યા જ જાતિ સ્મરણજ્ઞાન ઉત્પન્ન થતા રાજાએ પોતાનો પૂર્વભવ[1] જોયો

---

[1] પૂર્વ ભવમાં તે વસતપુર નગરમાં દત્ત નામનો એક બ્રાહ્મણ હતો કર્મવશાત્ તેને કોઢનો રોગ થયો અનેક ઉપચારો કરવા છતાં તે કોઢનો રોગ ન મટ્યો તેથી કુટુમ્બીઓએ તેનો ત્યાગ કર્યો

આથી એને અત્યત દુ ખ થયુ મરવા માટે ગગા નદીના કીનારે પહોંચ્યો ત્યા પાણીમાં પડવાનો વિચાર કર્યો એ વખતે આકાશ માર્ગથી જતા એવા એક મુનિએ જોતાં તેને તે

મંત્રીને એ પૂર્વ ભવના વૃત્તાંતથી વાકેફ કરી રાજાએ શ્રી પાર્શ્વનાથ પ્રભુને નમસ્કાર કર્યો. બાદમાં જ્યાં પ્રભુ કાયોત્સર્ગે રહ્યા હતા ત્યાં એક ચૈત્ય બનાવી મહા સમારોહ પૂર્વક પ્રભુ પ્રતિમા સ્થાપન કરી. એ ચૈત્ય **'કુર્કટેશ્વર'** નામથી પસિદ્ધ થયુ. પુનઃ રાજાએ ત્યાં **કુર્કટેશ્વર નામની એક નગરી** પણ વસાવી.

પ્રભુએ ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો.

## મેઘમાલીદેવનો ઘોર ઉપસર્ગ—

પૃથ્વીતલને પાવન કરતા એવા **પ્રભુ પાર્શ્વનાથ** કોઈ એક નગરની સમીપમાં આવેલ તાપસના આશ્રમમાં પધાર્યા. એ સમયે સૂર્યાસ્ત થયેલ હોવાથી એક કુવાની પાસે વટવૃક્ષની નીચે રાત્રિએ કાયોત્સર્ગ રહ્યા.

તે સમયે પેલો કમઠ તાપસનો જીવ, જે પ્રભુની સાથે નવ ભવથી વૈરભાવ રાખતો હતો અને હાલ **મેઘમાળી** નામનો અધમ દેવતા થયો છે તેણે અવધિ-જ્ઞાનથી પ્રભુને કાઉસગ્ગ ધ્યાને રહેલા જાણી, પ્રભુને ઉપદ્રવ કરવા માટે ત્યાં આવ્યો. ક્રોધથી જળતા એવા એ પાપાત્માએ પ્રથમ વિશાલકાય એવા હાથીઓ

---

કાર્યથી નિવારી જિનધર્મ રુપી મહા રસાયનનુ સેવન કરવા કહ્યું. તેથી તેને સમ્યક્ત્વ સહિત પંચ અણુવ્રત રુપી ગૃહસ્થ ધર્મ સ્વીકાર્યો.

બાદમાં એક સમયે તે દત્ત એક ચૈત્યમાં જઈ જિનેશ્વરને વંદન કરી, જ્યાં મુનિવર અને પુષ્કલિક શ્રાવક બેઠેલા છે ત્યાં આવી મુનિવરને વંદન કરીને બેઠો. એ દત્તને જોઈને પુષ્કલિક શ્રાવકે પૂછ્યું—'હે પૂજ્ય! આવા પ્રકારના વિવિધ વ્યાધિ વાળા મનુષ્યોને જિન-મંદિરમાં આવવું અને વંદન કરવું એ ઉચિત છે?' ત્યારે મુનિવરે કહ્યુ કે—'હે મહાનુભાવ! અવગ્રહનું પાલન અને આશાતનાનુ નિવારણ કરવા પૂર્વક દેવવંદન થઈ શકે છે.

પુનઃ પુષ્પકલિકે પૂછ્યુ—'હે પૂજ્ય! આ મનુષ્ય કઈ ગતિને પામશે?' મુનિવરે કહ્યું 'રાજપુરમાં તિર્યંચ ગતિમાં મૃગરુપે ઉત્પન્ન થશે' આ રીતે પોતાનું ભવિષ્ય સાંભળતાં દત્તને અતિ દુઃખ થવાથી ત્યાં રુદન કરવા માંડ્યું. ત્યારે મુનિવરે ઉપદેશમાં કર્મની વિચિત્રતા વર્ણવી પ્રાતે દત્તને સાન્તવન આપતાં જણાવ્યુ કે હે દત્ત! એ મૃગના ભવમાં એક મુનિને દેખી જાતિ સ્મરણ જ્ઞાન પામીશ અને અનશન પૂર્વક પ્રાણ ત્યાગ કરી રાજપુર નગરનો રાજા થઈશ એ સમયે ઉપવનમા જતાં અને શ્રી પાર્શ્વનાથ ભગવાનને કાઉસ્સગ્ગ ધ્યાને જોત' જાતિ સ્મરણ જ્ઞાનને પામીશ.



વિકુર્વી ઉપદ્રવ કર્યો ત્યાર પછી ક્રમશ વિકરાળ સિંહ, વાઘ, વીંછી અને સર્પ વિગેરે વિકુર્વી અનેક ઉપદ્રવો કર્યા તો પણ પ્રભુ મેરુ પર્વતની જેમ નિષ્ક પ રહ્યા

આ રીતે પ્રતિકૂળ અનેક ઉપસર્ગો કરવા છતા પ્રભુ અ શ માત્ર પણ ચલાયમાન ન થયા, ત્યારે તેને અનુકૂળ ઉપસર્ગ કરવા અનેક પ્રકારના હાવ-ભાવ અને કામચેષ્ટા કરતી તથા ગીતગાનાદિક ગાતી, વિવિધ વાજીત્રો વગાડતી એવી કિન્નરીઓ વિકુર્વી તેના દ્વારા પ્રભુને ધ્યાનથી ચલિત કરવા માટે અનેક ચેષ્ટાઓ કરી, છતા પણ પ્રભુ ચલિત ન જ થયા

ત્યાર પછી તેને પ્રભુના મસ્તક પર ધૂળ વરસાવી તો પણ પ્રભુ ન ડગ્યા

ત્યાર બાદ તેને અનેક ભૂત પ્રેતો વગેરે વિકુર્વી પ્રભુને કોઈ પણ ભોગે ચલિત કરવા માટે અનેક ઉપદ્રવો-ઉપસર્ગો કર્યા, તો પણ પરમાત્મા ધ્યાનમા તદવસ્થ જ રહ્યા

આથી અત્ય ત ક્રોધે ભરાઈ એ મેઘમાળીએ પ્રભુને જળમા ડુબાડવા માટે આકાશમા મહામેઘ વિકુર્વ્યા કલ્પાન્ત કાલના મેઘ સમાન મૂશલધાર તે વરસવા લાગ્યો સર્વ દિશાઓમા ભય કર વિજળીનો કડકડાટ અને જાણે બ્રહ્માડને ફોડી નાખે એવા પ્રકારનો ઘનગર્જનાઓનો ગડગડાટ શરુ કર્યો જળ વૃષ્ટિ એટલા જોરથી તે કરવા લાગ્યો કે તેના પ્રહારથી પક્ષીઓ ઉ ચે ઉછળી ઉછળી નીચે પડવા લાગ્યા મોટા મોટા હાથીઓ અને પરાક્રમી સિંહો આદિ પણ આમ તેમ ભાગનાશ કરવા લાગ્યા સપાટ જમીન પર પણ પાણી પૂર જોસમા વહેવા લાગ્યું જોતજોતામા અને થોડી વારમા તો ધ્યાનસ્થ રહેલ પ્રભુના કાન પર્ય ત પાણી આવી ગયું તો પણ પાર્શ્વનાથ ભગવાન લેશમાત્ર ચલાય માન ન થયા

### ધરણેન્દ્રની ભક્તિ

જ્યારે જળ પ્રભુની નાસિકા(નાક)ના અગ્ર ભાગ સુધી આવી પહોચ્યુ ત્યારે તે સમયે ધરણેન્દ્ર દેવનુ આસન ચલિત થયુ અવધિજ્ઞાનથી તેને જોયુ કે- જ્યા પ્રભુ ધ્યાનસ્થ છે ત્યા કમઠ તાપસનો જીવ મેઘમાળી ઘોર ઉપદ્રવ-ઉપસર્ગને કરે છે માટે હુ જઉ અને એ પ્રભુને ઉપદ્રવથી રહિત કરુ એમ વિચારી તત્કાલ તે ધ રણેન્દ્ર દેવ પોતાની દેવીઓ સાથે ત્યા આવ્યો. પ્રભુને નમસ્કાર કરી, પ્રભુના ચરણ નીચે લાબા નાળવાળુ એક

સુવર્ણ કમળ વિકુર્વ્યું. તથા પોતાની કાયાથી પ્રભુની પીઠ અને પડખાંને ઢાંકી દેવા પૂર્વક સાત ફણા વડે પ્રભુના મસ્તકે છત્ર ધારણ કર્યું. ધરણેન્દ્રની દેવીઓ (ઇન્દ્રાણીઓ) ભક્તિભાવ પૂર્વક પ્રભુની સન્મુખ ગીતગાન સહિત નૃત્ય કરવા લાગી.

એ સમયે ભક્તિવંત ધરણેન્દ્ર પર અને ઉપસર્ગ કરનાર કમઠના જીવ મેઘમાળી પર પ્રભુની સમદૃષ્ટિ હતી.

## મેઘમાળીનો પશ્ચાત્તાપ

ત્યાર પછી ધરણેન્દ્રે ઉપસર્ગ કરતા મેઘમાળીને કોપથી કહ્યું કે—'અરે દુષ્ટ! આ તેં શું કરવા માંડ્યું છે? કરુણાસિન્ધુ એવા આ પ્રભુએ પૂર્વભવમાં તને પાપ કરતાં અટકાવ્યો છે. તે ઉપકાર ભૂલી જઇને તું અપકાર કરવાને તૈયાર થયો છે? પ્રભુને ધ્યાનથી ચલિત કરવાની અને જળમાં ડુબાડી દેવાની તારી વાપરેલી તમામ શક્તિ વ્યર્થ ગઇ છે. તું ઉપદ્રવ–ઉપસર્ગને શીઘ્ર દૂર કરી દે નહીં તો હવેથી તું રહી શકીશ નહીં.'

ધરણેન્દ્રનું આવા પ્રકારનું વચન સાંભળીને ભયભીત થયેલા એવા મેઘ માળીએ નીચું જોયું તો નાગેન્દ્ર સેવિત એવા પાર્શ્વપ્રભુને તદવસ્થ દીઠા. એ સમયે તેણે વિચાર્યું કે 'અહો! આ પ્રભુ અનંતશક્તિના ધણી છે. પોતાની એક મુષ્ટિથી મહાપર્વતને પણ ચૂર્ણ કરવા સમર્થ છે, છતાં પણ એ કરુણા સાગર હોવાથી મારા જેવા ઘોર ઉપસર્ગ કરનાર પાપાત્મા પર અંશ માત્ર પણ ક્રોધ કરતા નથી. તેમ જ મને બાળીને ભસ્મીભૂત પણ કરતા નથી. મને ભય ધરણેન્દ્રનો છે, પ્રભુનો નથી.

આવા ત્રિલોકના નાથ સર્વને વંદનીય અને પૂજનીય પ્રભુનો અપકાર કરીને હું ક્યાં જઇશ! ત્રૈલોક્યમાં પણ મારી સ્થિતિ થઇ શકશે નહીં, તો પછી હું કોને શરણે જઇશ.

એ સદ્‌વિચારથી એજ સમયે તેની મનોભાવનામાં એકદમ પલટો થતાં, તત્કાલ જળ સંહરી લઈ, મેઘમાળી પ્રભુના ચરણે ઝુકી પડ્યો. પશ્ચાત્તાપ પૂર્વક ક્ષમા માગી, સ્તુતિ કરી અને પ્રભુનું શરણું સ્વીકારી સ્વસ્થાનકે તે ચાલ્યો ગયો.

આ બાજુ ધરણેન્દ્રદેવ પણ પ્રભુની સમક્ષ નાટ્યાદિ કરવા પૂર્વક નમસ્કાર કરીને પરિવાર સહિત સ્વસ્થાનકે ગયો. પ્રભુએ પણ મેઘમાળી દેવના ઉપદ્રવ–ઉપસર્ગથી રહિત બની અન્યત્ર વિહાર કર્યો.

## કેવલજ્ઞાન

પ્રભુએ દીક્ષામા ત્યાશી દિવસ પસાર કર્યા ચોરાશીમા દિવસે આશ્રમપદ ઉદ્યાનમા ધાતકી વૃક્ષ નીચે કાયોત્સર્ગે રહી, ફાગણ (ચૈત્ર) વદ ચોથને દિવસે વિશાખા નક્ષત્રમા ચદ્રમાનો યોગ પ્રાપ્ત થયે છતે, શુકલ ધ્યાનના પ્રથમના બે ભેદને ધ્યાવતા અને ઘાતી કર્મને ચકચૂર કરતા છઠ્ઠતપ યુક્ત **પાર્શ્વનાથ ભગવાન** અનત અને અનુપમ **કેવલજ્ઞાનને કેવલદર્શનને** પામ્યા

ત્યા દેવોએ આવી સમવસરણની રચના કરી તેમા પ્રભુએ બેસી દેશના આપી તે સાભળી અનેક જનોએ પ્રભુ પાસે દીક્ષા લીધી પ્રભુના પિતા અશ્વ સેન રાજાએ અને પ્રભુની માતા વામાદેવીએ પણ લઘુ પુત્રને રાજ્ય સોપી પ્રવ્રજ્યા સ્વીકારી

પ્રભુએ પૃથ્વીતળ ઉપર વિચરી સાગરદત્ત અને બધુદત્ત આદિ અનેક જનોને તેમના પાછલા ભવના વૃત્તાત કહી દીક્ષાઓ આપી

## પ્રભુનો પરિવાર

પુરૂષ પ્રધાન અર્હંન્ પાર્શ્વનાથ ભગવાનને શુભ, આર્યઘોષ, વશિષ્ટ, બ્રહ્મ ચારી, સોમ, શ્રીધર, વીરભદ્ર અને યશસ્વી એ નામના આઠ ગણધરો હતા

[ આ સમ્બન્ધમા આવશ્યક સૂત્રમા દશ ગણધરોનો નિર્દેશ છે સ્થાનાગ સૂત્રમા બે અલ્પાયુષી હોવાથી નામનો નિર્દેશ કરેલ નથી બાકીના આઠ નામો ઉપર પ્રમાણે જણાવ્યા છે ]

તદુપરાત—પ્રભુને **આર્યદિન્ન** આદિ સોળ હજાર (૧૬૦૦૦) સાધુઓ, **પુષ્પચૂલા** પ્રમુખ આડત્રીસ હજાર (૩૮૦૦૦) સાધ્વીઓ, **સુવ્રત** વિગેરે એક લાખ ને ચોસઠ હજાર (૧૬૪૦૦૦) શ્રાવકો, **સુનન્દા** આદિ ત્રણ લાખ ને સત્તાવીસ હજાર (૩૨૭૦૦૦) શ્રાવિકાઓ, ત્રણસો ને પચાસ (૩૫૦) ચૌદ પૂર્વીઓ, એક હજાર ને ચારસો (૧૪૦૦) અવધિજ્ઞાનીઓ, એક હજાર (૧૦૦૦) કેવલજ્ઞાનીઓ, અગીયારસો (૧૧૦૦) વૈક્રિય લબ્ધિવાળાઓ, છસો (૬૦૦) મન પર્યવજ્ઞાનીઓ, અને આઠસો (૮૦૦) વિપુલમતિવાળાઓ વિગેરે વિપુલ પરિવાર હતો

તેમાંથી એક હજાર (૧૦૦૦) સાધુઓ મોક્ષમાં ગયા અને બે હજાર (૨૦૦૦) સાધ્વીઓ મોક્ષમાં ગઇ, તથા બારસો (૧૨૦૦) મુનિઓ અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયા. પ્રભુના શાસનમાં છસો (૬૦૦) વાદીઓ હતા તથા પ્રભુના તીર્થમાં **પાર્શ્વ નામે યક્ષ** અને **પદ્માવતી નામે યક્ષિણી** શાસનદેવતા હતા.

## મોક્ષ

પુરુષાદાનીય **શ્રી પાર્શ્વનાથ ભગવાન** ત્રીશ વર્ષ ગૃહસ્થાવાસમાં રહી, સંયમ સ્વીકારવા પૂર્વક ચ્યાશી દિવસ છદ્મસ્થ પર્યાય પાળી, અને ચ્યાશી દિવસ ન્યૂન સીત્તેર વર્ષ પર્યંત કેવલી પર્યાય પાળી, એ રીતે સીત્તેર વર્ષ ચારિત્ર પર્યાય પાળી, પ્રાંતે પોતાનો નિર્વાણ સમય સમીપ આવ્યો જાણી, **શ્રી સમેતશિખર તીર્થે** પધાર્યા. ત્યાં પ્રભુએ તેત્રીસ મુનિઓ સાથે ચોવિહાર માસક્ષપણ (એક માસ) તપનુ અનશન કર્યું. તેને અંતે શ્રાવણ શુદ આઠમને દિવસે વિશાખા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ પ્રાપ્ત થયે છતે અઘાતી કર્મનો ક્ષય કરવા પૂર્વક કાયોત્સર્ગ ધ્યાન મુદ્રામાં વર્તતા એવા **શ્રી પાર્શ્વનાથ પરમાત્મા** પોતાનું સો વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી મોક્ષ સુખને પામ્યા.

આ અવસર્પિણીના બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવાનના નિર્વાણ પછી ત્યાશી હજાર સાતસોને પચાસ (૮૩૭૫૦) વર્ષ વ્યતીત થયા બાદ, ત્રેવીશમા તીર્થંકર એ શ્રી પાર્શ્વનાથ ભગવાન મોક્ષમાં પધાર્યા.

## પ્રભુના અગ્નિસંસ્કારની વિધિ

એ સમયે આસન કંપતાં અવધિજ્ઞાનથી પ્રભુનું નિર્વાણ જાણી શક્રેન્દ્ર વિગેરે સર્વ ઇન્દ્રો અને દેવો સર્વ પરિવાર સહિત સ્વર્ગમાંથી ત્યાં શ્રી સમેત શિખર તીર્થે આવ્યા.

ત્રણ પ્રદક્ષિણા દેવા પૂર્વક નમન કરી સર્વે નિરાનંદ અશ્રુપૂર્ણ નેત્રવાળા બની, પ્રભુના દેહથી અતિ દૂર નહીં કે અતિ નજીક નહીં એ રીતે હાથ જોડી પર્યુપાસના કરવા લાગ્યા.

ત્યાર પછી શક્રેન્દ્રે ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોની મારફત નંદનવનમાંથી ગોશીર્ષચંદન મંગાવી (ત્રણ) ચિતાઓ તૈયાર કરાવી. તેમાં એક તીર્થંકરના શરીર માટે, એક ગણધરોના શરીર માટે અને એક શેષ મુનિઓને માટે.

પુન શક્રેન્દ્રે પ્રભુના શરીરને સ્નાન કરાવ્યુ, ગોશીર્ષ ચદનનું વિલેપન કર્યું, હસ લક્ષણવાળુ વસ્ત્ર ઓઢાડયુ અને સર્વ અલકારોથી એ શરીરને શણગાર્યું આ રીતે અન્ય દેવોએ, પણ ગણધરોના દેહને તથા મુનિઓના દેહને કર્યું

પુન શક્રેન્દ્રે વિચિત્ર પ્રકારના ચિત્રોથી ચિત્રિત એવી શિબિકાઓ–પાલખીઓ બનાવરાવી તેમા શોકાક્રાત એવા શક્રેન્દ્રે પ્રભુના દેહને પધરાવ્યો અન્ય દેવોએ પણ અન્ય મુનિઓના દેહને પધરાવ્યા

ત્યાર પછી શક્રેન્દ્રે તીર્થંકર પ્રભુના દેહને શિબિકા–પાલખીમાથી નીચે ઉતારી ચિતામા સ્થાપન કર્યો અન્ય દેવોએ મુનિઓના દેહને ચિતામા સ્થાપન કર્યા ત્યારબાદ શક્રેન્દ્રની આજ્ઞાથી આનદ અને ઉત્સાહ રહિત એવા અગ્નિ કુમાર દેવોએ ચિતામા અગ્નિ પ્રદીપ્ત કર્યો વાયુકુમાર દેવોએ વાયુ ચલાવ્યો અન્ય દેવોએ એ ચિતાઓમા કાલાગુરૂ અને ચદનાદિ ઉત્તમ કાષ્ઠ નાખવા પૂર્વક ઘીના ઘડાઓથી એ ચિતાઓને સીંચવા માડી એ અગ્નિના દાહથી પ્રભુનું શરીર અને અન્ય મુનિઓના શરીર બળીને ભસ્મીભૂત થતા તથા કેવલ અગો પાગના અસ્થિઓ રહેતા, શક્રેન્દ્રની આજ્ઞાથી મેઘકુમાર દેવોએ વરસાદ વરસાવી એ ચિતાઓને ઠડી કરી સૌધર્મેન્દ્રે પ્રભુની જમણી તરફની ઉપરની દાઢ ગ્રહણ કરી ઇશાનેન્દ્રે ડાબી તરફની ઉપરની દાઢ ગ્રહણ કરી ચમરેન્દ્રે જમણી તરફની નીચેની દાઢ ગ્રહણ કરી બલીન્દ્રે ડાબી તરફની નીચેની દાઢ ગ્રહણ કરી અન્ય દેવોએ પણ કોઇએ ભક્તિભાવથી, કોઇએ પોતાનો આચાર સમજી, અને કેટલા એકે ધર્મ સમજી બાકી રહેલ અગોપાગ અસ્થિઓ ગ્રહણ કરી

ત્યાર પછી શક્રેન્દ્રે એક તીર્થંકર પ્રભુની ચિતા પર, એક ગણધરોની ચિતા પર અને એક મુનિઓની ચિતા પર રત્નમય સ્તૂપ કરાવ્યા

એ સર્વ કાર્ય કરી શક્રેન્દ્ર વિગેરે દેવો નદીશ્વર દ્વીપમા જઈ, અષ્ટાન્હિકા મહોત્સવ કર્યો ત્યાથી શક્રેન્દ્રાદિ પોતપોતાના વિમાનમા જઈ, પોતપોતાની સભામા રહેલ વજ્રમય ડબ્બામા એ પ્રભુની દાઢા આદિ મૂકીને તેની ગધમાલા દિકની પૂજા કરવા લાગ્યા

આ રીતે શક્રેન્દ્ર વિગેરે દેવોએ ક્રમશ એ પાર્શ્વનાથ પ્રભુના

ચ્યવન-જન્મ-દીક્ષા-કેવલ-મોક્ષ-એ પાંચે કલ્યાણકો મહામહોત્સવ પૂર્વક રુડી રીતે ઉજવ્યાં.

એ પાર્શ્વનાથ પ્રભુની બે પ્રકારની અંતગડ ભૂમિ થઈ. યુગાન્તકૃત્ ભૂમિ અને પર્યાયાન્તકૃત ભૂમિ. તેમાં પ્રભુથી માંડીને ચાર પાટ સુધી મોક્ષ ચાલુ રહ્યો એ યુગાન્તકૃત્ ભૂમિ જાણવી. તથા પ્રભુને કેવલજ્ઞાન થયા પછી ત્રણ વર્ષ બાદ મોક્ષ માર્ગ પ્રચલિત થયો એ પર્યાયાન્તકૃત્ ભૂમિ જાણવી.

શ્રી પાર્શ્વનાથ પ્રભુના નિર્વાણ પછી અઢીસો વર્ષ બાદ શ્રી મહાવીર પરમાત્માનું નિર્વાણ થયુ.

## ઉપસંહાર

પુરૂષાદાનીય શ્રી પાર્શ્વનાથ પ્રભુનો મહિમા આજે જગતભરમાં કોઈ અનેરો અલૌકિક છે. એમના અનેક નામો સુપ્રસિદ્ધ છે, એટલું જ નહીં પણ અનેક નામવાળી એમની મૂર્તિઓ જગમશહૂર અને મહાપ્રભાવિક છે. એમના નામવાળી પ્રાચીનમાં પ્રાચીન મૂર્તિ શ્રી શંખેશ્વરા પાર્શ્વનાથની આજે પણ સૌનું આકર્ષણ કરી રહી છે. એ જ પ્રમાણે સ્થંભન પાર્શ્વનાથ, પંચાસરા પાર્શ્વનાથ, સેરીસા પાર્શ્વનાથ, જીરાવલી પાર્શ્વનાથ, ગોડીજી પાર્શ્વનાથ, નાકોડા પાર્શ્વનાથ, ભીલડીયા પાર્શ્વનાથ, કરેડા પાર્શ્વનાથ, ભટેવા પાર્શ્વનાથ, ચિંતામણિ પાર્શ્વનાથ, અંતરિક્ષ પાર્શ્વનાથ, વરકાણા પાર્શ્વનાથ, સહસ્રફણા પાર્શ્વનાથ, સુરજમંડન પાર્શ્વનાથ, શામળા પાર્શ્વનાથ, અજારા પાર્શ્વનાથ, અમીઝરા પાર્શ્વનાથ, મનમોહન પાર્શ્વનાથ, જગવલ્લભપ્રભુ પાર્શ્વનાથ, કલિકુંડ પાર્શ્વનાથ, મૂળેવા પાર્શ્વનાથ, અવંતી પાર્શ્વનાથ, ભીડભંજન પાર્શ્વનાથ, લોઢણ પાર્શ્વનાથ, નવખંડા પાર્શ્વનાથ, નવલખા પાર્શ્વનાથ વિગેરેની મૂર્તિઓ પણ અતિ પ્રાચીન હોવા સાથે સૌને આકર્ષી રહી છે.

એમના નામે અનેક તીર્થો આજે જગતમાં વખણાઇ રહ્યાં છે તથા જગતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થયાં છે.

જૈનોના મંદિરમાં જ્યાં જ્યાં પ્રતિષ્ઠા હોય ત્યાં ત્યાં

'ॐ ह्रीँ श्रीँ जीरावली पार्श्वनाथाय रक्षां कुरू कुरू स्वाहा'

એ રીતે એમના નામનો ઉલ્લેખ સર્વત્ર થાય છે.

જૈન સાધુ–સાધ્વીઓ વિહારમા સાજના પ્રતિક્રમણમા ચૈત્યવદન એમના નામનુ જ કરે છે તેરસના દિવસે ચતુર્વિધ સઘ સાજના પ્રતિક્રમણમા એમના નામનું જ ચૈત્યવદન કરે છે.

દીક્ષા, વડીદીક્ષા અને વ્રતોચ્ચારણ વિગેરેમા પણ એમના નામનું જ ચૈત્યવદન કરાય છે

એમના નામના અનેક સ્તોત્રો–સ્તવનો–સ્તુતિઓ–છદો–ગીતો–કવિતાઓ–ચૈત્યવદનો આદિ પ્રાચીન અને અર્વાચીન રચાયેલા ઘણા જ જોવામા આવે છે તેમા પણ 'उवसग्गहरं' અને 'जयतिहुयण' તથા 'कल्याण मन्दिर' વિગેરે અતિ પ્રસિદ્ધ અને પ્રાભાવિક છે

પુરુષાદાનીય શ્રી પાર્શ્વનાથ ભગવાનના અકિત આલેખેલ એ જીવન સૌરભને મનનપૂર્વક વાંચી અને તેને દૃષ્ટિમા રાખી, એ પાર્શ્વનાથ પ્રભુની જેમ પ્રત્યેક પ્રાણી આદર્શ જીવન જીવી, સયમના પુનિત પંથે વિચરી, અહિંસા-સયમ–તપ દ્વારા અતરગ શત્રુઓને જીતી, આત્માને સ્વતત્ર આઝાદી અપાવવા પૂર્વક કેવલજ્ઞાનને પામી, ભવભ્રમણ સર્વથા બધ કરી, સકલ કર્મનો ક્ષય કરવા પૂર્વક પરમાત્મા બની, પરમ પદને પામે અને સર્વદા શાશ્વત મોક્ષના અનંત સુખમા મ્હાલે એમ અતકરણપૂર્વક અભિલષતો વિરમુ છું

વીર સ૦ ૨૪૯૨, વિક્રમ સ૦
૨૦૨૨ ના પોષ શુદ ૯ શનિવાર
તા ૧–૧–'૬૬
[ શ્રી શાતિનાથ ભગવાનના
કેવલજ્ઞાનનો દિવસ ]
સ્થળ—ખીમેલ જૈન ઉપાશ્રય
(રાજસ્થાન) મારવાડ.

લેખક—
વિજયસુશીલસૂરિ



[ ૧૭ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાન સંસારી અવસ્થામાં બ્રહ્મચારી રહ્યા કે વિવાહિત થયા ?

ઉત્તર—વિવાહિત થયા. અર્થાત્ **પ્રભાવતી રાજકુમારી** સાથે પરણ્યા.

[ ૧૮ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાને કઈ નગરીમાં દીક્ષા લીધી ?

ઉત્તર—**વાણારસીમાં.**

[ ૧૯ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાને કેટલા પુરુષોની સાથે દીક્ષા લીધી ?

ઉત્તર—ત્રણસો ( ૩૦૦ ) પુરુષોની સાથે.

[ ૨૦ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાને કયા વૃક્ષ નીચે દીક્ષા લીધી ?

ઉત્તર—**ધાતકી વૃક્ષની નીચે.**

[ ૨૧ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનનું દીક્ષાકલ્યાણક કયા દિવસે થયું ?

ઉત્તર—માગશર ( પોષ ) વદ અગિયારસને દિવસે.

[ ૨૨ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનને દીક્ષાના દિવસે કયો તપ હતો ?

ઉત્તર—અઠ્ઠમનો. ( ત્રણ ઉપવાસનો )

[ ૨૩ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાને દીક્ષા લીધા પછી પ્રથમ પારણું કેટલા દિવસે કર્યું ?

ઉત્તર—ત્રણ દિવસ પછી.

[ ૨૪ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાને પ્રથમ પારણું કઈ વસ્તુથી કર્યું ?

ઉત્તર—ખીરથી.

[ ૨૫ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાને પ્રથમ પારણું કયાં કર્યું ?

ઉત્તર—ધન્ય નામના સાર્થવાહને ત્યાં.

[ ૨૬ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનનો છદ્મસ્થ કાળ કેટલો ?

ઉત્તર—ચોરાશી દિવસનો

[ ૨૭ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનનું કેવલજ્ઞાન કયા દિવસે થયુ ?

ઉત્તર—ફાગણ (ચૈત્ર) વદ ચોથને દિવસે

[ ૨૮ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનને કેવલજ્ઞાન કયા સ્થાનમા થયુ ?

ઉત્તર—વાણારસી નગરીમા

[ ૨૯ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનને કેવલજ્ઞાન પ્રાપ્તિના દિવસે કયો તપ હતો ?

ઉત્તર—છઠ્ઠનો (બે ઉપવાસનો) તપ

[ ૩૦ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના ગણધરોની સખ્યા કેટલી ?

ઉત્તર—દશની

[ ૩૧ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના સાધુઓની સખ્યા કેટલી ?

ઉત્તર—સોળ હજાર (૧૬૦૦૦)ની

[ ૩૨ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનની સાધ્વીઓની સખ્યા કેટલી ?

ઉત્તર—આડત્રીશ હજાર (૩૮૦૦૦)ની

[ ૩૩ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના શ્રાવકોની સખ્યા કેટલી ?

ઉત્તર—એક લાખ ને ચોસઠ હજાર (૧૬૪૦૦૦) ની

[ ૩૪ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનની શ્રાવિકાઓની સખ્યા કેટલી ?

ઉત્તર—ત્રણ લાખ અને સત્તાવીશ હજાર (૩૨૭૦૦૦)ની

[ ૩૫ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના વૈક્રિય લબ્ધિવાળાઓની સખ્યા કેટલી ?

ઉત્તર—અગિયારસો (૧૧૦૦)ની

[ ૩૬ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના ચૌદ પૂર્વધારીઓની સંખ્યા કેટલી ?
ઉત્તર—ત્રણુસો પચાસ (૩૫૦)ની.

[ ૩૭ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના અવધિજ્ઞાનીઓની સંખ્યા કેટલી ?
ઉત્તર—ચૌદસો (૧૪૦૦)ની.

[ ૩૮ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના મનઃપર્યવજ્ઞાનીઓની સંખ્યા કેટલી ?
ઉત્તર—છસો (૬૦૦)ની.

[ ૩૯ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના કેવલજ્ઞાનીઓની સંખ્યા કેટલી ?
ઉત્તર—એક હજાર (૧૦૦૦)ની.

[ ૪૦ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના વાદીઓની સંખ્યા કેટલી ?
ઉત્તર—છસો (૬૦૦)ની.

[ ૪૧ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના શાસનયક્ષ દેવનું નામ શું ?
ઉત્તર—**પાર્શ્વયક્ષ દેવ.**

[ ૪૨ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનની શાસનયક્ષિણી દેવીનું નામ શું ?
ઉત્તર—**પદ્માવતી યક્ષિણીદેવી.**

[ ૪૩ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનના પ્રથમ ગણુધરનું નામ શું ?
ઉત્તર—**શ્રી આર્યદિન્ન ગણુધર.**

[ ૪૪ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રથમ સાધ્વીનું નામ શું ?
ઉત્તર—**શ્રી પુષ્પચૂલા આર્યા–સાધ્વી.**

[ ૪૫ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાને મોક્ષ પ્રાપ્તિના દિવસ સુધીનો અંતિમ તપ કેટલો કર્યો ?
ઉત્તર—એક માસનો. ( અર્થાત્ મોક્ષ સંલેખના ત્રીસ ઉપવાસની )

[ ૪૬ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનનું મોક્ષપ્રાપ્તિનું સ્થાન કયુ ?

ઉત્તર—**શ્રી સમેત શિખર તીર્થ.**

[ ૪૭ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનનું નિર્વાણકલ્યાણક કયા દિવસે થયુ ?

ઉત્તર—શ્રાવણ શુદ આઠમને દિવસે

[ ૪૮ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાન કયા આસને રહી મોક્ષમા ગયા ?

ઉત્તર—કાઉસ્સગ્ગ ધ્યાને

[ ૪૯ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાન કેટલા મુનિઓની સાથે મોક્ષમા ગયા ?

ઉત્તર—તેત્રીશ ( ૩૩ ) મુનિઓની સાથે

[ ૫૦ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાન કેટલા વર્ષનુ આયુષ્ય પૂર્ણ કરી મોક્ષમા ગયા ?

ઉત્તર—સો ( ૧૦૦ ) વર્ષનુ આયુષ્ય

[ ૫૧ ]

પ્રશ્ન—સમ્યક્ત્વ પામ્યા પછી શ્રી પાર્શ્વનાથ ભગવાન કેટલા ભવ કરી મોક્ષમા ગયા ?

ઉત્તર—દશ ભવ કરી

[ ૫૨ ]

પ્રશ્ન—શ્રી પાર્શ્વનાથ ભગવાનને અને ત્યાર પછી થયેલા શ્રી મહાવીરસ્વામી ભગવાનને પરસ્પર અ તરમાન કેટલુ ?

ઉત્તર—અઢીસો ( ૨૫૦ ) વર્ષનું

॥ इति श्री पार्श्वनाथस्य प्रश्नोत्तरी समाप्ता ॥

卐 शुभ भवतु 卐

# શ્રી પાર્શ્વનાથપ્રભુના
# * અર્દ્ધ પદ્માસન મુદ્રાના બિંબો *

[ લેખક : શ્રી સિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક શાસનપ્રભાવક
સ્વ૦ પૂ૦ આ૦ **શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરશ્રી** પટ્ટવિભૂષક વ્યાખ્યાનવાચસ્પતિ
પૂ૦ આ૦ **શ્રી દેવેન્દ્રસાગરસૂરીશ્વરજી મ૦**

## તીર્થંકરો એટલે ?

જગતના પ્રાણીમાત્રનું હિત સાધવાની ઉદાત્ત વિચારણાના બળે સર્વોત્કૃષ્ટ પુણ્ય પ્રકૃત્તિરૂપ શ્રી તીર્થંકર નામકર્મની ત્રીજા ભવે નિકાચના કરી દેવલોકમાં ઉપજી છેલ્લા ભવમાં તીર્થંકર પરમાત્મા ચ્યવનથી માંડી દરેકે દરેક અવસ્થામાં જગતના બાળજીવોને આત્મકલ્યાણના પુનિત પંથે આગળ ધપાવનારા હોય છે.

તેવા પતિત પાવન શ્રી તીર્થંકર પરમાત્માઓ સંયમ લઈ ઉગ્ર તપસ્યા કરી કેવળજ્ઞાન પામી સર્વહિતકારી શાસનની સ્થાપના કરી અનેક ભવ્ય જીવોને આત્મ કલ્યાણના માર્ગે ચઢાવી પરમોચ્ચ શાશ્વત નિરાબાધ પરમપદ રૂપ મોક્ષમાં પધારે છે.

## પ્રભુ મૂર્ત્તિનું મહત્ત્વ

આરાધક પુણ્યાત્માઓ પોતાની આરાધનાને વેગવંતી બનાવવા આવા જગત્‌વત્સલ શ્રી તીર્થંકર પરમાત્માઓને પ્રતિમારૂપે પ્રતિષ્ઠિત કરી પોતાની ઉપાસનાના આલંબન તરીકે સ્વીકારે છે.

આ રીતે શ્રી તીર્થંકર પ્રભુની પ્રતિમાઓ આરાધક પુણ્યાત્માઓને વિશિષ્ટ રીતે ચૈતન્યતત્ત્વના વિકાસમાં સહાયક નિવડે છે, તેમાં પણ કેટલીક વિશિષ્ટ પ્રતિમાઓ તે તે ક્ષેત્ર અને વાતાવરણની પવિત્રતાને લઇને વધુ સ્ફૂર્તિદાયી બને છે.

## મુદ્રાનું મહત્ત્વ અને રહસ્ય

આવી પ્રતિમાઓ જિનશાસનની મર્યાદા પ્રમાણે વીતરાગ પ્રભુની વીતરાગતાના પરમોચ્ચ આદર્શને સૂચવનારી બે મુદ્રાઓવાળી હોય છે.

૧ પદ્માસન (પર્યંકાસન) મુદ્રા
૨ કાયોત્સર્ગ (ખડ્ગાસન) મુદ્રા

કારણ કે શ્રી તીર્થંકર પરમાત્માઓ આ બે મુદ્રાએ જ નિર્વાણ પદને પ્રાપ્ત કરે છે

આરાધક મુમુક્ષુ ભવ્યાત્માને શ્રી તીર્થંકર પ્રભુનુ પ્રતિમારૂપે આલંબન પરમપદની પ્રાપ્તિમા અવરોધરૂપ કર્મોની નિર્જરા માટે છે

તેથી શ્રી તીર્થંકર પ્રભુની ચ્યવનથી માંડી મોક્ષ સુધીની સઘળી અવસ્થાઓ માન્ય છતા દરેક અવસ્થાઓમા આરાધ્ય તરીકે નિર્વાણ પદની ધારણા સ્પષ્ટ રાખવા માટે શ્રી તીર્થંકર પ્રભુની નિર્વાણ કલ્યાણક વખતની મુદ્રા આરાધ્ય રહે એ આશયથી પ્રતિમાઓમા બે જ મુદ્રાનુ ચોક્કસ વિધાન છે

આમ છતા કારણ વિશેષે પદ્માસન મુદ્રાના અવાતર ભેદરૂપ અર્દ્ધ પદ્માસન મુદ્રાવાળી પ્રતિમાઓ પણ મળે છે

જેની પાછળ આરાધક ભવ્યાત્માઓની આદર્શ ભાવનાઓનો પ્રેરણાદાયી ઇતિહાસ હોય છે, તે બધુ અહીં પ્રસ્તુત નથી, અહિંતો માત્ર આવી અર્દ્ધ પદ્માસન મુદ્રાવાળી **શ્રી પાર્શ્વનાથ પ્રભુની** પ્રતિમાઓનો સંક્ષિપ્ત પરિચય અપાય છે

૧ વરાડ દેશમા રહેલ **આકોલા** પાસે આવેલ **સીરપુર** ગામમા **શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ** પ્રભુજીનું પ્રાચીન તીર્થ છે ત્યા **શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ** પ્રભુની ૩ાા ફુટની શ્યામ પ્રતિમા અર્દ્ધપદ્માસન મુદ્રાની છે

વધુ આશ્ચર્યની વાત એ છે કે–આવી મોટી શ્યામ પ્રતિમાજી ચારે બાજુથી કશા પણ પકડ કે આધાર વિના નિરાધારપણે રહેલ છે,

ગમે તેવા નાસ્તિક કે દેવસૃષ્ટિમા ન માનનારાના મગજમા પણ અધિષ્ઠાયક દેવના અદ્‌ભુત જ્વલંત પ્રભાવની ઘેરી છાપ ઉભી કરે તેવી આ બીના છે

૨ વરાડ દેશની સીમાએ હિંગનઘાટ–ચાદાની પાસે **ભદ્રાવતી** (ભાડક) તીર્થ **શ્રી કેશરીયા પાર્શ્વનાથ** તરીકે ઓળખાતા શ્યામ પાષાણની ૬ાા ફુટની ભવ્ય પ્રતિમાજી અર્દ્ધપદ્માસન મુદ્રાની છે

૩ વળી આ જ **ભદ્રાવતી** (ભાડક) તીર્થમા દેરાસરના ખોદકામમાથી મળી આવેલ એક નાના પ્રતિમાજી–અર્દ્ધ પદ્માસન મુદ્રાએ **શ્રી પાર્શ્વનાથ** પ્રભુની છે, આ પ્રતિમાજી દહેરાસરના પ્રાગણમા છે

૪ **નિઝામ હૈદ્રાબાદ-સિકંદરાબાદ**ની બાજુ આવેલ **અલીર** (રેલ્વે સ્ટેશન) પાસે **કુલ્પાકજી** તીર્થે **માણિક્યસ્વામી** તરીકે ઓળખાતા **શ્રી ઋષભદેવ** પ્રભુની અર્દ્ધપદ્માસન મુદ્રાએ સુંદર મૂર્ત્તિ છે, તેમજ આ મંદિરમાં ઉત્થિતાસન મુદ્રાની પણ મૂર્ત્તિઓ છે.

૫ **બેઝવાડા** (**મદ્રાસ** બાજુ)થી **મછલીપટ્ટનમ્** જતાં વચ્ચે રસ્તામાં **ગુડીવાડા** સ્ટેશન આવે છે, તે સ્ટેશનથી એક માઇલ દૂર આવેલ મારવાડી ટેંપલ નામે ઓળખાતા જિનમંદિરમાં **શ્રી પાર્શ્વનાથ** પ્રભુની અર્દ્ધપદ્માસન મુદ્રાની શ્યામ પાષાણની સુંદર મૂર્તિ છે.

૬ **દર્ભાવતી** (ડભોઇ) નગરે **શ્રીમાલીવાગા** પાસેના મંદિરના ભોંયરામાં **લોઢણ પાર્શ્વનાથ** પ્રભુની શ્યામ ૨॥ ફુટની ભવ્ય પ્રતિમા અર્દ્ધપદ્માસન મુદ્રાએ છે.

૭ **મદ્રાસ** બાજુ આવેલ **બેઝવાડા** શહેરથી એક માઇલ દૂર આવેલ નાના મ્યુઝિયમમાં અર્દ્ધપદ્માસન મુદ્રાએ ખૂબ જ પ્રાચીન બે જિન મૂર્ત્તિઓ છે.

સંભવતઃ આ બંને મૂર્ત્તિઓ સાતમા સૈકાની હોય એમ લાગે છે.

આ રીતે ઉપલબ્ધ જાણકારી પ્રમાણે શ્રી પાર્શ્વનાથ પ્રભુના અર્દ્ધપદ્માસન મુદ્રાવાળા પ્રાચીન બિંબોની ટૂંક માહિતી દર્શાવી છે.

આમાંના એકેક જિનબિંબ પાછળ તે તે પુણ્યાત્માઓના અદ્ભુત ધર્મ ભાવનાભર્યો ઇતિહાસ રહેલો છે. સ્થલ સંકોચ અને અપ્રાસંગિકતાના કારણે અહીં આપેલ નથી.

પણ એક વાત મહત્ત્વની જણાય છે કે-આ પ્રતિમાજીઓના નિર્માણ જે પવિત્ર ક્ષણોમાં થયુ હશે તે વખતે તે તે ભવ્યાત્માઓએ પવિત્ર ગોમય અને વેળુથી બનાવવાનો અવસર હોઈ પદ્માસનનો આકાર તેમાં ઉપસાવવો દુઃશક્ય હોઇ રચનાસૌકર્યને લઇ અર્દ્ધપદ્માસન મુદ્રાએ આ બિંબોની રચના કરી હોય એમ અનુભવી વૃદ્ધ પુરુષો પાસેથી જાણવા મળેલ છે.

આવી અદ્ભુત ધર્મભાવનાના સુભગ ઇતિહાસને સૂચવનારી વિલક્ષણ અર્દ્ધપદ્માસન વાળી મૂર્ત્તિઓ ખરેખર ભવ્યાત્માઓને આત્મકલ્યાણના પંથે વધુ પ્રેરક બને છે એ નિઃસંશય બીના છે.





# શ્રી પાર્શ્વનાથ પ્રભુના પ્રાચીન બિંબો

[ લેખક – શાસનસુભટ પરમ તપસ્વી પૂ ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજી મ૦ના શિષ્ય વિદ્વદ્વર્ય પ્રવર વ્યાખ્યાતા સ્વ૦ પૂ૦ બાલમુનિ શ્રી મહોદયસાગરજી મ૦ના શિષ્યરત્ન તપસ્વી શાંતમૂર્તિ પૂ૦ ઉપાધ્યાયશ્રી દર્શનસાગરજી મ૦ ]

તરણતારણહાર શ્રી પાર્શ્વનાથ પ્રભુના વર્તમાન કાળે અનેક તીર્થોમા વિવિધ મનોહર બિંબો મળે છે, તેમા કેટલાક બિંબો તો એટલા બધા પ્રાચીન છે કે–જેના ઉદ્દગમને સમજવા ઇતિહાસની મજલે અવિરત ચાલવા છતા તાગ મળે નહીં, તેવા કેટલાક પ્રાચીન બિંબોનો સળંગ ઇતિહાસ ગુરૂગમથી સમજવા જેવો છતા સ ક્ષિપ્ત રૂપરેખારૂપે અહીં કઈક જણાવાય છે

**૧ શ્રી શ ખેશ્વર પાર્શ્વનાથ**—ગુજરાતમા હારીજથી ૧૪ માઈલ દૂર શ ખેશ્વર મહાતીર્થના મૂળનાયક તરીકે આ પ્રભુજી બિરાજમા। છે

આ પ્રતિમાજી શ્વેત વર્ણે ૩।। થી ૪ ફૂટની છે, ખૂબ જ આલ્હાદજનક મુદ્રા છે

અનેક ઐતિહાસિક પ્રમાણોથી નિર્ણીત થયેલ છે કે—આ પ્રતિમાજી ગઈ ચોવીશીના નવમા **દામોદર** તીર્થંકરના વારામા **આષાઢી** શ્રાવકે પોતાના આત્મકલ્યાણની સિદ્ધિ વર્તમાન ચોવીશીના ત્રેવીશમા તીર્થંકર **શ્રી પાર્શ્વનાથ** પ્રભુના ગણધર થઇને મોક્ષે જવા રૂપે જાણીને ઉપકારી તરીકે આ મૂર્તિ બનાવી પોતાના ઘર દેરાસરમા પૂજવા માડી, પછી તે શ્રાવક વૈમાનિક દેવ થયો ત્યા દેવલોકમા આ પ્રતિમાજી લઈ ગયો

પછી અનેક સ્થાને વિવિધ દેવ, દાનવ અને માનવોએ ભક્તિભાવથી પૂજી, પછી બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ પ્રભુના વારામા **શ્રી કૃષ્ણ** વાસુદેવ અને **જરાસ ધ** પ્રતિવાસુદેવ વચ્ચે થએલ ભીષણ યુદ્ધમા **જરાસ ધની જરા** વિદ્યાથી મૂર્છિત થએલ પોતાના સૈન્યને **શ્રી કૃષ્ણ વાસુદેવે શ્રી નેમિનાથ** પ્રભુની સૂચનાથી અઠ્ઠમ દ્વારા પ્રસન્ન થએલ **પદ્માવતીદેવી** પાસેથી આ પ્રતિમાજીને મેળવી તેના ન્હવણ જળના છટકાવ અને શ ખ ધ્વનિથી સચેત કર્યું અને યુદ્ધમા વિજય મેળવ્યો

આ અદ્ભુત ચમત્કારથી આ પ્રતિમાજીનું "**શંખેશ્વર**" નામ થયુ અને **શ્રી કૃષ્ણ વાસુદેવે** મહોત્સવ પૂર્વક ભવ્ય જિનાલય બંધાવી તેમાં પ્રતિષ્ઠિત કર્યા.

ત્યાર પછી અનેક જીર્ણોદ્ધારો આ તીર્થના થયા છે, કાળના ઝપાટા અને અને વિધર્મીઓના ઉપદ્રવો ઘણા થયા, સ્થળાંતર થવા છતાં પ્રતિમાજી તેના તે જ રહ્યા છે.

એટલે અત્યારે વર્તમાન ઉપલબ્ધ સઘળી મૂર્તિઓમાં સૌથી પ્રાચીન મૂર્તિ આ એક જ **શ્રી શંખેશ્વર પાર્શ્વનાથપ્રભુની** છે.

ગઇ ચોવીશીના નવમા તીર્થંકર **દામોદર પ્રભુના** વખતની આ મૂર્તિ આજથી લગભગ ૨૦ કોડાકોડી સાગરોપમ જેટલી પ્રાચીન છે.

આજે સઘળા તીર્થોમા શિરોમણિ રૂપ ગણાતા સિદ્ધગિરિ તીર્થ પછી સૌથી વધુ ભાવિકો જેની યાત્રા અને ભક્તિનો લાભ લેતા હોય તેવા તીર્થોમાં પ્રથમ સ્થાન "**શ્રી શંખેશ્વરતીર્થ**"નું આવે છે, તેની પાછળ ક્ષેત્ર અને વિવિધ ભાવિકોના કેન્દ્રિત થયેલ શ્રદ્ધા–ભક્તિના ભવ્ય વાતાવરણ આદિ બળે વિવિધ પ્રભાવો–ચમત્કારો દ્વારા સુભગ શ્રદ્ધાને દૃઢ કરનાર આ પ્રાચીન જિનબિંબ જ કારણભૂત છે.

ટૂંકમાં આવી પરમપ્રભાવી આ કલિકાલમાં જાગતી જ્યોત જેવી **શ્રી શંખેશ્વર પાર્શ્વનાથપ્રભુ**ની મૂર્તિના દર્શન–વંદન–પૂજનનું સૌભાગ્ય આપણને મળ્યુ છે તે ખરેખર ખૂબ જ મહત્ત્વની બીના છે.

### શ્રી અજાહરા પાર્શ્વનાથ

ચાલુ ચોવીશીના વીશમા તીર્થંકર **શ્રી મુનિ સુવ્રતસ્વામી**ના શાસનકાળે **અયોધ્યા** નગરીમાં ઇક્ષ્વાકુ વંશમાં **રઘુરાજા** થયા હતા, તેમની પછી તેમના પુત્ર **અજયપાલ** (જેમનું બીજું નામ **અનરણ્ય** હતું) રાજ્યારૂઢ થયા.

તેઓ ખૂબ જ બહાદૂર લડવૈયા હતા, પણ કર્મસંયોગે તેમના શરીરમાં ૧૦૭ રોગો ઉપજ્યા, તેઓ ખૂબ જ દુઃખી થવા લાગ્યા, છતાં અવારનવાર પ્રબળ દુશ્મનો સાથે યુદ્ધ કરી પોતાના પ્રતાપી રાજ્યની સુવ્યવસ્થા જાળવતા.

કો'ક વખતે આવી રીતે શત્રુદમનના કાર્ય પ્રસંગે સૌરાષ્ટ્ર તરફ આવ્યા અને શાશ્વત ગિરિરાજ **શ્રી સિદ્ધાચલ** મહાતીર્થની યાત્રા કરી **દીવ બંદરે** આવી થોડો ટાઇમ રહ્યા.

તે વખતે રત્નસાગ નામે મોટો વેપારી ઘણા વહાણો લઈ સમુદ્ર યાત્રા કરી સ્વદેશ તરફ આવી રહ્યો હતો, ત્યા ભરદરિયે તોફાન ઉપડ્યુ, લોકોને ખૂબ જ ગભરામણ થઈ, રત્નસાર શેઠ તો મારા વિશ્વાસે આવેલા વહાણના બધા મુસાફરો પણ મારા પાપના ઉદયથી આજે ડૂબી જશે એમ ધારી ઝપા પાત કરવા તૈયાર થયો

ત્યારે આકાશવાણી થઈ કે "મહાનુભાવ! શા માટે આવુ સાહસ કરે છે! આ તોફાન કુદરતી નથી, મારૂ ઉભુ કરેલુ છે, શા માટે ઉભુ કર્યું છે? તે સાભળ!

આ જગ્યાએ સમુદ્રમા ભાવીમા થનારા તેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પ્રભુની કલ્પવૃક્ષના પાટીઆના સપુટમા ભવ્ય મૂર્તિ છે, જે મૂર્તિ ધરણેન્દ્રે ૧ લાખ વર્ષ પૂજી, ૬૦૦ વર્ષ સૌધર્મેન્દ્રના ઉત્તર દિશાના લોકપાલ કુબેરે પૂજી પછી સૌધર્મેન્દ્રના પશ્ચિમ દિશાના લોકપાલ (સમુદ્રના અધિપતિ) શ્રી વરૂણદેવે ૭ લાખ વર્ષ પૂજી

આ પ્રતિમા ખૂબ જ ચમત્કારી છે, તું આને લઈ જા દીવ બદરે અયોધ્યાના મહારાજા શ્રી અજયપાલના ભયકર રોગોનુ શમન આ પ્રતિમાના દર્શન-પૂજનાદિથી થશે, માટે તું આ પ્રતિમાજીને અજયપાલ રાજાને આપજે!" એમ કહી પદ્માવતીદેવીએ સુદર પ્રતિમાજીની પેટી આપી

રત્નસાર શેઠે દીવ બદરમા અજયપાલ રાજાને પ્રતિમાજી આપી અજયપાલ રાજાના સઘળા રોગો આ પ્રતિમાજીના ન્હવણ જળથી અને ભક્તિ ભર્યા પૂજનથી શાત થયા

પછી ભવ્ય જિનાલય બધાવી ધામધૂમ પૂર્વક પ્રતિમાજીને સ્થાપન કર્યા

અજયપાલના રોગને હરનારા હોઈ આ પ્રતિમાજી અજયહરા=અજાહરા=અઝારા એવા નામે પ્રસિદ્ધ થયા

આજે પણ દીવબદરની પાસે અઝારા પાર્શ્વનાથનુ પ્રાચીન તીર્થ વિજયવત છે

**શ્રી અતરીક્ષ પાર્શ્વનાથ**

વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રત સ્વામીના શાસનકાળે રાક્ષસદ્વીપમા

લંકાધિપતિ આઠમા પ્રતિ વાસુદેવ **શ્રી રાવણ** મહારાજા ત્રણ ખંડના અધિપતિ હતા.

તે વખતે તેમના બનેવી **ખર-દૂષણ** (જેઓ **પાતાલલંકાના** રાજા હતા) કોંક કાર્ય પ્રસંગે વિમાનમાં બેસી ચાલ્યા, તેમનું વિમાન વિદર્ભ-વરાડ દેશમાં આવ્યુ, તે વખતે ભોજન સમયે સ્નાનાદિથી નિવૃત્ત થઈ દેવપૂજા માટે પોતાના સેવકને પ્રતિમાજીની પેટી લાવવા જણાવ્યુ.

પ્રમાદવશ પ્રતિમાજીની પેટી લેવી ભૂલી ગયેલો સેવક ગભરાયો, સાચી હકીકત કહી, એટલે **ખર** વિદ્યાધરે અવસરોચિત પ્રતિભાથી સેવક પાસે તુર્ત પવિત્ર ગોબર અને નદીની ઝીણી રેત મંગાવી પવિત્ર વસ્તુઓ ઉમેરી ભાવી તીર્થંકર **શ્રી પાર્શ્વનાથ** પ્રભુની ભવ્ય સુંદર મૂર્તિ બનાવી, પૂજાનું કાર્ય પત્યા પછી નજીકના જળાશયમાં પધરાવી દીધી.

પણ આસન્ન ક્ષેત્રાધિષ્ઠાયકદેવના પ્રભાવથી તે મૂર્તિ વજ્રમય બની ગઈ.

ત્યારબાદ લગભગ ૭ લાખ વર્ષો ગયા પછી વિક્રમના બારમા સૈકાના મધ્યકાલે **વિદર્ભ-વરાડ** દેશના **એલચપુર** નગરના **રાજા શ્રીપાલ** (બીજું નામ **એલચ**)ને આખા શરીરે કોઢના ભયંકર વ્યાધિના ઘણા ઉપાયો કરવા છતાં કંઈ ફેર નહીં પડેલ.

તે રાજા એકદા પરિવાર સાથે ફરતો ફરતો જંગલમાં ભૂલો પડી જઈ એકલો જે જળાશયમાં પ્રતિમાજી છે ત્યાંજ આવ્યો. તૃષા છીપાવવા જળાશયમાં ઉતરી હાથ-પગ અને મ્હોં ધોઈ જલપાન કર્યું.

પછી પોતાના શહેરમાં આવ્યો, મહેલમા ગયો ત્યારે રાણીએ રાજાના હાથ-પગ અને મ્હોં રોગ રહિત જોઇ આશ્ચર્યથી રાજાને પૂછતાં તે જળાશય પાસે લઇ જઈ રાજાને સ્નાન કરાવ્યું. રાજાનો રોગ મૂળથી ચાલ્યો ગયો.

પછી રાજા-રાણીએ આરાધના કરી ત્રણ ઉપવાસ પછી અધિષ્ઠાયકદેવે કહ્યું કે-અહીં **શ્રી પાર્શ્વનાથ** પ્રભુની પ્રતિમાજી છે, તેના પ્રભાવથી તારો રોગ ગયો છે.

રાજા-રાણીએ પ્રતિમાજીને પોતાના શહેરમાં લઈ જવા કહ્યું. અધિષ્ઠાયક દેવે ના કહી. રાજા-રાણી બંને જણા સાત દિવસ ભૂખ્યા-તરસ્યા બેઠા.

છેવટે ધરણેન્દ્રે કહ્યુ કે-પ્રતિમાજી નહીં મળે, ખૂબ આગ્રહ પછી કહ્યુ કે- “ કાચા સૂતરથી કમળના નાળની માચી બનાવી અ દર ઉતારજે, તેનાથી પ્રતિમાજી બહાર આવશે, પછી સાત દિવસના જન્મેલા વાછરડા જોડેલ કાચા સૂતરથી બાધેલ કમળના નાલની ગાડીમા ભગવાન્ આવશે, તુ પાછુ વાળીને જોઇશ નહીં ”

રાજા-રાણી બ નેએ તે પ્રમાણે કર્યું, પણ થોડેક ગયા પછી અધીરાઈ થવાથી રાજાએ ભગવાન્ આવે છે કે નહીં ! કે દેવે મને ઠગ્યો છે, એવી શ કા થવાથી પાછુ જરા જોયુ કે ગાડી આગળ નીકળી ગઈ, પ્રતિમાજી ત્યા જ અદ્ધર સ્થિર રહ્યા

અ તરીક્ષ=આકાશમા વિના આધારે અદ્ધર તે પ્રતિમાજી દેવ પ્રભાવથી સ્થિર રહ્યો તેથી **અ તરીક્ષ પાર્શ્વનાથ** નામ પ્રસિદ્ધ થયુ

પછી રાજા-રાણી બ નેએ ખૂબ પસ્તાવો કર્યો, પણ હવે શું થાય !

પછી ત્યા જ રાજાએ મોટુ દેરાસર બ ધાવ્યુ, પ્રતિષ્ઠા વખતે પ્રભુજીને વિન તિ કરી પણ પ્રતિમાજી ને ા ત્યા જ સ્થિર રહ્યા આરાધના કરી એટલે કહ્યુ- “ મલધારી **આચાર્ય અભયદેવસૂરીશ્વરજી** મહારાજ **દૌલતાબાદમા** છે તેઓને બોલાવો ” એટલે રાજાએ પ્રધાનને મોકલી બોલાવ્યા

આચાર્ય મહારાજે અટ્ઠમ કર્યો એટલે અધિષ્ઠાયક દેવે કહ્યુ કે-રાજાએ અભિમાનથી મ દિર બ ધાવ્યુ છે, માટે તેમા પ્રતિમાજી નહીં આવે, સ ઘ તરફથી મ દિર બ ધાવો

પછી નવુ મ દિર સ ઘ તરફથી બ ધાવ્યુ પછી આચાર્ય મહારાજે સાત હાથ અદ્ધર રહેલ તે જિન બિ બને વિન તિ કરી નવા જિનાલયમા પબાસણ ઉપર સાત આગળ અદ્ધર બિરાજમાન કર્યા

અત્યારના કલિકાળમા પણ કાળના પ્રભાવથી પબાસણ ઉપર એક આગળ અદ્ધર બિરાજમાન છે

**આ રૂપ પાર્શ્વનાથજી**

વીશમા તીર્થ કર **શ્રી મુનિસુવ્રત** પ્રભુના શાસનમા ૫૮૬૬૬૨ વર્ષ બાકી રહ્યા હતા ત્યારે આ પ્રતિમાજી પુણ્યાત્મા શ્રાવકે ભરાવેલી

આ પ્રતિમાજી શ્યામ પાષાણના અને ફણા સાથે ૩-૩ા ફૂટની ઉંચી મનોહર છે.

પ્રાચીન કાળમાં **કાંતિપુરીનો** રહેવાશી **શ્રીકાંત** નામનો વેપારી ઘણા વહાણો લઇ સમુદ્ર યાત્રાએ વ્યાપારાર્થે ગયેલ. ભરદરીએ તોફાન નડેલ, તે વખતે અધિષ્ઠાયકે તેને ત્રણ પ્રતિમાજી આપી ઉપદ્રવ શાંત કરેલ.

તેમાંની એક પ્રતિમાજી તેણે **ચારૂપ**માં બિરાજમાન કરી, બીજી મૂર્તિ **પાટણ**માં પધરાવી. ત્રીજી મૂર્તિ **કાંતિપુરી**માં (પોતાના ગામે) પધરાવી.

## પંચાસરા પાર્શ્વનાથ

પહેલાં ગુજરાતની રાજધાની **પંચાસર** (શંખેશ્વરજીથી ૬ મા.)માં હતી, ત્યાં રાજા **જયશેખર** રાજ્ય કરતો હતો. કાલાંતરે **કલ્યાણીના** રાજા **ભુવડ** સામે લડાઇ થતાં **જયશિખરી** રાજા વીરગતિ પામ્યો. **વનરાજ** નામના નાના પુત્રને લઇ રાણી જંગલમાં પોતાના ભાઇ સાથે રહેવા લાગી.

**નાગેંદ્ર** ગચ્છના આ૦ **શ્રી શીલગુણસૂરિ** મહારાજે ભવિષ્યમાં શાસનની પ્રભાવનાનું નિમિત્ત જાણી **વનરાજ** અને તેની માતાને આશ્રય આપ્યો.

કાલક્રમે **વનરાજે** પોતાનું રાજ્ય પાછું મેળવ્યુ અને **અણહિલ્લવાડપત્તન** (પાટણ) નામે નવી રાજધાની વસાવી **પંચાસર**માં બિરાજમાન પ્રાચીન ભવ્ય **શ્રી પાર્શ્વનાથ** પ્રભુની મૂર્તિને **પાટણ**માં ભવ્ય જિનાલય બંધાવી **વિ૦ સં૦ ૮૦૨ના વૈશાખ સુદ ૩**ના મંગલ દિને ધામધૂમથી સ્થાપન કર્યા.

**પંચાસર**થી પ્રતિમાજી લાવેલ હોઇ **શ્રી પંચાસરા પાર્શ્વનાથ** તરીકે પ્રખ્યાત થયા.

## બદ્રિકેદાર પાર્શ્વનાથ

પ્રાચીનકાલમાં સિંહલદ્વીપથી સો જોજન દૂર **ચેટક** નામે પર્વત હતો ત્યાં **કનક** નામના શેઠે **કનકપુર** નગર વસાવેલ. આસપાસ ૨૫ ગામો પણ તેણે વસાવેલા. **કનક** શેઠે મોટું જિનાલય બંધાવી પારસમણિની પાર્શ્વનાથ પ્રભુની સુંદર મૂર્ત્તિ પધરાવી.

એકદા **વૈતાઢ્ય** પર્વતનો રાજા **મણિચૂડ** વિદ્યાધર વિમાનમાં બેસી તીર્થયાત્રા માટે જતો હતો. **ચેટક** પર્વત પર તેનું વિમાન થંભી ગયુ, ધ્યાન

દેતા **પાર્શ્વનાથ** પ્રભુની યાત્રા માટે નીચે ઉતર્યો ખૂબ ભક્તિથી પૂજા કરી પૂજા કરતા હાથ પર રહેલ વીંટીનો વર્ણ ફરી ગયો તે ઉપરથી પ્રતિમાજી **પારસમણિ**ની ધારી પોતાને ત્યા ઉપાડી **વૈતાઢય** પર્વત પર જતો હતો અધવચ્ચે **રાજા રાવણ**નો ભેટો થતા તેને જીતી **રાવણે** તે પ્રતિમાજીને પોતાના જિનાલયમા પધરાવી પોતે રોજ તેની ખૂબ ભક્તિથી પૂજા કરતો, રાણી **મંદોદરી** નૃત્યાદિ કરતી

એક વખતે રાણી **મંદોદરી**ના નાચ વખતે **રાવણ** મહારાજા વીણા વગાડતા હતા, ત્યા અચાનક વીણાનો તાર તુટયો, તુર્ત જ પોતાના હાથની નસ જોડી અપૂર્વ ભક્તિના પ્રભાવે તીર્થંકર નામ ઉપાર્જ્યું

કાલક્રમે અધિષ્ઠાયક દેવની સૂચનાથી **બદરી** નામની દાસીને આ પ્રતિમાજી પાછી **ચેટક** પર્વતના **કનકપુર** નગરમા મૂકી આવવા કહ્યુ

તે દાસી ગર્ભવતી હતી તેવીસ વર્ષથી પ્રસવ થતો ન હતો, ખૂબ પીડાતી હતી, તેને પ્રતિમાજીના પ્રભાવથી **ચેટક** પર્વત પર પ્રસવ થયો તેનુ નામ **કેદાર** પાડયુ, પછી દાસી પ્રતિમાજીની ભાવથી પૂજા કરવા લાગી

કાલક્રમે **રાવણે** કેદારને **ચેટક** પર્વતના **કનકપુર**નો રાજા બનાવ્યો, **કનકશેઠ** તેના પ્રધાન બન્યા

કાલાતરે બન્ને જણા ધર્મારાધનથી જીવન સફળ બનાવી દીક્ષા લઇ વિશુદ્ધ સંયમવાળી પાચમા દેવલોકે દેવ તરીકે ઉપજ્યા

ત્યાથી મહાવિદેહક્ષેત્રમા મોક્ષે જશે

કાળના ઝપાટા અને વિષમ સંયોગોથી આજે આ તીર્થ જૈનેતરોના કબજામા છે તેઓ **બદ્રિકેદાર** તરીકે વિષ્ણુ ભગવાનની તપસ્યાની ભૂમિ રૂપે આજે પૂજે છે

### અવંતિ પાર્શ્વનાથ

પૂર્વકાલમા પ્રભુ **મહાવીર** સ્વામીની સાતમી પાટે આવેલ **આર્યસુહસ્તિ** મહારાજા પોતાના વિશાલ શિષ્ય પરિવાર સાથે **ઉજ્જૈન**મા પધાર્યા, અને **અવંતિસુકુમાલ** શેઠની વિશાલ હવેલીમા ઉતર્યા

રાત્રે સઘળા મુનિવરો સૂઇ ગયા પછી પૂ૦ આ૦ **શ્રી આર્યસુહસ્તિ** મહારાજ રાત્રે આગમોનો સ્વાધ્યાય કરતી વેળા **નલિનીગુલ્મ વિમાનના** વર્ણનવાળા અધ્યયનનું પરાવર્ત્તન કરવા લાગ્યા.

જે સાંભળીને ભોગવિલાસમાં મગ્ન અને બત્રીસ સ્ત્રીઓથી પરિવરેલા શ્રેષ્ઠિપુત્ર **અવંતિસુકુમાલ**–ભવ્ય મહાલયના ઉપરના માળથી ઉતરી શાંતિપૂર્વક આચાર્ય મ૦નો સ્વાધ્યાય સાંભળ્યો.

જેથી જાતિસ્મરણ જ્ઞાન થયુ, પુનઃ તેવા દિવ્ય વિમાનમાં જવાની ઝંખના થઇ, આચાર્ય મ૦ પાસે ચઢતા પરિણામે દીક્ષા લીધી અને શરીર સુકુમાલ છતાં સ્મશાનમાં જઇ કાયો૦ મુદ્રાએ રહ્યા.

ક્ષુધાતુર અને નાનાં બચ્ચાઓથી પરિવરેલી શિયાળણે આખું શરીર તેમનું ઉકેડીને ખાધું, સમાધિપૂર્વક કાળ કરી **નલિનીગુલ્મ વિમાન**માં મહર્દ્ધિક દેવ થયા

આ બાજુ **ભદ્રા શેઠાણી** પોતાના કલૈયાકુંવર **અવંતિસુકુમાલ**ની શાતા પૂછવા બત્રી વહુઓ સાથે આચાર્ય મ૦ પાસે આવ્યા, **અવંતિસુકુમાલ**ની સદ્ગતિ સાંભળી દીક્ષા લીધી, પાછળથી તેમની સ્મૃતિમાં તેમના પુત્ર **મહાકાલે પાર્શ્વનાથપ્રભુ**ની પ્રતિમા ભરાવી ભવ્ય જિનાલય બાંધ્યુ.

**અવંતિસુકુમાલ**ની સ્મૃતિમાં બંધાયેલ જિનાલયમાં પધરાવાયેલ તે તે પ્રતિમા પાછળથી **અવંતિપાર્શ્વનાથ** તરીકે પ્રખ્યાત થઈ.

જે આજે પણ **ઉજ્જૈન** (માળવા)માં ભવ્ય તીર્થરૂપે અનેક ભાવિ પુણ્યાત્મા-ઓના હર્ષોલ્લાસનું કારણ બની રહે છે.

# શ્રી પાર્શ્વનાથપ્રભુનાં
# ※ વિવિધ બિંબો ※

લેખક પરમ પૂજ્ય ધર્મસ્નેહી વિદ્વદ્વર્ય શ્રી સૂર્યોદયસાગરજી મ૦

વર્ત્તમાન ચોવીશીના ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પરમાત્માના પ્રભાવશાલી વિવિધ બિંબો પ્રકટ પુણ્ય પ્રભાવથી અનેક ભવ્યજીવોના મનોવાછિતને પૂરી ધર્મમાર્ગે સ્થિર કરવાવાળા આજે ભારતમા ઘણા સ્થળે મળે છે

તેમાના કેટલાક બિંબોની આગવી ખાસીયતો–વિશેષતાઓનો આ લેખમા વિચાર કરાય છે

**૧ સહસ્રફણા પાર્શ્વનાથ–ઉદયપુર**

શ્રી પાર્શ્વનાથ પ્રભુના છદ્મસ્થકાળમા કમઠના જીવ=મેઘમાલી દેવે કરેલ ભયકર અનેક ઉપસર્ગો પૈકી જલ વરસાવવાના ભીષણ ઉપસર્ગમા નાસિકાના અગ્રભાગ સુધી પાણી આવવા છતા ધ્યાનમા સ્થિર રહેવાના અવસરે નાગરાજ ધરણેન્દ્રે સહસ્રશીર્ષ નાગના રૂપે હજાર ફણાઓનુ છત્ર ધરી પ્રભુભક્તિ કરેલ

આ પ્રસગને અનુલક્ષી શ્રી પાર્શ્વનાથ પ્રભુના વિવિધ બિંબો અનેક સ્થાને મળે છે

ઉદયપુર (મેવાડ)મા માલદાસજી મહેતાની શેરીમા શ્રી અજિતનાથ જૈન ધર્મશાળા પાછળ ભવ્ય પ્રાચીન (પ્રાય ૧૮મી સદીનુ) મદિર છે, તેમા શ્વેત પાષાણની ૯ ફુટની ભવ્ય પ્રતિમાજી છે જેમા ૩ા ફુટના પ્રતિમાજી ૯ ફણાવાળા ખૂબ જ સુદર મુખાકૃતિવાળા છે

તેના ઉપર ભવ્ય ૧૦૦૮ ફણાઓનું વિશાળ વર્તુલ છે, તે નાગની ભવ્ય આટી પબાસણના નીચેના ભાગે છે

આવી પ્રતિમાજી આખા ભારતમા એક જ છે, ખાસ દર્શનીય છે

**૨ સહસ્રફણા પાર્શ્વનાથ–જોધપુર**

જોધપુરથી ૧ા મા દૂર ગુરા તલાવ નામની પવિત્ર–એકાત જગ્યાએ તલાવ કિનારે સુદર પ્રાચીન જિનાલય છે

જેમાં મૂળનાયક તરીકે નાની પણ ભવ્ય પ્રતિમા **શ્રી પાર્શ્વનાથપ્રભુના છે,** ઉપર ભવ્ય સુંદર ફણા સમૂહ છે અને પબાસણના આગળના ભાગે **ધરણેંદ્ર**–અને **પદ્માવતી** ( નાગના સ્વરૂપમાંથી પ્રકટ થયેલા ) ચામર ધારી તરીકે બે બાજુ છે.

ખૂબ જ સુંદર મનોહર પ્રતિમા છે.

આવી બે પ્રતિમાઓ **જોધપુરની કોળીયારી શેરી**માં આવેલ પ્રાચીન દહેરાસરમાં ગભારામાં છે. આના ઘણા ફોટાઓ પ્રસિદ્ધ છે, પણ ફોટા કરતાં મૂર્ત્તિમાં આગવી વિલક્ષણતા છે.

## ૩. નાગેશ્વર પાર્શ્વનાથ

માલવામાં **આલોટ** ( જાવરા ) પાસે **નાગેશ્વર–ઉણેલ નામે** નાના ગામમાં ગામ બહાર બહુ વિશાલ કંપાઉંડમાં એક બાવાજી હસ્તે અતિપ્રાચીન જીર્ણ જિનાલયમાં ( માત્ર ગભારો જેમાં છે ) ૧૨–૧૩ ફુટની શ્વેત ભવ્ય આરસ જેવા સુંદર પાષાણની સાત ફણાવાળી **શ્રી પાર્શ્વનાથ** પ્રભુની કાયોત્સર્ગ મુદ્રાએ સુંદર મૂર્ત્તિ છે.

આસપાસની જૈન–જૈનેતર પ્રજા ખૂબ જ ભક્તિ–ભાવથી વિશિષ્ટ રીતે પૂજા આદિ કરી જિનશાસનની જ્વલંત વિજયપતાકા જાણ્યે–અજાણ્યે ફરકાવે છે.

## ૪. વિશિષ્ટ દર્શનીય મૂર્ત્તિ

[1]**દેલવાડા** ( મેવાડ )માં એક એકથી ચઢીયાતા ચાર બાવનજિનાલય વિશાલ

---

૧. **દેલવાડા** એટલે **આબૂ દેલવાડા**થી આપણે પરિચિત છીએ, પણ **પૂ૦ આ૦ શ્રી મુનિસુંદરસૂરીશ્વરજી મ૦** શ્રીએ सतिकरं સ્તવની રચના જ્યાં કરી, તે આ **દેલવાડા** **ઉદયપુર** (મેવાડ)થી ૧૪ માઈલ છે, આનુ પ્રાચીન નામ **દેવકુલપાટક** હતું જેનું **અપભ્રંશ** આજે **દેલવાડા** કહેવાય છે.

ઇતિહાસમા **નોંધ** છે કે–પુરાતન કાળમાં અહીં મોટી નગરી હતી, જેનો કે આ ભાગ વિવિધ નાના મોટા દહેરાસરોથી સમૃદ્ધ હતો જે ઉપરથી દેવકુલપાટક ( દેવકુલ=દહેરાસર તેનો પાટક=પાડો=વાડો=શેરી ) તરીકે ઓળખાતો.

આજે પણ **ઉદયપુર** રાજ્યના ઇષ્ટદેવ **શ્રી એકલિંગજી મહાદેવ**ના મંદિરથી **દેલવાડા** સુધી ( ત્રણ માઈલ સુધી ) ૩૫ થી ૪૦ દહેરાસરો ઉભા છે, અને ખંડેરો–ભગ્નાવશેષો તો અપાર છે. કહેવાય છે કે–પ્રાચીન કાળમાં અહી ૩૬૦ ઝાલરો સાંજે આરતી વખતે એક સાથે વાગતી હતી.

ભવ્ય પ્રાચીન જિનાલયો છે, જેમાના ચિંતામણિ પાર્શ્વનાથ પ્રભુના પૂર્વાભિમુખ જિનાલય (જે કે જિનાલય ત્યાના વૃદ્ધ પુરૂષોના કથન પ્રમાણે પૂ આ શ્રી મુનિસુંદરસૂરિ મ૦ શ્રીએ જ્યા संतिकर સ્તોત્રની રચના કરેલ (જેમા કે ગાદી–પાટ વગેરે આજે પણ મોજુદ છે તે ઉપાશ્રયની પાસે જ આવેલ છે)મા રંગમંડપમા ડાબે પ્રદક્ષિણામાથી દક્ષિણ તરફના એક નાના દ્વારમાથી બહાર નિકળી દહેરાસરના દક્ષિણ બાજુના વરંડામા પૂર્વાભિમુખ એક ઓટલો છે તેના ઉપર **શ્રી પાર્શ્વનાથપ્રભુની કાયોત્સર્ગ** મુદ્રાએ ૮–૯ ફુટની (પરિકર અને બે બાજુ બાર–બાર તીર્થંકર એમ થઇ ચોવિશી સાથેની) આરસ જેવા શ્વેત નિર્મળ પાષાણની અતિ સુંદર મૂર્તિ છે

જે ખરેખર દર્શન કરનારને ખૂબ જ આલ્હાદ ઉપજાવે છે[1]

---

૧ ક્રોડો રૂપીઆ ખર્ચતાં પણ આજે તૈયાર ન થાય તેવા ચાર બાવન જિનાલયો વાળા આ ગામમાં જૈનોની ૨૫૦–૩૦૦ ઘરની વસતિ છતાં સુવિહિત સાધુ મુનિવરોના અભાવે મૂર્તિપૂજાના વિરોધી સ્થાનકવાસી સાધુ–સાધ્વીઓના નિરંતર પરિચયથી લગભગ બધા જ સ્થાનકવાસી અને કેટલાક તેરાપંથી થઈ ગયા છે

વિ૦ સં૦ ૨૦૦૨મા પરમ તારકવર્ય સુવિહિત શિરોમણિ પરમતપસ્વી શાસનસુભટ પૂ૦ ઉપા૦ શ્રી ધર્મસાગરજી મ૦ ગણીન્ ઉદયપુરથી મેવાડની પંચતીર્થીનો છરી પાળતો સંઘ શેઠશ્રી નથમલજી દલાલ દ્વારા કઢાવેલ, ત્યારે દેલવાડાના જિનાલયોની અતિ વિષમ (ચામાચીડીયા આદિથી અતિ ભયંકર અને પૂજા આદિની દુર્વ્યવસ્થા) આશાતનાઓ નિહાળી પૂ૦ ગુરૂદેવશ્રીને ખૂબ દુઃખ થયેલ

ત્યાર પછી ખંત રાખી ઉદયપુરના સંઘને તૈયાર કરી પૂ૦ શ્રીની પ્રેરણાથી જીર્ણોદ્ધાર આદિ અનેક ધર્મકાર્યો કરનારી શ્રી જૈન શ્વે૦ સંઘની પેઢી–ઉદાર ની દેખરેખ તળે મુંબઈ–અમદાવાદ આદિ અનેક સ્થાનોથી દેવદ્રવ્યમાથી મંજુરી કરાવી ૪૦ થી ૫૦ હજાર ખર્ચાવી ચામાચીડીયા આદિની આશાતના ટાળી ફરી ન થાય તે માટે જાળી બધા દેરાસરોમાં આખી ભમતીમાં નખાવી, તે તે ઠેકાણે થયેલ તૂટફૂટનુ સમારકામ આદિ કરાવી પૂજા આદિ માટે ચોક્કસ વ્યવસ્થા કરાવી

પૂ ગુરૂદેવશ્રીએ અવાર નવાર દેલવાડામા ગોચરી આદિના કષ્ટની પરવા કર્યા વિના રહી જાહેર વ્યાખ્યાનો આપી ભાવિક પરિણામી જનતાને સ્થાનકવાસીના સંસ્કારોથી મુક્ત કરી ઘણાને સન્માર્ગ તરફ વાળ્યા

આજે દેલવાડાના દેરાસરો અને ત્યાંની જૈન પ્રજાનો મોટે ભાગે જીર્ણોદ્ધાર થયો છે

કાયો૦ મુદ્રાએ અને શ્વેત પાષાણનું **શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ** અન્યત્ર દુર્લભ એવું આ બિંબ ખરેખર આપણા પૂર્વજોના ઉજ્જવળ ધર્મપ્રેમનું પ્રતિક છે. જે કે આપણામાં અનુમોદનાનો ભાવ જગાડે છે.

## ૫. હ્રીંકારમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ

**ડૂંગરપુરમાં** (પોસ્ટ ઓફિસ પાસે) રહેતા જૈનસંઘના અગ્રગણ્ય શ્રીમંત ધર્મિષ્ઠ અને કેશરીયાજી આદિ તીર્થોનું કામકાજ સંભાળનાર **શ્રીયુત ગોરધનદાસજી પટવાની** હવેલીમાં ત્રીજે માળે સ્વતંત્ર એક નાનું પણ સુંદર ગૃહ ચૈત્ય છે.

જેમાં સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં પૂ. આ. **શ્રી વિજયસેનસૂરીશ્વરજી મ૦** પ્રતિષ્ઠિત ધાતુનું સુંદર જિનબિંબ છે, જેમાં હ્રીંકારની અર્ધમાગધી લિપિની આકૃતિમાં **શ્રી પાર્શ્વનાથ પ્રભુજી** છે.

મંત્ર શાસ્ત્રમાં ધ્યાન કરવા માટે હ્રીં કારના મધ્ય ભાગે **શ્રી પાર્શ્વનાથ** પ્રભુના ધ્યાનની પદ્ધતિનું વર્ણન આવે છે. કો'ક ભાવુક પુણ્યાત્માએ તે જાતનું ધ્યાન કરવા માટે કદાચ આ જિનબિંબનું નિર્માણ કર્યું લાગે છે.

ખૂબ જ સુંદર મહત્ત્વનું આ જિનબિંબ છે.

## ૬. નીલવર્ણની શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમા

**જોધપુરથી** ૩૨ માઈલ દૂર **શ્રી કાપરડાજી તીર્થ** ખૂબ જ મનોહર પ્રદેશમાં આવેલું છે. જ્યાંનું મંદિર જમીનથી ૯૬ ફીટ ઉંચું વિશ્વ વિખ્યાત છે. જે મંદિરમાં ચાર માળ છે દરેકમાં ચૌમુખ જિનબિંબો ખૂબ જ સુંદર બિરાજમાન છે.

મૂળનાયક **શ્રી સ્વયંભૂપાર્શ્વનાથ** છે, જેમની નીલવર્ણની કાયાને અનુસરતી લીલાશ પડતા ખૂબ જ સુંદર પાષાણની પ્રતિમાજી છે.

દર્શન કરનારને ખૂબ જ આલ્હાદ થાય તેવી પ્રતિમાજી છે.

આ પ્રતિમાજી ૧॥ થી ૨ ફુટના છે.

આવી રીતે લીલા રંગના પાષાણના **શ્રી પાર્શ્વનાથ પ્રભુજી જોધપુરમાં** શહેર બહાર **મૂથાજીના** મંદિરે મૂળ નાયક તરીકે છે. પ્રતિમાજી ૧। થી ૧॥ ફુટના છે.

નીલવર્ણું શ્રી પાર્શ્વનાથ પ્રભુ

કાપરડાજી (રાજસ્થાન) પા. ૧૬૪



શ્રી પાર્શ્વનાથ પ્રભુની હ્રીંકારની આકૃતિમા કલાત્મક
ધાતુમૂર્તિ ડુગરપુર પા ૧૯૪



પટ્ટ દેવીઓ હોય, "ઉપસર્ગ નિવારણ કર્યાના આનંદમાં પ્રભુ આગળ દેવીઓ સામે નાચગાન આદિ ભક્તિ ધરણેન્દ્રે કરી" એવું વર્ણન શાસ્ત્રોમાં આવે છે.

આ રીતે આ પ્રતિમાજી ખૂબ જ અદ્‌ભુત અને **મેઘમાળીના** ઉપસર્ગને ટાળી પ્રભુભક્તિમાં લીન બનેલ આઠ દેવીઓ સાથે **શ્રી નાગરાજ ધરણેન્દ્ર**ના આંતરિક ભાવોને સ્પષ્ટ કરનારી ખરેખર શિલ્પ કલાના પણ અદ્‌ભુત નમૂના રૂપ છે.

આવી જ બે પ્રતિમાઓ **અમદાવાદમાં** જ **દિલ્હી દરવાજા** બહાર **શેઠ હઠીભાઈ**ની વાડીમાં શિલ્પકલા સમૃદ્ધ અને ભાવોલ્લાસને વધારનાર વિશાલ બાવન જિનાલયવાળા **શ્રી ધર્મનાથ** પ્રભુના દહેરાસરમાં મુખ્ય દ્વારથી પેસતાં જ જમણે અને ડાબે બંને દેરીઓમાં (પ્રાયઃ ડાબે આઠમી જમણે પિસ્તાલીશમી) ખૂબ જ સુંદર ભવ્ય મુદ્રાવાળી છે.

કાયો. મુદ્રા, શ્વેત આરસ, ઉપર હજાર ફણાઓનું ભવ્ય વર્તુલ, નીચે પ્રભુના ચરણમાં દેવ, સામે અર્ધ વર્તુલાકાર કમળમાં નાચગાન કરતી આઠ દેવીઓ વગેરે વિલક્ષણતાઓ ખૂબ જ સુંદર છે.

એકંદર આવી પ્રતિમાઓ ભારતમાં ખૂબ જ દુર્લભ છે.

મારી નમ્ર સમજ પ્રમાણે આખા ભારતમાં **અમદાવાદમાં** જ આ ત્રણ પ્રતિમાજી છે.

## ૮. વિવિધ નાગપાશથી શોભિત શ્રી પાર્શ્વનાથ પ્રભુ

**શ્રી રાણકપુરજી**માં **નલિનીગુલ્મવિમાન**ના સ્વામીના આધારે **ધરણાશા શેઠે** ૧૮ ક્રોડ ખર્ચી બંધાવેલ ભવ્ય દેવ કુલિકાઓથી શોભતા ઉત્તુંગ અને ૧૪૪૪ થાંભલાઓથી (જેને કે ભલભલા ગણિતજ્ઞો પણ ગણી શકતા નથી) જગવિખ્યાત જિનાલયમાં ભવ્ય રંગમંડપની જમણે દીવાલ ઉપર એક સુંદર આરસપાષાણનો ૪×૬ ફુટનો પટ છે.

જેમાં મધ્યભાગે **શ્રી પાર્શ્વનાથ પ્રભુની** સુંદર મૂર્ત્તિ છે તેને ફરતી વિવિધ જાતની સેંકડો આંટી રૂપ નાગપાશનું મોટું વર્તુલ છે, જેમાં દરેક વર્તુલમાં ગ્રંથિ–આંટીના મધ્યભાગે એકેક દેવની કે દેવીની આકૃતિ પ્રભુના ગુણ-ગાન કરવાની મુદ્રાએ છે, આખા પટમાં આવી સેંકડો આકૃતિઓ છે.

આ ઉપરથી એમ પ્રતીત થાય કે **શ્રી પાર્શ્વનાથ પ્રભુને** પોતાના ઉપકારી ગણી **નાગરાજ ધરણેન્દ્ર** પ્રસ ગે પ્રસ ગે વિવિધ રીતે પ્રભુના ગુણગાન કરવાનો લહાવો લે છે,

નાગની વિવિધ આટીઓમા અ થિસ્થાને એકેક દેવ કે દેવીની આકૃતિ ગીત, નૃત્ય કે વાદિત્રવાદનના અભિનયથી પ્રભુના ગુણગાન કરતી દર્શાવી પોતાની અ ત ર ગ ભક્તિ નાગરાજે વ્યક્ત કરી હોય એમ લાગે છે

પ્રભુની આસપાસ **ધરણેન્દ્ર–પદ્માવતી** પ્રભુ પ્રત્યે ભવ્ય કૃતજ્ઞતા વ્યક્ત કરી રહ્યા છે

એક દર આ પટ શાસ્ત્રીય વિગતને ખુબ જ ઝીણવટભરી રીતે વ્યક્ત કરે છે, અને શિલ્પકલાની દ્રષ્ટિએ પણ ખૂબ જ ઝીણું બારીક કોતરકામ પટમા ઠેકાણે ઠેકાણે વ્યક્ત થાય છે

આખા ભારતમા પ્રાય આવો શિલ્પબદ્ધ અને શાસ્ત્રીય વિગતોને અ કિત કરતો પટ એક જ છે, પુણ્યાત્માઓએ દર્શન કરી જીવનને કૃતાર્થ બનાવવું ઘટે

આવા આવા વિશિષ્ટ બિબો આપણા પૂર્વજોની વિશિષ્ટ ધર્મભાવના અને કલારૂચિને દર્શાવનારા ઘણા હશે–છે પણ અહીં સ ક્ષિપ્ત રૂપરેખા જણાવવાની હોઈ બાકીના બિ બોનો પરિચય ગીતાર્થ ગુરૂ ભગવ તની નિશ્રાએ જાણી લેવો.

## જિન પ્રતિમાની મહત્તા

વિષમ કાળ જિનબિ બ જિનાગમ
ભવિયણ કુ આધારા ॥

× × ×

જિનપડિમા જિનપર એક રૂપે ।
ધ્યાવતા ન પડો ભવ કૂપે ॥

× × ×

# શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રાભાવિકતા એટલે ?

લેખક · **બાલમુનિ અશોકસાગરજી મહારાજ**

વિશ્વવત્સલ પરમારાધ્ય શ્રી તીર્થંકર ભગવંતો વીતરાગ છતાં તેમના નિર્મલ આત્મ પ્રદેશોમા વસેલી ક્ષાયિક સમ્યગ્ દર્શનના ફળસ્વરૂપ અનંત કરૂણાની સાહજિક અસરથી આરાધક પુણ્યાત્માઓના મોહના હ્રાસની તરતમતાના આધારે વિવિધ અકલ્પ્ય શક્તિઓના સ્રોત ફુટે અને અવર્ણનીય ઘટનાઓ બનવા પામે છે, જેને સ્થૂલબુદ્ધિવાળા જીવો **ચમત્કાર** સમજે છે.

હકીકતમાં અગ્નિની ઉષ્ણતા, ચંદનની શીતલતા, સાકરની મીઠાશ આદિની જેમ મોહના ક્ષયથી અનંત શક્તિઓને વરેલા તીર્થંકર દેવો સાથે આપણે મોહના હ્રાસની ભૂમિકાએ ચિંતન, સ્મરણ, દર્શન, પૂજન અને ધ્યાન આદિ રૂપે મળીએ છીએ એટલે સાહજિક રીતે જગતના જીવ માત્રના દુઃખને નષ્ટ કરી નાખવાની શક્તિને વરેલા તે વિશુદ્ધાત્માઓની મન બુદ્ધિથી કલ્પી ન શકાય એવી આધ્યાત્મિક અસરો થાય એ સ્વાભાવિક છે.

પણ આ વાત ગુરૂગમથી યોગ્ય રીતે સમજી ન શકવાથી આપણે અધિષ્ઠાયક દેવોના નામે ચમત્કારોનું મંડાણ કલ્પીને દેવાધિદેવની તારક ઉપાસનાના બદલે કર્મપાશ નિયંત્રિત અને રાગાદિ દોષોથી અભિભૂત દેવ–દેવીઓની ગુલામીમાં જકડાઈ જઈએ છીએ અસ્તુ.

પ્રસ્તુત વાત એ છે કે— **ચમત્કારો** એ માત્ર દેવકૃત નથી હોતા, પણ ખરી રીતે અને મોટે ભાગે આપણા હૈયાની સાનુબંધ નિર્મળતા અને મોહના સંસ્કારોના અવસર્પણ (ઘટાડો)ના આધારે વિશુદ્ધ પરમાત્મ તત્ત્વની સાહજિક સ્ફુર્તિરૂપ હોય છે.

એટલે દરેક તીર્થંકરોથી આપણને માન્યામા ન આવે તેવા દિવ્ય અનુભવો થઈ શકે છતાં આપણુ માનસ અમુક રીતે ટેવાયેલું હોઈ પુરૂષાદાનીય પ્રકટ

પ્રભાવી ત્રેવીશમા તીર્થંકર **શ્રી પાર્શ્વનાથ** ભગવંતના વિશિષ્ટ પુણ્યપ્રભાવથી આકર્ષાયેલ અનેક સમ્યગ્દૃષ્ટિ દેવ-દેવીઓના નિમિત્તથી પરમાત્મા **શ્રી પાર્શ્વનાથ** પ્રભુની ઉપાસના તરફ તે તે ચમત્કારોની સ્પૃહાથી વધુ ખેંચાય છે

' यादशी भावना यस्य सिद्धिर्भवति तादृशी " નિયમ પ્રમાણે શ્રી **પાર્શ્વનાથ** પ્રભુના આરાધકોને વિવિધ જાતના દિવ્ય, આધ્યાત્મિક અને લૌકિક અનુભવો ઘણા થાય એ બનવા જોગ હકીકત છે

પરંતુ સ્થૂલબુદ્ધિના ધોરણે કોઈ ચીજનુ સાચુ મૂલ્યાંકન ન થઈ શકે, વસ્તુની યથાર્થ કિંમત તો તાત્વિકસ્વરૂપના ધોરણે થાય

એટલે આત્મશુદ્ધિ કે શ્રેયમાર્ગના પંથે ધપનારા મુમુક્ષુ પુણ્યાત્માઓએ ગીતાર્થ ગુરૂની નિશ્રાએ પોતાની વૃત્તિઓને પરિકર્મિત કરી વસ્તુના યથાર્થ સ્વરૂપને સમજવા પ્રયત્ન કરવો જોઈએ

ટૂંકમા જગતના પદાર્થોને મેળવવા, ટકાવવા કે ભોગવવાની સ્પૃહામાથી જન્મેલ રાજસિક ઉપાસનાના પંથે રહેલા પણ આરાધક પુણ્યાત્માઓએ અવસરે અવસરે ગુરૂગમથી પોતાની ઉપાસનાને સાત્વિક બનાવવા ઉપાસ્ય તત્ત્વની યથાર્થ પ્રતીતિ અને માર્મિક સમજણ મેળવવા પ્રયાસ કરવો ઘટે

પૌદ્ગલિક સ્પૃહાથી થતી ઉપાસના **રાજસિક** કહેવાય, અને તે મધ્યમ ઉપાસના છે, આમાથી ઉર્દ્ધ્વમુખતા આવે તો **સાત્વિક=ઉત્તમ** ઉપાસનામા જઈ શકાય, નહી તો અનાદિકાલીન સંસ્કારોના પ્રતાપે અધોમુખતા આવી જાય તો **તામસિક=**અધમ ઉપાસનામા પણ પહોચી જવાય

તેથી જ જ્ઞાનીઓએ પૌદ્ગલિક ભાવની મુખ્યતાએ થતી ઉપાસનાને એકાંત હેય નથી જણાવી

વિષાનુષ્ઠાન-ગરળાનુષ્ઠાન કે લોકોત્તર-મિથ્યાત્વની કક્ષામા પૌદ્ગલિક અપેક્ષાથી કરાતી ઉપાસના ત્યારે જાય જ્યારે કે નિરપેક્ષપણે સ્વચ્છંદ રૂપે કે નિર્ધ્વંસ પરિણામે થાય

પણ બાળકને રોગોપચાર વખતે કડવી દવાની અનિચ્છા ઉપર વિજય મેળવવા પતાસાની કે રમકડાની લાલચ સાપેક્ષ રીતે ઉપયોગી ગણાય છે,

રોગશમનનું લક્ષ્ય મુખ્ય હોય છે, પછી તદનુરૂપ ગમે તે દેખીતો વિપરીત પ્રયત્ન પણ ફળગામી દૃષ્ટિએ ઉપયોગી નિવડે છે.

તે રીતે સાંસારિક ઉપાધિઓથી ઘેરાયેલા પુણ્યાત્માને ઉપાસનાના મુખ્ય ફળને નજર સામે રખાવી અવાન્તર ફળ તરીકે પૌદ્‌ગલિક લાભોની અપેક્ષાએ પણ ઉપાસનાના તે તે પ્રકારોમાં જ્ઞાની ગુરૂની નિશ્રાએ થતી પ્રવૃત્તિ મિથ્યાત્વનું અંગ બનતી નથી.

એટલે ચમત્કારોના રહસ્ય તરીકે ઉપાસ્ય પરમાત્માની અનંત કરૂણા અને દિવ્ય શક્તિઓના વિશ્વાસને કેળવી સાત્વિક ઉપાસનાના માર્ગે ન પહોંચી શકાય તે દરમ્યાન સાત્વિક ઉપાસનાનું લક્ષ્ય સ્પષ્ટ રાખી અવાંતર પ્રવૃત્તિ તરીકે પૌદ્‌ગલિક સ્પૃહાથી પણ થતી ઉપાસના વિવેકીઓ માટે ઉપયોગી બને છે.

એટલે **શ્રી પાર્શ્વનાથ પ્રભુ**ની પ્રભાવિકતા તે તે મધ્યમ કક્ષાવાળા પુણ્યાત્માઓને મન વસે અને તે દૃષ્ટિએ તેઓ બીજા તીર્થંકરોની ઉપાસનાના બદલે **શ્રી પાર્શ્વનાથ પ્રભુ**ની ઉપાસનામાં વધુ પ્રવૃત્તિ કરે તેમાં કશું ખોટું નથી ઉલ્ટું તેવીશમા તીર્થંકર **શ્રી પાર્શ્વનાથ** પરમાત્માનો યશ વધારવામાં તેઓ નિમિત્ત બને છે.

માત્ર સાવચેતી એટલી જ રાખવાની કે તેઓ નિરપેક્ષ કે સ્વચ્છંદ બની રાજસિક=મધ્યમ ઉપાસનામાંથી તામસિક=અધમ ઉપાસનાના પંથે ન ફંટાઈ જાય.

આ માટે હિતકામી મહાપુરૂષો અવસરે અવસરે આવા આરાધક ભવ્યાત્માઓને આદર્શરૂપ સાત્વિક=ઉત્તમ ઉપાસનાના માર્ગનો ઉપદેશ આપવાનું ચુકતા નથી.

**જિનશાસનની આગવી આ વિશેષતા છે.**

આ રીતે **શ્રી પાર્શ્વનાથ પ્રભુ**ની પ્રાભાવિકતાનું સૂક્ષ્મ રહસ્ય આ લેખમાં વિચાર્યું છે સુજ્ઞ પુણ્યાત્માઓ બરાબર સૂક્ષ્મ બુદ્ધિથી આ લેખને વાંચે-વિચારે અને ગીતાર્થ જ્ઞાની મહાપુરૂષ પાસે આના રહસ્યને સમજી શ્રી તીર્થંકર પરમાત્માની પૂજા-ઉપાસનામાં "**एगम्मि पूइए ते सव्वे पूइया हुंति**" ના પરમાર્થને પિછાણી **શ્રી પાર્શ્વનાથ પ્રભુ**ની પૂજા-ઉપાસનાથી ત્રણે કાળના અનંત તીર્થંકરોની પૂજા-ઉપાસનાનો અપૂર્વ લાભ મેળવે અને પરિણામે પોતાના આત્માને વિશુદ્ધ-વિશુદ્ધતર બનાવી જગતના સઘળા જીવોના કલ્યાણની સાધનામાં અમોઘ પુષ્ટ આલંબન રૂપ બને એ મંગળ કામના.



# શ્રી પાર્શ્વનાથ પ્રભુની પુરૂષાદાનીયતા કેમ?

( લેખક મુનિ શ્રી નિરૂપમસાગરજી મ૦ )

જગતની એવી સનાતન વ્યવસ્થા છે કે—

દરેક કાર્ય ઉપાદાન અને નિમિત્ત બનેના યોગ્ય સહકારથી થાય છે, નિમિત્ત વગરનું ઉપાદાન કે ઉપાદાન વગરનુ નિમિત્ત અકિંચિતકર જ બનાં રહે છે અલબત્ત તે તે પ્રસગ કે પરિસ્થિતિમા ઉપાદાન કે નિમિત્ત બનેમા જેની પ્રબળતા હોય તેનો ફાળો વધુ લાગે અને તેની મુખ્યતા હોય, પણ ગૌણભાવે પણ બીજા કારણની જરૂર તો પડે જ છે

" **समवाए सम्मत्त** " સમતિ તર્કના આ વાકયના આધારે ઉપાદાન-નિમિત્ત બનેના સાપેક્ષ સહયોગે જ ગમે તે કાર્ય ઉપજવાની વાત માન્ય રાખવી જરૂરી છે

નયવાદની ગલીઓમા પેસીને આશિક સત્યના સ્વરૂપને અવલબી નિરપેક્ષપણે ઉપાદાન કે નિમિત્તની કારણુતા સ્વીકારવાની ભયકર ભૂલ સમજુ પુણ્યાત્માઓએ ન કરવી ઘટે

આટલા જ માટે કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરૂષાર્થ આ પાચ કારણના બળ વડે જ કાર્યની સિદ્ધિ શાસ્ત્રોમા જણાવી છે

આ પાચમાના એકાદની મુખ્યતા અને બાકીના ચારની ગૌણતાએ પણ પાચે મળે ત્યારે જ જગતનુ નાનુ કે મોટુ આધ્યાત્મિક કે વ્યાવહારિક કાર્ય નિપજે

જેથી આત્મકલ્યાણની સાધનારૂપ કાર્યની સિદ્ધિ માટે કાલ, સ્વભાવ, નિયતિ અને પુરૂષાર્થ હોવા છતા કર્મ જ્યા સુધી ક્ષયોપશમભાવે ખસે નહીં ત્યા સુધી આપણી કલ્યાણ સાધનાની તીવ્ર ઝખના પણ કામ ન આવે

તેથી કર્મોના આવરણને ખસેડવા માટે ઉપાદાનરૂપ આત્મામા મુમુક્ષુતા

શ્રી વિજયતિલકસૂરિરાસ (પા૦ ૮૯)માં એક જગ્યાએ મળે છે કે—

"તવ ખંભાતી અમદાવાદી,
સંઘ શંખેસરિ આવઈ આલ્હાદિ ।
તતખિણિ મુનિ પાઠવીઆ બેય,
કહઈ ગુરૂ તિહાં બોલાવઈ તેય ॥
શ્રાવક કહઈ નાવું તિહાં,
પાટણ નગરી ગુરૂ છઈ જિહાં ।
તો ચાણસમઈં પરઠિયું બિહું,
આવી મિલવું તિહાં કણિ સહુ ॥

અર્થાત્–**શંખેશ્વર** તીર્થે **ખંભાત** અને અમદાવાદના સંઘો યાત્રાર્થે આવ્યા હતા. તેમની પાસે તે વખતના ગચ્છનાયક પૂ૦ આ૦ **શ્રી વિજય-દેવસૂરિશ્વર મહારાજે** બે સાધુ મોકલી જણાવ્યુ કે–"તમે પાટણ આવો તો સારૂં." સંઘના આગેવાનોએ કારણસર **પાટણ** આવી શકવા અસમર્થતા દર્શાવી, પણ જો ગચ્છાધિપતિ **ચાણસ્મે** પધારે તો અમો પણ ત્યાં આવીએ."

છેવટે **પાટણ**થી ગચ્છનાયક **શ્રી વિજયદેવસૂરિજી** મ૦ તથા **શંખેશ્વરજી**થી **ખંભાત–અમદાવાદ**ના સંઘના આગેવાનો **ચાણસ્મા**માં ભેગા થયા અને સંઘમાં ચાલી રહેલા **વિજય અને સાગર** સંબંધી મતભેદના નિવારણ માટે જરૂરી વિચારોની બાંધ–છોડ કરી

આ રીતે **ચાણસ્મા** ગામ તે વખતના ચાલતા **વિજય–સાગર** સંબંધી કલેશને નિવારણ કરવા માટે તે વખતના ગચ્છનાયક અને **અમદાવાદ–ખંભાત** જેવા તે વખતના ભારત પ્રસિદ્ધ અગ્રગણ્ય જૈન સંઘોના આગેવાનોના પુનિત પગલાંથી પવિત્ર બનેલ.

(૪) વળી બાદશાહી જમાનામાં ધર્મપ્રભાવે મળી આવેલ રાજસન્માન અને શાસનની પ્રભાવના અર્થે ગીતાર્થ શ્રમણ ભગવંતોએ આપવાદિક રૂપે જ્યોતિષ, આયુર્વેદ અને મંત્રવાદ આદિના કરેલ ઉપયોગને પાછળથી લોકૈષણાના પ્રવાહમાં તણાઇ વિકૃત સ્વરૂપ આપી શિથિલાચારની સોડમાં ભરાઇ ગયેલ શ્રમણ–સંસ્થાના ઘણા ભાગની જિનશાસનની છાયાને મલિન કરવાની પ્રવૃત્તિ

રોકવા માટે તે વખતના ગચ્છનાયક શ્રીપૂજ્યની અનુમતિ મેળવી ક્રિયા ઉદ્ધાર કરનારા સવિગ્ન ગીતાર્થમૂર્ધન્ય [1]પ૦ શ્રી સત્યવિજય ગણીશ્વર ભગવતના પ્રથમ શિષ્ય પૂ૦ સુવિહિત ગીતાર્થોત્તસ પન્યાસ શ્રી [2]કર્પૂરવિજયજી મ૦ના શિષ્ય પૂ૦ પ૦ શ્રી વૃદ્ધિવિજયજી મ૦ની દીક્ષા ચાણસ્મામા થયેલી

આ સબધી ઉલ્લેખ **ઐતિહાસિક રાસ સગ્રહ** (ભા૦ ૩)મા છપાએલ "**શ્રી વૃદ્ધિવિજયગણી રાસ**"[3] (ઢા૦ ૩, ગા૦ ૯)મા નીચે મુજબ મળે છે

"શુભ મુહુરતિ આવ્યુ જાણી,
સત્તર પાત્રીશ વરસ ગુણખાણી ।
ચાણસ્મે શ્રી પાસ ભટેવા,
ભેટીને સયમ લેવા ॥"

આ સબધી વધુ હકીકત આજ ગ્રથની શરૂઆતમા સપાદકે આલેખેલ "**રાસસાર**" (પા૦ ૩૭ થી ૪૩)મા નીચે મુજબ મળે છે

"વડનગર પાસે ડાભલા[4] ગામમા પ્રકટમલ્લ પોરવાડ જ્ઞાતીય શ્રી

---

૧ આ મહાપુરુષનો સક્ષિપ્ત પરિચય આ પ્રમાણે —

આ પુણ્યાત્મા **સાડએર** (મારવાડ)ના રહીશ શા૦ **વીરચદ** શેઠ અને **વીરમદે**ના **શિવરાજ** નામે પુત્ર હતા પૂર્વ જન્મની આરાધનાના બળે ૧૪ વર્ષની વયે પૂ૦ આ૦ શ્રી **વિજયસિંહસૂરિશ્વરજી** મ૦ પાસે દીક્ષા લીધી

વિ૦ સ૦ ૧૭૨૯માં પન્યાસ પદવી થયેલ અને **વિ૦ સ૦ ૧૭૫૫ પોસ સુદી ૧૨ શનિવારે** પાટણમા સ્વર્ગવાસ પામ્યા

૨ આ મહાપુરુષનો સક્ષિપ્ત માહિતી —

આ મહાત્મા **પાટણ** પાસે નાગરોડના રહીશ શા૦ **ભીમજી** પોરવાડના પત્ની શ્રાવિકા **વીરાદે**ના પુત્ર હતા **કહાનજી** તેમનુ નામ હતુ વિ૦ સ૦ ૧૭૨૦ તેમણે પૂ૦ પ૦ શ્રી **સત્યવિજયજી** મ૦ પાસે દીક્ષા લીધી આનદપુર (વડનગર)માં પૂ૦ આ૦ શ્રી **વિજયપ્રભસૂરિ** મ૦શ્રીએ પન્યાસ પદવી આપેલી, વિ૦ સ૦ ૧૭૭૫ શ્રાવણ વદ ૧૪ દિને **પાટણ**મા સ્વર્ગવાસી થયેલા

૩ આ રાસ પ૦ શ્રી **વૃદ્ધિવિજયજી** મ૦ના શિષ્ય શ્રી **હસવિજયજી**ની પ્રેરણાથી પન્યાસજી મહારાજના ધર્મમિત્ર શ્રી **સુખસાગરજી** મહારાજે બનાવ્યો છે

૪ આ ગામ વડનગરથી ૧૨ ગાઉ હાલ પણ છે ત્યાં વિ૦ સ૦ ૧૯૫૩મા શ્રી **મહાવીર** પ્રભુનુ સુંદર બિંબ ભૂગર્ભમાથી પ્રકટ થયું ત્યારથી આ ગામ પુન સારી પ્રસિદ્ધિમાં આવ્યું છે

**આણંદસાગર** શેઠની પત્ની **ઉત્તમદે** શ્રાવિકા (સગર્ભા થયા પછી) પોતાના પીયર **વિસનગર**માં શુભ વેળાએ પુત્ર રત્નને જન્મ આપ્યો, સ્વજનોએ તેનું હુલામણું નામ **બોધો** પાડયું.

કાળાંતરે **બોધો** ઉત્કૃષ્ટ ક્રિયાપાત્ર સુવિહિત-શિરોમણિ પૂ૦ પં૦ **શ્રી સત્યવિજયજી** મ૦ના સમાગમને પામી તેઓની ભવભયહારિણી ધર્મદેશનાથી પ્રતિબોધ પામી સંયમ લેવાની ભાવના વાળો બન્યો.

માતા-પિતા આદિ કુટુંબીજનોની સંમતિ ખૂબ જ દૃઢ આગ્રહથી મેળવી સંયમની યોગ્ય કેળવણી માટે પૂ૦ પન્યાસજી મહારાજશ્રી સાથે વિહારમાં રહ્યો, તે દરમિયાન **શ્રી આવશ્યક** આદિ આચાર સૂત્રોનું વ્યવસ્થિત જ્ઞાન મેળવ્યુ. પૂ૦ પન્યાસ **શ્રી સત્યવિજયજી મહારાજ** વિહારાનુક્રમે વિચરતાં **ચાણસ્મા** નગરમાં **શ્રી ભટેવાજી** પ્રભુને ભેટવા પધાર્યા.

ત્યાં **બોધા**ની તીવ્ર વૈરાગ્ય ભાવના અને નિર્મળ પરિણતિ જોઈ શ્રી સંઘને તેની ભાવના જણાવી, તેથી **ચાણસ્મા**ના શ્રી સઘે ખૂબ જ ભાવોલ્લાસથી શાસનપ્રભાવના પૂર્વક ભવ્ય આડંબરથી દીક્ષા મહોત્સવ કર્યો, વિ૦ સં૦ ૧૭૩૫માં આ દીક્ષા મહોત્સવ ઉજવાયો. **બોધા**નું નામ પૂ૦ **શ્રી વૃદ્ધિવિજયજી** મ૦ રાખ્યુ.

(૫) વળી સત્તરમી સદીના મહાન્ પ્રભાવક **અમદાવાદ**ના નગરશેઠના પૂર્વજ **શ્રી શાંતિદાસ** શેઠના ઉપકારી ધર્મગુરૂ[1] અને **શ્રી વિજયસેનસૂરિ**

---

૧. જૈન **રાસમાળા** (ભા૦ ૧)માં છપાયેલ, **શ્રી હીરવર્ધન** શિષ્યરત્ન **શ્રી ક્ષેમવર્ધન** મુનિએ વિ૦ સ૦ ૧૮૭૦ અસાડ સુદ ૧૩ રચેલ **શ્રી પુણ્યપ્રકાશરાસ** (શાંતિદાસ શેઠનો રાસ) (૪૫ ઢાળમા **શાંતિદાસ શેઠ** અને તેના વંશજોના ધાર્મિક કર્તવ્યોની સુંદર માહીતી)ની બીજી ઢાળની ગાથા ૪ થી ૧૯મા જણાવેલ છે કે—

"સુરતમાં (**સૂરજમંડણ પાર્શ્વનાથ પ્રભુ**ના સાન્નિધ્યે) **શ્રી ચિંતામણિ મંત્ર**ની ૬ મહિનાની આરાધનાના પ્રતાપે અખૂટ સંપત્તિ અને સૌભાગ્યનું વરદાન **શ્રી મુક્તિસાગરજી** (આચાર્ય પદવી વખતે **શ્રી રાજસાગરસૂરિ મ૦** નામ થયુ) એ ધરણેન્દ્રની મારફત **શાંતિદાસ શેઠ**ને અપાવ્યુ"

આ ઉપરથી **શાંતિદાસ શેઠ**ને સામાન્ય વેપારીમાંથી તે વખતના બાદશાહના દરબારમાં અગ્રગણ્ય ઝવેરી અને **અમદાવાદ**ની નગરશેઠાઈ અપાવનાર **શ્રી રાજસાગરસૂરિ** મહારાજ જણાય છે.

મહારાજની પર પરામા સાગર શાખાના વિશિષ્ટ પ્રભાવક આચાર્ય શ્રી રાજ-સાગરસૂરિ મહારાજના પટ્ટધર પૂ૦ આ૦ શ્રી વૃદ્ધિસાગરસૂરિ મહારાજની જન્મભૂમિ ચાણસ્મા હતી

આ સબધી વધુ હકીકત ઐતિહાસિક રાસ સગ્રહ (ભા૦ ૩)મા છપાએલ શ્રી વૃદ્ધસાગરસૂરિ રાસમા છે આ રાસમા ચાણસ્મા અને ભટેવા પાર્શ્વનાથનો ઉલ્લેખ નીચે મુજબ છે

"નયર ચાણસમુ સબળ સોહાવઈ,
સુરપુર કેરી ઓપમા પાવઈ,
પુહવી પ્રસિદ્ધ કરાવઈ"
—ઢાં૦ ૧, ગા૦ ૪

"પાસ ભટેવઉ ભલી પરિ દીપઇ,
દેખી ભવિ દુ ખ દુરિ છીપઈ,
સુખ પુનમ શશી જીપઈ"
—ઢાં૦ ૧, ગા૦ ૪

આ જ પુસ્તકમા શરૂઆતમા સ પાદકે લખેલ "રાસ સાર" (પા૦ ૪૮–૪૯) મા નીચે મુજબની હકીકત મળે છે

"ગુજરાતમા ચાણસ્મા ગામ હતું, ત્યા દાતા–પરોપકારી પુરૂષો હતા, અહીં ભટેવા પાર્શ્વનાથનુ મનોહર મદિર હતું, અહીં શ્રીમાળી જ્ઞાતીય ધર્મવ ત–યશવ ત શાહ શિરોમણી શેઠ ભીમજી અને તેની પત્ની સુશ્રાવિકા ગમતાદે રહેતા હતા

એક વખતે રાત્રિએ અર્ધનિદ્રામા ગમતાદેને "આગણે કલ્પવૃક્ષ ફળ્યા"નું સુંદર સ્વપ્ન આવ્યુ, અનુક્રમે યોગ્ય સમયે વિ૦ સ૦ ૧૬૮૦ના ચૈત્ર સુદ ૧૧ રવિવારે પુત્ર જન્મ થયો તેનું નામ હરજી સ્થાપ્યુ

પૂર્વ જન્મની આરાધના અને ઘરના સ સ્કારી વાતાવરણથી હરજીનું જીવન બાલ્યકાળથી જ ધાર્મિક થવા માડ્યુ, તે વખતે વિવિધ શાસન પ્રભાવનાના કાર્યો કરતા [1]શ્રી રાજસાગરસૂરીશ્વરજી મ૦ના પરિચયને પામી સ સારના

[1] શાસન પ્રભાવક આ ચરિપુ ગવનો સ ક્ષિપ્ત પરિચય આ પ્રમાણે છે —

બંધનોથી અળગા થઈ વિ૦ સં૦ ૧૬૮૯માં **ખંભાતમાં પાટણવાસી રૂપજી દોશી**એ કરેલ મહોત્સવ પૂર્વક પોતાની માતાજી સાથે પરમ પુનિત ભાગવતી દીક્ષા સ્વીકારી, તેનુ નામ **હર્ષસાગરજી** રાખ્યુ કાળક્રમે યોગ્યતા કેળવી વિ૦

---

"ગુજરાતના **સિદ્ધપુર** (શીપોર-વડનગર પાસે)ના રહેવાસી સુશ્રાવક **દેવીદાસ**ના પત્ની સુશ્રાવિકા **કોડિમદે**ના પુત્ર હતા, તેમનુ નામ **મેઘજી** હતુ, તેમના બીજા ભાઈનુ નામ **નાનજી** હતું, વિશિષ્ટ સસ્કારોના પ્રતાપે માતાજી સાથે બન્ને ભાઈઓએ પૂ૦ ગણી **શ્રી લબ્ધિસાગરજી** મ૦ પાસે દીક્ષા લીધી, મોટાનુ નામ **મુક્તિસાગરજી,** નાનાનુ નામ **નેમસાગરજી** રાખ્યુ યોગ્ય સમયે **શ્રી મુક્તિસાગરજી** મ૦ને પન્યાસ પદ અને **શ્રી નેમસાગરજી** મ૦ને ઉપાધ્યાય પદ ગુરૂએ આપ્યુ. વિ૦ સ૦ ૧૬૭૪માં ઉપા૦ **નેમસાગરજી**નો સ્વર્ગવાસ થયો.

વિ૦ સ૦ ૧૬૭૯માં **અમદાવાદ** બિરાજમાન ગચ્છનાયક પૂ૦ આ૦ **શ્રી વિજયદેવસૂરિશ્વરજી** મ૦એ મોકલાવેલ વાસક્ષેપ પૂર્વક **નાડલાઈ** (મારવાડ)મા પ૦ **શ્રી મુક્તિસાગરજી** મ૦ને ઉપાધ્યાય પદવી થઈ.

વિ૦ સં૦ ૧૬૮૬માં આચાર્ય પદવી વખતે **રાજસાગરસૂરિ** નામ થયુ

આ સૂરિજીના ઉપદેશથી શાતિદાસ શેઠે ઘણા ધર્મકાર્યો કર્યા, અગ્યાર લાખ રૂપીઆ ધર્મ-માર્ગે ખર્ચ્યા, વિવિધ પ્રતિષ્ઠાઓ તીર્થયાત્રાના સઘો વગેરે શાસન પ્રભાવનાના કાર્યો કર્યા. સૂરિજીને ૨૮ વર્ષની વયે પંન્યાસ પદ, ૪૨મા વર્ષે ઉપાધ્યાય પદ અને ૪૯મા વર્ષે સૂરિ પદ થયેલ.

સૂરિજીનો સ્વર્ગવાસ વિ૦ સં૦ **૧૭૨૧ ભા૦ સુ** ૬ના દિવસે થયેલ. સૂરિજી મહાન તપસ્વી હતા, પાંચ વિગઈનો સર્વથા ત્યાગ રાખતા, છઠ્ઠ-અઠ્ઠમ ઘણા કરેલા, ૫૦૦૦ આયબિલ કરેલા. આ સૂરિજીથી **સાગર શાખાનો** વિસ્તાર ઘણો થયો.

**શ્રી રાજસાગરસૂરીશ્વરજી** મ૦ની શાસન પ્રભાવના અને વિદ્વત્તા આદિનો પરિચય **રાધનપુર**ના **શ્રી શાંતિનાથ પ્રભુજી**ના જિનાલયમા આ૦ **પુણ્યસાગરસૂરિ** શિષ્ય મુનિ **અમૃતસાગરજી** મહારાજે બનાવેલ ૪૦ શ્લોકના મોટા સસ્કૃત શિલાલેખમાં નીચે મુજબ મળે છે.

'तत्पदशक्रहरिदद्रिविकाशभानु, सूरीश्वरः सकललक्षणलक्षिताङ्ग' ।
श्रीराजसागरगुरुर्वरसूरिवशः सर्वागमार्थकलनादिषु शुद्धबुद्धि ॥

श्रीमत्सागरगच्छनायकतयैश्वर्यं यदीय स्फुर-
त्युच्चैः सत्व-समाधि-शील-तपसा येषा' प्रभाव क्षितौ ।
गर्जन्ति प्रतिपक्षदर्पदलने सामर्थ्यभाजः स्फुट,
वन्द्यास्ते वरसूरिमन्त्रमुदिता सद्रत्नदीपोपमा ॥"

—રાધનપુર શ્રી શાતિનાથ મદિર શિલાલેખ શ્લો૦ ૭-૮



સ૦ ૧૬૯૯ના પોષ સુદી ૧૫ ગુરૂવારે અમદાવાદમા શાહ શ્રીપાળના પુત્ર વાઘજી શાહે કરેલ મહોત્સવ પૂર્વક પૂ૦ મુનિશ્રી હર્ષસાગરજીને ૧૮ વર્ષની નાની વયે ધામધુમવી આચાર્ય પદ ગુરૂદેવના હાથે મેળવ્યુ

શ્રી વૃદ્ધિસાગરસૂરિ નામ રાખ્યુ આ૦ વૃદ્ધિસાગરસૂરીશ્વરજી મ૦નો સ્વર્ગવાસ ૬૭ વર્ષની વય વિ૦ સ૦ ૧૭૪૭ આસો સુદ ૩ દિવસે ૧૧ પ્રહર સૂર્ય ચઢચે છતે અમદાવાદમા થયો આમની પાટે પૂ૦ આ૦ શ્રી લક્ષ્મી-સાગરસૂરિ આવ્યા

આ રીતે ચાણસ્માને પોતાના જન્મથી પાવન કરનાર પૂ૦ આ૦ શ્રી વૃદ્ધિસાગરસૂરીશ્વરજી મ૦ ઇતિહાસમા આગવુ સ્થાન ધરાવે છે કે–" તેઓએ ૯ વર્ષની વયે દીક્ષા લઈ ૧૮ વર્ષની નાની વયે આચાર્ય પદવી મેળવી " આવુ ઇતિહાસમા શોધ્યુ જડે તેમ નથી

આ રીતે ચાણસ્માની ભૂમિ રત્નપ્રસૂ કહેવાય

(૬) તપાગચ્છાધિપતિ જગદ્ગુરૂ પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરીશ્વરજી મ૦ પટ્ટધર સવાઈહીરલા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરીશ્વરજી મ૦ના પટ્ટ વિભૂષણ તેમજ સાગર શાખાના અનન્ય પ્રભાવક તથા અમદાવાદના નગર શેઠ શ્રી શાંતિદાસના ધર્મગુરૂ પૂ૦ આ૦ શ્રી રાજસાગરસૂરિ મહારાજે ઉપાધ્યાય અવસ્થામા ચાણસ્મામા હાલ પ્રદક્ષિણા–ભમતીમા બિરાજમાન ચોવીશીની પ્રતિમાઓની અજનશલાકા કરાવેલ, તે વાતનો ઉલ્લેખ શ્રી ચન્દ્રપ્રભ-સ્વામીના બિબના પાછળના ભાગે કરેલ લેખમા મળે છે

" વિ० सं० १६८२ जेठ वदि उपा० मुक्तिसागर गणिभि चाणस्माग्रामे "

(૭) ઐતિહાસિક રાસ સગ્રહ(ભાગ ૪)મા છપાયેલ વિ૦ સ૦ ૧૭૯ના માગશર વ૦ ૮ રવિવારે બુરહાણપુરમા શ્રી મનમોહન પાર્શ્વનાથ પ્રભુના પસાયે પૂ૦ શ્રી રાજવિમલજીના શિષ્ય ઉપા૦ મુનિવિજય શિષ્ય મુનિશ્રી દર્શનવિજયજી મ૦ રચિત શ્રી વિજયતિલકસૂરિ રાસ (અધિ પ્રથમ ગા૦ ૧૪૪૫)મા ચાણસ્માનો ઉલ્લેખ નીચે મુજબ છે

" ચાણસમઈ ચિહુ જણે મિલીજી,
સાગર લીધા આલોચિ "

(૮) **શ્રી અંચલગચ્છપટ્ટાવલી** (પા૦ ૨૦૭)માં નીચે મુજબ ઉલ્લેખ મળે છે.

**"पूर्वं वर्धमानभाइ जयता उचली चाहणसामि वास्तव्य सासरामांहि, तव श्री भट्टेवाजीपाश्वनाथचैत्यं कारापितं संवत १३३५ वर्षे श्री अंचलगच्छे अजीतसिंहसूरीणामुपदेशेन प्रतिष्ठितं मं० जयता भार्या जयवंती पु० हपा भार्या देमाइ पु० मांडण भार्या मालणदे पुत्र रहीया भा० रहीयादे ."**

આમાં નોંધાચેલ પ્રતિષ્ઠાકારક આચાર્ય **શ્રી અજિતસિંહસૂરિ** સંબંધી **"જૈન ગુર્જર કવિઓ"** (ભા૦ પા૦ ૭૬૮)માં આ મુજબ ટૂંક પરિચય મળે છે:—

> "**અજિતસિંહ**—જન્મ વિ૦ સં૦ ૧૨૮૩, દીક્ષા વિ૦ સં૦ ૧૨૯૧, આચાર્ય પદ વિ૦ સં૦ ૧૩૧૪ અણહિલવાડ **પાટણ** શહેરમાં, ગચ્છનાયક પદ વિ૦ સં૦ ૧૩૧૬ જાલોર–સ્વર્ણગિરિ (મારવાડ)માં, તથા ૫૬ વર્ષની વચે વિ૦ સં૦ ૧૩૩૯માં સ્વર્ગવાસ."

(૯) **અંચલગચ્છની ગુજરાતી પટ્ટાવલી** (પા૦ ૯૨)માં થોડા ફેરફાર સાથે નીચે મુજબ નોંધ મળે છે.

"વિ૦ સં૦ ૧૩૪૫* (૩૫)માં **ચાણસ્મા**માં વસતા વર્ધમાન તથા જયતા શેઠે **શ્રી પાર્શ્વનાથ**નું જિનમંદિર બંધાવ્યું હતું, તથા તેની પ્રતિષ્ઠા **અંચલગચ્છાધીશ શ્રી ભુવનતુંગસૂરિજી**એ કરી હતી."

(૧૦) **જૈન ગુર્જર કવિઓ** (ભા૦ ૩)માં **ચાણસ્મા**માં લખાએલી પ્રતોની નીચે મુજબ નોંધ છે:—

૧. પા૦ ૧૩૭૦ **"વિ૦ સં૦ ૧૮૬૧ વૈશાખ ૧૨ ચંદ્ર શ્રી વિક્રમપચદંડ રાસ પં૦ ભક્તિવિજય ગણિ લિ૦ ચાણસ્મા મધ્યે."**

આ પ્રત પ્ર૦ કાંતિવિજયજી મ૦ના હ૦ લિ૦ શાસ્ત્રસંગ્રહ (પાટણ)માં છે.

---

* આ નોંધમાં ૧૩૩૫ના બદલે ૧૩૪૫ની સાલ વિચારણીય છે, પણ પ્રતિષ્ઠાકારક આચાર્ય **શ્રી ભુવનતુંગસૂરિજી**નુ નામ જોતાં દશ વર્ષના ગાળામાં ફરી પ્રતિષ્ઠા થવાની શકયતા શી રીતે ? એ રીતે સાલ અને પ્રતિષ્ઠાકારક આચાર્યનું નામ ફૂટ પ્રશ્ન બની જાય છે. ચોગ્ય ગીતાર્થ ગુરુ મહારાજ પાસે બેસી આની સગતિ કે માર્મિકતા વિચારવા જેવી છે !!!

૨ પા૦ ૧૪૩૮ "સ      મહાબલ-મલયાસુદરી રાસ ચાણસ્મામા ચૌમાસુ રહી પ૦ ખાતિવિજયેન લિ૦"

આ પ્રત ઝીંઝુવાડાના જ્ઞાનભડારમા છે

૩ "સ૦ ૧૮૭૨ ભાદરવા વદ ૭ સોમવારે શ્રી ઋષિમડલ સ્તોત્ર શુભ વિજયે આત્માર્થે લિ૦ ચાણસ્મા શ્રી ભટેવાજી પ્રસાદાત્ "

૪ પા૦ ૧૬૭૮ "સ૦ ૧૮૧૪ શ્રી શત્રુજય મહાત્મ્ય બાલાવબોધ-કાતિવિજયેન લિ૦ ભટેવા પ્રસાદાત્ "

આ પ્રત વીજાપુર (ઉ૦ ગુ૦)ના હ૦ લિ૦ જ્ઞાન ભડારમા છે

પ પા૦ ૧૬૯૨ "સ૦ ૧૮૭૮ પોષ વદી ૭ શનિ શ્રીપાલ રાસ બાલાવબોધ લિ૦ પુણ્યવિજય ગણિ ભટેવાજી પ્રસાદાત્ "

આ પ્રત શ્રી જશવિજયજી જૈન જ્ઞાનમદિર પાટણના
શ્રી જશવિજયજી મ૦ના હ૦ લિ૦ સગ્રહમા છે

આ સિવાય વિવિધ તીર્થમાળાઓ અને પ્રાચીન સ્તવનોમા ચાણસ્મા અને શ્રી ભટેવાજીના ઉલ્લેખો ઘણા મળે છે

જે સબધી હકીકત આ ગ્રથના પ્રથમ વિભાગમા "તીર્થમાળાઓમા ભટેવાજી" (પા૦ ૧૦૯ થી ૧૧૨) લેખમા તથા "શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના ઉલ્લેખો" (પા૦ ૧૧૩ થી ૧૧૬) લેખમા વિગતવાર આપેલ છે એટલે અહીં ફરીથી નોધેલ નથી

તેમા પણ પા૦ ૧૧૧-૧૧૨ ઉપર ચાણસ્માના વિશિષ્ટ ઉલ્લેખો સ્વતત્ર રીતે નોધ્યા છે ત ઉપરથી વિ૦ સ૦ ૧ ૪૮, ૧૬૫૧, ૧૬૬૧, ૧૬ ૭ અને ૧૬૮૯મા રચાએલી તીર્થમાળાઓ વગેરેમા ચાણસ્માનો ઉલ્લેખ મહત્ત્વનો નોધાયેલ જણાય છે

શ્રી જ્ઞાનવિમલસૂરીશ્વરજી મ૦ રચિત સ્તવન સગ્રહમા વિ૦ સ૦ ૧૭૮૦ (લગભગ)મા રચાયેલ શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુના સ્તવનમા ચાણસ્માનો ઉલ્લેખ છે



# ચાણસ્મા પરિચય

## ( ચાણસ્મા ક્ષેત્રની ધાર્મિક માહિતી )

ભારતવર્ષમાં વર્તમાનકાળે ગુજરાત–સૌરાષ્ટ્રમાં જૈન ધર્મની આરાધના કરનારાઓની જાહોજલાલી દેખાય છે. તેમાં પણ ગુજરાતની ધાર્મિક સમૃદ્ધિ વર્તમાન કાળે જુદી તરી આવે છે.

ગુજરાતના અનેક પ્રાંતોમાં **મહેસાણા પ્રાંત** અનેક દૃષ્ટિએ મહત્ત્વનો ગણાય છે અને ધાર્મિક રીતે વિચારીએ તો **મહેસાણા પ્રાંતમાં** કે તેની આસપાસ, પ્રાચીન, અદ્‌ભુત અને પ્રાભાવિક તીર્થસ્થાનો આવેલા છે.

આવા **મહેસાણા** પ્રાંતમાં **ચાણસ્મા** ગામ ખૂબ જ ભવ્ય ધાર્મિક સમૃદ્ધિવાળું શ્રી **ભટેવા દાદા**ના પ્રતાપે જુદું તરી આવે છે.

અહીં જૈનોના ૩૦૦ ઘરોનો જથ્થો પોતાની આગવી એકસ પીથી પ્રખ્યાત છે.

અહીં જૈનોના ઘરો ભિન્ન ભિન્ન શેરીઓમાં નીચે મુજબ વસ્તીવાળા છે.*

| | **શેરીનું નામ** | **ઘર સંખ્યા** | **વસ્તી સંખ્યા** |
|---|---|---|---|
| ૧ | નગીન પરૂ | ૮ | ૪૨ |
| ૨ | જુનો સુથારવાસ | ૨૫ | ૧૭૩ |
| ૩ | ભેંસાનવાડો | ૫ | ૨૧ |
| ૪ | લણવાડીઆનો માઢ | ૬ | ૨૪ |
| ૫ | ઘાંચી વાસ | ૪ | ૩૧ |
| ૬ | સુસરીઓ વાસ | ૩ | ૧૪ |
| ૭ | રબારીવાસ | ૧૩ | ૮૬ |
| ૮ | જીવા વણારસીની ખડકી | ૫ | ૨૩ |
| ૯ | લુહારવાસ | ૨૦ | ૧૧૩ |

* આ નોંધ વિ૦ સં૦ ૨૦૨૨ના જેઠ સુદ ૨ થી ૧૦ લગભગ સ્મારક ગ્રંથ અંગેની સ્થિરતા દરમ્યાન ઉત્સાહી યુવકો દ્વારા થયેલ, ભાવી યોગે લગભગ દોઢ વર્ષના ગાળા પછી આ ગ્રંથ છપાય છે, એટલે આંકડાની ચોકસાઈમાં ફેરફાર સંભવિત છે. –સંપાદક

| | | | |
|---|---|---|---|
| ૧૦ | નાની વાણીઆવાડ | ૨૫ | ૧૭૧ |
| ૧૧ | જીવાણીનો માઢ | ૯ | ૪૧ |
| ૧૨ | માકા દેવચદની ખડકી | ૬ | ૪૭ |
| ૧૩ | મોટી વાણીઆવાડ ન ૧ | ૨૨ | ૧૩૫ |
| ૧૪ | મોટી વાણીઆવાડ ન ૨ | ૮ | ૭૧ |
| ૧૫ | વેરાઇવામ | ૧૩ | ૭૭ |
| | | ૧૭૨ | ૧૦૬૯ |

આ પ્રમાણે કુલ ૧૭૨ ઘર અને ૧૦૬૯ની વસ્તી છે, તેમા બીજી નોધ પ્રમાણે ૪૧ ઘર વધુ ઉમેરતા ૧૭૨+૪૧=૨૧૩ ઘર ચાણસ્મામા ખુલ્લા છે

આ સિવાય ચાણસ્માના બહારગામ વસતા ૧૪૪ ઘરોની નોધ નીચે મુજબ છે

| | ગામ | ઘર | | ગામ | ઘર |
|---|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ | ૩૦ | ૧૨ | બાવળા | ૧ |
| ૨ | ઈડોર | ૧ | ૧૩ | બુરહાનપુર | ૧ |
| ૩ | કડી | ૧ | ૧૪ | ભિવડી | |
| ૪ | કલકત્તા | ૧ | ૧૫ | મહેસાણા | ૧ |
| ૫ | કાગમ (દક્ષિણ) | ૨ | ૧૬ | મુબાઇ | ૭૦ |
| ૬ | ખાટકુ ડ | ૧ | ૧૭ | ગર્બુજ | ૧ |
| ૭ | જખાવા | ૫ | ૧૮ | રૂપપુર | ૧ |
| ૮ | નવસારી | ૨ | ૧૯ | વડોદરા | ૧ |
| ૯ | નાગપુર | ૧ | ૨૦ | સાબરમતી | ૨ |
| ૧૦ | પાટણ | ૧૦ | ૨૧ | સુરત | ૩ |
| ૧૧ | પૂના | ૨ | ૨૨ | શિવગજ | ૧ |
| | | | | | ૧૩૮ |

બહારગામ વસતા ૧૩૮ ઘરોને ઘરોની સખ્યામા ઉમેરતા (૨૧૩+૧૩૮) ૩૫૧ ઘરોનો ચાણસ્માનો સઘ થાય

આ સિવાય નીચે મુજબના બહારગામના ઘરો **ચાણસ્મા**માં વસે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ઊંઝાનુ | ૧ ઘર | ૪ | ભાભરનું | ૧ ઘર |
| ૨ | કચ્છના | ૨ ઘર | ૫ | લાંઘણુજનું | ૧ ઘર |
| ૩ | પીંપરના | ૫ ઘર | ૬ | વડાવલીનું | ૧ ઘર |
| | | | | | ૧૧ |

આ રીતે ૬ ગામના ૧૧ ઘરો ઉમેરતાં ૩૬૨ ઘરનો **ચાણસ્મા**નો સંઘ થાય.

**ચાણસ્મા**માં મોટા દહેરાસર તરીકે શ્રી **ભટેવા પાર્શ્વપ્રભુનું** બે માળનું પંચશિખરી ભવ્ય જિનાલય છે. પાસે જ શ્રી **શીતળનાથ** પ્રભુનું ત્રણ ગભારા-વાળું નાનું જિનાલય છે. આ સંબંધી વધુ વિગત આગળ (ચોથા વિભાગમાં) આપવાની છે.

આ સિવાય સ્ટેશન સામે ગામથી ાા માઇલ સ્ટેશન રોડ ઉપર **વિદ્યાવાડી** નામની વિશાળ જગામાં વિ૦ સં૦ ૧૯૮૧માં સ્વ૦ પૂ૦ આ૦ શ્રી **વિજય-નેમિસૂરીશ્વર** મહારાજના ચાતુર્માસ વખતે તેઓશ્રીના શિષ્ય પૂ૦ મુનિશ્રી **વિદ્યાવિજયજી** મ૦ના સ્વર્ગવાસ નિમિત્તે દેવગુરૂ મંદિરની સ્થાપના પૂ૦ સૂરિ સમ્રાટ્શ્રીની પ્રેરણાથી થયેલ. તેમાં મૂળનાયક શ્રી **ઋષભદેવ**પ્રભુની મૂર્તિ તથા પાદુકા સાથે આદ્ય ગણધર શ્રી **પુંડરીકસ્વામી** અને શ્રી **ગૌતમસ્વામી**ની મૂર્તિઓ ઉપરાંત બીજા પણ પ્રભાવક આચાર્ય ભગવંતોની મૂર્તિઓ અને પાદુકાઓ છે. જેની વધુ વિગત આગળ (ચોથા વિભાગમાં) આવવાની છે.

ધર્મની આરાધના માટે વપરાતા મોટા ઉપાશ્રય બે છે, એક મોટા વાણીયા-વાડના કેંદ્રમાં શ્રાવિકાઓનો ઉપાશ્રય અને બીજો પુરૂષોનો ઉપાશ્રય દહેરાસરની પાસે નાની વાણીયાવાડ સામે છે. પુરૂષોનો ઉપાશ્રય બે ત્રણ ટુકડે જુદા જુદા અવસરે બન્યો છે.

આ સંબંધી વિગત હાલના ઉપાશ્રયમાં દહેરાસર પાસેની ગલીમાં પૂર્વાભિમુખ (વ્યાખ્યાનની પાટ સામેના દરવાજાની જમણે જરા છેટે ઉંચાણ પર) રહેલ શિલાલેખની નાની તકતીમાં છે.

જૈન ઉપાશ્રયનુ કલાત્મક દશ્ય–નાની વાણીઆવાડમાંથી પા. ૨૬૯



જૈન પાઠશાળા પા. ૨૭૦



શ્રી વર્ધમાન તપ આયંબિલ ખાતું પા. ૨૭૨

સૈંધાથી પ્રગટેલા મનહર
શ્રી નેમિનાથ ભગવાન
પા ૨૬૯



ચાણસ્મા જૈન સંઘના અગ્રગણ્ય ધર્મચુસ્ત શ્રદ્ધાળુ
શેઠશ્રી ખુશાલભાઈ
પા. ૨૯૬



संवत १८०५ प्रवर्तमाने श्रावण मासे शुक्ल पक्षे पाचम बुधवासरे श्रीमाली ज्ञातीय चाणस्मा निवासी शा वेचरदास फुलचद् तस्स भार्या लुहारवास चाणस्मा नगरे पोषदशाळा करावी तेनी खराजात रु ५००१ थया फतेचदजी रुपचदजी

હાલના ઉપાશ્રયની આગલી બાજુનો ભાગ બગલી વગેરે આગળનો પ્રવેશ દ્વાર (જેના ઉપર સુદર નકશીનુ કામ છે) અને ઉપાશ્રયમા ચઢવા માટેની દહેરાસર બાજુની નિસરણી તેની પાસે ટાકુ (જેમા પ્રભુજીના પ્રક્ષાલ માટે વરસાદનુ પાણી લેવાય છે) તે બધુ વિ૰ સ૰ ૧૯૭૮મા થયુ

આગળની બગલીનો ભાગ મોદી તારાચદ અમીચદની પુત્રી સુશ્રાવિકા **શ્રી ભીખીબાઇએ ગુલાબબાઇ**ના નામથી બધાવી આપ્યો ટાઢાની ઉપરનો બગલીની આગળનો પતરાવાળો ભાગ (જે પ્રથમ દેશી નળીયાવાળો હતો) તે વિ૰ સ૰ ૨૦૦૫મા બન્યો આ રીતે પુરૂષોના ઉપાશ્રયની હાલની વિશાળતા જુદા જુદા તબક્કે બનેલા ભાગોથી બનવા પામી છે

## શ્રાવિકાઓનો ઉપાશ્રય

અત્યારે શ્રાવિકાઓનો જે ઉપાશ્રય ભવ્ય-સુદર દેખાય છે, તેનો પાયો વિ૰ સ૰ ૧૯૬૬મા સુશ્રાવક **શેઠશ્રી રામચદ પરસોતમ**ની વિધવા સુશ્રાવિકા **ખેમકોરબહેને** નખાવેલ અને ૫૦૦૦ ખર્ચેલા પછી કારણ મજોગે કામ અધુરૂ રહેતા **બાબુ ચુનીલાલ પન્નાલાલ**ની વિધવા સુશ્રાવિકા **ભીખીબહેનની** લાગણીભરી પ્રેરણા તથા શ્રીનઘના અગ્રગણ્ય **શ્રી ખુશાલ શેઠ**ના અથાગ પ્રયત્નથી કામ પુરૂ થયુ વિ૰ સ૰ ૧૯૭૧ વૈશાખ વદ ૮ના મગળ દિને રાધનપુરના અગ્રગણ્ય શેઠશ્રી **મોતીલાલ મૂળજી**ના હાથે ઉદ્ઘાટન થયુ

આ ઉપાશ્રયના પ્રવેશ દ્વારના ઉપરના આગલા ભાગે વાણીઆવાડ દરવાજા સન્મુખ નીચે મુજબ શીલાલેખ છે

" મરહુમ બાબુ ચુનીલાલજી પનાલાલજી ઝવેરીના સ્વર્ગવાસી માતાજી સૌ૰ બાઈ રતનબાઈના સ્મરણાર્થે બાઈ ભીખીબાઈ તે બાબુ ચુનીલાલજી પનાલાલજીના ધર્મપત્ની તરફથી આ ઉપાશ્રય બધાવ્યો છે મીતી સવન ૧૯૭૧ના માગશર સુદ ૧ ને વાર સોમ "

### બજારનો ઉપાશ્રય

આ સિવાય બજારમાં મોટી વાણીઆવાડ સામે પરબડી પાસે ગોરજીના ઉપાશ્રય તરીકે ઓળખાતો વિશાળ ભવ્ય ઉપાશ્રય છે. જેની નીચે ભાડે આપેલી દુકાનોછે, ઉપર મોટો ઉપાશ્રય છે, ક્યારેક વિશિષ્ટ પ્રસંગે વ્યાખ્યાન, ઓચ્છવ કે રચના આદિ પ્રસંગે વપરાય છે. આ ઉપાશ્રય વિ૦ સં૦ ૧૯૭૫–૭૬ સુધી **ગોરજી લખમીચંદજી** હસ્તક હતો, પછી શ્રી સંઘના વહીવટમાં આવ્યો, ત્યાર પછી આ ઉપાશ્રયને ફરીથી બાંધી વિશાળ બનાવ્યો, નીચે ભાડે આપી શકાય તેવી દુકાનો બનાવી. આ બધું કામકાજ તે વખતના અગ્રગણ્ય સુશ્રાવક શ્રી **રવચંદ આલમચંદ, ડાહ્યાચંદ રામચંદ** અને **વાડીલાલ નાગરદાસ** આ ત્રણ જણાએ ખંતથી લાગણી પૂર્વક કરાવ્યુ.

### ધાર્મિક પાઠશાળા

આખા ગુજરાતમાં નમૂનેદાર, ધાર્મિક ક્રિયાઓના સંસ્કાર સાથે ધાર્મિક અભ્યાસ શુદ્ધ અને વધુ પ્રમાણમાં કરાવનાર અહીંની પાઠશાળા છે.

વિ૦ સં૦ ૧૯૬૦માં આ પાઠશાળા શેઠ **ગોડદભાઈ કપૂરચંદે** ધર્મપ્રેમથી શરૂ કરેલ, પછી વિ૦ સં૦ ૧૯૬૪માં તેનું વ્યવસ્થિત સ્વરૂપ થયુ, શરૂઆતમાં **વાડીભાઈ** નામે વૃદ્ધ શ્રાવક શિક્ષક તરીકે હતા. ત્યાર પછી અહીંની પાઠશાળામાં શ્રી સંઘના ધાર્મિક સંસ્કારોના બાગની ખીલવણી રૂપ સેવા આપનારા નીચે મુજબના પુણ્યાત્માઓ શિક્ષક તરીકે આવેલા તેની નોંધ આ પ્રમાણે છે.

| નામ | ક્યાંથી ક્યાં સુધી | નોંધ |
|---|---|---|
| ૧ જશરાજભાઇ | ૧૯૬૫ થી | જેઓએ દીક્ષા વિ૦ સં૦ માં લીધી. **સુમતિવિજયજી** નામ હતું. |
| ૨ ત્રિભોવનદાસ દલીચંદ | ૧૯૭૧ થી ૧૯૮૧ | દિક્ષા લીધી ૧૯૮૧ માં હાલ પૂ૦ આ૦ રામસૂરિ૦ (પૂ૦ આ૦ અમૃતસૂરીશ્વર શિષ્યરત્ન) |
| ૩ ચંદુલાલ ભૂદરદાસ | ૧૯૮૨ થી ૧૯૮૫ (!) | ઉણના રહીશ |
| ૪ ચીમનલાલ ભાયચંદ | ૧૯૮૫ થી (!) | વાવના રહીશ |

| | | | |
|---|---|---|---|
| ૫ હરગોવનદાસ સપ્રીતચદ | ૧૯૯૮ વૈશાખથી ૨૦૧૦ મહા વદ ૧૦ સુધી રહ્યા | હાલ કપડવજમા ધર્મ શિક્ષક છે |
| ૬ કનકરાજ તખતમલ | ૨૦૧૧ થી ૨૦૧૬ (!) | હાલ ફાલના(મારવાડ)મા છે |
| ૭ બાબુભાઇ મનસુખરામ માડલવાળા | | હાલ પાલીતાણા |
| ૮ કનૈયાલાલ ફકીરચદ વલાણી | વિ૦ સ૦ ૨૦૧૭ જે૦ સુ૦ ૧૧થી વિ૦ સ૦ ૨૦૧૯ સુધી | હાલ ગોધરામા ધર્મ શિક્ષક છે |
| ૯ સઘવી ગુણવતલાલ મફતલાલ ભાભરવાળા | વિ૦ સ૦ ૨૦૨૦ ના કારતક વદ ૬ થી | હાલમા ચાલુ છે |

પાઠશાળામા મોટી ઉમરની તથા મધ્યમ વયની શ્રાવિકાઓ અને નાના બાળક–બાળિકાઓ યથાનુકૂળ સમયે ધાર્મિક જ્ઞાન સુરૂચિ સાથે ઉમગથી મેળવે છે

જેમા હાલમા અભ્યાસ કરનારા તરીકે મોટી ઉમરની શ્રાવિકાઓ ૩૦, મધ્યમ વયની ૪૦, અને નાની બાળિકાઓ ૧૧૦, નાના બાળકો ૭૫ આ રીતે લગભગ ૨૫૦ પુણ્યાત્માઓ ધર્મના અમૃતમય જ્ઞાન મેળવવાનો પ્રયાસ કરી રહ્યા છે

પાઠશાળામા પચ પ્રતિક્રમણ (મૂળ તથા અર્થ), નવસ્મરણ, ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય, છ કર્મગ્રથ, બૃહત્ સગ્રહણી, લઘુક્ષેત્રસમાસ, શ્રી તત્ત્વાર્થસૂત્ર, પચ સગ્રહ, વૈરાગ્ય શતક, સિંદૂરપ્રકર વગેરેનો અભ્યાસ મૂળ તથા અર્થ સાથે કરાવાય છે

જેમા હાલમા શ્રાવિકાઓમા ઉચ્ચ અભ્યાસી તરીકે **ચપાબહેન હેમચદભાઈ** છે જેમનો અભ્યાસ મૂળ તથા અર્થમા પચ પ્રતિક્રમણ, નવસ્મરણ, ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય, ૭ કર્મગ્રથ, બૃહત્ સગ્રહણી (મૂળ), શ્રી પચસગ્રહ ભા ૧–૨, વૈરાગ્ય શતક, સિંદૂર પ્રકરનો છે

છોકરીઓમા સૌથી વધુ અભ્યાસ **ચદ્રિકાબેન સુદરલાલનો** છે, જેણીએ પચપ્રતિક્રમણ, નવસ્મરણ, ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય, છ કર્મગ્રથ, લઘુક્ષેત્ર સમાસ, શ્રી તત્ત્વાર્થસૂત્ર, બૃહત્ સગ્રહણી, વૈરાગ્ય શતક, સિંદૂર પ્રકર, શ્રી શત્રુજય લઘુકલ્પ વગેરેનો (મૂળ તથા અર્થ) અભ્યાસ કરેલ છે

છોકરાઓમા વધુ અભ્યાસી તરીકે **વિજયકુમાર રમણલાલ** છે, જેનો

અભ્યાસ પચ પ્રતિક્રમણ મૂળ, મોટા અતિચાર, નવસ્મરણ અને વંદિત્તુ સૂત્ર સુધીના અર્થનો છે.

આ સિવાય **ચાણસ્મા** ક્ષેત્રની વિશિષ્ટતા રૂપે લગભગ દરેક બાળક-બાળિકા ઓછામાં ઓછા બે પ્રતિક્રમણ સુધી તો ભણે જ છે.

પાઠશાળામાં અભ્યાસ કરેલ વિદ્યાર્થિનીઓમાંથી લગભગ ૩૦થી ૩૫ કુમારિકા અને ૧૫થી ૨૦ શ્રાવિકાઓએ દીક્ષા લીધી છે.

છેલ્લી દીક્ષા **સૂર્યાબહેન અનોપચંદ**ની વિ૦ સં૦ ૨૦૨૨ના જેઠ વદ ૫ ના થઇ, જેનુ નામ હાલ **શીલમાલાશ્રીજી** બન્યુ છે

પાઠશાળાનું મકાન વિ૦ સં૦ ૧૯૮૭માં શા૦ **દલીચંદ કિશોરચંદ** તરફથી રૂ. ૫૦૦૦ની સખાવત, બાકી શ્રી સઘના ખર્ચે નવેસરથી પાકુ બંધાયુ છે.

પૂ૦ સ્વ૦ આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત **શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજ**ના સસારી ભાઇ પૂ૦ પં૦ **મણિવિજયજી** મ૦શ્રીએ ચાણસ્માની અંદર **નિત્ય વિનય જીવન મણિ જૈન પુસ્તકાલય** નામની સસ્થા શરૂ કરેલી અને તેમના સ્વર્ગવાસ થયા પછી તેમના શિષ્ય પૂ૦ સ્વ૦ **કુમુદસૂરીશ્વરજી** મ૦ સા૦એ છાણી વિ૦ના તેમના ગુરૂના ભંડારો ગુરૂની લેખિત આજ્ઞાનુસાર આ સસ્થાના વહીવટ કરનાર **મનસુખલાલ ડાહ્યાચંદ**ના નામનો રજીસ્ટર્ડ લેખ કરી સોપેલ, તે ભંડારો પૈકી છાણીનો ભંડાર તેઓ અત્રે લાવેલા તે હાલ અહીંયા મોજુદ છે, અને ઘણો ઉપયોગી છે. જેનુ કામકાજ દેખરેખ સંઘ તરફથી **સ્વ૦ હઠીસીંગ ખૂબચદ** કરતા હતા.

## શ્રી વર્ધમાન આયંબિલ તપ ખાતું

**ચાણસ્મા**ની અંદર શાશ્વતી બન્ને ઓળીઓ **પાટણ**ના શેઠ **મણિલાલ હીરાચંદ** તરફથી કરાવાતી હતી સવત ૧૯૮૭ની સાલે સ્વ૦ પૂ૦ **આચાર્યદેવ શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી** મ૦નું ચાતુર્માસ થતાં તેમની પ્રેરણાથી કાયમી આયબિલ ખાતું શરૂ થયુ અને આયંબિલ ખાતાના મકાનની કાયમી જરૂરીઆત હતી, તેથી પૂજ્ય આચાર્ય મ૦શ્રીએ અહીંના સ્વ૦ શેઠ **પ્રેમચંદભાઈ કરસનદાસને** પ્રેરણા કરેલી અને તેમને ભાવના પણ પ્રકટેલી. તેઓના સ્વર્ગવાસ પછી તેમના સુપત્ની શ્રાવિકા **મેનાબેને** રૂ. ૨૦૦૦૦ જેટલી મોટી રકમ



**ધર્મપ્રેમી સ્વ કુબેર ભગત**

જન્મ દિ ૧૯૩૮ માગ સુ ૧૦ સ્વર્ગ દિ ૨૦૧૩ આસો વદ ૨

ચાણસ્માના ધર્મિક વાતાવરણના પાયા મજબુત કરનારા અનેક ભાવિકોમા તેજસ્વી તારક રૂપે સ્વ **કુબેરદાસ છગનલાલ** (સવડીયા) હતા, જેઓ પાટીદાર જ્ઞાતિમા જન્મ્યા છતા પૂર્વ જન્મના શુભ સસ્કારોથી જૈન ધર્મ અને વીતરાગ પ્રભુના શાસન પ્રત્યે ખૂબ જ ભાવ ધરાવતા હતા

તેઓ ચુસ્ત શ્રદ્ધાળુ હોવા ઉપરાત વીતરાગ પ્રભુની ભક્તિ, સાધુ સાધ્વીની વૈયાવચ્ચમા ખૂબ રસ ધરાવતા હતા

તેઓ દર પર્યુષણમા છ૦ કે તેથી વધુ તપસ્યાવાળાઓને બહુમાનપૂર્વક પારણું કરાવી શ્રીફળની પ્રભાવના કરી હાર્દિક અનુમોદનાપૂર્વક તપસ્વીઓની ભક્તિ કરતા હતા

તેઓએ સિદ્ધગિરિ, શખેશ્વરજી, ભોયણી આદિ તીર્થોની યાત્રા પણ કરેલી

તેઓ શ્રી સઘની ધાર્મિકતાના ટકાવમા અગત્યનો ફાળો નોધાવતા હતા

તેઓના ધાર્મિક જીવનના કારણે લોકોની જીભે તેઓ **કુબેરભગત** ના નામથી વસ્યા હતા [જુઓ પૃ ૭૭૪]

આપી મકાન કરાવી આપ્યુ અને સ૦ ૨૦૦૬ના શ્રાવણ વદ ૭ના રોજ શ્રી સંઘને અર્પણ કરેલ છે જેનો લેખ નીચે મુજબ મકાન ઉપર લખેલ છે

**જૈન વર્ધમાન તપ આયબિલ ખાતાનુ મકાન સ્વ૦ શેઠ શ્રી પ્રેમચદ કરશનદાસ સ્મરણાર્થે તેમના વિધવા પત્ની મેનાબાઈએ રૂ. ૨૦૦૦૦ ખર્ચી ૨૦૦૬મા બધાવી શ્રી સઘને અર્પણ કર્યું છે**

**શ્રાવણ વદ ૭ શનીવાર તા ૧૯-૮-૧૯૫૦ વી૦ સ૦ ૨૪૭૬**

જેનો વહીવટ હાલ ચાણસ્મા શ્રી જૈન સઘ કરે છે

**જૈન મહાજન પેઢી**

**ચાણસ્મા** શ્રી સઘના ધાર્મિક નાના-મોટા હરેક કાર્યોની વ્યવસ્થા માટે ભૂતકાલીન સુશ્રાવકોએ દીર્ઘ દષ્ટિ વાપરી પ્રાય વિ૦ સ૦ **૧૯૫૪**થી **જૈન મહાજનની** પેઢી સ્થાપી દરેક ખાતાની સુવ્યવસ્થિત હિસાબી, આર્થિક, વહીવટી કાર્યપદ્ધતિના બધારણથી કામ કરવાની વ્યવસ્થા ગોઠવેલી

આ પેઢીના મહેતાજી તરીકે સેવા આપનારા સુશ્રાવકોની નોધ આ પ્રમાણે છે

| | |
|---|---|
| ૧ શા જીવરાજ ભૂખણદાસ | ૫ ખોડીદાસ પટેલ |
| ૨ શા નથુચદ દલછાચદ | ૬ શા પોપટલાલ ધનજી |
| ૩ સુખરામ બ્રાહ્મણ | ૭ શા મગળદાસ કાળીદાસ મણિયાર |
| ૪ શા પ્રેમચદ ત્રિભોવનદાસ કોઠવાળા | આ ભાઈ વિ૦ સ૦ ૨૦૦૨થી આજ સુધી એકધારી ખતપૂર્વક સેવા આપી રહ્યા છે |

આ પેઢીનો વહીવટ શ્રીસઘના અગ્રગણ્ય ધર્મનિષ્ઠ સુશ્રાવકો મળીને વિવેકબુદ્ધિથી ચલાવતા હતા જેમા **ખુશાલ શેઠ, રવચદ વકીલ, વાલચદ કચરાભાઈની** કાર્યક્ષમતા અને દીર્ઘદષ્ટિએ અગત્યનો ભાગ ભજવ્યો છે

આમા સૌથી વધુ ધ્યાન ખેચે એવી બીના તો એ છે કે-**ચાણસ્મા** શ્રીસઘના પરમ પુણ્યપ્રકર્ષને સૂચવનારી **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુની** છત્ર છાયાના પ્રતાપે અહીંના પાટીદારોમા પણ જૈન ધર્મની છાયા ફેલાયેલ જેના પરિણામે કેટલાક પાટીદારો ચુસ્તપણે જૈન ધર્મના અનુયાયી બની આબાલ ગોપાળ બધાના પ્રશસાપાત્ર બનેલા, તેઓના નામો આજે તેમના સબધીઓ (જૈન ધર્મને અનુસરનારા નહીં છતા) પોતાનુ ગૌરવ જાળવે છે

જેમ કે-વિ૦ સં૦ ૧૮૭૨ ફા. સુ. ૩ની થયેલી પ્રતિષ્ઠામાં ઉમંગભેર ભાગ લેનાર પટેલ **ઉમેદભાઈ શંભુદાસથી** ચોથી પેઢીએ (**ઉમેદ શંભુ, ગોવિંદ ઉમેદ, માધવજી ગોવિંદ** અને **મોહન માધવ**) **ચતુરદાસ મોહનલાલ** આજે પણ સાધુઓની ભક્તિ, વ્યાખ્યાન-શ્રવણ આદિમાં રસપૂર્વક ભાગ લે છે.

આજ રીતે **ઉમેદ-શંભુથી** ત્રીજી પેઢીએ **મોહનભાઈ** (ચતુરભાઈના દાદા) ચુસ્ત રીતે જૈન ધર્મનું પાલન કરતા હતા. વળી **છગનભાઈ** લહેરદાસ (વિ૦ સં૦ ૧૯૧૨ જન્મ, મૃત્યુ ૧૯૮૫ ચૈત્ર) તથા તેમના પુત્ર **કુબેર પટેલ** (જન્મ વિ૦ સં૦ ૧૯૩૭ મૃત્યુ ૨૦૧૩ આસો વદ ૨) ચુસ્ત જૈનધર્મી હતા.

પેઢી દ્વારા તે તે ધર્મક્ષેત્રોની સુવ્યવસ્થા બદલ સૌથી વધુ યશસ્વી નામ **ગોદડ મહેતા** નુ આજે પણ લોકજીભે રમી રહેલ છે.

**ગોદડ મહેતા** ખૂબ જ શક્તિશાળી કાર્યક્ષમ અને ધગશવાળા હતા, તેઓ તલાટી હતા. સત્તા સાથે વિવેકનો વિરલ સુમેળ તેમનામા હતો. પેઢીના વહીવટમાં ખૂબ જ ચીવટ રાખી ખાતા વાર દરેક નાની મોટી હિસાબી ઝીણવટ ચોકસાઇથી રાખતા.

એમ કહેવાય છે કે-તેઓને મહાજનની પેઢીનો આખો ચોપડો લગભગ નજર સામે હતો. કયા ખાતામાં કેટલી રકમ છે? આવક-જાવક શી છે? વગેરે ઝીણી હકીકતોના ખ્યાલ સાથે આખુ સરવૈયુ લગભગ મોઢે હતું, મહેતાજી ચોપડા જોઈને કાગળ પર હિસાબ-ગણિત કરીને પણ ભૂલ કરી બેસતા, પણ **ગોદડ શેઠ** આખી પેઢીનો જીવંત ચોપડો, કદી ભૂલ ન ખાય!

આ ઉપરાત **ગોદડ મહેતાની** ધાર્મિકતા, તેમજ વિશિષ્ટ સ્મરણશક્તિ બદલ એમ પણ કહેવાતું કે-પાછળના કેટલાક વર્ષોમાં આંખની તકલીફ ઘણી રહી, લગભગ પ્રજ્ઞાચક્ષુ જ તેઓ બની ગયેલા છતાં લાકડીના ટેકે કો'કના સહારે નિયમિત રોજ વ્યાખ્યાનમાં આવે, અને વર્ષોથી વ્યાખ્યાન શ્રવણ કરવાના પ્રતાપે સામાન્ય કો'ક સાધુ શરતચૂકથી કે ગમે તેમ પણ 'જરા આડું અવળું' બોલો કે, **ગોદડ મહેતા** ટકોરે કે-મહારાજ! આમ કેમ? આખું **કલ્પસૂત્ર** અક્ષરેઅક્ષર મોંઢે! તેથી વ્યાખ્યાનમાં કો'ક મહારાજ કો'ક સૂત્રનો અર્થ કરવો ભૂલી જાય તો **ગોદડ મહેતાની** જાણ બહાર ન જાય!

આ ઉપરથી **ગોદડ મહેતા ચાણસ્મામાં** હતા ત્યા સુધી જે–તે સાધુ પાસે બેસવાની હિંમત પણ કરતા નહીં

આવા **ગોદડ શેઠે** પેઢીના વહીવટમા ખૂબ જ ચોકસાઇ પૂર્વક સુવ્યવસ્થા સ્થાપેલી, તેના પ્રતાપે આખા ભારતમા લગભગ બધે નવા જમાનાના ધોરણે ચુ ટણી પ્રથા અને પ્રમુખ–ઉપપ્રમુખ વગેરે અનર્થકારી તત્ત્વો પેસી જવા છતા **ચાણસ્મામા** અમુક ખુટ–જ્ત્થાના ધોરણે નીચે મુજબના દશ શેઠીઆઓ શ્રીસઘ તરફથી વ્યવસ્થિત વહીવટ ચલાવી ધર્મતત્રની સુવ્યવસ્થાના પુરાવા રૂપ બની રહ્યા છે

શ્રી સઘના ધાર્મિક વહીવટને સભાળનારા દશ શેઠીઆઓ

| | |
|---|---|
| *૧ શે૦ શિવલાલ ફુલચદ | ૬ શેઠ ત્રીકમલાલ વાડીલાલ |
| ૨ શેઠ ગોવિદજી કરમચદ | ૭ શેઠ પોપટલાલ બાપુલાલ |
| ૩ શેઠ ચદુલાલ વાલચદ | ૮ શેઠ રિખવચદ કેવળચદ |
| ૪ શેઠ પોપટલાલ હીરાચદ | ૯ શેઠ ગભરૂચદ નાગરદાસ |
| ૫ શેઠ લીલાચદ હાલાચદ | ૧૦ શેઠ શિવલાલ નહાલચદ |

આમાથી જ્યારે જે ખૂટ–જ્ત્થાના શેઠ સ્વર્ગત થાય તો તેજ ખૂટમાથી યોગ્ય વ્યક્તિને તે સ્થાને નીમી દેવામા આવે છે

આ રીતે સમજણપૂર્વક દશ શેઠીઆઓનુ સમવાયી તત્ર ધાર્મિક ક્ષેત્રે સુવ્યવસ્થિત રીતે સચાલન ચલાવે છે

---

* અત્યત ખેદની વાત છે કે–આ સ્મારક ગ્રથ તૈયાર કરવા માટેની પ્રેરણા આપનાર અને **ભટેવાના** ના જિનાલયના ૧૫ વર્ષની ઉજવણી માટે ખૂબ જ ખત–લાગણી ધરાવનાર તે માટે **પૂ૦ ઉપાધ્યાયશ્રી ધર્મસાગરજી** મ૦ને વિનતિ માટે દૂર દૂર મારવાડના પ્રદેશમા પણ સઘના ભાઈઓને મોકલીને અને નાજુક તબિયતે નુણાવાડા કપડવજ, કરબટીયા આદિ સ્થળે જાતે જઈને પણ ખૂબ જ લાગણી પૂર્વક આ કાર્યને દીપાવવા માંગનાર **શિવલાલભાઈ** ભાવી યોગે ૬–૭ મહિનાથી પથારીમાં છતા પણ ઉજવણી અને સ્મારક ગ્રથ અગે વારવાર પૂ૦ મહારાજશ્રીને પત્રાદિ દ્વારા લાગણી વ્યક્ત કરવા છતા છેવટે વિ૦ સ૦ ૨૦૨૨ શ્રા૦ વ૦ ૮ રાત્રે સમાધિપૂર્વક સ્વર્ગવાસ પામ્યા સઘના અનેક કાર્યોમા જાતમહેનત દેખરેખથી કામ ચીવટથી કરાવનાર એક જ વ્યક્તિ ચાણસ્મામા હતા ખરેખર તેઓનો દેહવિલય થવા છતા પણ તેમના ગુણો અને શાસનસેવા આદિથી આજે પણ ગુણાનુરાગી જનતાનુ હૈયું ભાવ થાય છે

# ચાણસ્માનો ચમત્કાર

વીતરાગ પરમાત્માના શાસનમાં આરાધક ભાવને વધુ મુખ્યતા આપેલ છે. ચમત્કારને મહત્ત્વનું સ્થાન નથી, છતાં બાળજીવોની આરાધક મનોદશાના ઘડતરમાં ઘણીવાર સમજણ, ઉપદેશ કે પ્રેરણા કરતાં વિશિષ્ટ અદ્‌ભુત બનાવો–પ્રસંગો ચમત્કાર રૂપે મહત્ત્વનો ફાળો નોંધાવે છે.

ચમત્કારો માત્ર ધર્મની આરાધનામાં ઘટેલ શ્રદ્ધાના બળને કેળવણી આપવા માટે જણાવાય છે. લોકોની વૃત્તિઓને ચમત્કારોથી ઉશ્કેરી તાત્કાલિક ધર્મના માર્ગે આગળ ચઢાવી ગીતાર્થ પુરૂષો યોગ્ય પરિકર્મણા કરી ધર્મની આરાધનાનું કાયમી સ્વરૂપ પ્રાથમિક કક્ષાના આરાધકોના હૈયામાં અંકિત કરતા હોય છે.

**ચાણસ્મા** ક્ષેત્ર પતિતપાવન જગવત્સલ **શ્રી ભટેવા પાર્શ્વનાથ** પ્રભુના જાગૃત અધિષ્ઠાયકની શુભ લાગણીથી વિવિધ રીતે ધર્મના માર્ગે વધતું રહ્યું છે.

ક્યારેક કાળક્રમે તેમાં મંદતા આવે ત્યારે "**सम्मद्दिट्ठिसमाहिगराणं**" આર્ષ વાક્યને અનુસરી સમ્યગ્‌દૃષ્ટિ દેવો આરાધક પુણ્યાત્માઓની શિથિલ બનેલી ધર્મશ્રદ્ધાને મજબુત કરવા જરા ઇશારો બતાવી '**ધર્મ–શાસનનો જ્વલંત પ્રભાવ હજી પણ હૈયાત છે**' એવી પ્રતીતિ આરાધક પુણ્યાત્મા અને સામાન્ય જનતાને કરાવી આપે છે.

નીચેનો પ્રસંગ આ રીતે **ચાણસ્મા**ના ધાર્મિક પુણ્યાત્મા ઉપરાંત અનેક આરાધક ભવ્યાત્માઓની ધર્મજાગૃતિ કરનાર હોઇ અહીં રજુ કરાય છે.

વિ૦ સં૦ ૨૦૧૨માં આગમોદ્ધારક, આગમસમ્રાટ્ ધ્યાનસ્થ સ્વ૦ પૂ૦ આ૦ **શ્રી આનંદસાગરસૂરીશ્વરજી** મ૦ના પ્રથમ શિષ્યરત્ન ક્રિયાપાત્ર પૂ૦ પં૦ **શ્રી વિજયસાગરજી** મ૦ના શિષ્યરત્ન શાન્તસ્વભાવી પૂ૦ ગણિવર્ય શ્રી **લબ્ધિ-સાગરજી** મ૦ (તે વખતે મુનિ હતા), વિદ્વદ્વર્ય કર્મગ્રંથાદિવિચાર ચતુર પૂ૦ મુનિશ્રી **સૂર્યોદયસાગરજી** મ૦ તથા સેવાભાવી પૂ૦ મુનિશ્રી **યશોભદ્રસાગરજી** મ૦નું ચાતુર્માસ હતું.

ચાતુર્માસ દરમ્યાન અનેક ધર્મકાર્યો થયેલા **શ્રી ભટેવાજી** દાદાના શિખર ઉપર અને બીજા શિખરો પરના ધ્વજાદંડ જીર્ણ થઇ ગયેલા તેથી **ગણિવર્ય** શ્રીએ નૂતન ધ્વજાદંડ ચઢાવવા માટે શ્રીસંઘને પ્રેરણા આપી

પરિણામે વિ સં ૨૦૧૩ના માહ સુદ ૧૦ના મંગળ દિને નૂતન ધ્વજા દંડારોપણનું નક્કી થતા સંઘ તરફથી અઠ્ઠાઇઓચ્છવ ચાલુ થયો, જોગાનુજોગ તારકવર્ય પૂ૦ ગુરુદેવશ્રીની સાથે **શીરોહી** (રાજસ્થાન) ચાતુર્માસ પછી **ગઢ-સિવાણા, નાકોડાજી** વગેરે બાજુ થઇ **ડીસા, ભીલડીયાજી, રાધનપુર** થઇ **શંખેશ્વર** તીર્થે આવવાનું થતા **ચાણસ્મા** શ્રી સંઘના અને ગણિવર્ય **શ્રી લબ્ધિસાગરજી** મ૦ના ભાવભર્યા આગ્રહને માન આપી **ચાણસ્મા** આવવાનું થયેલ

**શ્રી ભટેવાજી** દાદાના શિખર પર ધ્વજાદંડને વાસક્ષેપ કરવા પૂ૦ તારકવર્ય ગુરૂદેવશ્રી હતા, શ્રી **મહાવીર** **પ્રભુ**ના શિખર પર ધ્વજાદંડને વાસક્ષેપ કરવા પૂ૦ગણિવર્ય શ્રી **લબ્ધિસાગરજી** મ૦ હતા, અને શ્રી **ભીડભંજન પાર્શ્વનાથ**ના શિખર પર વાસક્ષેપ અર્થે પૂ૦ ધર્મસ્નેહી શ્રી **સૂર્યોદયસાગરજી** મ૦ની સાથે ભાગ્ય યોગે આ પંક્તિઓના લેખક સેવકને પણ હાજર રહેવાનુ સૌભાગ્ય મળેલ

મંગળમુહૂર્તે "पुण्याह-पुण्याह"ના મંગળ ઘોષ વચ્ચે **શાસનદેવના** જયનાદ સાથે ત્રણે શિખર પર ધ્વજાદંડારોપણ થયા પછી વાસક્ષેપ કો'ક એવા મંગળ ચોઘડીએ થયો કે--

થોડા દિવસો પછી રોજ રાત્રે ૯ાા-૧૦ પછી ત્રણે શિખરો ઉપર રંગ બેરંગી ટ્યૂબલાઇટ જેવો ઠંડો પ્રકાશ ઠેઠ સવારે ૩-૪ વાગ્યા સુધી રહેતો શરૂમા તો કોઇને ખ્યાલ ન આવ્યો

એક વખતે મોટી વાણીયાવાડમા રહેતા ભાઇઓનું અચાનક ધ્યાન જતા 'આ શું?' કુતૂહળથી તપાસ કરી આજુબાજુથી કોઇ બેટરી કે લાઇટનો પ્રકાશ નાખે છે કે શું? ખૂબ ઝીણવટથી તપાસ છતા બાહ્ય કોઇ કારણ ન મળ્યુ તથા રાતના ૯-૧૦ પછી શરૂ થાય ૧૨કે૧ સુધી ઘેરો પ્રકાશ (લાલો, પીળો, વાદળી) વિવિધ રંગનો રહે, ૩-૪ વાગતા ધીમે ધીમે ઝાંખો થઈ અલોપ થાય

આ ઉપરથી સમજુ વિવેકી પુણ્યાત્માઓએ અધિષ્ઠાયક દેવની લીલા સમજી ખૂબ જ ભક્તિભાવ સાથે રાત્રે કલાકોના કલાકો સુધી પ્રકાશના દર્શન કરી હૈયામાં વીતરાગ પ્રભુની ભક્તિના પ્રકાશનો પાથરતા.

ધીમે ધીમે બીજા મહોલ્લાના જૈનોને અને ગામના પાટીદાર, બ્રાહ્મણ, ખેડૂત, મુસ્લીમ, કોળી, વાઘરી યાવત્ તમામ જૈનેતર પ્રજાને ખબર પડવાથી મોટી વાણીયાવાડ ટોળાબંધ દર્શકોથી ભરાવા માંડી.

સ્થાનિક છાપાઓમાં પણ આ સમાચાર ચમકયા, તેથી બહારથી કુતૂહળ પ્રેમી અને ભાવુક જનતાનો ધસારો **ચાણસ્મા** તરફ થવા માંડયો.

**અમદાવાદ**ના છાપાઓમાં પણ આ સમાચાર તેઓના ખબરપત્રી તરફથી પ્રગટ થતાં ગાડીભાડુ ખર્ચીને પણ હજારો લોકો **ચાણસ્મા** આવવા માંડયા અને કલિકાળમાં પણ ધર્મના પ્રભાવને નિહાળી ધર્મપ્રેમી જનતા ધર્મશ્રદ્ધાને મજબૂત કરવા લાગ્યા. બુદ્ધિવાદી માનસ ધરાવનારા અને દેવ-સૃષ્ટિમાં વિશ્વાસ નહીં ધરાવનારા નાસ્તિક પ્રાય સુધારકો પણ મોમાં આંગળા ઘાલી દેવતાઓના ચમત્કારોમાં આસ્થાવાળા બન્યા.

આ રીતે લગભગ મહિના સુધી ત્રણે શિખરો ઉપર દિવ્ય પ્રકાશ ચાલુ રહ્યો.

આ **ચાણસ્મા**નો આ ચમત્કાર અનેક પુણ્યાત્માઓના હૈયામાં ધર્મની શ્રદ્ધાને સજીવન રાખનારો નિવડયો.

### હાર્દિક-પ્રાર્થના

જગતારણ જગવાલહો, તું જગહિત જયકાર।
જે તુજ શરણે નિત્ય રહે, તે તરીયા સંસાર ॥

તુજ વિણ ઇણ સંસારમા, શરણ નહીં કોઇ સ્વામ।
તુજ ચરણોથી પામીએ, અનંત સુખોનું ધામ ॥

—શ્રી જિનેન્દ્ર સ્તુતિસંગ્રહ પા૦ ૩ માંથી



# 卐 ચાણસ્માના શ્રી નેમિનાથ પ્રભુ 卐

**ચાણસ્મા**મા મૂળનાયક પ્રભુ શ્રી **ભટેવા પાર્શ્વનાથ** છે, તેમ છતા ઉપરના શીર્ષકમા શ્રી **નેમનાથ** પ્રભુનુ નામ જોઇ વાચકોને સભ્રમ થશે કે આ શું ?

નામની પ્રસિદ્ધિ સ્વત અને પરત બે રીતે થાય છે, શ્રી **ભટેવા પાર્શ્વનાથ** પ્રભુનુ નામ સ્વત પ્રસિદ્ધ છે, પણ શ્રી **નેમનાથ** પ્રભુનુ નામ પરત પ્રસિદ્ધ થયુ છે, તે આ રીતે —

**ચાણસ્મા**ના જિનાલયને ફરતી ચોવીશીમા પાછળ મોટી દેવ-કુલિકામા શ્વેત પાષાણની ૩ાા ફૂટ લગભગની ભવ્ય મનોહર આહ્લાદક મૂર્તિ શ્રી **નેમિનાથ પ્રભુની** છે, જેને જોતા આખો ધરાય નહિ, અને પ્રશમરસનિમગ્ન મનહર મુખને વારવાર જોઇ પરમ આત્મિક શાતિ અનુભવાય છે, તે મૂર્તિ સબધી નીચેની વિગત ધ્યાનમા લેવાથી પરત પ્રસિદ્ધિ શ્રી **નેમિનાથ પ્રભુની ચાણસ્મા** સાથે શી રીતે થઇ ? તે સમજાશે

વિ૦ સ૦ ૨૦૦૨ના શ્રાવણ મહિનાની વાત છે શુકલ પક્ષના પ્રારભે મનોહર દ્વિતીયાની સાજે પશ્ચિમ આકાશમા સુદર ચદ્રકળા જ્યારે ખીલી હતી ત્યારે **સેધા** (ચાણસ્માથી ૨ માઇલ ઉપર રૂપપુર નામે પ્રાચીન તીર્થરૂપ ગામ છે, ત્યાથી ૧ મા૦ દૂર) ગામથી પશ્ચિમે એક વોકળો-પાણીનો વ્હેળો છે, ત્યા આસપાસ ઉપરના ભાગે જુની પડતર જમીન ઉકરડા જેવી છે, જેમા ઘાસચારો પણ શ્રાવણ મહિનાના અગ્મર વરસાદથી ઉગેલ

**સેધા** ગામના ઠાકોરોની છોકરીઓ ઢોરો ચરાવવા આ બાજુ ઘણી વાર આવે, ઢોરો લીલાછમ ઘાસ ચરતા રહે અને છોકરીઓ ઉગેલ ઘાસ-ખડ ઉપર દોડાદોડ કરતી વિવિધ ક્રીડાઓ કરે, કયારેક તે પડતર જમીનના ઉચાણથી નીચે પાણીમા-વહેતા વ્હેણમા કુદકા પણ મારે

આ રીતે એ શ્રા સુ ૨ની નમતી સાજે પડતર જમીનની ઉપરની ભેખડ પરથી નીચે પાણીમા કુદકા મારતી હતી, તેવામા **સેધા** ગામના મુખી પટેલ



ઠાકોર કુંવરજીની નાની દીકરી **ઝબુડી** ઉપરની ભેખડ પરથી જ્યાં નીચે કુદવા જાય છે, ત્યાં તેના પગ નીચેની થોડીક માટી ખરી પડવાથી ભાવી યોગે આ **નેમનાથ પ્રભુજી**ના વિશાળ બિંબનો ઢીંચણ જરા ખુલ્લો થયો. એટલે પટેલની મુગ્ધ-ગભરૂબાળાએ પોતાની બ્હેનપણીઓને બોલાવી અને સરસ પાંચશેરી જડી એમ બોલતી તે ગોળ દેખાતા ભાગને પાંચશેરી સમજી બહાર કાઢવા પોતાની બ્હેનપણીઓની મદદથી તેની આસપાસ રેતી–માટી ખસેડવા માંડી.

નાની બાળાઓના આશ્ચર્ય વચ્ચે થોડી વારમાં તો મૂર્ત્તિનો પલાંઠીનો ભાગ દેખાણો (મૂર્તિ ગમે તે કારણસર પણ આડી થયેલી હતી), એટલે નાની બાલિકાઓ, આવા શ્વેત પાષાણની આવડી મોટી મૂર્તિ કદી જોયેલી નહીં અને ચોમાસાના દિવસોની સાંજનો સમય, જંગલ વિસ્તાર આદિ કારણોથી ગભરાઇ ગઇ, "ઓ બાપરે...." કરી બૂમો પાડવા લાગી.

તેથી આસપાસના ખેડૂતો વગેરે ભેગા થયા અને કોશ, પાવડા, કોદાળી વગેરે ઓજારો લાવી મહા પ્રયત્ને પણ સાચવીને પ્રતિમાજીને બહાર કાઢયા. અત્યંત સુંદર શ્વેત પાષાણનું આ બિંબ ગામડીયા લોકોને પણ ખૂબ આનંદ પમાડવા લાગ્યુ.

વાત વાયુવેગે ફેલાઇ કે "**સેંધા** ગામના વ્હેળામાંથી ઠાકોરજી પ્રગટયા" એટલે રાતના ૯–૧૦ વાગતાં તો આસપાસના ગામોની ભજન મંડળીઓ જૂથબંધ આવી પહોંચી અને સહુએ આખી રાત મંજીરા, કરતાલ, ઢોલક આદિથી ભજન–કીર્તન કર્યા.

સવારે ગાડું લાવી ભગવાન્‌ને પોતપોતાના ગામમાં લઇ જવા દરેક ગામવાળા ખેંચાતાણી કરવા લાગ્યા. કો'ક સમજુએ ચઢાવો બોલવાની વાત મૂકી અને **સેંધા** ગામવાળાએ પોતાના પાદરેથી ભગવાન્ નીકળ્યા તો બીજે કેમ જવા દેવાય–એ તાનમાં મોટો ચઢાવો બોલીને પણ ધામધૂમથી અનેક ભજન મંડળીઓના કીર્તનની રમઝટ સાથે **સેંધા**માં પ્રભુજીને લાવી ગામ વચ્ચે ચબૂતરો બનાવી ત્યાં પધરાવ્યા, શ્રદ્ધાળુ જનતા દૂર દૂરથી આવીને પોતાની સાંસારિક ઇચ્છાઓની પૂર્તિ કરવા લાગ્યા, શ્રીફળ વધેરી દીવો કરવા આદિથી પ્રભુની ભક્તિ કરવા લાગ્યા.



આ વાતના સમાચાર ચાણસ્માના જૈન શ્રી સઘને મળ્યા, એટલે પાકી તપાસ કરાવી શ્રી નેમિનાથ પ્રભુનુ મનહર બિબ શ ખ લ છન ઉપરથી નક્કી જાણી સ પ્રતિ મહારાજના સમયની લગભગ તે પ્રાચીન પ્રતિમા ગામડીઆઓના હાથમા આશાતના રૂપે રહે તે સારૂ નહિ એમ ધારી મેધાના પટેલ અને ઠાકોરો સાથે વાત ચલાવી

શરૂમા તો ગામડીઆઓને ખૂબ આગ્રહ કે 'પ્રતિમાજી આપીએ જ નહીં,' તે લોકોને 'ભગવાન્ અમારા ગામમાથી જાય એ સારૂ નહીં' એવી શ્રદ્ધા સાથે કઇક એવુ પણ ખરૂ કે વાણીયાના ભગવાન્ અહીં રહેશે તો વાણીયાઓ અવારનવાર આવશે એટલે આપણને આર્થિક દષ્ટિએ સારો લાભ થશે !

પણ પ્રતિમાજી આમ ચબૂતરા ઉપર ઉઘાડા રહે એ સારૂ નહીં એટલે ચાણસ્મા સ ઘે દહેરાસર બ ધાવી તેમા બિરાજમાન કરવાનો વિચાર દર્શાવી તે માટે એક ખેતર વેચાણ પણ લીધુ

પણ ઠાકોરની જાત દારૂના વ્યસનવાળી તેમ જ માંસાહારી તેથી આ લોકો તરફથી મ દિર બ ધાવવા છતા આશાતના ન થાય તેવો સ ભવ ઓછો એમ ધારી સામ, દામ અને ભેદ નીતિથી ગામના ઘણાખરાને અનુકૂળ કરી, ગામના અમુક માથાભારે મુખી-પટેલ વગેરેને તે વખતે ગાયકવાડ રાજ્યમા ચાણસ્માના મહાજનનું ચલણ સારૂ હોઇ દ ડનીતિ-રાજ્યાશ્રય લઇ પોલિસના મ રક્ષણ હેઠે પ્રતિમાજીને વિ૦ સ ૦ ૨૦૦૫ના શ્રાવણ માસમા ચાણસ્મામા ધામધૂમથી લાવ્યા

તે વખતે શ્રી ભટેવાજીના દહેરાના ર ગમ ડપમા ડાબે સ્નાત્ર ભણાવવાની જગ્યાએ તાત્કાલિક પબાસણ બનાવી પરોણા દાખલ બિરાજમાન કર્યા, આજુ બાજુ પિત્તળની જાળી મૂકવામા આવેલ

પછી દહેરાસરને ફરતી ચોવીસીની યોજના કરી ભમતીમા મોટી દેરીમા શ્રી નેમિનાથ પ્રભુને પધરાવવાનુ શાસનસુભટ પૂ૦ ઉપા૦ શ્રી ધર્મસાગરજી મ૦શ્રીના ઉપદેશ અને પ્રેરણાથી નક્કી થયુ અને પૂ૦ આ૦ શ્રી વિજયઉદય-સૂરીશ્વરજી મ૦નુ માર્ગદર્શન લઇ સોમપુરા મિસ્રી હસ્તે ચોવીસીના પ્લાન વગેરે તૈયાર થયા

શ્રી સ ઘના આગેવાન ધર્મિષ્ઠ શ્રાવકોએ "શુભસ્ય શીઘ્રં" ન્યાયે તડામાર કામ ચલાવી ચોવીશીની દેરીઓ વગેરે બધુ તૈયાર કરી દીધુ

ભાગ્યયોગે વિ૦ સં૦ ૨૦૧૪માં શાસનસુભટ પૂ૦ ઉપા૦ શ્રી **ધર્મસાગરજી** મ૦નું ચાતુર્માસ ફરીથી થયુ, તે ચાતુર્માસ દરમ્યાન પૂ૦ ઉપાધ્યાયશ્રીની સતત પ્રેરણાથી ધામધૂમથી ૨૪ તીર્થંકર પ્રભુના સુંદર બિંબોનો અને **શ્રી નેમિનાથ પ્રભુના** બિંબનો પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવવાનું નક્કી થયુ. પોષ સુદી ૧૫નું મુહૂર્ત પણ નક્કી થયુ.

પૂ૦ ઉપાધ્યાયજી મહારાજને શ્રી સંઘે રોકવા ઘણો આગ્રહ કર્યો પણ **શ્રી કેશરીયાજી** તીર્થ અંગે **તારંગા** તીર્થમા **જૈન સંસ્કૃતિ રક્ષક સભા** હસ્તે રાજસ્થાનના અને મુબાઇના પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રીઓની બેઠક હોવાથી પૂ૦ ઉપાધ્યાયજી મહારાજ વિહાર કરી ગયા, પણ તેઓશ્રીના નિર્દેશ મુજબ **ચાણસ્મા** ગામના શ્રી સંઘનો જીર્ણોદ્ધાર કરી આરાધનામા સ્થિર કરનાર શાસન પ્રભાવક સ્વ૦ પૂ૦ આ૦ શ્રી **ચંદ્રસાગરસૂરીશ્વર** મ૦ને આગ્રહપૂર્વક વિનતિ કરી તેઓ-શ્રીના હસ્તે ધામધૂમથી ૨૦૧૫ના પૌષ સુદ ૧૫ના મંગળ મુહુર્તે **સેંધામાં** પ્રગટ થયેલા શ્રી **નેમિનાથ** પ્રભુ ચાણસ્મામાં સ્થાપિત થયા.

આ રીતે **ચાણસ્માના નેમિનાથ પ્રભુ** એ પરતઃ–પ્રસિદ્ધિવાળા જાણવા.

### 卐 હાર્દિક–પ્રાર્થના 卐

જિણંદા ! વે દિન કયુ ન સંભારે ! ! !
સાહિબ ! તુમ–અસ સમય અનંતો
ઇકઠા ઇણ સંસારે–જિણંદા૦

તુંહી તુંહી તુંહી તુંહી જે ચિત્ત ધારે !
યાહી હેતુ જે આપ સ્વભાવે
ભવ જલ પાર ઉતારે–જિણંદા૦

## ચાણસ્માનુ મહાજન

ભારતવર્ષની મસ્કૃતિમા નાના મોટા દરેક પ્રાણીઓના હિતનુ જતન કરવાની ખાસીયત છે

તેથી વીતરાગ પ્રભુ શ્રી તીર્થંકર, પરમાત્માઓએ "सव्वे पाणा सव्वे भूआ सव्वे जीवा सव्वे सत्ता ण हतवा" આદિનો માર્મિક ઉપદેશ આપી જગતના જીવ માત્રને અભયદાન આપવાની વાત સર્વ વિરતિના પ્રધાન લક્ષ્યની મહત્તા દ્વારા જણાવી છે

તે સર્વ વિરતિના પથે ન ચાલી શકનારા પુણ્યાત્માઓ માટે શ્રમણોપાસક તરીકેનુ આદર્શ જીવન જ્ઞાનીઓએ દર્શાવ્યુ છે

તેમા પોતાના કુટુબ કે પરિવારના નાના-મોટા દરેક જીવોની યથાર્થ હિતચિંતા સાથે જ્ઞાતિ, સમાજ, ગામ કે દેશની વ્યક્તિઓને પોતાના તરફથી અહિત ન થાય તેમ જ તેઓના હિતની સાધનામા સાક્ષાત્ કે પરપરાએ પોતાનો ફાળો રહે તે જાતની વિચારણા પણ હતી

તે રીતે જિનશાસનને અનુસરનાર પુણ્યાત્મા ધર્મની આરાધનામા જેમ લોકોત્તર પદ્ધતિ અપનાવે તેમ જ્ઞાતિ વ્યવહાર કે સામાજિક જીવન તેમ જ વ્યાવહારિક કાર્યોમા પણ પરમાર્થપ્રધાન પ્રવૃત્તિવાળો હોઈ હમેશા તે ધર્મક્ષેત્રે અગ્રગણ્ય રહેવા સાથે જ્ઞાતિ, સમાજ, ગામ કે દેશમા પણ મહત્ત્વના નાયક તરીકે રહે છે

તે રીતે ભારતવર્ષમા દરેક મહાજનોમા જૈન આગવુ સ્થાન જાળવતો આવ્યો છે

આ રીતે ચાણસ્મા ક્ષેત્રમા પણ મહાજન તરીકે જૈનોનુ અપ્રતિમ વર્ચસ્વ રહેલ, જે આખા ભારતમા એકસપીની દૃષ્ટિએ વિરલ ઉદાહરણ તરીકે ગણાતું

આવા મહાજનોનો વહીવટ નિષ્પક્ષપાત રીતે સદા ચાલતો, તેમા ક્યાય પણ પક્ષપાત નીતિને સ્થાન રહેતું નહી, ક્યારેક તેમા મુખ્ય વસ્તુને જાળવી રાખવા કડવી દવા પાનાર સગી માની જેમ બહારના દેખાવથી કડક થવું પડે,

પણ સરવાળે તેમાં બધાનુ હિત સમાયેલું **મહાજનો**ની વારસાગત દીર્ઘદૃષ્ટિતાથી દેખાય છે. આ વસ્તુ **ચાણસ્મા મહાજન**ના પ્રસંગમાં બની હતી, જે નીચે મુજબ છે.

"વિ૦ સં૦ ૧૯૭૬માં ગામના પાટીદારોએ ખૂબ મહેનત કરી એક લાખ રૂપીઆ ખર્ચી **રામજી** મંદિર મોટું ૬ માળનું બંધાવ્યું, તેની પ્રતિષ્ઠા વખતે તે લોકોએ આપણો ચાંદીનો રથ માંગ્યો.

ત્રણ લોકના નાથ શ્રી તીર્થંકર ભગવંતને બિરાજમાન કરી રથયાત્રામાં વપરાતો રથ અન્ય દર્શનીઓને વાપરવા શી રીતે આપી શકાય? એટલે સમજપૂર્વક કુનેહથી તે વખતના આગેવાન શ્રાવકોએ ન આપ્યો.

ભાવીની વિચિત્રતાના કારણે પાટીદારોને માઠું લાગ્યુ, પ્રતિષ્ઠા અવસરે તો કાંઇ ન બોલ્યા, પણ પ્રતિષ્ઠા પત્યા પછી પાટીદારોએ વાણીયા-જૈનોનો અસહકાર કર્યો, આખા ગામમાં પાટીદારોનું વર્ચસ્વ વધુ હોઈ અઢારે વર્ણોમાં ઉશ્કેરાટ ફેલાયાથી જૈનો સાથે આખા ગામે અસહકાર કર્યો.

ધોબી કપડાં ન ધુએ, હજામ હજામત ન કરે, દૂધવાળા દૂધ ન આપે, અને પાટીદારોએ લેણદેણ બંધ કરી, કોઈ જૈન વાણીયાને ત્યાં કાપડ કે કોઇ પણ ચીજની લેવડ-દેવડ ન કરે.

ધીમે ધીમે ઉશ્કેરાટ ઘણો વધતો ગયો, જૈનોએ મહાજન તરીકે એકસંપી કરી ગામ સાથે પૂરતા અસહકારના પંથે વળ્યા.

કોઇ છાનો પણ સંબંધ રાખવા માગે તો જૈનોએ બહિષ્કાર કર્યો અને વાતાવરણ બંને પક્ષે રસાકસીમાં ચઢ્યું.

જૈનોએ કાઠીઆવાડથી હજામો, ધોબીઓ બોલાવ્યા, દૂધ વગેરેની હાડમારી નભાવી લીધી. ઘણાને ઘેર ભેંસો હતી, તેઓએ છૂટે હાથે જૈનોને દૂધ વગેરે આપવા માંડ્યું. શાકભાજી પણ દેશાવરથી પારસલથી મંગાવી. આમ જૈનોએ ગામના અસહકાર સામે મક્કમતા દાખવી

સંજોગવશ **જેઠાલાલ ભાયચંદ** (જૈન)ની ભેંસ મરી ગઈ, ગામના ચમારોને બોલાવ્યા તો આવ્યા નહીં, એટલે જૈનોએ પાટણથી ચમારો લાવી

ગાડામા બેમને રાખી જૈનોની અણનમ નીતિ દર્શાવવા બે ડઘાજી સાથે પોલિસ પાર્ટીના રક્ષણ તળે બેસને ગામ બહાર કાઢી

આ પ્રસગથી બને પક્ષે ઉશ્કેરાટ વધ્યો, પરિણામે કેટલાક ઉતાવળાઆ સ્વભાવના વાણીયઓએ આવેશમા આવી પોતાના લેણદાર પાટીદારો પર કોટમા કેસ દાખલ કરી નાણા વસુલ કરવા ડિકીઓ કરાવી, જપ્તીઓ બેસાડી આદિથી વાતાવરણ ખૂબ ડોળાયુ

છેવટે સમજુ માણસોની દરમ્યાનગીરીથી બને પક્ષે વાતાવરણ ઠડુ પડયુ, ધીમે ધીમે **"કોઈ વેત નમે તો કોઈ હાથ નમે"** કહેવત પ્રમાણે દીર્ઘ દર્શી વાણીયાઓએ **"ઉગામી જાણયાની જેમ વાઠી પણ જાણવુ"** નીતિ પ્રમાણે ઢીલુ મુકવાથી પ્રથમ ગુપ્તપણે દૂધવાળા દૂધ આપે, શાકવાળા શાક આપે, ધોબી કપડા ધુવે, હજામો હજામત કરી જાય એમ બધુ છાનું શરૂ થઈ ગયુ, પછી સમયના પ્રવાહની સાથે મનની કઠોરતા ઘટતી ગઈ અને થોડાક વખતમા તો મનની કટુતા તો ઓછી વધતી રહી હશે, પણ બાહ્ય વ્યવહાર રાબેતા મુજબ શરૂ થઇ ગયો

આ પ્રસગે જૈનોને ખૂબ સહેવુ પડયુ, સામે પક્ષે પણ મુશ્કેલી વેઠી હશે, પણ ઉજળી કોમ તરીકે જૈનોને ઘણો ઘસારો થયો, પણ શાસન અને ધર્મની મર્યાદાઓની વફાદારીના જોશથી અણનમપણે ટકી રહ્યા

**ચાણસ્મા** સઘની **મહાજન તત્ર**ના ક્ષેત્રે આગવી વિશિષ્ટતા રૂપ આ પ્રસગ છે

આજના કાળે તો વિદેશીયોની નાગચૂડમા એકમ પીના પાયા પર ટકેલા આવા બધા **મહાજન તત્રો** કાળના ગર્ભમા વિલીન થઇ રહ્યા છે, તે છતા મદિરોના ખડેરો જેમ મદિરોની ભૂતકાલીન ભવ્યતાના દર્શન કરાવે તેમ આવા પ્રસગો કોમવાદના ઝેરને વધારવા માટે નહીં પણ આપણી પ્રાચીન ભવ્ય સસ્કૃતિના સભારણા આપણા માનસને સસ્કારી બનાવે તેટલા માટે ઉપયોગી છે

આવો જ બીજો પ્રસગ પણ **મહાજન**ના મહત્ત્વને જણાવનાર ઇ૦ સ૦ ૧૯૪૨મા થયેલો

"આખા દેશમા ૧૯૪૨ની વ્યાપક ચળવળ દરમ્યાન **ચાણસ્મા**ના અગ્ર

ગણ્ય નાગરિકો, યુવાનો વગેરેને તે વખતની રાજસત્તાએ મિલિટરી-વાનમાં બેસાડી જિલ્લાની જેલમાં ખોસી ઘાલેલા, તે વખતે કેટલાક નિર્દોષ પણ દંડાઇ ગયેલા તેથી અને રાજસત્તાના દમન નીચે પોતાના જાતભાઇઓ પીડાય તે સારૂં નહીં, એવી લાગણીથી જિલ્લા કલેકટર પાસે તે વખતના **જૈન મહાજન**ના મોવડીઓ ડેપ્યુટેશન રૂપે જઇ **મહાજન** તરીકેની પ્રતિષ્ઠા ઉપર છોડાવી લાવેલા."

તે વખતના વિદેશી બ્રિટિશ હકુમતના શાસન વખતે કલેકટરોને પણ ભારતની પ્રાચીન બંધારણીય ચીજ તરીકે **મહાજન**નું માન રાખવું પડતું.

આજે તો **મહાજન** નામ સર્વોપરિ સાક્ષાત્ ધર્મગુરૂઓ અધિકારીઓ પાસે જઇ પહોચે તો કોઇ સાંભળનાર નથી !

આવી દયનીય દશા સ્વરાજ પછીના ભારતની થઇ છે ! સહુને સદ્બુદ્ધિ થાઓ ! ! !

## ભક્તોનો પુકાર

વામાનંદન જગદાનંદન,
સેવકજન વિશરામ ।
નેક નજર કરી મોહી પર નિરખો
તુમ હો કરૂણા રસ કે ધામ-વામા૦
ઇતનીં ભૂમિ પ્રભુ તુમ હી આણ્યો,
વરિ વરિ બહુત બઢાઇ માંમ ।
અબ દો-વાર ગુનષણ બહાવન,
લાગત હૈ કહા તુમકું દામ-વામા૦
અહર્નિશિ ધ્યાન ધરૂં મે તેરો,
મુખથી ન વિસારૂં તોરૂં નામ ।
**શ્રી નયવિજય** વિબુધ વર સેવક,
કહે તુમ મેરે આતમરામ-વામા૦ ॥

# ચાણસ્માની શાસન સેવા

જગતના પ્રાણી માત્રના હિતનો સર્વાંગી વિચાર શ્રી જિનશાસન સિવાય મૌલિક રીતે કયાય મળે તેમ નથી કાળક્રમે આરાધક પુણ્યાત્માઓની બદલાતી મનોદશાથી તેમા આવતી ઓખપને ટાળવા સમયે-સમયે શાસનપ્રેમી સુવિહિત ગીતાર્થ શ્રમણ ભગવંતોના માર્ગદર્શન તળે શ્રી સંઘના અગ્રગણ્ય ધર્માત્માઓ યોગ્ય પુરૂષાર્થ કરતા આવ્યા છે

એ રીતે જ પ્રભુનુ શાસન કાળની ભયંકર થપ્પડો સામે ત્રિકાલાબાધિત રહેતું આવ્યુ છે

આ જાતના શાસન-સેવાના કાર્યમા **ચાણસ્માનુ** સ્થાન **પાટણ-અમદાવાદ** જેવા ધુરંધર ક્ષેત્રો પાસે છતા સત્તરમી સદીના પૂર્વાર્દ્ધમા સાગરો અને વિજયો વચ્ચેના વિખવાદના યોગ્ય સમાધાન માટે મહત્ત્વની વિચારણા તે વખતના ગચ્છનાયક પૂ૦ આ૦ શ્રી **વિજયદેવસૂરીશ્વરજી** મ૦ (જેમના ઉપરથી આજના વર્તમાન સઘળા સુવિહિત શ્રમણો શ્રી **દેવસૂર** સંઘના મંગળ નામથી ઓળખાય છે) અને **ખંભાત** અને અમદાવાદના અગ્રગણ્ય સુશ્રાવકોએ કર્યાની નોંધ આજે પણ ઐતિહાસિક ગ્રંથમા મળે છે

જ્ઞાત ઇતિહાસ પ્રમાણે જ્યારે મુસ્લિમોના આતંકવાદી શાસન વખતે આંતર વિગ્રહને ટાળવાના મંગળકાર્ય માટે તે વખતના ગચ્છનાયક અને ધુરંધર શેઠીઆઓ **ચાણસ્માને** પોતાના પનોતા પગલાથી પાવન કરે એ કાંઈ ચાણસ્મા માટે નાનીસૂની વાત નથી

આ ચાલુ વીસમી સદીમા પણ બસો વર્ષથી વિદેશી શાસકોએ ઉંદરની ફૂંકણીઆ નીતિ કે આડે હાથે મળગાવીને આઘા ઉભા રહેવાની કુટિલ નીતિથી ભારતની પ્રજાના લોહીમા ઉંડે ઉંડે ઉતરેલી આર્ય-સંસ્કૃતિના મૂળભૂત પાયાઓને હચમચાવવા કેળવણી, કાયદા, યંત્રવાદ અને ભળતા સાહિત્યના પ્રચારના જોરથી આખા દેશમા પોતાની ધારણાને અનુરૂપ વાતાવરણ સર્જ્યુ

અને પછી સ્વરાજની ચળવળને ઉપરથી દબાવવાનો ઢોંગ કરી "**ચોર પકડમેં જોર આતા હૈ**" કહેતી પ્રમાણે અંદરખાનેથી ઉત્તેજિત કરતા રહી

સર્વ રીતે પોતાની ધારણા સફળ થવાના અવસરે "સ્વરાજ્ય" આપવાનું નાટક ભજવ્યું.

પરિણામે "अपने देशमें अपना राज्य"ની બાંગોના કોળાહળમા સંસ્કૃતિની સૂરાવલી તેમજ ધર્મના ગુંજનો મંદ પડતા ગયા. ભૌતિકવાદ, વિલાસી જીવન, યંત્રવાદમાંથી ફાલીફૂલીને પાગરેલી બેકારીના ખપ્પરમાં આખી ભારતની પ્રજા મુડદાલ બનતી ગઈ.

જેના પરિણામે દેખીતા ભયંકર જુલ્મ ગુજારનારા મુસ્લિમ રાજાઓના શાસનને પણ સારૂં કહેવડાવનારી સ્વરાજ્ય પછીની શાસન પદ્ધતિ–કાર્યપદ્ધતિ અને રાજદ્વારી કૂટનીતિથી જિનશાસનની આરાધના કરનારાઓની પરિસ્થિતિ ખૂબ જ વિષમ બનેલી. સરકાર તરફથી સીધા કે આડકતરા અનેક નિયંત્રણો, (બંધારણમાં ૨૫–૨૬ કલમના આધારે ધાર્મિક સ્વાતંત્ર્યની બાહેધરી આપ્યા છતાં) વહીવટ સુધારવાના બ્હાના તળે દેશકાળના પલટાને નામે ઉભા થતા જ ગયા.

એટલે વિ૦ સં૦ ૨૦૦૫ના ચાતુર્માસમાં પરમપૂજ્ય આગમવાચનાદાતા ધ્યાનસ્થ સ્વર્ગત પૂ૦ આગમોદ્ધારક શ્રી **આનંદસાગરસૂરીશ્વર** શિષ્યરત્ન શ્રી સિદ્ધચક્રારાધનતીર્થોદ્ધારક સ્વ૦ આચાર્ય શ્રી **ચંદ્રસાગરસૂરીશ્વર**ના પરમવિનેય તપોમૂર્તિ શાસનસુભટ પૂ૦ ઉપાધ્યાયજી શ્રી **ધર્મસાગરજી** મ૦ (તે વખતે મુનિ હતા)ની દોરવણી નીચે બાળદીક્ષા, ટ્રસ્ટ એક્ટ, હરિજન પ્રવેશ આદિ પ્રશ્નોને લઈને સરકાર તરફથી વખતોવખત કાયદેસર અનેક રીતની ડખલ ઉભી થતી હોવાના કારણે સુવ્યવસ્થિત રૂપે શાસનની બંધારણીય ચીજો સામે (સરકાર કે ગમે તેના તરફથી) ઉભા થતા અવરોધોને ખાળવા માટે યોગ્ય કરવાની વિચારણા માટે આમંત્રણ પત્રિકા કાઢી બહારથી અનેક સદ્ગૃહસ્થોને આમંત્ર્યા હતા.

એ દિવસની ખૂબ જ વિચારણા અને પૂ૦ ઉપાધ્યાયજી મહારાજની ઓજસ્વિની શાસનની ધગશવાળી દેશનાથી પ્રભાવિત બની વિ૦ સં૦ ૨૦૦૫ના શ્રા૦ સુ૦ ૫ના મંગળ દિને "**શ્રી જૈન સંસ્કૃતિ રક્ષક સભા**" નામે શાસનની પ્રણાલિકા મુજબ ચતુર્વિધ શ્રી સંઘની મર્યાદાનુસારે શ્રમણ સંઘની દોરવણી તળે કામ કરનારી એક સંસ્થાનો પાયો **ચાણસ્મા**ના આંગણે પડ્યો.

જે સંસ્થાની પેટા સંસ્થારૂપ આગળ ઉપર નાના બીજમાંથી વેઘૂર ઘટાદાર

થતા વડલાની જેમ રાજસ્થાનના પ્રદેશમા આવા શાસન સેવાના કાર્યો માટે "શ્રી રાજસ્થાન સસ્કૃતિ રક્ષક સભા" રૂપે બ્યાવર (અજમેર)મા પૂ૦ ઉપાધ્યાય ભગવ તની નિશ્રામા સ્થપાઈ

જેના હસ્તક આજે શ્રી કેશરીયાજી તીર્થરક્ષાનો તથા પબ્લિક ટ્રસ્ટ એકટના વિરોધનો કેસ જોધપુર હાઇકોટમા સફળતાપૂર્વક ચાલ્યો

ચાણુસ્માની સભા હસ્તે ઘણા ઘણા કામો થયા

સભાના ૯ અધિવેશનો જુદા જુદા તીર્થમા થયા, પબ્લિક ટ્રસ્ટ એકટ (મુંબાઈ)ના વિરોધમા મુબાઇ હાઇકોર્ટમા રીટ કરેલ, ત્યાથી સુપ્રિમ કોર્ટ દિલ્હીમા શાસનદેવના પ્રતાપે યશસ્વી વિજય સાપડયો

આ કાર્ય સભા હસ્તક શ્રી વેજલપુર (પચમહાલ) સઘ વતી શેઠ રતિલાલ પાનાચદે ખૂબ જ ઉમગ અને તન, મન અને ધનથી કરેલ

આ ઉપરાત આ સભા હસ્તે ભરૂચ સાધર્મિક વાત્સલ્યનો કેસ, ગાધાર તીર્થનો કેસ, (જે નીચલી કોર્ટમા સભાને જાણ નહીં કરેલી હોઇ કાઢી નાખેલ) ઠેઠ સુપ્રિમ કોર્ટ સુધી લડીને શાસનના પુણ્ય પ્રતાપે ૪૪૦૦૦ની રકમ ચેરીટી કમિશ્નરે દવાખાના, વોટર વર્કસ અને નિશાળ માટે કલમના ગોદાથી કબજે કરેલ, તે પાછી લાવી શાસ્ત્રાનુસાર તેના ઉપયોગની વ્યવસ્થા થઈ

આ સિવાય ગુજરાતમા ઠેકાણે ઠેકાણે પરબડીમા કબૂતરોને નાખવાના દાણાનું, કૂતરાઓને રોટલા નાખવાનુ કે સદાવ્રત-બ્રહ્મભોજન માટેના ટ્રસ્ટો આજના સુધારકવાદી હવામા કયાય અદ્ધર ઉડી ગયેલા, તે પૂ૦ ઉપાધ્યાય ભગવ તની કુનેહ પૂર્વક આ સભાના સચાલનમા યથાયોગ્ય હિતકર સૂચનાઓ મેળવી હાઈકોર્ટમા કેસ લડી લડીને બચાવી લીધા અને મૂગા પ્રાણીઓ કે અસહાય વ્યક્તિઓના નિસાસા રોકયા

આ રીતે સમ્મેતશિખરજીના કેસમા, શાસનની શિસ્ત-મર્યાદા વિરૂદ્ધ શ્રી શ્રમણોપાસક સમ્મેલન, કે સઘ સમિતિ તેમજ પાલીતાણા હરિજન મદિર પ્રવેશ, આણ કજીની પેઢીનું શાસ્ત્રમર્યાદા નિરપેક્ષ બધારણ આદિ સબધી શાસનને હિતકારી પ્રવૃત્તિનું માર્ગદર્શન, જેમની રગેરગમા શાસન સેવાની ધગશ વિજળીની જેમ દોડી રહી છે, તે પરમ તપસ્વી

ચુસ્ત ક્રિયાપાત્ર પૂ૦ ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજી મ૦ તરફથી મળતું રહ્યું, તે પ્રમાણે ચાણસ્માની આ સભાએ તનતોડ પરિશ્રમ, અનર્ગલ પૈસાનો વ્યય તેમજ આજના કહેવાના માંધાતા શ્રીમંત શેઠીઆઓની શેહમાં દબાયા વિના મોટા મોટા બેરીસ્ટરો, સોલિસીટરોનો સંપર્ક સાધી કાયદેસર પગલાં ભરીને પણ શાસનની સેવાના મંગળકાર્યમાં યથાશક્ય વિવિધ પ્રયત્નો કર્યા છે.

આ સંબંધમાં વધુ હકીકત વિ૦ સં૦ ૨૦૨૦ની ભાયણી ચૈત્રી ઓળી વખતે સભાના નવમા અધિવેશન વખતે પ્રગટ થયેલ કાર્યવાહીની નોંધની પુસ્તિકામાથી જોવા સુજ્ઞ પાઠકોને આગ્રહભરી ભલામણ છે

એકંદર ચોકી માટે આવેલા પાટીદારો ચૌહાણ રજપૂત જેવા ગુરાતનથી ગામનુ નામ ચૌહાણસ્મા–ચાણસ્મા થયુ, તેજ ચૌહાણ રજપૂત જેવા પાટીદારોની ભૂમિમા વસેલા જૈનો પણ શાસન–સેવાના કટોકટીના પ્રસંગે અનન્ય સાધારણ જુસ્સો પૂ૦ ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજી મ૦ની પ્રેરણાથી મેળવી શાસન–સેવાના કાર્યમા ઉલ્લેખનીય ફાળો નોધાવ્યો છે.

આ બધો પ્રતાપ જિનશાસનનો, ત્યાગી મહાપુરૂષોનો અને સર્વ જીવ હિતકારિણી પ્રભુની વાણીનો છે.

આ પ્રસંગે આ ત્રિપુટીને હાર્દિક અભિનંદન સાથે ભૂરિભૂરિ વંદનાજલિ ભાવપૂર્વક સમર્પણ કરવાની લાલસા મૂર્ત બની રહી છે.



卐 卐 卐 卐 卐 卐 卐 卐 卐 卐 卐 卐 卐 卐 卐 卐 卐

# ચાણસ્મામાં જૈનાચાર્યોની પધરામણી

યથાજ્ઞાત ચાતુર્માસની નોંધ

卐 卐 卐 卐 卐 卐

વીતરાગ પરમાત્માના શાસનમાં ત્યાગ-તપ-સંયમની ભાવનાનું પ્રાધાન્ય છે, તે માટે નિરંતર વીતરાગ પરમાત્માની વાણીનો સ્વાધ્યાય અને યોગ્ય ધાર્મિક ક્રિયાઓનું સતત આસેવન જરૂરી મનાયેલ છે

આ દૃષ્ટિએ વાયુની જેમ અપ્રતિબદ્ધપણે વિહરનારા મુનિઓનો સહવાસ શ્રાવકોને જ્યારે જ્યારે મળે, ત્યારે ત્યારે વિવેકબુદ્ધિબળે શ્રાવકો પોતાના સંસારી કાર્યોને પડતા મુકીને પણ યથાયોગ્ય રીતે આત્મિક લાભ મેળવવા તત્પર થતા હોય છે

આ રીતે નાના-મોટા દરેક ગામોમાં શ્રમણ ભગવંતોના યથા યોગ્ય આદર-સત્કાર સાથે પ્રવેશ મહોત્સવ અને દબદબાભર્યા સ્વાગત થતા હોય છે તેમજ ધર્મની વધુ દૃઢ ભાવનાની કેળવણી માટે ચાતુર્માસ પણ આગ્રહપૂર્વક અનેક ધર્મક્રિયાઓની ઉજવણી સાથે કરાવવામાં આવે છે

**ચાણસ્મા** ક્ષેત્રમાં પણ જ્ઞાત ઇતિહાસ પ્રમાણે વિશુદ્ધ-ક્રિયાપાલન-તત્પર સંવિગ્ન-શિરોમણિ શ્રીયુત પૂજ્યપાદ આ૦ આનંદવિમળસૂરીશ્વરજી મ૦, પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરીશ્વરજી મ૦, જગદ્‌ગુરૂ પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરીશ્વરજી મ૦, પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરીશ્વરજી મ૦ ગચ્છનાયક પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરીશ્વરજી મ૦, પૂ૦ આ૦ શ્રી રાજસાગરસૂરીશ્વરજી મ૦, પૂ૦ આ૦ શ્રી વૃદ્ધિસાગરસૂરીશ્વરજી મ૦ આદિ ધુરંધર આચાર્ય ભગવંતો, તથા સંવિગ્નશાખા-પ્રધાનનિર્યામક, ક્રિયોદ્ધારક, સુવિહિત-ગીતાર્થ મૂર્ધન્ય પૂ૦ પં૦ શ્રી સત્યવિજયજી મ૦, પૂ૦ પં૦ કર્પૂરવિજયજી, પૂ૦ પં૦ શ્રી વૃદ્ધિવિજયજી મ૦, પૂ૦ પં૦ શ્રી પદ્મવિજયજી મ૦, પૂ૦ પં૦ શ્રી રૂપવિજયજી મ૦ પૂ૦ પં૦ શ્રી શુભવિજયજી મ૦, સમય પૂર્ણમાર પૂ૦ શ્રી વીરવિજયજી મ૦ આદિ આદિ મહાવિન મુનિ ભગવંતો યથા ભાવ રીત

ચાણસ્મા ક્ષેત્રને પોતાના પનોતા પગલાથી પાવન કરી ગયાની નોંધ ઇતિહાસના ગ્રંથોમાં છુટક–છુટક મળે છે.

ચાતુર્માસ પણ ત્યાગી, તપસ્વી અને વિદ્વાન સાધુ ભગવંતોના થયા હશે પણ આજે તેની નિશ્ચિત કોઇ નોંધ મેળવી શકાય તેવી સામગ્રી મળતી નથી.

**ચાણસ્મા**ના અનુભવી જુના શ્રાવકો પાસેથી વીશમી સદીના વર્તમાન સાધુ–સમુદાયના અગ્રગણ્ય સૂરિપુંગવો લગભગ બધા **ચાણસ્મા** પધારી ગયાનું જાણવા મળે છે.

તેમ જ વિ૦ સં૦ ૧૯૭૧ થી ચાતુર્માસનો લાભ આપનાર મુનિઓ, પદસ્થો અને આચાર્ય ભગવંતોના નામ શક્ય–પ્રયત્ને મળ્યા છે, તેની નોંધ આ પ્રમાણે છેઃ–

| વિ૦ સં૦ | નામ |
| --- | --- |
| ૧૯૭૧ | સ્વ૦ પૂ૦ **કીર્તિવિજયજી** મ૦ આદિ ઠા૦ ૨ |
| ૧૯૭૨ | સ્વ૦ પૂ૦ **શોભણવિજયજી** મ૦ શિષ્ય<br>સ્વ૦ પૂ૦ **ગુણવિજયજી** મ૦ |
| ૧૯૭૩ | રૈવતાચળ–ચિત્રકૂટાદિ તીર્થોદ્ધારક<br>સ્વ૦ પૂ૦ આ૦ **શ્રી વિજયનીતિસૂરીશ્વરજી** મ૦ |
| ૧૯૭૫ | ” ” ” ” |
| ૧૯૭૮ | સ્વ૦ પૂ૦ આ૦ **શ્રી દેવસૂરીશ્વરજી** મ૦ આદિ ઠા. ૪<br>(તે વખતે મુનિ હતા) |
| ૧૯૮૧ | પ્રૌઢ પ્રતાપી સ્વ૦ પૂ૦ આ૦ **શ્રી વિજયનેમિસૂરીશ્વરજી** મ૦<br>આદિ ઠા. ૧૮ |
| ૧૯૮૩ | સ્વ૦ પૂ૦ આ૦ **શ્રી વિજયનીતિસૂરીશ્વરજી** મ૦ |
| ૧૯૮૬ | પૂ૦ આ૦ **શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી** મ૦ |
| ૧૯૮૭ | શ્રી સિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક<br>સ્વ૦ પૂ૦ આ૦ **શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી** મ૦ આદિ ઠા. ૧૪ |
| ૧૯૮૮ | પૂ૦ **મંગલવિજયજી** મ૦, પૂ૦ **મેરૂવિજયજી** મ૦<br>(સ્વ૦ પૂ૦ આ૦ દાનસૂરીશ્વરજી મ૦ શિષ્ય) |
| ૧૯૮૯ | પૂ૦ આ૦ **શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી** મ૦ |

| વિ૦ સં૦ | નામ |
|---|---|
| ૧૯૯૦ | પૂ૦ સ્વ૦ શ્રી કેવળવિજયજી દાદા તથા |
| | પૂ૦ આ૦ શ્રી યશોદેવસૂરીશ્વરજી મ૦ (તે વખતે મુનિ હતા) |
| ૧૯૯૧ | સ્વ૦ પૂ૦ આ૦ વિજયકનકસૂરીશ્વરજી મ૦ (વાગડવાળા) |
| ૧૯૯૪ | સ્વ૦ પૂ૦ પં૦ શ્રી સુમતિવિજયજી મ૦ |
| | (પૂ૦ સ્વ૦ આ૦ શ્રી ભક્તિસૂરીશ્વરજી મ૦ શિષ્ય) |
| ૧૯૯૯ | પૂ૦ પં૦ શ્રી ભદ્રંકરવિજયજી મ૦ (બાપજી મહારાજના) |
| ૨૦૦૧ | પૂ૦ ઉપા૦ શ્રી જ્ઞાનસાગરજી મ૦ (તે વખતે મુનિ હતા) |
| | (પૂ૦ આગમોદ્ધારકશ્રી શિષ્ય) |
| ૨૦૦૨ | સ્વ૦ પૂ૦ આ૦ વિજયકુમુદસૂરીશ્વરજી મ૦ |
| ૨૦૦૩ | પૂ૦ ગણી શ્રી લબ્ધિસાગરજી મ૦ ઠા ૩ (તે વખતે મુનિ હતા) |
| ૨૦૦૪ | મા ચાતુર્માસ ખાલી હતું |
| ૨૦૦૫ | પૂ૦ ઉપા૦ શ્રી ધર્મસાગરજી મ૦ આદિ ઠા ૮ |
| | (તે વખતે મુનિ હતા) |
| ૨૦૦૭ | પૂ૦ પં૦ શ્રી પરમપ્રભવિજયજી મ૦ |
| ૨૦૦૮ | પૂ૦ આ૦ શ્રી વિજયરામસૂરીશ્વરજી મ૦ આદિ ઠા ૫ |
| | (ડેલાવાળા) |
| ૨૦૧૦ | પૂ૦ ગણી શ્રી દૌલતસાગરજી મ૦ આદિ ઠા ૨ |
| | (તે વખતે મુનિ હતા) |
| | (પૂ૦ આ૦ શ્રી દેવેન્દ્રસાગરસૂરીશ્વરજીના શિષ્ય) |
| ૨૦૧૧ | પૂ૦ સુભદ્રવિજયજી મ૦ |
| | (પૂ૦ સ્વ૦ આ૦ શ્રી ભક્તિસૂરીશ્વરજીના) |
| ૨૦૧૨ | પૂ૦ ગણિવર્ય શ્રી લબ્ધિસાગરજી મ૦ આદિ ઠા૦ ૩ |
| ૨૦૧૩ | પૂ૦ આ૦ શ્રી વિજયરામસૂરીશ્વરજી મ૦ આદિ ઠા ૫ |
| | (ડેલાવાળા) |
| ૨૦૧૪ | પૂ૦ ઉપા૦ શ્રી ધર્મસાગરજી મ૦ આદિ ઠા ૫ |
| ૨૦૧૫ | સોહનવિજયજી મ૦ ઠા ૨ |
| | (પૂ૦ સ્વ૦ આ૦ શ્રી ભક્તિસૂરીશ્વરજીના) |

| વિ૦ સં૦ | નામ |
|---|---|
| ૨૦૧૬ | પૂ૦ તપસ્વી **મહાનંદવિજયજી** મ૦,<br>પૂ૦ **ભદ્રગુપ્તવિજયજી** મ૦ ઠા. ૩<br>(પૂ૦ આ૦ શ્રી પ્રેમસૂરીશ્વરજી મ૦ના) |
| ૨૦૧૭ | પૂ૦ તપસ્વી **દર્શનવિજયજી** મ૦,<br>પૂ૦ ક્રિયાપાત્ર **દૌલતવિજયજી** મ૦ ઠા. ૨<br>(પૂ૦ સ્વ૦ આ૦ શ્રી ભક્તિસૂરીશ્વરજીના) |
| ૨૦૧૮ | પૂ૦ પં૦ **શ્રી પરમપ્રભવિજયજી** મ૦ ઠા. ૨ |
| ૨૦૧૯ | પૂ૦ મુનિ **શ્રી જયવિજયજી** મ૦ (ડંકાવાળા) ઠા. ૨<br>(પૂ૦ આ૦ શ્રી પ્રેમસૂરીશ્વરજી મ૦ના) |
| ૨૦૨૦ | પૂ૦ મુનિ **શ્રી દુર્લભસાગરજી** મ૦ ઠા. ૩<br>(પૂ૦ સ્વ૦ આ૦ શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજી મ૦ના) |
| ૨૦૨૧ | પૂ૦શાસનપ્રભાવક આ૦**શ્રી દેવેન્દ્રસાગરસૂરીશ્વરજી** મ૦ઠા. ૬ |
| ૨૦૨૨ | પૂ૦ ગણી **શ્રી અમોઘસાગરજી** મ૦,<br>સ્વ૦ પૂ૦ ગણી **શ્રી ચંદ્રોદયસાગરજી** મ૦ આદિ ઠા. ૧૦ |
| ૨૦૨૩ | પૂ૦ **મહાભદ્રવિજયજી** મ૦ આદિ ઠા. ૩ (ચાણસ્માવાળા)<br>(પૂ૦ આ૦ શ્રી પ્રેમસૂરીશ્વરજી મ૦ના પ્રશિષ્ય) |

પ્રયત્ન કરવા છતાં વચલા કેટલાક વર્ષોના ચાતુર્માસની માહીતી મળી શકી નથી. આ ચાતુર્માસોમાં ખાસ કરીને—

૧૯૭૨, ૧૯૭૫, ૧૯૮૧, ૧૯૮૭, ૨૦૦૨, ૨૦૦૫, ૨૦૧૨, ૨૦૧૩, ૨૦૧૪, ૨૦૧૬, ૨૦૧૯, ૨૦૨૧, ૨૦૨૨ના ચાતુર્માસો વિશેષ ધર્મપ્રભાવનવાળા અને શ્રીસંઘમાં ધર્મની વધુ જાગૃતિ કરનારા થયેલા છે.

આ સંબંધી વધુ વિગત "**ચાણસ્માની ગુરૂભક્તિ**" શીર્ષક તળે આપવામાં આવી છે.



## * ચાણસ્માની ગુરૂભક્તિ *

ધર્મની આરાધના કરનારા પુણ્યાત્માઓ પોતાની ભાવનાઓ વિશિષ્ટ-જ્ઞાની ગુરૂઓની સેવા દ્વારા પરિકર્મિત કરી ધર્મની આરાધનાનુ જોમ પેદા કરતા હોય છે

ત્યાગી શ્રમણ-વર્ગની ઉપાસના કરવાના પરિણામે વિવેકી ગૃહસ્થો શ્રાવક પણાને છાજે તેવા પોતાના જીવન-વ્યવહારને બનાવી શકે છે

પરિસ્થિતિવશ તેમા કાઇક વિષમતા આવે તો તે દૂર કરવા માટે ત્યાગી ગુરૂઓના સહવાસ અને તેમના ઉપદેશથી રાગાદિવાસનાઓના પાશમા નપડાઇ ગયેલ પોતાની જીવન-શક્તિઓને મુક્ત કરી ધર્મની આરાધનાના ક્ષેત્રે યથોચિત વીર્યોલ્લાસથી આગળ ધપે છે

આ દૃષ્ટિએ જ જિનશાસનની પરપરામા વર્ષાકાળના ચાર મહિના એક સ્થાને રહેવાની મર્યાદા જ્ઞાનીઓએ નિયત કરી છે, જેનાથી શ્રાવકવર્ગમા કાળાદિ નિમિત્તથી આવેલી શિથિલતા વિશ્વહિતના મર્મથી ભરપૂર જિનવાણીના નિરતર પાન અને સુસાધુઓના ત્યાગમય જીવનના સહવાસથી દૂર થાય

આ વાત ચાણસ્માના ક્ષેત્ર માટે અમુક વિશિષ્ટ ચાતુર્માસોની યાદગાર ઘટનાઓ વિચારતા યથાર્થ રીતે ચરિતાર્થ થતી માલુમ પડે છે

આ સબધી ગામના જાણકારો પાસેથી મેળવેલ હકીકત આ પ્રમાણે છે —

૧ વિ૦ સ૦ ૧૯૩૮ના ચોમાસાની વાત —

અનુયોગાચાર્ય પૂ૦ પ૦ શ્રી ખાતિવિજયજી મ૦ના ગુરૂ વિશુદ્ધ ક્રિયાપાત્ર પ્રભાવક પ૦ શ્રીઉમેદવિજયજી મ૦ના ચાતુર્માસમા મામલતદાર સવત્સરીના બારસા સૂત્રના વ્યાખ્યાન વખતે ભાદરવા સુદ ચોથના ગણેશ-ચોથના વરઘોડામા ગણેશજી પધરાવવા માટે ચાદીની પાલખી તે વખતના સઘના આગેવાન શ્રી ખુશાલ શેઠ પાસે માગી

મામલતદાર મરાઠા જાતિનો હોઇ ગણેશનો ભક્ત અને આજથી ૮૦ વર્ષ પહેલા સરકારી અમલદારોની તુમાખીના કારણે ખુશાલ શેઠ જરા ઢીલા પડ્યા, ના ન કહી શક્યા ચાલુ વ્યાખ્યાને પૂ૦ ઉમેદવિજયજી મહારાજે વિગત જાણીને સ્પષ્ટ ચોખ્ખા શબ્દોમા પાલખી આપવાની ના કહેવરાવી

સંઘના બધા ભાઈઓ ગભરાઈ ગયા, મામલતદાર ગુસ્સે થઈને કોણ જાણે શું એ કરી નાંખશે? પણ પૂ૦ **ઉમેદવિજયજી મહારાજે** બધાને વિશ્વાસપૂર્વક આશ્વાસન આપ્યુ.

મામલતદાર પણ તે વખતની મહાજનોની સત્તા અને પૂ૦ **ઉમેદવિજયજી** મ૦ના ત્યાગી જીવનની પ્રતિભા આદિથી કંઇ બોલ્યો નહીં.

ચાતુર્માસ–સમાપ્તિ પ્રસંગે કા. સુ. ૧૫ દિવસે શ્રી સિદ્ધાચળમહાતીર્થના પટના દર્શનાર્થે પાલખીમાં પ્રભુની પ્રતિમા પધારાવી ઠાઠથી રથયાત્રા નીકળી તે વખતે કચેરી આગળ ગાદીગોર **ગિરજાશંકરે** મામલતદારને પાલખી ન આપ્યાનો બદલો વાળવા **જૈનોનુ** અપમાન કરવાની દૃષ્ટિએ ઉરકેરી ગુજરાતી શાળા આગળ ભગવાન્‌ની પાલખી પરમિટ જોવાના બહાને અટકાવી દીધી. પગમાં બુટ–જોડા પહેલ અશુદ્ધ વસ્ત્રવાળા મરાઠા સિપાઇઓ અને બીજા લોકોએ પાલખી ઉચકનારાઓને રોકયા, પાલખીને પણ અડયા, તેથી પૂ૦ **ઉમેદવિજયજી મહારાજનો** પુણ્યપ્રકોપ પ્રજવલી ઉઠ્યો, અને ત્યાં જ આસન જમાવી બેઠા.

તે જ વખતે પૂજ્ય મહારાજશ્રીના સત્તાવાહી અવાજથી ઉત્સાહી બની બે શ્રાવકો કડી અને બે શ્રાવકો તુર્ત વડોદરા ગયા અને ત્યાંથી હુકમ લાવી ચોથે દિવસે ધામધૂમથી રથયાત્રા આખા ગામમાં ફેરવી દહેરાસરે પાછી આવી.

આ વખતે પૂ૦ **ઉમેદવિજયજી મહારાજ** ત્રણ દિવસ સુધી ત્યાં મામલતદારની કચેરી આગળ પ્રભુજીની પાલખી પાસે રહ્યા.

તે વખતના શ્રાવકોએ ગુરૂભક્તિથી પ્રેરાઈ પૂ૦ **ઉમેદવિજયજી** મ૦ની આજ્ઞાને શિરોધાર્ય કરી.

પણ વાણીયાવેડા કરી "સમય વર્તે સાવધાન" થઈ "વાણીઆ તારી મૂછ નીચી તો સાડીસાત વાર નીચી" એમ કરીને ઘરમાં ભરાઈ ન બેઠા.

**ચાણસ્માની** ગુરૂભક્તિનો આ જ્વલંત દાખલો છે.

૨. આ પ્રમાણે **વિ૦ સં૦ ૧૯૫૬ અને ૧૯૫૭ના ચોમાસામાં** કાળબળે આવેલી વિકૃતિઓના આધારે દેવદ્રવ્યની ઉઘરાણી, ઘીના ચઢાવાના પૈસા વગેરે ધર્મદ્રવ્યના હિસાબમાં પેસી ગયેલી ઘણી ગરબડને તે વખતે ચાતુર્માસ બિરાજમાન પૂ૦ સંવિગ્નશિરોમણિ પૂ૦ શ્રી **ભાવવિજયજી** મ૦ અત્યંત સમજાવટ આદિ મહેનતથી દૂર કરી શ્રીસંઘને મહા અનર્થથી બચાવેલ.



આ વખતે ખરેખર ગુમડાને નસ્તર મુકી કાપનાર ડોકટરની જેમ ગુરૂ મહારાજશ્રીની આંતરિક હિતકારિતાના વિશ્વાસને સુંદ રીતે વ્યક્ત કરવામાં **ચાણસ્મા**ના સંઘે પાછીપાની નહીં કરેલ

### ૩. એક વિશિષ્ટ ઘટના વિ૦ સં૦ ૧૯૬૯માં થયેલ

તે વખતે શ્રી **ભટેવા** પાર્શ્વનાથપ્રભુના શિખર ઉપર ધ્વજાદંડ ચઢાવવાનું મંગળ કાર્ય ચાલતું હતું યોગ્ય વિધિવિધાન થયા પછી ધ્વજાદંડ શિખર ઉપર બાંધેલા માચડા પર લાવવામાં આવ્યો તે વખતે ંવતાચલ-ચિત્રકૂટાદિ તીર્થોદ્ધારક સ્વ૦ પૂ૦ આ૦ શ્રી **વિજયનીતિસૂરીશ્વરજી** મ૦ હાજર હતા તેમણે શ્રાવકો દ્વારા શુભ મુહૂર્તે ધ્વજાદંડારોપણ કરાવ્યું સફેદ સિમેન્ટ આદિ લેપ કર્યોથી મિસ્ત્રીએ ધ્વજાદંડ સ્થિર કરવા માંડયો, પણ ધ્વજાદંડ સ્થિર જ ન રહે, માથે માચડો કડકડાટ બોલવા માંડયો, જાણે હમણાં ભાંગીને ભૂકો થઈ જશે

પૂ૦ આ૦ **નીતિસૂરિ** મ૦ તુર્ત નીચે આવી ઉપરના ગભારામાં મૂળનાયક શ્રી **આદીશ્વર પ્રભુ** દાદાના ખોળામાં વાસક્ષેપ મંત્રી તેની પડીકી ઉપર મોકલાવી, અને પોતે નવકારવાળી લઇને ધ્યાનમાં બેસી ગયા થોડી જ વારમાં ધ્વજદંડ સ્થિર થઈ ગયો, માચડો પણ અખંડ રહ્યો

આ રીતે તે વખતના શ્રાવકોએ પૂ૦ આચાર્યદેવશ્રી પર ખૂબ જ ભક્તિભાવ દર્શાવી તેઓની આજ્ઞાનુસાર કાર્ય કર્યું તો ભટેવા દાદાનો ધ્વજદંડ સ્થિર થયો

**ચાણસ્મા** ક્ષેત્રની ગળથુથીમાં જાણે શાસનના ધુરંધર શ્રમણોની આજ્ઞાને શિરોધાર્ય કરવાનું તત્ત્વ રહેલું લાગે છે

૪ આ રીતે **વિ૦ સં૦ ૧૯૭૨**માં પૂ૦ **થોભણવિજયજી** મ૦ના શિષ્ય પૂ૦ મુનિરત્ન શ્રી **ગુણવિજયજી**ના ચાતુર્માસમાં દેવદ્રવ્ય આદિના વહીવટની દુર્વ્યવસ્થા ટાળવા માટે ભગીરથ પ્રયત્નો આદરેલા, તે વખતે પણ કડવી દવા પાનારી માતાના વાત્સલ્યના દર્શન, કડવું કહેનારા ગુરૂ મહારાજમાં કરીને પોતાની યોગ્યતાને જાળવી રાખવામાં **ચાણસ્મા** સંઘે સફળતા મેળવી હતી

૫ **વિ૦ સં૦ ૧૯૮૧**માં પ્રૌઢ પ્રતાપી, તીર્થોદ્ધારક સૂરિસમ્રાટ સ્વ૦ આ૦ શ્રી **વિજયનેમિસૂરીશ્વરજી**ના ચાતુર્માસમાં ચાણસ્માના શ્રીસંઘે ગુરૂભક્તિનો

લ્હાવો ચઢતે રંગે લીધેલ, તે ચોમાસામાં મહાધુરંધર શાસનપ્રભાવક બનનારા બાળ મુનિઓના શારીરિક, બૌદ્ધિક, આત્મિક વિકાસ માટે સઘળી સામગ્રી છૂટે હાથે તૈયાર રાખેલ.

પૂ૦ સૂરિસમ્રાટ્ના વંદનાર્થે રાજનગર (અમદાવાદ)ના કેટલાય અગ્રગણ્ય શેઠીઆઓ અવારનવાર આવતા, દરેકની યોગ્ય સાધર્મિક ભક્તિનો લાભ ગુરૂભક્તિથી પ્રેરાઈને ઉલ્લાસપૂર્વક લીધેલ.

ચાતુર્માસ દરમ્યાન પૂ૦ સૂરીશ્વરશ્રીના ઉપદેશને અવલંબી શાસન પ્રભાવનાધાયક અનેક કાર્યો કરી ગુરૂભક્તિનો અપૂર્વ પરિચય આપેલ.

છેવટે પૂ૦ આચાર્યદેવના શિષ્ય પૂ૦ શ્રી **વિદ્યાવિજયજી** મ૦ ટૂંકા દીક્ષા પર્યાયને આરાધી સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા, તો તે અવસરે તેમના અને સંઘના મોભાને છાજતી ભવ્ય શ્મશાનયાત્રા, અગ્નિસંસ્કાર અને તે સ્થાને સુંદર દેવગુરૂમંદિર બાંધી તેમની યાદીમાં એક જ્ઞાનમંદિરનું વિશાળ મકાન બાંધી સ્ટેશનની સામે **વિદ્યાવાડી** નામે એક ભવ્ય ધાર્મિક સ્થાન ખડું કરી ગુરૂભક્તિના શિખર ઉપર સ્વર્ણકળશ ચઢાવી દીધો.

૬. સાધુઓની હિતકારિતાને સક્રિય સાથ આપવાનું સૌથી મહત્ત્વપૂર્ણ કાર્ય તો વિ૦ સં૦ ૧૯૮૭ માં **ચાણસ્મા**ના શ્રીસંઘે આપેલ, જેના પ્રતાપે આખા ગુજરાતમાં આજે **ચાણસ્મા**નો શ્રીસંઘ પ્રશસનીય ગણાય છે.

શૈલાણાનરેશ પ્રતિબોધક, આગમવાચનાદાતા, આગમસમ્રાટ્ પૂ૦ ધ્યાનસ્થ સ્વ૦ શ્રી આનંદસાગરસૂરીશ્વરજીના પરમવિનેય શાસનપ્રભાવક પૂ૦ સ્વ૦ આ૦ શ્રી **ચંદ્રસાગરસૂરીશ્વરે** પોતાના પટ્ટશિષ્યોના વિશાલ પરિવાર સાથે વિ૦ સં૦ ૧૯૮૭ માં ચાતુર્માસ કરેલ.

**ચાણસ્મા**ના શ્રીસંઘે ખૂબ જ ઉમંગ–ઉલ્લાસથી ચાતુર્માસ દરમ્યાન ઘણા ધર્મકાર્યો ગુરૂભક્તિના પ્રતીક તરીકે કરેલા. તેમાં મહત્ત્વનું એક કાર્ય એ થયેલ કે—

વિ૦ સં.૦ ૧૯૫૬–૧૯૫૭ અને ૧૯૭૨ માં ભાવદયાના ભંડાર મુનિભગવંતોએ ખંતભર્યા વિવિધ પ્રયત્નો કરી **શ્રીસંઘને** ધર્મદ્રવ્યની વ્યવસ્થા–ગેરવહીવટના



દોષથી બચાવેલ, પણ કાળપ્રભાવે અમુક દેવદ્રવ્યની રકમો બેદરકારી–અજાણકારી આદિથી અમુક કુટુંબોમા વર્ષોથી રહી જવા પામેલી, તેને લીધે હર્યોભર્યો દેખાતો પણ ચાણસ્માનો શ્રીસંઘ અંદરથી સત્ત્વહીન થતો હોવાની શરૂઆત દીર્ઘદૃષ્ટિથી નિહાળી સ્વ૦ પૂ૦ આ૦ ચંદ્રસાગરસૂરીશ્વરની ઓજસ્વી ઉપદેશ શૈલિ તથા આ પંક્તિઓના લેખક–સંપાદકના પરમોપકારી ગુરૂદેવ શાસન સુભટ પૂ૦ ઉપા૦ શ્રી **ધર્મસાગરજી** મ૦ શ્રીના મહિનાઓ સુધી ચોપડાઓ તપાસી દરેક ખાતાઓના હિસાબ–આકડા તૈયાર કરવાની અથાગ મહેનતના પરિણામે પર્યુષણ સુધીમા ઘણા કુટુંબોના અજાણતા દેવદ્રવ્ય ભક્ષણના લાગતા દોષોનું યથાશક્ય નિવારણ કરી ધર્મના વિષમ દેવાના ભારથી આખા સંઘને હળવો કર્યો નવેસરથી સુવ્યવસ્થિત વહીવટની સ્થાપના થઈ

પરિણામે આજે આખા ગુજરાતમા સુવ્યવસ્થિત તંત્રવાળો એકસંપીથી શાસ્ત્રાનુસારી સુંદર વહીવટવાળા સંઘ તરીકે **ચાણસ્માનો** સંઘ ગૌરવભર્યું સ્થાન ભોગવે છે

આ કાર્યને પાર પાડવામા **શ્રીસંઘની** નાનીમોટી દરેક વ્યક્તિ અપૂર્વ ગુરૂભક્તિથી ઓતપ્રોત બની ગુરૂમહારાજના વચન ઉપર ઘરના વાસણ વેચીને પણ ધર્મદ્રવ્યના સાપના ભારા જેવા દેવાના બોજામાથી હસતે મોઢે મુક્ત બન્યા

ધર્મગુરૂઓ પર આવો અંતરંગ પ્રેમ ન હોય તો આવા પ્રસંગે અર્થપ્રધાન દુન્યવી લોકોને અકારૂ લાગ્યા વિના ન રહે

પણ આવી આકરી અગ્નિપરિક્ષામાથી પણ **ચાણસ્માનો** શ્રીસંઘ ગુરૂભક્તિના પ્રતાપે સ્વર્ણની જેમ તેજસ્વી બની પસાર થઈ શક્યો

૭ વિં સં૦ ૨૦૦૫ના ચોમાસાની વાત —

શાસનસુભટ પરમ તપસ્વી પૂ૦ ઉપાધ્યાય શ્રી **ધર્મસાગરજી** મ૦ની પ્રેરણાથી તે વખતે સરકાર તરફથી આવી રહેલ અનેક વિઘાતક કાયદાઓ–બિલોને અટકાવવા **ચાણસ્માના** શ્રીસંઘે શાસનરાગ અને ગુરૂભક્તિથી પ્રેરાઈને **અમદાવાદ, ખંભાત, પાટણ** જેવા મોટા શ્રીસંઘો જે કામ કરી શકે તેવું મહાન શાસન રક્ષાનું કાર્ય "શ્રી જૈન સંસ્કૃતિ રક્ષક સભા"ની સ્થાપના દ્વારા કરવાનું બીડું ઝડપ્યુ, અને મુબાઈ, અમદાવાદ, મહેસાણાની હાઈકોર્ટો, દિલ્હીની

સુપ્રીમ કોર્ટ સુધી પબ્લિક ટ્રસ્ટ એક્ટ, હરિજન મંદિર પ્રવેશ, પરણડીઓના કેસ, જીવદયાના કેસ, ગંધાર તીર્થના સાધારણ ખાતાનો કેસ, ભરૂચ સ્વામિ-વાત્સલ્યનો કેસ, તેમજ કેશરીયાજીનો કેસ, રાજસ્થાન પબ્લિક ટ્રસ્ટ એક્ટ કેસ વગેરેમા વિવિધ ઝુંબેશ ઉપાડી શાસન દેવ અને ચતુર્વિધ શ્રીસંઘના પ્રતાપે વિજય મેળવ્યો છે.

આ બધો પ્રતાપ **ચાણસ્માના** શ્રીસંઘની અવર્ણનીય ગુરૂભક્તિનો છે. આવા આવા ઘણા પ્રસંગો છે સ્થળસંકોચ આદિથી ટૂંકમાં ઉલ્લેખ અહીં કર્યો છે.



### ઈતિહાસની પ્રામાણિકતા

સંસ્કારોના બંધનથી અળગી થયેલી આત્મ-શક્તિઓથી અનુપ્રાણિત ઇન્દ્રિય મન અને બુદ્ધિ સત્યનું દર્શન કરી શકે છે.

એટલે આપ્તવાક્ય અને પ્રામાણિક પરંપરાની આધારશિલ ઉપર મંડાયેલો ઇતિહાસ પ્રામાણિક ગણાય.

અન્યથા ગમે તેટલા દસ્તાવેજી પુરાવાનો ઢગલો કે કુતર્કોની ગુંચામણ સત્યના દર્શન કરાવી શકવા સમર્થ નથી.

કેમકે તેમાં સંસ્કારોની મેલી રમત હોવાનો સંભવ છે.

તેથી પ્રમાણિક ઇતિહાસ તે કે જે વિશુદ્ધ-તત્ત્વનિષ્ઠા સાથે સંકળાયેલ હોય.

## ✻ ચાણસ્માના દીક્ષિતો ✻

તરણતારણહાર પુરૂષાદાની શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુના દેવાધિષ્ઠિત પ્રાચીન ચેજુના બિંબની યાત્રા આદિ નિમિત્તે અનેક પ્રભાવક જૈનાચાર્યો, પદસ્થો અને મુનિપુંગવોના ચરણસ્પર્શથી ચાણસ્માનુ ક્ષેત્ર ધર્મભાવનાના ક્ષેત્રે નવ પલ્લવિત રહ્યું છે

પરિણામે પુણ્યાત્માઓ અવારનવાર જિનશાસનના શરણે પોતાની જાતને સમર્પિત કરી પોતાનુ શ્રેય સાધવા સાથે શાસનના અવ્યુચ્છિત્તિ ગુણને પોષતા આવ્યા છે અને ચાણસ્મા ક્ષેત્રનુ સૌભાગ્ય ઝળમાવતા આવ્યા છે

આ પૂર્વે જણાવાયેલા ચાણસ્માના ઇતિહાસમા જણાવાઈ ગયુ છે કે —

"સત્તરમી સદીના મહાન શાસન પ્રભાવક સાગર શાખાના જ્યોતિર્ધર શ્રી રાજસાગરસૂરીશ્વરજી મ૦ના પટ્ટધર પૂ૦ આ૦ શ્રી વૃદ્ધિસાગરસૂરી મહારાજ અહીંના વતની હતા અને જ્ઞાત ઇતિહાસની અપેક્ષાએ ચાણસ્માનું નામ ઉજ્જવલ કરનાર તે મહાપુરૂષ અહીંની ભૂમિના જવાહર હતા."

આ રીતે વીશમી સદીમા પણ અહીંના ભાવુક પુણ્યાત્માઓ વિષમ કળિ કાળ અને પડતા કાળમા પણ પ્રભુ શાસનની મર્યાદાઓના મહત્ત્વને સમજી જિનશાસનના શરણે સમર્પિત બન્યા છે

તેવા પુણ્યાત્માઓની યથાશક્ય નોધ અહીં આપવામા આવે છે

### ચાણસ્માવાસી ભાઈઓની દીક્ષાની નોધ

૧ પૂ૦ ચન્દ્રપ્રભવિજયજી મ૦

વિ૦ સ૦ મા ઝગડીયા તીર્થમા પૂ૦ આ૦ મ૦ પાસે દીક્ષા નામ ચતુરભાઈ ઉમ્મર

૨ પૂ૦ દક્ષસૂરીશ્વરજી મ૦

વિ૦ સ૦ ૧૯૮૮મા શ્રી કરેડા તીર્થ (મેવાડ)મા પૂ૦ આ૦ શ્રી લાવણ્ય સૂરીશ્વરજી પાસે દીક્ષા નામ દલપતભાઈ ઉમ્મર ૧૬

૩. પૂ૦ **સુશીલસૂરીશ્વરજી** મ૦

વિ૦ સં૦ ૧૯૮૮માં શ્રી ઉદયપુર (મેવાડ)માં પૂ૦ આ૦ શ્રી દક્ષસૂરીશ્વરજી પાસે દીક્ષા. નામ ગોદડભાઈ. ઉમ્મર ૧૫

૪. પૂ૦ **ચરણકાન્તવિજયજી** મ૦

વિ૦ સં૦ ૧૯૮૮માં લીલાચંદ શેઠના ભાઈ ચંદુભાઈની દીક્ષા પૂ૦ આ૦ નેમિસૂરિ મ૦ના સમુદાયમાં. વિ૦ સં૦ ૧૯૯૨માં **ભાવનગરમાં** કાળધર્મ પામ્યા.

૫. પૂ૦ **મનોજ્ઞસાગરજી** મ૦

વિ૦ સં૦ ૧૯૯૮ શ્રી **મતિસાગરસૂરિ**ના શિષ્ય પૂ૦ મુનિશ્રી કેશર-સાગરજી પાસે. નામ માણેકલાલ. ઉમ્મર ૨૮

૬. પૂ૦ **મહાભદ્રવિજયજી** મ૦

વિ૦ સં૦ ૧૯૯૮ માગ. સુ. ૯ દિને પૂ૦ આ૦ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ના સમુદાયમાં દાદા **કૈવલ્યવિજયજી** મ૦ના વરદ હસ્તે પૂ૦ પં૦ મુક્તિવિજયજી મ૦ આદિ સાન્નિધ્યમાં ધામધૂમથી **ચાણસ્મામાં** દીક્ષા થઈ. નામ મોહનલાલ લલ્લુચંદ હરડે. ઉમ્મર........

૭. પૂ૦ **પ્રકાશવિજયજી** મ૦

વિ૦ સં૦ ૧૯૯૫ પૂ૦ આ૦ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ના સમુદાયમાં દીક્ષા. નામ **ચોપટલાલ પુંજીરામ.** ઉમ્મર ૩૫

૮. પૂ૦ **શુભંકરવિજયજી** મ૦

વિ૦ સં૦ ૨૦૦૯ પૂ૦ આ૦ ભક્તિસૂરીશ્વરજીના સમુદાયમાં દીક્ષા. મહિમાવિજયજીના શિષ્ય. નામ સેવંતિભાઈ ચંપકલાલ. ઉમ્મર ૨૨





# ચાણસ્માની બ્હેનોની દીક્ષા



જિનશાસનમા સામાન્યત ધર્મની આરાધનાના ક્ષેત્રમા શ્રાવિકાઓ મોટી સખ્યામા હોય છે તેથી જ દરેક તીર્થંકરોના શાસનમા સાધુ કરતા સાધ્વીઓની સખ્યા તથા શ્રાવકો કરતા શ્રાવિકાઓની સખ્યા ત્રણ ઘણી કરતા વધુ શાસ્ત્રોમા જણાવી છે

આ મુજબ **ચાણસ્મા** ક્ષેત્રની ધાર્મિકતાના પરિચય માટે પુરૂષોની દીક્ષા ગણત્રીની આઠ જ થયેલી છે, ત્યારે સયમના પથે ગયેલી શ્રાવિકાઓની સખ્યા ૪૭ જેટલી છે તેની નોધ સમુદાયવાર નીચે મુજબ છે

પ્રયત્ન કરવા છતા સવતની નોધ મળી શકી નથી

| અનુ૦ | દીક્ષિતાવસ્થા નામ | સસારી નામ | કયા સમુદાયમા |
|---|---|---|---|
| ૧ | પૂ૦ મુક્તિશ્રીજી મ૦ | મોતીબ્હેન | પૂ૦ આ૦ કેશરસૂરીશ્વરજી |
| ૨ | પૂ૦ ચદનશ્રીજી મ૦ | ચદનબ્હેન | પૂ૦ આ૦ મોહનસૂરીશ્વરજી |
| ૩ | પૂ૦ સુવ્રતાશ્રીજી મ૦ | સમરથબ્હેન | પૂ૦ આ૦ બુદ્ધિસાગરજી |
| ૪ | પૂ૦ મગળશ્રીજી મ૦ | માણેકબ્હેન | ,, ,, |
| ૫ | પૂ૦ મૃગેન્દ્રશ્રીજી મ૦ | મોતીબ્હેન | ,, ,, |
| ૬ | પૂ૦ ઈન્દુશ્રીજી મ૦ | ઇચ્છાબ્હેન | ,, ,, |
| ૭ | પૂ૦ જશવતશ્રીજી મ૦ | જાસૂદબ્હેન | ,, ,, |
| ૮ | પૂ૦ વસતશ્રીજી મ૦ | લીલાબ્હેન | ,, ,, |
| ૯ | પૂ૦ સૂર્યપ્રભાશ્રીજી મ૦ | શાતાબ્હેન | ,, ,, |
| ૧૦ | પૂ૦ કિરણપ્રભાશ્રીજી મ૦ | કાતાબ્હેન | ,, , |

| | | | |
|---|---|---|---|
| ૧૧ | પૂ૦ મનોરમાશ્રીજી મ૦ | મેનાબ્હેન | પૂ૦ આ૦ મોહનસૂરીશ્વરજી |
| ૧૨ | પૂ૦ હિમ્મતશ્રીજી મ૦ | હરકોરબ્હેન | ,, ,, |
| ૧૩ | પૂ૦ ગજેન્દ્રશ્રીજી મ૦ | ગજીબ્હેન | ,, ,, |
| ૧૪ | પૂ૦ ચંદ્રોદયશ્રીજી મ૦ | ચંચળબ્હેન | પૂ૦ આ૦ કેશરસૂરીશ્વરજી |
| ૧૫ | પૂ૦ વિશ્વપ્રભાશ્રીજી મ૦ | સુશીલાબ્હેન | પૂ૦ આ૦ મોહનસૂરીશ્વરજી |
| ૧૬ | પૂ૦ સુવ્રતાશ્રીજી મ૦ | શકરીબ્હેન | પૂ૦ આ૦ કનકસૂરીશ્વરજી મ૦ |
| ૧૭ | પૂ૦ સુપ્રજ્ઞાશ્રીજી મ૦ | તારાબ્હેન | ,, ,, |
| ૧૮ | પૂ૦ સુધર્માશ્રીજી મ૦ | ગજીબ્હેન | ,, ,, |
| ૧૯ | પૂ૦ સત્યશ્રીજી મ૦ | શાંતાબ્હેન | ,, ,, |
| ૨૦ | પૂ૦ સુલક્ષણાશ્રીજી મ૦ | વિજ્રુબ્હેન | ,, ,, |
| ૨૧ | પૂ૦ સુપ્રભાશ્રીજી મ૦ | શાંતાબ્હેન | ,, ,, |
| ૨૨ | પૂ૦ પ્રમોદશ્રીજી મ૦ | કેશરબ્હેન | ,, ,, |
| ૨૩ | પૂ૦ તારકશ્રીજી મ૦ | તારાબ્હેન | પૂ૦આ૦આનંદસાગરસૂરીશ્વરજી મ૦ |
| ૨૪ | પૂ૦ સુમતિશ્રીજી મ૦ | હરકોરબ્હેન | પૂ૦ આ૦ વિજયરામસૂરિજી (ડહેલાવાળા) |
| ૨૫ | પૂ૦ કીર્તિપ્રભાશ્રીજી મ૦ | કંચનબ્હેન | ,, ,, |
| ૨૬ | પૂ૦ રત્નપ્રભાશ્રીજી મ૦ | હીરાબ્હેન | ,, ,, |
| ૨૭ | પૂ૦ અમૃતલતાશ્રીજી મ૦ | લીલીબ્હેન | ,, ,, |
| ૨૮ | પૂ૦ પૂર્ણકલાશ્રીજી મ૦ | રસીલાબ્હેન | ,, ,, |
| ૨૯ | પૂ૦ ભદ્રગુપ્તાશ્રીજી મ૦ | ગજરાબ્હેન | ,, ,, |
| ૩૦ | પૂ૦ અમુલખશ્રીજી મ૦ | અમથીબ્હેન | પૂ૦ આ૦ નેમિસૂરીશ્વરજી મ૦ |
| ૩૧ | પૂ૦ રવીન્દ્રપ્રભાશ્રીજી મ૦ | તારાબ્હેન | ,, ,, |
| ૩૨ | પૂ૦ હર્ષપૂર્ણાશ્રીજી મ૦ | હંસાબ્હેન | પૂ૦ આ૦ રામસૂરિજી (ડેલાવાળા) |
| ૩૩ | પૂ૦ ચંદ્રરેખાશ્રીજી મ૦ | હીરાબ્હેન | પૂ૦ આ૦ વિજયસિદ્ધિસૂરિજી મ૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૪ | પૂ૦ ચંદ્રયશાશ્રીજી મ૦ | રાઈબ્હેન | પૂ૦ આ૦ વિજયસિદ્ધિ સૂરિજી મ૦ |
| ૩૫ | પૂ૦ નંદનશ્રીજી મ૦ | હીરાબ્હેન | ,, ,, |
| ૩૬ | પૂ૦ ચંદ્રકાન્તાશ્રીજી મ૦ | તારાબ્હેન | ,, ,, |
| ૩૭ | પૂ૦ નિર્વાણશ્રીજી મ૦ | લીલાબ્હેન | ,, ,, |
| ૩૮ | પૂ૦ જયલતાશ્રીજી મ૦ | જોઈતીબ્હેન | ,, ,, |
| ૩૯ | પૂ૦ જયપ્રભાશ્રીજી મ૦ | મણિબ્હેન | ,, ,, |
| ૪૦ | પૂ૦ ચંદ્રગુપ્તાશ્રીજી મ૦ | ચંપાબ્હેન | ,, ,, |
| ૪૧ | પૂ૦ લાવણ્યશ્રીજી મ૦ | લીલાબ્હેન | પૂ૦ આ૦ લબ્ધિસૂરીશ્વરજી મ૦ |
| ૪૨ | પૂ૦ સુભદ્રાશ્રીજી મ૦ | શાન્તાબ્હેન | ,, ,, |
| ૪૩ | પૂ૦ તરુણશ્રીજી મ૦ | તારાબ્હેન | ,, ,, |
| ૪૪ | પૂ૦ ચંદ્રિકાશ્રીજી મ૦ | ચંદ્રાબ્હેન | ,, ,, |
| ૪૫ | પૂ૦ સરસ્વતીશ્રીજી મ૦ | ભગવતીબ્હેન | ,, ,, |
| ૪૬ | પૂ૦ લક્ષિતજ્ઞાશ્રીજી મ૦ | લલિતાબ્હેન | પૂ૦ આ૦ મોહનસૂરીશ્વરજી |
| ૪૭ | પૂ૦ શીલમાલાશ્રીજી મ૦ | સૂર્યાબ્હેન | પૂ૦ આ૦ રામસૂરીશ્વરજી (ડેલાવાળા) |

### 卐 સાધકની મનોદશા 卐

બહિરાતમ તજી અંતર આતમા રે,
રૂપ થઈ થિરભાવ-
સુજ્ઞાની ।
પરમાતમનું હો આતમ ભાવવું રે,
આતમ અર્પણ દાવ-
સુજ્ઞાની ॥

# ચાણસ્મામાં દીક્ષિતો

જિનશાસનની આરાધના કરનારા પુણ્યાત્માઓ સમ્યગ્દર્શનની નિર્મળતાના બળે પોતે કદાચ વિશુદ્ધ સંયમના પંથે ન જઈ શકે તો સંયમપથે જનારા પુણ્યાત્માઓને દરેક રીતે સહકાર આપવામાં ઉત્કૃષ્ટ શ્રેય માનતા હોય છે. તે રીતે આરાધક આત્માઓ યોગ્ય અધિકારી પુણ્યાત્માને સહાયક થવા માટે તન–મન–ધનથી તૈયાર રહેતા હોય છે.

**ચાણસ્મા** ક્ષેત્રે પણ આ બાબતમાં પ્રાચીન કાળથી નોંધપાત્ર ફાળો આપ્યો છે, જે નીચેની નોંધ પરથી જણાઈ આવશે.

વિશેષથી વિચારતાં તો જુજ સંખ્યામાં રહેલ સંવેગી સાધુઓના સમુ. દાયમાં વિ૦ સં૦ ૧૯૮૦ થી ૧૯૯૫ સુધીના પંદર વર્ષોમાં ઉલ્લેખનીય વધારો થયો, તેમાં ત્યાગ–વૈરાગ્યના માર્ગે સંચરનારા પુણ્યાત્માઓની કપરી કસોટી કરનારા વિરોધી બળોના ઉગ્ર વાતાવરણમાં અમુક ધર્મચુસ્ત ક્ષેત્રોએ ખૂબ જ દૃઢતા સાથે ઢાલ રૂપે કે અભેદ્ય કિલ્લા રૂપે દીક્ષાર્થી મુમુક્ષુઓ માટે ગરજ સારી છે, તેવા ક્ષેત્રો **અમદાવાદ, પાટણ, રાધનપુર, ખંભાત, છાણી, કપડવંજ** જેવા ક્ષેત્રોની હરોળમાં **ચાણસ્મા** પોતાનુ આગવું સ્થાન ધરાવી શકે છે, કેમ કે નીચેની નોંધ ઉપરથી જણાશે કે–ધર્મપ્રેમ ભર્યા સાહસ કરી **ચાણસ્મા** ક્ષેત્રે અમુક પુણ્યાત્માઓને સંયમના પંથે ધપવામાં જે અજોડ સહાય કરેલી, તે પુણ્યાત્માઓ આજે શાસને દીપાવી રહ્યા છે, અને વિકટ સાહસો ખેડીને અપાવેલ દીક્ષાઓ પાછળ આપેલ **ચાણસ્મા** ક્ષેત્રનો આત્મભોગ આજે અમુક અંશોએ ઝળહળી ઉઠ્યો છે.

વર્તમાન સાધુ–સમુદાયનું કાળબળે બાદશાહી જમાનામાં જે વિકૃત સ્વરૂપ, વ્યાપક શિથિલાચારપણે થયેલું, તેમાંથી ક્રિયોદ્ધાર દ્વારા પુનરૂદ્ધાર કરી શ્રમણ-સંઘની ઝળહળતી પ્રતિભાને ટકાવી રાખનારા પરમ–સુવિહિત ક્રિયાપાત્ર પૂ૦ પં૦ શ્રી **સત્યવિજયજી** મ૦ના શિષ્ય પૂ૦ પં૦ **શ્રી કર્પૂરવિજયજી**, મ૦ના ઉપદેશથી ધર્મભાવનાથી રંગાએલ **ડાભલા** (વડનગર પાસે)ના **બોઘા** નામના ધર્મપ્રેમી યુવકને **ચાણસ્મા**માં શ્રી **ભટેવાજી–પાર્શ્વનાથ** પ્રભુના સાન્નિધ્યે

વિ૦ સ૦ ૧૭૩૫મા પૂ૦ સવિગ્ન શિરોમણી પ૦ **શ્રી સત્યવિજયજી** મ૦ના હસ્તે શ્રી સઘે કરેલ મહોત્સવ સાથે અપાવેલી

જ્ઞાત ઇતિહાસમા મળી આવેલુ આ એક જ ઉદાહરણ પણ ક્રિયાઉદ્ધારના મહાભગીરથ કાર્યના પ્રવાહને વધુ વિસ્તૃત કરવાના કાર્યમા **ચાણસ્મા** સઘના મહત્ત્વપૂર્ણ આ ફાળાની વિશિષ્ટતાથી **"એકે હજારા"** જેવુ થઈ રહે છે

વીશમી સદીમા તો અહીં સ્વજન સબધી, સુધારકો અને વિઘ્ન સતોષી ઓના પ્રબળ ઝઝાવાત વચ્ચે અનેક પુણ્યાત્માઓની દીક્ષા થઈ છે કે–આજે જેમના હાથે શાસન પ્રભાવનાના અનેક કાર્યો થઈ રહ્યા છે, તેમજ જેઓના ઉદાત્ત ત્યાગ, અપૂર્વ તપ, અજોડ વિદ્વત્તા અને નવયુગન જનતાને ધર્મ માર્ગે જોડનારી અમોઘ વાણી આદિથી વિષમ પચમ કાળમા પણ જેમની નિશ્રાએ શાસનની હિતકર આરાધનાનો લાભ ઉઠાવી અનેક પુણ્યાત્માઓ પોતાનું જીવન ધન્ય બનાવી રહ્યા છે

તેવા મહાનુભાવ પુણ્યશાળીઓના નામ વગેરે નીચે મુજબ છે —

૧ **પૂ૦ આ૦ શ્રી વિજયરામસૂરીશ્વરજી મ૦**

સ્વ૦ પૂ૦ આ૦ શ્રી **વિજયનેમિસૂરીશ્વરજી**ના પટ્ટધર પૂ૦ આ૦ શ્રી **વિજયઅમૃતસૂરીશ્વરજી**ના શિષ્ય વિ૦ સ૦ ૧૯૮૧મા દીક્ષા સસારી નામ ત્રિભોવનદાસભાઈ ગામ બોટાદ, ઉમ્મર ૩૫

**પરિચય**–ધાર્મિક પાઠશાળાના શિક્ષક, પોતાના ધાર્મિક જીવન અને લોકોને ધર્મમા જોડવાના ઉમગ અને વિવિધ પ્રયત્નોથી **ચાણસ્મા** શ્રી સઘની અપૂર્વ ચાહના પ્રાપ્ત કરી આબાલગોપાળ સહુને પ્રિય થઈ ગયેલા આજે પણ દ્રવ્યાનુયોગના વિશિષ્ટ જ્ઞાની, તાત્ત્વિક જ્ઞાનના ખજાના, વિવિધ પૂજાઓના માર્મિક અર્થના જ્ઞાતા તરીકે અને ધર્મસ્નેહની અપૂર્વ મૂર્તિ રૂપે અતિ વૃદ્ધ વયે પણ ખૂબ જ સુદર આરાધના કરી રહ્યા છે અને અનેક પુણ્યાત્માઓને પ્રેરણા આપી કરાવી રહ્યા છે

૨ **પૂ૦ મુનિ શ્રી નરેન્દ્રવિજયજી મ૦**

સ્વ૦ પૂ૦ આ૦ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મ૦ પાસે વિ૦ સ૦ ૧૯૮૧ રૂપપુર (ચાણસ્મા)મા દીક્ષા થયેલી જેઓ થોડાક વર્ષ પછી કાળધર્મ પામેલા

૩. પૂ૦ મુનિ શ્રી **કંચનવિજયજી** મ૦

પૂ૦ આ૦ શ્રી કનકસૂરીશ્વરજી (વાગડવાળા)ના

વિ૦ સં૦ ૧૯૯૧ દીક્ષા, સંસારી નામ લક્ષ્મીચંદભાઇ કેવળજી, ગામ ફ્લોધી.

૪. પૂ૦ મુનિ શ્રી **રંજનવિજયજી** મ૦

પૂ૦ આ૦ શ્રી લબ્ધિસૂરીશ્વરજીના

વિ૦ સં૦ ૧૯૮૯ માં દીક્ષા, સંસારી નામ રમણિકલાલ, ગામ પાટણ.

૫. પૂ૦ મુનિશ્રી **ભુવનવિજયજી** મ૦

પૂ૦ આ૦ શ્રી રામસૂરીશ્વરજી (ડેલાવાળા)ના

વિ૦ સં૦ ૧૯૮૯ માં દીક્ષા ચાણસ્મા. સંસારી નામ ભોગીલાલ ગામ પાટણ.

૬. પૂ૦ પ૦ શ્રી **ભાનુવિજયજી** મ૦

પૂ૦ આ૦ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ પાસે વિ૦ સ૦ ૧૯૯૧ માં દીક્ષા સંસારી નામ કાન્તિલાલ ચીમનલાલ, ઉમ્મર ૨૪ ગામ અમદાવાદ (કાળુશાની પોળ) ગુરૂ પૂ૦ આ૦ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦

૭. સ્વ૦ પૂ૦ પં૦ શ્રી **પદ્મવિજયજી** મ૦

પૂ૦ આ૦ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ પાસે વિ૦ સ૦ ૧૯૯૧ માં દીક્ષા સંસારી નામ પોપટલાલ ચીમનલાલ ઉમ્મર ૨૨ ગામ અમદાવાદ (કાળુશાની પોળ) ગુરૂ પંન્યાસ ભાનુવિજયજી.

૮. સ્વ૦ પૂ૦ મુનિશ્રી **પ્રવિણસાગરજી** મ૦

સ્વ૦ પૂ૦ આ૦ શ્રી **ચંદ્રસાગરસૂરીશ્વરજી**ના હસ્તે પૂ૦ આ૦ શ્રી **દેવેન્દ્રસાગરસૂરીશ્વર**ના શિષ્ય વિ૦ સ૦ ૧૯૮૭ વૈશાખ (જેઠ)માં દીક્ષા. સંસારી નામ પોપટલાલ, ઉમ્મર ૫૦, ગામ અમદાવાદ (લાલાભાઈની પોળ)

૯. બાલમુનિ શ્રી **નિત્યોદયસાગરજી** મ૦

પરમપૂજ્ય પરમારાધ્ય શાસનસુભટ તપસ્વી ગુરૂદેવ શ્રી ઉપાધ્યાયજી **ધર્મસાગરજી** મ૦ શિષ્યરત્ન બાલમુનિ વિદ્વદ્વર્ય સ્વ૦ મુનિ શ્રી **મહોદય-**

સાગરજી મ૦ શિષ્યરત્ન ઉપાધ્યાય શ્રી દર્શનસાગરજી મ૦ પાસે તેમના શિષ્ય તરીકે વિ૦ સ૦ ૨૦૧૨ વૈ૦ સુ૦ ૩ દિને રૂપપુર (ચાણસ્મા)મા દીક્ષા, સસારી નામ નટવરલાલ તલકસીભાઈ, ઉમ્મર ૧૩ વર્ષ, ગામ ખીજડીયાળી (શખેશ્વર પાસે)ના

૧૦ પૂ૦ આ૦ શ્રી કીર્તિચદ્રસૂરીશ્વરજી મ૦

પૂ૦ આ૦ શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મ૦ પાસે તેમના શિષ્ય તરીકે વિ૦ સ૦ ૧૯૭૯ દીક્ષા સસારી નામ કનુભાઈ, ઉમ્મર ૧૪, ગામ ખભાત જેઓને આચાર્ય પદવી ગયા વર્ષે શિરોહીમા થઈ, આજસુધી શતાવધાની પ૦ કીર્તિચદ્રવિજયજી મ૦ના નામથી ગેય વ્યાખ્યાનકાર તરીકે પ્રસિદ્ધ હતા

૧૧ પૂ૦ મુનિ શ્રી હર્ષવિજયજી મ૦

પૂ૦ આ૦ લબ્ધિસૂરીશ્વરજીના સમુદાયમા વિ૦ સ૦ ૧૯૮૭મા દીક્ષા થઇ સસારી નામ હેમચદભાઈ ઉમ્મર ૪૫ ગામ છાણી હાલ કાળધર્મ પામી ગયા છે

૧૨ પૂ૦ મુનિ શ્રી વિક્રમવિજયજી મ૦

પૂ૦ આ૦ શ્રી લબ્ધિસૂરીશ્વરજીના વિ૦ સ૦ ૧૯૬૭મા દીક્ષા થઈ સસારી નામ વિનોદભાઈ ગામ છાણી, હાલમા આ૦ શ્રી વિજયવિક્રમસૂરીશ્વરજી મહારાજ તરીકે છે

ક્રમાક ૧૧-૧૨ વાળા પિતા-પુત્ર સસારાવસ્થાએ હતા

## ચાણસ્મામા દીક્ષિત બ્હેનો

ચાણસ્માનું ક્ષેત્ર ધર્મના રગથી એવું રગાએલુ છે કે-કાળદોષ કે ધર્મ રૂચિની મદતાના કારણે ધર્મની આરાધનામા વિઘ્ન નાખનારાઓના પ્રબળ હલ્લા સામે અભેદ ગઢની ગરજ સારે છે

આ રીતે ધર્મરગે રગાએલી સુશીલકુમારિકાઓને સયમના પથે ધપવામા ચાણસ્મા ક્ષેત્રે અનુમોદનીય ફાળો આપ્યો છે.

## બહારગામની બ્હેનોની દીક્ષાઓની નોંધ

૧. **સાધ્વીજી સુનંદાશ્રીજી** મ૦ વિજયનીતિસૂરીશ્વરજી મ૦ ના સમુદાયના

૨. **સાધ્વીજી નિર્મલાશ્રીજી** મ૦ " " "

આ બન્ને માતા–પુત્રીમાં છોકરીની ખૂબ જ નાની ઉમ્મરના કારણે કોઈ સંઘ દીક્ષા આપવા માટે તૈયાર નહોતો.

**ચાણસ્મા**ના ધર્મપ્રેમી સંઘે તૈયારી દાખવી. આ અનુમોદનીય પ્રસંગની સ્મૃતિમાં દીક્ષિત થનાર પુણ્યાત્માઓએ શ્રાવિકાના ઉપાશ્રયના બાંધકામમાં ૧૦૦૧ની ઉદાર ભેટ કરેલી.

| | | |
|---|---|---|
| ૩. | **સા૦ સુદર્શનાજી** | પૂ૦ આ૦ રામસૂરિ મ૦ (ડેલાવાળા)ના સમુ- |
| ૪. | **સા૦ કલ્પલતાશ્રીજી** | દાયમાંઆ ત્રણે બહેનો ઉદયપુર (મેવાડ) વાળા |
| ૫. | **સા૦ ચંદ્રકલાશ્રીજી** | નં૦ ૩ માતાજી છે બાકી બે તેમની દીકરીઓ છે જેમની ઉમ્મર દીક્ષા વખતે ૩૨–૧૨–૧૦ વર્ષની હતી. |
| ૬. | **નિર્મળાશ્રીજી મ૦** | પૂ૦ આ૦ કનકસૂરીશ્વરજીના સમુદાયમાં સંસારી નામ રાજુલાબેન (મારવાડના) હતું. |
| ૭. | **સુધર્માશ્રીજી મ૦** | પૂ૦ આ૦ બુદ્ધિસાગરસૂરિના સમુદાયમાં સંસારી નામ–શાંતાબ્હેન. કટોસણના હતા. |
| ૮. | **સૂર્યયશાશ્રીજી મ૦** | પૂ૦ આ૦ રામસૂરિ (ડેલાવાલા)ના સમુદાયમાં સંસારી નામ સુમનબ્હેન. આંતરોલી (કપડવંજ)ના. |





## 卐 ચાણસ્માના ધર્મપ્રેમી બાળકો 卐

શાસ્ત્રકારોએ છ ખડની માલીકી કરતા જિનશાસનની આરાધનાથી સુવાસિત શ્રાવક-કુળની દુર્લભતા જણાવી છે

મોહના વિષચક્રમા અને વાસનાના વમળમા અથડાઈ-કૂટાઈ વિકૃતિઓની ભીષણ ગર્તામા ધકેલાઇ જતા જીવનને યોગ્ય કેળવણી દ્વારા ઉન્નત બનાવવા માટે ખાનદાની અને સસ્કારી કુળની અત્યાવશ્યકતા છે

ધર્મની વાસનાથી વાસિત સસ્કારી માતા-પિતા એક ભવની સુખ સામગ્રીની સગવડના લૌકિક વિચાર કરતા આત્મજીવનના વિકાસનો વિશ્વાસ રાખી શ્રાવક કુળમા અવતરવાના આશયને સફળ બનાવવા માટે ધર્મની આરાધના અને શાસનને ધર્મમાર્ગે સુયોગ્ય રીતે ધપાવવા માટે નાનપણથી જ વધુ ચોકસાઈભર્યું ધ્યાન આપતા હોય છે

શ્રાવક જીવનની આ આદર્શ વિચારણા **ચાણસ્મા** ક્ષેત્રમા મૂર્ત સ્વરૂપ જોવા મળે છે

આ ક્ષેત્રમા ગળથુથી જ એવા સુદર સસ્કારો અપાય છે કે—નાનુ બાળક માની કેડે બેસીને દહેરે ' જે જે ' કરવા આવે, તેથી જરા મોટુ બાળક પોતાના ગોઠીઆઓ સાથે દહેરાસરમા પોતાની કાલી-ઘેલી ભાષામા જે તે સ્તુતિ બોલે, ધૂપ, દીપ, ચામર અને ઘટ માટે ઉત્સુકતા દાખવી ઘરના ધર્મ સસ્કારોના વાતાવરણની ઝાખી કરાવે

ઉપરાત દશ વર્ષ સુધીના બાળકોને ઘરની માતા દહેરાસર દર્શન, ગુરૂ વદન કર્યા વિના દાતણ ન કરવા દે !

દશ વર્ષથી ઉપરના બાળકો ન્હાઇને સુદર પૂજાના વસ્ત્રો પહેરી પૂજાની ડબ્બી-ચોખાની ડબ્બી વગેરે લઈ પ્રભુપૂજા નિયમિતપણે કરે છે

દશ વર્ષથી નીચેની વયના પણ કેટલાક બાળકો સસ્કારી માતા-પિતાની પ્રેરણાથી પૂજાની નાની ધોતી-ખેસ પહેરી ભવ્ય મુદ્રાએ પૂજા કરવા જાય છે, ત્યારે ધર્મપ્રેમી જનતાને ભાવી શ્રાવક તરીકે તે બાળકોના હૈયામા પડેલા ધર્મના બીજોની સહેજે અનુમોદના થઇ જાય છે

**ચાણસ્મા**ની વિશેષતા નોંધપાત્ર એ છે કે-સવારે સૂર્યોદય વેળાએ દહેરાસર ઉઘડે ત્યારથી બે કલાક સુધી દહેરાસર અને ઉપાશ્રયમાં ધર્મમય વાતાવરણનો ગુંજારવ લાગે.

બીજા ક્ષેત્રોમાં દહેરાસર-ઉપાશ્રયની મુલાકાત વહેલી મોડી અમુક પુણ્યાત્માઓ લે તેથી દહેરાસર-ઉપાશ્રયમાં સૂનકાર જેવું લાગે, પણ **ચાણસ્મા** ક્ષેત્રમાં નાના બાળકો સવારથી દહેરાસર દર્શન કરી અચૂકપણે ગુરૂવંદન કરવા આવે જ !

વધુમાં બીજા ગામોમાં મોટી ઉંમરે પણ દુર્લભ હોય, ત્યારે અહીં નવકારશીનું પચ્ચ૦ નાના છોકરાઓ પણ રોજ અવારનવાર લેતા દેખાય.

અમુક સંસ્કારી કુટુંબોમાં નાની વયે પણ બેસણા, એકાસણા આંબિલ, ઉપવાસ આદિના સંસ્કારો કાચા પચ્ચકખાણ ( ધારણાભિગ્રહ )થી નાંખવાનો પ્રયત્ન ચાલે છે.

નાની વયના બાળકોએ ઉપધાનની માળ, તથા છઠ્ઠ, નવકાર મંત્રનો તપ, અક્ષયનિધિ, બેસણા-એકાસણાનો વર્ષીતપ ઘડીયા-બેઘડીયા આદિ તપની આરાધના કરી છે.

ખાસ વાત નોંધપાત્ર એ કે-કેટલાય વર્ષોથી ( પ્રાયઃ ૩૦-૩૫ વર્ષથી ) રોજ સાંજે આરતિ વખતે છોકરાઓ ઘણા આવે અને ઠાઠથી સુંદર રાગથી આરતિ ઉતારે, પછી નિયમિત અર્ધો-પોણો કલાક પેટી-તબલાના સાજ સાથે ભક્તિભાવના બેસે, કાંસીજોડાની રમઝટથી બાળકોના કોમળ હૈયામાં વીતરાગ પ્રભુની ભક્તિના ઉંડા બીજ વવાય છે

કોઇ પણ ધાર્મિક કાર્ય પ્રસંગે ( પ્રભુની રથયાત્રા, પૂ૦ ગુરૂદેવનું સામૈયુ, જાહેર વ્યાખ્યાન, કોઇ તપની આરાધના વગેરેમાં ) બાળક-બાલિકાઓ ઉમંગ-ભેર ભાવથી ભાગ લે છે.

અહીં ધાર્મિક પાઠશાળા વર્ષોથી ( પ્રાયઃ ૫૦ વર્ષથી ) ચાલે છે, નિયમિત રીતે તેમાં ૨૫૦ નાના મોટા બાળક-બાલિકાઓ ધાર્મિક અભ્યાસ કરે છે.

આવી આવી ઘણી બાબતોથી **ચાણસ્મા**ના બાળકો ખરેખર **ધર્મપ્રેમી બાળકો** છે એમ કોઇ પણ સમજદારને કબૂલ્યા વિના ચાલે તેમ નથી.



# ચાણસ્માનો ધર્મપ્રેમ

જગતના સર્વ ઉત્તમ પદાર્થો કરતા ધર્મની આરાધનાની વધુ શ્રેષ્ઠતા જિનશાસને દરેક આરાધકો માટે પાયામા જરૂરી બતાવી છે, તે રીતે ધર્મની આરાધનાના માર્ગે ચાલનારા પુણ્યાત્માઓ વ્યાવહારિક અનેક વિષમતાઓના પ્રસગે પણ ધર્મની આરાધનાને સર્વોત્કૃષ્ટ માની ગમે તેમ પણ ધર્મને વફાદાર રહેવા પ્રયત્ન કરતા હોય છે

**ચાણસ્મા** ક્ષેત્રમા પણ આ ભાવના નીચેના વિશિષ્ટ પ્રસગોથી ઝળકતી જોવા મળે છે

૧ પૂ૦ ક્રિયાપાત્ર પ્રભાવક પ૦ **શ્રી ઉમેદવિજયજી** મ૦ના ચાતુર્માસમા વ્યાખ્યાનમા રોજ નિયમિત સમયસર હાજરી આપનાર **શ્રીસઘ**ના અગ્રગણ્ય **શ્રી ખુશાલ શેઠ** એક દિવસ ખૂબ જ મોડા પડયા, બીજા શ્રોતાઓની સખ્યા પણ જુજ હતી, લગભગ વ્યાખ્યાન પૂરૂ થવાની તૈયારીએ **ખુશાલ શેઠ** હાફળાફાફળા દોડાદોડ પરમ મગળકારિણી વીતરાગ પ્રભુની વાણીના જે બે ચાર શબ્દ કાને પડે તે ખરા એમ કરીને આવી બેઠા

થોડી વારે વ્યાખ્યાન પૂરૂ થયુ પૂ૦ પ યાસજી મ૦ સહેજે **ખુશાલ શેઠ**ને ટકોર કરી કે–"**ખુશાલભાઈ**! તમે આટલા સમજુ વિવેકી અને વીતરાગ પ્રભુની વાણીના શ્રવણ કરતા સાસારિક કાર્યોને વધુ પડતુ મહત્ત્વ આપો તો પછી બીજા સામાન્ય શ્રાવકોની શી વાત કરવી! જુઓ! આજ કેવી કગાળ હાજરી શ્રોતાઓની છે!

**ખુશાલ શેઠ** વિવેકપૂર્વક ધીમેથી બોલ્યા કે 'સાહેબ! વાત આપની સાવ સાચી! શુ કરૂ! આ સસારના કાદવમા ફસાઇ ગયો છુ! ઘણુય મનમા ડખે! પણ શું કરૂ એવી જવાબદારી આવી પડે કે નભાવ્યા વિના છૂટકો નહિ!

પચ્ચીશ વષનો દીકરો આજે ઘણા સમયથી સાદો હતો, રોજ હુ તેની દવા વગેરેની વ્યવસ્થા કરી બીજા સગાઓને બેસાડી હુ નિયમિત વ્યાખ્યાન શ્રવણ, પ્રભુપૂજા, સામાયિક પ્રતિક્રમણ બરાબર કરતો પણ શુ કરૂ!

આજે મારા અંતરાયનો ઉદય! કે વ્યાખ્યાનના અવસર પહેલાં મારે ને એને લેણાદેણી પતી ગઈ, વિદાય થઇ ગયો, તે લોકાચારે પણ તેને વિદાય કરવા જવું પડયું.

આ હું સીધો સ્મશાનેથી આવી ન્હાઇ શુદ્ધ થઇ આપના હિતકારી ઉપદેશને સાંભળવા આવી પહોંચ્યો છું!

મારા એટલા સદ્ભાગ્ય કે થોડા ઘણા પણ આપના વચનો સાંભળવા ભાગ્યશાળી બન્યો."

આ સાંભળી પૂ૦ પન્યાસજી મહારાજે **ખુશાલ શેઠની** ધાર્મિકતાની ભારોભાર ઉપબૃંહણા કરી, બીજા ઉભેલા શ્રાવકો પણ આ પ્રસગ પરથી બોધપાઠ શીખ્યા કે **"ધર્મના ભોગે વ્યવહાર એ ખરેખર મૂર્ખાઇ છે."**

**ચાણસ્મા** શ્રી સંઘના નજીકના ભૂતકાળના આગેવાન શ્રાવકો આવી મંગળ ભાવનાવાળા હતા.

**૨. ચાણસ્માના શ્રી સંઘમાં આજે ધર્મની જાહોજલાલી જે દેખાય છે તે ખુશાલ શેઠની ધાર્મિકતાને આભારી છે.**

**ખુશાલ શેઠ** સ્વયં ધર્મની આરાધનામાં ચુસ્ત રહેતા, પોતે બાર વ્રતધારી ચુસ્ત ક્રિયાકાંડી શ્રાવક હતા. તેઓ રોજ નિયમિત દહેરાસર, ઉપાશ્રય, પાંજરા-પોળ આદિની ખંતભરી દેખરેખ રાખવા સાથે ધર્મના સાત ક્ષેત્રોની સુવ્યવસ્થા જાળવતા. તેઓ સાધર્મિક ભક્તિ માટે ખૂબ જ લક્ષ્ય આપતા, તેમનું ઘર સાધર્મિકો માટે અભગ દ્વાર રૂપ લેખાતું, તેઓ ધર્મની જરા પણ અવહીલના થવા દેતા નહી, ગમે તે ભોગે પણ ધર્મની હીલનાને રોકવા પ્રયત્નશીલ રહેતા.

તેઓ કોઈ પણ (નાના કે મોટા) સાધુ પાસે રોજ રાત્રે બેસતા, વિવિધ જ્ઞાન ચર્ચા કરતા. **ખુશાલ શેઠની** ધાર્મિકતાની એવી છાપ હતી કે આજુ-બાજુના પ્રાંતમાં **"ખુશાલ શેઠનું ચાણસ્મા"** તરીકે આ ગામની ખ્યાતી હતી.

૩. **ચાણસ્મા**ના શ્રી સંઘમાં અગ્રગણ્ય શ્રાવકો જેઓના પ્રયાસથી શ્રી સંઘમા અનેકવિધ ધર્મની આરાધનાના બીજો પડેલા છે, તેવા કેટલાક ધર્મિષ્ઠ શ્રાવકોના ધર્મપ્રેમના પરિચય માટે સ્થળ સકોચથી ટૂંકી નોંધ અપાય છે,

૧ રવચંદ વકીલ-ખૂબ જ બાહોશ ચુસ્ત ધર્મપ્રેમી, તત્ત્વજ્ઞ, સાધુઓની નિશ્રામા રહી સઘની સેવા કરવાનુ સૌભાગ્ય ચાહનારા હતા સુપ્રસિદ્ધ ધર્માનુરાગી શેઠશ્રી વેણીચદ સુરચદના ધર્મ કાર્યોમા સક્રિય સાથ આપનારા હતા મહેસાણા-પાલીતાણામા વિવિધ ધર્મકાર્યો કરી સઘની સેવા કરનારી અને જૈન તત્ત્વ જ્ઞાનના જાણકાર ધાર્મિક જ્ઞાનની સમૃદ્ધિ વધારનાર શ્રી યશોવિજય જૈન સસ્કૃત પાઠશાળા (મહેસાણા) ચલાવનાર શ્રી જૈન શ્રેયસ્કર મડળ નામની સસ્થાના તેઓ બાહોશ-કર્મંઠ મત્રી તરીકે ઘણી સેવા આપનારા હતા

૨ વકીલ વિઠ્ઠલદાસ પોપટલાલ—ધર્મની ક્રિયાઓમા રૂચિ ધરાવવા સાથે મઘ અને ધર્મસસ્થાઓના વહીવટી તત્રમા પોતાની બાહોશી અને બુદ્ધિનો સદુપયોગ કરનારા હતા પોતે તે વખતના B A LL B ની ડીગ્રી ધરાવનાર ખ્યાતનામ વકીલ હોવા છતા શ્રીસઘના દરેક કાર્યોમા પ્રેમ-લાગણી સાથે આગેવાનીભર્યો ભાગ લેતા

ખાસ ઉલ્લેખનીય વાત તો એ હતી કે-સામાન્યથી "વૈદ, વકીલ ને વેશ્યા, પૈસા સાથે વર્યા"ની લોક કહેતીને પોતાની ઉદાત્ત જીવનચર્યાથી ખોટી પાડી હતી પૈસાના લોભે ખોટી સલાહ કે વકીલાત તેમના જીવનમા ન હતી

ખાસ કરીને શ્રીસઘના અનેક કાર્યો-જેમા કાયદાકાનૂન અને કોર્ટ-કચેરીને લગતા પ્રસગોમા નિસ્વાર્થભાવે એક પણ પૈસો લીધા વિના ગમે તેટલા ધક્કા મહેસાણા, વડોદરાના ખાવા છતા શ્રીસઘના કાર્યોમા ઉદાસીનતા દર્શાવી નથી

અર્થપ્રધાન વકીલાતના વ્યવસાયમા ખરેખર ચાણસ્માના ધર્મપ્રેમના તત્ત્વને કારણે આ બન્ને પુણ્યાત્માઓએ દાખલો બેસાડેલો

## ૪. ચાણસ્મામાં વસતું સંઘવી કુટુંબ

**ચાણસ્મા**માં ઘણા પ્રતિષ્ઠિત કુટુંબો વસે છે ! પણ તેમાં સંઘવી કુટુંબનો ઇતિહાસ ધર્મપ્રેમની અદ્ભુત તવારીખવાળો છે.

**સંઘવી શાંતિદાસ અમરાજી** તથા **સંઘવી તારાચંદ અમરાજી**ના વંશના દશેક ઘરો **ચાણસ્મા**માં છે, આ સંઘવી કુટુંબના વડીલોએ **પાલીતાણા**ના ૬–૭ સંઘ કાઢયા હોવાનું વહીવંચાના ચોપડાઓમા નોંધાએલ છે.

**તેમાં એક મહત્ત્વની વાત એ નોંધએલ છે કે—સંઘમાં પાણીની તકલીફ ન પડે તે માટે ૭૦૦ પખાલો માય તેવું મોટું લાકડાનું (ફોલ્ડીંગ) તલાવ રાખતા હતા.**

આ એક નોંધ ઉપરથી તે વખતના સંઘવી કુટુંબના શેઠીઆઓની વિશાળ ધર્મભાવનાના દર્શન થાય છે.

આ સંઘવી કુટુંબના શેઠે **પાટણ**મા **કોકા પાર્શ્વનાથ** પ્રભુનું ભવ્ય મંદિર બંધાવ્યાની નોંધ ઇતિહાસમાં મળે છે.

બાદશાહી જમાનામાં ધર્મ નિષ્ઠા અને આદર્શ ઉદારતા ભર્યા વ્યવહારથી સંઘવી કુટુંબને **વડાવલી, ટાકોદા, સૂરજ** (ભોયણીજી પાસે), **જગુદણ** (લીંચ પાસે), છમીછા વગેરે સાત ગામો બક્ષીસમાં મળેલા.

પાછળથી બાદશાહી સલ્તનતના જુલમથી સંઘવી કુટુંબ **વડાવલીથી** ઉચાળા ભરી કચ્છ, કાઠીઆવાડમાં વિખરાઇ ગયુ તેમાં હાલ **સાંતલપુર**માં ૪૦ ઘર સંઘવીઓના છે અને સંઘવીઓનું બંધાવેલ દહેરાસર છે.

પાલીતાણા, ભાભર, મણુંદ (પાટણ પાસે)માં અને કચ્છના વિવિધ ગામોમાં સંઘવી કુટુંબ ફેલાયેલું છે.

તેમાંનું એક કુટુંબ બાલવા (ઉનાવા–પેથાપુર)માં રહે છે, જે કેટલાક વર્ષોથી હાલ **ચાણસ્મા** પણ રહે છે. જેનો ફાળો **ચાણસ્મા** ક્ષેત્રે નોંધપાત્ર છે.

૫. **ચાણસ્મા**ના અપૂર્વ ધર્મપ્રેમની વાનગી સમી કેટલીક દીક્ષાઓ **ચાણસ્મા**ના સંઘે અપાવી છે.

તેમાંના કેટલાક **ચાણસ્મા**ના ધર્મપ્રેમના જીવંત દાખલા રૂપ પ્રસંગો ટૂંકમાં જણાવાય છે.

વિ૦ સં૦ ૧૯૮૧મા બોટાદના ત્રિભોવનદાસ દલીચદ (જેઓ બાર વર્ષની વયે મહેસાણા પાઠશાળામા શામજી માસ્તર આદિ સાથે પાચ વર્ષ ધાર્મિક અભ્યાસ કરી કોઠ (ગાગડ)ની પાઠશાળામા પાચ વર્ષ શિક્ષક તરીકે કામ કરી ચાણસ્મા ધાર્મિક પાઠશાળામા પાચ વર્ષ શિક્ષક તરીકે હતા) તે વૈરાગ્ય ભાવ જાગવાથી સયમ-ચારિત્ર ગ્રહણ કરવાના ભાવ જાગવાથી તે વખતે ચાતુર્માસાર્થે પધારેલા સૂરીસમ્રાટ્ પ્રૌઢપ્રતાપી પૂ૦ આ૦ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મ૦ પાને ચારિત્ર ગ્રહણ કરવાનુ નક્કી કર્યુ

આ અનુમોદનીય સમાચાર ચાણસ્મા શ્રીસઘને મળતા જ અનેરો હર્ષોલ્લાસ થયો, પરગામના અને સસારી સગપણ નહીં છતા ચાણસ્માના શ્રી સઘે પોતાના ધાર્મિક શિક્ષક અને સયમના અર્થી એમ દ્વિગુણિત બહુ માનથી એક મહીના સુધી સઘના એકેક ઘરે વાયણા કર્યા, દિવસમા બબ્બે ત્રણ ત્રણ ઘર વાયણા કરતા, દરેક ધર્મપ્રેમી વ્યક્તિએ શક્તિ-ભાવનાનુસાર તેઓને ઘરે બોલાવી યોગ્ય સન્માન કરેલ

શ્રી સઘ પાસે શેઠ પુનમચદ નગીનદાસ વતી શ્રી હરકોરબ્હેને દીક્ષાના વરઘોડાની રજા માગી અને ખૂબ જ ભાવોલ્લાસથી તે વખતના કાળમા ૧૫૦૦)નો વ્યય છૂટે હાથે કર્યો શ્રીસઘ તરફથી પણ આ પ્રસગે પાચ તીર્થો (શ્રી આબૂ, શ્રી અષ્ટાપદ, શ્રી ગિરનાર શ્રી સમેતશિખર, શ્રી સિદ્ધાચલ મહાતીર્થ)ની ભવ્ય રચનાઓ કરાવેલ ખૂબ જ ધામધૂમ થયેલ શ્રીસઘે ઉમગથી દશ હજાર રૂપિઆનો ખર્ચ કરેલ,

આ પ્રસગે પૂ૦ આ૦ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મ૦ પૂ૦ આ૦ શ્રી દર્શનસૂરીશ્વરજી મ૦, પૂ૦ આ૦ શ્રી ઉદયસૂરીશ્વરજી મ૦, પૂ૦ આ૦ શ્રી નદનસૂરીશ્વરજી મ૦, સ્વ૦ પૂ૦ આ૦ શ્રી લાવણ્યસૂરીશ્વરજી મ૦, પૂ૦ આ૦ શ્રી અમૃતસૂરીશ્વરજી મ૦, પૂ૦ આ૦ શ્રી પદ્મસૂરીશ્વરજી મ૦, સ્વ૦ પૂ૦ આ૦ શ્રી વિજ્ઞાનસૂરીશ્વરજી મ૦, પૂ૦ આ૦ શ્રી કસ્તુરસૂરીશ્વરજી મ૦ આદિ ઠાણા સાધુના અને ૧૪ ઠાણા સાધ્વીજીના હતા

ત્રિભુવનદાસભાઈની ધામધૂમથી વિ૦ સ૦ ૧૯૮૧મા દીક્ષા થઈ અને તે તેમનુ નામ પૂ૦ મુનિ શ્રી રામવિજયજી મ૦ રાખ્યુ અને તેઓને પૂ૦ આ૦

**શ્રી વિજયઅમૃતસૂરિ** મ૦ના શિષ્ય બનાવ્યા. હાલમાં તેઓ આચાર્ય **શ્રી વિજયરામસૂરિજી** તરીકે પ્રખ્યાત છે.

આજે ૭૫ વર્ષની વૃદ્ધ વયે પણ તાત્વિક ચિંતન અને અનેક પૂજાઓ, સ્તવનો, ચોવીશીઓના ભાવાર્થ લખી ધાર્મિક જનતાને અનુગૃહિત કરવા ઉપરાંત શાંત જીવન ગાળી રહ્યા છે.

આવો જ એક બીજો પ્રસંગ વિ૦ સં૦ ૧૯૮૭ના પૂ૦ આ૦ **શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી**ના ચાતુર્માસ વખતે ચોમાસાના થોડા દિવસ પહેલાં બનેલ.

લીંબડીના વતની પણ ઘણા સમયથી અમદાવાદ (લાલાભાઈની પોળ)માં રહેતા **પોપટભાઈ** (જેઓ અમદાવાદ–પાંચકુવા માર્કેટની પ્રખ્યાત પેઢી **શા. ગુલાબચંદ નગીનદાસ**ના મોટા મુનીમ હતા) તે ઘણા વખતથી સંયમના પથે જવાની ભાવના હતી, છોકરાઓ બધા ધંધે યોગ્ય રીતે લાગી ચયેલા, પોતાને કોઇ જવાબદારી જેવું ન હતું, તેથી પાછળની જીંદગીમાં પ્રભુ શાસનની શકય આરાધના કરવા ઉમંગ હતો, પણ સંતાનો પોતાની વ્યાવહારિક દૃષ્ટિથી વૃદ્ધ–વયે સેવા કરવાના લાભને મેળવવાની ભાવનાથી મોહવશ સંમતિ આપતા ન હતા. પૂ૦ આ૦ **શ્રી દેવેન્દ્રસાગરસૂરિ** મ૦ના પરિચયે **પોપટભાઈ**ની ભાવનાની પ્રબલતા થતાં **ચાણસ્મા** ઉઘરાણીના બ્હાને આવી પ્રથમથી કરેલી ગોઠવણ પ્રમાણે ગાડીથી ઉતરી પાંજરાપોળનો વહીવટ જાત ભોગે તન–મન–ધનથી જાળવનાર, જીવદયાપ્રેમી શેઠ **શ્રી ત્રિકમભાઈને** ત્યાં જઈ ન્હાઈ પૂજાના કપડાં પહેરી સીધા વર્ષીદાનના વરઘોડા રૂપે ગામમાં ફરી પ્રભુ પૂજા કરી ગુરુદેવના ચરણોમાં સંયમ સ્વીકાર્યું. **ચાણસ્મા**ના સંઘે વિરતિ–ધર્મની મહત્તા ધ્યાનમા રાખી હાર્દિક લાગણી પૂર્વક આ દીક્ષામાં ઉલ્લાસથી ભાગ લીધો. પણ "જમને દેવાય પણ જતિને ન દેવાય 'ની લોક કહેતી પ્રમાણે "આવેલ ભાઈ કોણ છે? સંસારી સગા કેમ નથી આવ્યા! તેમની કેવી પરિસ્થિતિ છે?" આદિ કાંઇ પણ ચૂથણાં કર્યા વિના ગુરૂમહારાજ ઉપર વિશ્વાસ અને ધર્મના દઢ અનુરાગ બળે દીક્ષા અપાવી, તેમનું નામ પૂ૦ **મુનિશ્રી પ્રવીણસાગરજી** મ૦, (પૂ૦ આ૦ શ્રી દેવેન્દ્રસાગરસૂરિ મ૦ના પ્રથમ શિષ્ય) હતું અને ૨૦૦૫માં **ડભોઈ**માં સમાધિપૂર્વક ગુરૂદેવના ચરણોમાં આરાધના પૂર્વક સ્વર્ગવાસ પામ્યા.

આ બધા પ્રસંગો કરતાં પોતાની આગવી વિલક્ષણતા નીચેના દીક્ષા પ્રસંગમાં જણાઈ આવે છે.



ઉદયપુરની ત્રણુ બ્હેનો (માતા અને બે પુત્રીઓ) ખૂબ જ સંયમના દૃઢ રંગથી રંગાઇને દીક્ષા માટે તૈયાર થયેલા, ઉદયપુરના શ્રી સંઘે તે વખતે બિરાજમાન આચાર્ય મ૦ના હાથે ધામધૂમ સાથે નાની ઉંમરની બાળાઓ સંયમના પંથે પોતાની માતા સાથે જાય એ મેવાડની ભૂમિમાં વિરલ પ્રસંગ હોઇ ખૂબ જ ઠાઠથી અપાવવા ધારેલી ભવ્ય અઠ્ઠાઈ ઓચ્છવ, ઘેરઘેર વાયણાં, ગીત મહોત્સવ આદિ ચાલતું

પણ ચોમાસામાં સૂકાતા અને ઉનાળામાં લીલોછમ થનાર જવાસાના છોડ જેવી વિષમ પ્રકૃતિવાળા ભારેકર્મી કેટલાક અજ્ઞાનીઓએ "સારૂં **કરવાની શક્તિ કે ભાવના ન હોય તો અંતરાય તો ન જ કરવો"** આટલી પણ વિવેકની ચરમ સીમાને ઓળંગી જાણે નાની બાલિકાઓની ખરેખરી દયા હૈયામાં વસી ન હોય ? એમ કરી વગર પૈસાના પંચાયતીઆ ન્યાયાધીશ બની માતાની, બંને નાની બાલિકાઓની જુબાની (સ્ટેટમેન્ટ) લીધી

તેમાં બાલીકાઓએ જુબાની લેનાર ગ્રેજ્યુએટ અને ધારાશાસ્ત્રીઓની આટી ઘુંટીમાં જરાય ફસાયાવિના જડબાતોડ જવાબ "**પોતાની ભાવનાથી સંયમના પંથે જતા હોવાનું**" જણાવ્યું

તો પણ બસ ! "આ નાની બાળાઓ સમજે શું ? એ તો પોપટીઆ પાઠ શીખવાડયા પ્રમાણે બોલે"–એમ કરી ઠરાવ કર્યો કે "આ દીક્ષા અનુચિત છે"

એ ઠરાવનું પાલન કરાવવા માટે દીક્ષા આપનાર આચાર્ય મહારાજ પાસે ગયા અને દબાણ કર્યું

ભાવી યોગે આચાર્ય મહારાજે (પોતે તે ગામના તથા વ્યવહારૂ આવડત અને નૈતિક હિંમતની ખામીથી) જનશ્રુતિ પ્રમાણે ઠરાવને મૂક સંમતિ આપી

શ્રી સંઘના ધર્મનિષ્ઠ અગ્રગણ્યોને આ વાત બરાબર ન લાગવાથી પૂ૦ આચાર્ય મહારાજને સંઘના આગેવાન વહીવટદારના ઘરે દીક્ષા આપવા વિનંતિ કરી આચાર્ય મહારાજે ઠરાવને મૂક સંમતિ આપ્યા પછી દીક્ષા આપવા જવામાં ભાવી ખળભળાટ–તોફાનની કલ્પના કર્યા વિના ધર્મનિષ્ઠ શ્રાવકોના આગ્રહને વશ થઇ દીક્ષાના દિવસે તે જ મુહૂર્તે આગેવાન શ્રાવકના ઘરમાં ખાનગી દીક્ષા આપી

આ સમાચાર, અજ્ઞાનતાનો ઉન્માદ અને સુધારકતાની વિકૃતિવાળા યુવકોને

ખબર પડી, અને આવી દીક્ષા ન અપાવાનો ઠરાવ કરી બેઠેલા સુધારકોને પોતની વાતનુ તાન ચઢવાથી વાનરસેના રૂપ યુવકોને ઉશ્કેરી મોટુ સરઘસ કાઢી ભયંકર જેને લખતાં કમલ પણ ધ્રુજે તેવું તોફાન આદર્યું.

જયાં દીક્ષા થઇ તે શ્રીમંત શેઠીઆના ઘરને આગ ચાંપવાના બાલિશ પ્રયત્નો તથા દીક્ષા આપનાર આચાર્ય મહારાજને પકડી કાળુ મોઢું કરી ગધેડે બેસાડી ગામમાં ફેરવવાના પેંતરા, છેવટે ઉપાશ્રયમાં આવી જેમ આવે તેમ તોફાનો, મહારાજને મારવા, પાતરાં ફોડી નાંખવા, સ્થાપના આચાર્યને ગટરમાં ફેંકી દેવા, પુસ્તકોની ભયકર આશાતના, ઉપાશ્રયમાં ગોઠવેલ ઓચ્છવની સરંજામ સામગ્રીનો બગાડ, વિવિધ ભાંગફોડીઆ પ્રવૃત્તિ ઉપરાંત જૈન સાધુઓ પ્રતિ બીભત્સ અનિષ્ટ અપશબ્દોની વર્ષા આખા શહેરમાં શાસનની ભયકર હીલના આદિ કરીને ખૂબ જ તોફાન જગવ્યું.

છેવટે આચાર્ય મ૦ને વિવેકી શ્રાવકોએ ગુપ્ત માર્ગથી ઉદયપુરથી બે માઇલ દૂરના ગામે પહેર્યે કપડે પૂરતા રક્ષણ સાથે લઈ ગયા.

દીક્ષિત બ્હેનોના વેષ ઉતારી લીધા. આટલી કરૂણ હૃદયદ્રાવક પરિસ્થિતિમાંથી પસાર થયેલી ત્રણે બ્હેનોને વિવેકી શ્રાવકોએ જે સાધ્વીજી પાસે દીક્ષા લેવાની હતી તેમની એક શિષ્યા **ચાણસ્મા**ની હોઇ, **ચાણસ્મા** ક્ષેત્ર જ ભાંગ્યાનો ભેરૂ ધારી તુર્ત ગાડીમાં બેસાડી **ચાણસ્મા** મોકલી.

**ચાણસ્મા**માં તે વખતે પૂ૦ આ૦ **શ્રી રામસૂરીશ્વરજી** મ૦ (ડેલાવાળા) વિરાજમાન હતા, તેઓની નિશ્રામાં–ઉદયપુરના તોફાની વાતાવરણથી ગભરાઈ ગયેલી બ્હેનોને ખૂબ જ આશ્વાસન આપી ધામધૂમથી વિ૦ સં૦ ૨૦૦૮ માં દીક્ષા થઇ.

ખરેખર આ દીક્ષા **ચાણસ્મા**ના મજબૂત ધર્મપ્રેમને જ આભારી છે.



# ચાણસ્મા અને જીવદયા

ભારતની સસ્કૃતિમા જીવો પ્રતિ દયાની લાગણી ગળથૂથીથી વણાયેલી છે, હિસક રીતે જીવનારા વનવાસી જગલી પ્રજાઓમા પણ અમુક ઉતરતી કક્ષાની પણ જીવદયાની છાયા હજી પણ જોવા મળે છે

વળી ભારતીય સસ્કૃતિના મૂળાધાર સમા **જૈન** ધર્મના વિશિષ્ટ સસ્કારોથી વાસિત **જૈન** જનતામા તો ક્ષુદ્રાતિક્ષુદ્ર જતુને પણ જયણાબળે બચાવવાની વાત જીવનપ્રાણ સમી હોય છે

એટલે કલિકાળસર્વજ્ઞ **શ્રી હેમચદ્રાચાર્ય** મ૦ના ધર્મોપદેશથી પ્રભાવિત બની રગે-રગે જીવહિસાને દૂર કરવાના નિર્ધારવાળા પરમાર્હત શ્રી **કુમારપાળ મહારાજા**ના મારી-હિંસાના પ્રતિરોધના ડિડિમના પડઘા આઠમો વર્ષના લાબા ગાળે પણ જ્યા વાગી રહ્યા છે,

કે જ્યાની માસાહારી પ્રજા પણ બીજા દેશોના ઉચ્ચ વર્ણ કરતા વધુ મર્યાદા જાળવીને જીવહિસાદિ કરતા* હતા-કરે છે

તે ગુજરાતના વિશિષ્ટ સસ્કારી પ્રદેશના મધ્ય ભાગે આવેલ **ચાણસ્મા**મા જીવદયાની પ્રવૃત્તિ બીજા ધર્મકાર્યોની જેમ સર્વતોમુખી વિશિષ્ટ રીતે પાગરી છે

વિ૦ સ૦ ૧૯૮૭ના ચાતુર્માસમા પૂ૦ **આગમોદ્ધારક** ધ્યાનસ્થ સ્વર્ગત **આચાર્યદેવશ્રી**ના પરમ-વિનેય શ્રી વર્ધમાનતપનિષ્ઠ શાસનપ્રભાવક સ્વ૦ **આચાર્યદેવશ્રી ચદ્રસાગરસૂરીશ્વરજી** મ૦ (તે વખતે પૂ૦ **મુનિશ્રી ચદ્રસાગરજી** મ૦)ના ઓજસભર્યા ઉપદેશથી હાલમા વ્યવસ્થિતપણે ચાલતી આસપાસ ગામડાઓમા જીવહિસા બધ કરાવી અનેક મૂગા પ્રાણીઓને શીળી છાયા સમી ઘેઘૂર વડના જેવી પાજરાપોળનો પાયો નખાયો

* અહીં "હતા" ભૂતકાળનો પ્રયોગ એટલા માટે કર્યો છે કે—કૂટનીતિમાં પાવરધા પાશ્ચાત્યએ પોતાનો પગપેસારો કરતા ચિત્ર-વિચિત્ર સાધનોથી તેવુ વાતાવરણ સર્જી માંસાહારને પ્રત્યક્ષ-પરોક્ષ ખૂબ ઉત્તેજન આપી નિરામિષાહારી પ્રજાને પણ સર્વત ભ્રષ્ટ બનાવી મુકી છે ત્યાં માંસાહારીની શી વાત કરવી?

તે વખતે નીચેના સદ્‌ગૃહસ્થો શ્રીસંઘ તરફથી જીવદયાનું કામ સંભાળતા હતા.

| | |
|---|---|
| ૧. શેઠ શિવલાલ ફુલચંદ | ૫. શા. બાપુલાલ લખમીચંદ |
| ૨. શાહ પૂનમચંદ જેચંદ | ૬. શા. નહાલચંદ મલુકચંદ |
| ૩. શા. ત્રિકમલાલ વાડીલાલ | ૭. શા. શિવલાલ કશળચંદ |
| ૪. શા. ગભરૂચંદ નથુચંદ | ૮. શા. પૂનમચંદ જોઈતાચંદ |

પાંજરાપોળના દરેક કાર્યમાં વધુમાં વધુ સક્રિય ફાળો **શેઠ ત્રિકમલાલ વાડીલાલ**નો છે.

પાંજરાપોળના કાર્યને વ્યવસ્થિત ચલાવવા માટે સ્થાનિક સંઘમાંથી અને આસપાસના ગામડાઓમાંથી ખરડો કરી થોડું ભંડોળ ભેગું કરેલ.

શરૂઆતમાં પાંજરાપોળમાં આજુબાજુના ગામોથી ૨૦૦/૩૦૦ જાનવરો ભેગા થઈ જતા, વધારે થાય ત્યારે પાટણની મોટી પાંજરાપોળ મોકલાતા.

હાલમાં દર વર્ષે ૪૦૦૦ થી ૪૫૦૦ જાનવરોની આવક-જાવક રહે છે.

પાંજરાપોળમાં અશક્ત, રોગી, અપંગ અને અનાથ પશુ-પક્ષીઓને રાખવા આદિની પૂરતી સગવડ હોવા સાથે આસપાસના ગામડાઓમાં જ્યાં જ્યાં જીવોની હિંસા ધર્મના નામે કે બીજી રીતે થતી તેને રોકવા માટે પણ પાંજરાપોળના કાર્યકરોએ-મુખ્યત્વે **શેઠ ત્રિકમભાઈએ** જાનના જોખમો વહોરીને પણ-ભગીરથ પ્રયત્ન કરેલા.

તેમાંના થોડાક પ્રસંગો જાણવા મળ્યા, તે નીચે મુજબ છે :—

(૧) ચાણસ્મા તા૦ હારીજના **ખોડીયાળ** ગામે માતાજી આગળ પાડો મરાતો હતો, ધર્મના નામે થતી આ નિર્મમ હત્યાને ખૂબ સમજાવટ અને વાણીયાવિદ્યાથી બંધ કરાવી કાયમ માટે પાડાનું બલિદાન બંધ થઈ ગયું. હજી પણ બંધ છે.

(૨) ચાણસ્મા આસપાસ ચુંવાળ ઠાકરડાઓની વસ્તી ઘણી છે, તેઓ શિકારના ખૂબજ શોખીન હોઈ વનવગડામાં રહેતા બિચારા નિર્દોષ પશુ-પંખીઓને મારતા હતા, તે માટે પાંજરાપોળના વહીવટદારોએ પાંચ ઘોડા રાખી તેના પર માણસોને મોકલી વન-વગડામાં શિકાર કરતા તે ઠાકરડાઓને સમજા-

વતો, ન માને તો આસપાસના કે તે ઠાકરડાઓ જ્યા રહેતા હોય તે ગામના મુખીઓને ભેગા કરી સામ-દામ-દ ડ અને ભેદ આદિ નીતિથી શિકાર બ ધ કરાવતા

(૩) અણિયાલી પાસે ઓખલા ગામે ઠાકરડાઓ પાસેથી બલિદાન માટેનો પાડો અને બોકડો સમજાવીને પરાણે પણ પાજરાપોળમા લાવવામા આવ્યો

(૪) છીકમાતા આગળ પાડો મરાતો હતો, તેની ભાળ મળતા પાજરાપોળના વહીવટદારોએ ત્યા જઈ તપાસ કરી, પ્રથમ તો તે લોકોએ ના પાડી, છેવટે હા કહી, એટલે પાજરાપોળવાળા ભાઈઓએ સમજાવ્યા ઠાકરડા કહે કે-" અમે તો માતાજીને બલિદાન ચઢાવવાના ! માતાજી ના પાડે તો ન ચઢાવીએ "

એટલે પાજરાપોળવાળા ભાઈઓએ લાલ કપડુ અને ઘઉ લાવી માતા આગળ "હે માતા ! તારે પાડો જોઇતો હોય તો એકી આપ" એમ કહી લાલ કપડામા ઘઉંના દાણા નાખ્યા, પણ બેકી દાણા પડયા. ચાર-પાચ વાર દાણા નાખ્યા પણ એકી ન આવી આ ઉપરથી ઠાકરડાઓ ઢીલા થઈ ગયા અને ચાણસ્માના મહાજનના આગેવાનોને પાડો સોપતા કહ્યુ કે-લો ! લઈ જાવ આ પાડો ! અને માતા આગળ હાથમા જળ લઈ નીમ લીધુ કે-હવે પછી કદી નહીં મારીએ !

આ રીતે પાજરાપોળના વિવેકી વહીવટદારોના સતપ્રયત્ને પાડો સદાને માટે મરાતો બ ધ થઈ ગયો

(૫) વાસણા ગામે પાડો મરાતો હતો તે પણ પાજરાપોળના વહીવટ દારોના પ્રયત્નથી બ ધ થયો હજી લગી તે હિસા બ ધ છે

(૬) ઇલિમપુર ગામે હોળીની રાત્રે સત્તર બોકડાનુ બલિદાન થવાની વાત ચાણસ્માના મહાજનને કાને આવતા જ પાજરાપોળના વહીવટદારો તુર્ત ત્યા જઈ ઠાકરડાઓને સમજાવી-પટાવી સત્તરે બોકડાઓને અભયદાન અપાવી પાજરાપોળમા લઈ આવ્યા.

(૭) મગદારપુરના રબારીઓએ ૬૦-૭૦ બોકડા વણઝારાઓને વેચેલા તે વણઝારા કસાઈઓને વેચવા લઇ જતા હતા પાજરાપોળના કાર્યકરોને આ ખબર પડતા જ તાબડતોબ તેમની પાસે જઈ નમ તવી તે બોકડા રબારીઓને પાછા અપાવ્યા અને હવે પછી આવુ મલિન કાર્ય નહીં કરવા બદલ પકો બદોબસ્ત કર્યો

(૮) **પાટણ**ના રસ્તે **વાવડી** અને **રાબોસણ** વચ્ચે વણઝારાઓનો પડાવ હતો. તે વણઝારાઓએ આજુબાજુના ગામોમાંથી ૧૭૫ ગાયો ખરીદેલી.

રાત્રે ૧૦ વાગે શા. **મોહનલાલ જીવરાજ**ની ચીઠ્ઠી પાંજરાપોળના કાર્યકર ઉપર આવી, એટલે તુર્ત સાત–આઠ માણસોને સાથે લઈ પાંજરાપોળના મુખ્ય કાર્યકર્તાએ, ત્યાં જઈ વણઝારાઓને સમજાવી તેઓની પાસેથી ગાયો પાછી વાળી અને હવેથી આવું ન થાય તેનો પાકો પ્રબંધ કર્યો.

(૯) **સેવાસા** ગામે માતા આગળ પાડો મરાતો હોવાના પાકા સમચાર **રબારી પાસા હરજી** દ્વારા મળ્યા, એટલે તાબડતોબ રાત્રે પચ્ચીશ માણસ ત્યાં જઈ ઠાકરડાઓને સમજાવી પાડાને પાંજરાપોળમાં લઈ જવામા આવ્યા. કાયમ માટે પાડાની હિંસા બંધ કરાવી.

(૧૦) **રૂપપુર**ના રબારી પાસેથી ૬૦–૭૦ ઘેટાં–બકરા કસાઇને ત્યાં વેચાવા જતા હોવાની વાત સાંભળીને પાંજરાપોળના વહીવટદાએ રબારીને સમજાવી ઘેટાં–બકરાઓને પાછા વાળ્યા અને હવે પછી આવું નહીં કરવાની નેમ લેવડાવી.

(૧૧) **પોટડા**ના કરવટી લોકો ત્રણ પાડા જીવહિંસા માટે લઇ જતા હતા, જીવદયાના હિમાયતી પાંજરાપોળના કાર્યકરોએ સમજાવીને તે ત્રણે પાડા પાંજરાપોળમાં બંધાવી લીધા, તે લોકોના બહુ કરગરવાથી હવે પછી આવું નહીં કરવાની બાંહેધરી લઇને ત્રણ પાડાની મૂળ કિંમત આપી તેઓને રાજી કર્યા.

(૧૨) **ભંકોડા** ગામ સિપાઇ લોકોનું છે, ત્યાં તલાવમાં પાણી ઘણુ હોઇ માછલાં ઘણાં હોવાથી આસપાસનાં અને સ્થાનિક લોકો માછલાં પકડી બહારગામ હિંસાભર્યો ધંધો કરતા હતા. પાંજરાપોળની નીતિ પ્રમાણે ત્યાં જઇ પૂરતી તપાસ કરી લોકોને સમજાવી પાકો બંદોબસ્ત કરી માછલાંઓની હિંસા બંધ કરાવવાનું પુણ્યકાર્ય વહીવટદારોએ કર્યું. હજુ પણ તે હિંસા બંધ છે.

(૧૩) **રૂપપુર** (ચાણસ્માથી ૨ મા૦) ગામમાં ઠાકરડાઓના મોહલ્લામાં કુકડા–મરઘા ઘણા હતા, તેની તે લોકો આજીવિકા આદિ માટે હિંસા કરતા, આવું જાણ્યા પછી પાંજરાપોળના કાર્યકરોએ ત્યાં જઇ સમજાવી–પટાવી

મહાજનની ગાડીમા બધા કુકડા-મરઘા લઇ આવ્યા હાલ પણ આ હિસા બધ છે

(૧૪) **કારોડા** ગામના બે ઘોડાઓ કતલખાને લઈ જવા ચાણસ્મા હોટલ આગળ બાધેલા, તેનો માલિક અદર ચ્હા પીતો હતો, તે ઠાકરડાને સમજાવી તે બન્ને ઘોડાને અભયદાન અપાવી પાજરાપોળમા બધાવ્યા પાછળથી તે ઠાકરડાનો છોકરો જુવાનીના જોશમા તલવાર લઇને ઘોડા પાછા લેવા આવેલો, પણ વાણીયાગત વાપરી તન્કાળવી તેને ઠડો પાડી દીધો, અને ઘોડાને કાયમી અભયદાન મળ્યુ

(૧૫) **વાવડી**ના તલાવમા **ઇલિમપુર**ના ઠાકરડાઓ માછલા પકડવા આવતા આ સમાચાર જાણ્યા પછી પાજરાપોળ તરફથી પાકો બદોબસ્ત કરી જીવહિસાને કાયમી બધ કરાવી

(૧૬) **રાળોસણ**ના વાઘરીઓ ૧૫-૧૭ ઘેટા બકરાની હિંસા કરવાના છે એવુ સાભળ્યા પછી પાજરાપોળના વહીવટદારોને મહાજનની ગાડી લઈ ત્યા જઈ સમજાવીને બધા ઘેટા-બકરાને ગાડીમા ભરી લાવી અભયદાન અપાવ્યુ

(૧૭) **કેસણી** ગામે ઠાકરડાઓની પાડાની હિંસા રોકવા પાજરાપોળના કાર્યકરો ગયા ખરા ! પણ ખબર આપનારે બરાબર ન આપી તેથી જતા પહેલા હિસા થઈ ગયેલ અને ચાણસ્માનુ મહાજન આવે છે, એમ જાણી નિશાની સુદ્ધા સાફ કરી નાખી છતા ત્યા ગયા પછી એક ઠાકરડાએ પોતાના તાવની બાધા તરીકે એક બોકડાની હત્યા માનેલી મહાજને તે ઠાકરડાને સમજાવી તેની બાધા તરીકે જીવહિસા નહીં કરવાનુ નીમ અપાવ્યુ

(૧૮) **અબાલા** ગામના તલાવના માછલાઓની હિસા બધ કરાવવા ઘટિત સઘળો બદોબસ્ત કરી કાયમ માટે હિંસા બધ કરાવી

(૧૦) **વાવડી** ગામના ઠાકરડાઓએ મોર મારેલ, આ સમાચાર સાભળતા જ પાજરાપોળના કાર્યકરોએ ત્યા જઈ તને સમજાવી દડ તરીકે તેની બદૂક લઈ આવેલા

આવા આવા પ્રસગો નાના-મોટા ઘણા છે આ રીતે ચાણસ્મા આસપાસ ચુવાળ કોળી, ઠાકરડા આદિ હિંસાપ્રિય જાતિઓના ગામોમા જ્યારે પણ શિકાર અને ધર્મના કે ધધાના નામે હિંસા થવાના સમાચાર મળતા કે

તુર્ત જ પાંજરાપોળના વહીવટદારો બધા કામ પડતા મુકી ખૂબ જ સાવચેતીથી સામ, દામ, દંડ અને ભેદ નીતિ યથાયોગ્ય અપનાવી જીવહિંસાના પ્રતિબંધ અથાગ પરિશ્રમ લેતા હતા, આજે પણ તે રીતે પ્રયત્ન કરી રહ્યા છે.

જો કે આજે વિદેશીઓની ઉદરની કુંકણીયા નીતિથી, શિક્ષણ, છાપાં, પુસ્તકો, રેડીયો આદિ સાધનોથી વિદેશી સંસ્કૃતિના ધૂમ પ્રચારના કારણે ઉચ્ચ વર્ણના લોકોના પણ માનસ હિંસાની સૂગ વિનાના થતા હોઈ પાંજરાપોળના કાર્યકરોને સફળતાના ટકા ઓછા મળે છે.

છતાં શ્રી **ભટેવાદાદા**ની અમીનજરથી ચાણસ્માના ક્ષેત્રની ધર્મ-સંસ્કૃતિ માટે મરી ફીટવાની ગળથૂથી બીજા ક્ષેત્રો કરતાં વધુ પ્રમાણમાં પ્રસંગે ઝળકી આવે છે.

આજે તો પાંજરાપોળ-જીવદયાના ક્ષેત્રે દયનીય-શોચનીય દશા આપણી થતી જાય છે-કે અનુકંપા-જીવદયાના મૌલિક ઉદ્દેશ્યને વિસરી જઈ ગીતાર્થ ગુરૂની નિશ્રાએ સઘળા ધર્મસ્થાનોની વહીવટી જવાબદારી અદા કરવાને બદલે અર્થપ્રધાન વહીવટી તંત્રને ચલાવવામાં ગૌરવ-શાણપણ સમજાય છે.

પરિણામે ભારતીય સંસ્કૃતિના મૂળ પાયા સમાન **आत्मवत् सर्वभूतेषु= सर्वभूतात्मभाव**ની વાત ધીમે ધીમે ભૂલાઈને અર્થપ્રધાન વિદેશી નીતિ આપણા વહીવટદારોના મગજમાં ઘૂસતી જાય છે.

તેથી પાંજરાપોળમાં ખોડા, અપંગ, અનાથ ઢોરો કે પશુ-પક્ષીઓને રાખવાની વાતને ગૌણ કરી દૂધાળી ગાયો-ભેંસો રાખી તેની આવકને વધારવાની ઘેલછામાં પાંજરાપોળની અનુકંપા-જીવદયાની મૂળભૂમિકાના બદલે વ્યાપાર-પ્રધાન ડેરીના રૂપમાં પાંજરાપોળને ફેરવી નાખવાની વિદેશી કૂટનીતિને હૈયાના ઉમળકા સાથે અપનાવવાની ભયંકર ભૂલ આજના જમાનાશાહી વહીવટદારો કરી બેસતા હોય છે.

શાસનદેવ સહુને સદ્બુદ્ધિ પ્રગટાવે અને જિનશાસનની પ્રણાલિકા પ્રમાણે અનુકંપા-જીવદયાના મર્મને ધ્યાનમાં રાખી પાંજરાપોળના વ્યવસ્થિત સંચાલન દ્વારા મૂંગા જીવોના આશીર્વાદ મેળવી પોતાની કર્તવ્યનિષ્ઠા વિકસાવે એ શુભાભિલાષા !!!



# ચાણસ્મામાં થયેલ ધર્મધ્યાન

જિનશાસનની મર્યાદાનુસાર જીવન જીવવા મથનાર શ્રાવકના હૈયામા સતતપણે ધર્મની આરાધનાનો તલસાટ ચાલુ હોય છે જ્યારે પણ અવસર આવે ત્યારે શ્રાવકના હૈયામા ધર્મની આરાધનાનો લાભ લેવાની તત્પરતા સક્રિય બને છે।

આ રીતે વર્તમાનકાળે જૈન ધર્મની પ્રભાવનાના કેદ્ર સમા ગુજરાત–સૌરાષ્ટ્રના મહત્ત્વપૂર્ણ–પ્રખ્યાત ઉત્તર ગુજરાતના પ્રદેશમા ચાણસ્માનુ ક્ષેત્ર અસાધારણ રીતે ધર્મની આરાધના કરવા–કરાવવામા પોતાનુ આગવુ સ્થાન ધરાવે છે જે નીચેની વીગતો પરથી જાણવા મળશે

પૂ મુનિભગવતોના પુનિત સહવાસથી શ્રીસઘમા ધર્મજાગૃતિ વધુ થાય છે, પરિણામે વિવિધ ધર્મક્રિયાઓના આયોજન દ્વારા શ્રી સઘની ધર્મભાવના ખૂબ જ પરિપુષ્ટ બને છે

આ મુજબ ચાણસ્મા ક્ષેત્રમા યથાજ્ઞાત સામગ્રી પ્રમાણે ઉપધાન, ઉજમણા, તીર્થયાત્રાના સઘો, દીક્ષા અને ધર્મપ્રભાવના તથા શાસન રક્ષાના કાર્યો વિવિધ પ્રમાણમા થયા છે

## ઉપધાન

જિનશાસનની સૈદ્ધાતિક શૈલિ પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિની યોગ્યતા મોહના સસ્કારોના હ્રાસ સાથે સકળાયેલ હોઇ સાધુઓને આગમોના પઠન–પાઠન માટે યોગ–વહનની જેમ શ્રાવકો માટે જઘન્ય શ્રાવકને યોગ્ય શ્રી નવકાર મહામત્ર આદિ ચૈત્યવદનોપયોગી સૂત્રોની આરાધના માટે ઉપધાનની આવશ્યકતા ગીતાર્થ ભગવતોએ જણાવેલી છે

આવી મહત્ત્વની શ્રાવક તરીકેની દીક્ષા રૂપ માગલિક અને શ્રુતોપચાર રૂપ શ્રી ઉપધાનતપની આરાધના વિ૦ સ૦ ૧૯૭૨મા પ્રાય થયાનું કેટલાક વૃદ્ધોના મુખથી જાણવા મળેલ, પણ ચોક્કસ માહીતી નથી

ચાણસ્માના આજના જૈન શ્રીસઘના સસ્કારી જીવનના પાયા સમાન

ઉપધાન તપની યાદગાર આરાધના વિ. સં. ૧૯૮૭ના શાસનપ્રભાવક શ્રી સિદ્ધચક્રા-રાધનતીર્થોદ્ધારક સ્વર્ગત પૂ **આચાર્યદેવ શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી** ભગવંત (તે વખતે મુનિ અવસ્થામાં)ના ચાતુર્માસમાં ખૂબ જ ઠાઠ અને ઉમંગ તેમજ શાસનપ્રભાવનાપૂર્વક શ્રીસંઘ તરફથી થયેલા,

જેમાં ૧૭૯ આરાધકો હતા. ૨૯ શ્રાવકો અને ૧૫૦ શ્રાવિકાઓ હતી. આ ઉપધાનથી આખા ચાણસ્મા સંઘની કાયા પલટ થયેલ, ખરેખર શ્રાવક જીવનની દીક્ષારૂપ અનેક ધાર્મિકસંસ્કારો રેડાયેલ.

તે ઉપધાનમાં ૯–૧૦ વયની નાની વયના બે બાળકો (**શકરચંદ મગનલાલ** અને **રતિભાઈ લહેરચંદ**) પણ ઉમંગભેર ૪૭ દિવસની ઉપધાન તપની આરાધનામાં જોડાએલા.

તે ઉપધાનના રસાસ્વાદનો અનુભવ હજી પણ ચાણસ્માના ભાવુકો મોટી ઉંમર થઇ છતાં અનેક રીતે કરી રહ્યા છે.

એકંદરે ૧૯૮૭નું તે ચાતુર્માસ ચાણસ્માની ધાર્મિક ઉન્નતિના પાયારૂપ થયેલ. કેમકે પૂ૦ પ્રવર વ્યાખ્યાતા **સ્વ૦ આ૦ શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી**ની ઓજસ્વિની પ્રવચનધારા અને માર્મિક પ્રેરણા બળે તેમજ તેઓશ્રીના મુખ્ય શિષ્ય પૂ૦ શાસનસુભટ પરમ તપસ્વી ઉપાધ્યાય ભગવંત પરમ તારકવર્ય પૂ૦ **ગુરૂદેવશ્રી ધર્મસાગરજી** મ૦ (તે વખતે મુનિ અવસ્થામાં)ની ચીવટ, કુનેહ અને ખંતભરી ધાર્મિક વહીવટી તંત્રને સાફ–સુથરૂં રાખવાની હોંશિયારીથી દેવદ્રવ્ય આદિ અનેક ધાર્મિક ખાતાઓના જુના હિસાબો ભીમ–કાંત દૃષ્ટિબળે વ્યવસ્થિત કરી શ્રી સંઘનું ધાર્મિક જીવનનું માળખું શાસ્ત્રીય પદ્ધતિ પૂર્વકનું બનાવેલ, જેના બળે આજે પણ ચાણસ્માનો શ્રી સંઘ દ્રવ્ય–ભાવથી લીલા-લહેર કરે છે.

તેમાં આ ઉપધાનની આરાધનાએ પણ ખૂબ જ અગત્યનો ભાગ ભજવ્યો છે.

વિ૦ સં૦ ૨૦૨૧માં પૂ૦ પ્રવચનપટુ શાસનોદ્યોતકારી આચાર્ય **શ્રી દેવેન્દ્રસાગરસૂરીશ્વરજી** મ૦ના ચાતુર્માસમાં સ્વ. શેઠશ્રી મોહનલાલ ત્રિભોવનદાસના ચિ શેઠ સૌભાગ્યચંદ મોહનલાલ તથા શેઠ છોટાલાલ મોહનલાલ (હાલ મુંબાઇ)ને ઉપધાન કરવાની ભાવના પ્રગટેલી અને શ્રી સંઘ તરફથી તેમને રજા અપાઇ ને તિલક પણ થઈ ગયેલ, પણ ભારત ઉપર ચીન–પાકિસ્તાનના



આક્રમણ આદિથી ખાદ્ય સામગ્રીની પરિસ્થિતિ જૂ ચવાયાથી સ્થગિત રહ્યા છે પણ તે પુણ્યાત્માની ભાવના તેવી જ છે, અવસર આવ્યે લાભ લેવાની તમન્ના ધરાવે છે

## તીર્થયાત્રાના સઘો

સસારની વિષમ પરિસ્થિતિમા રહેનારા ગૃહસ્થોને જૈનત્વના સસ્કારોના બળે ત્યાગધર્મની વાસનાથી વાસિત થવા માટે અવસરે–અવસરે નાની–મોટી તીર્થયાત્રાઓ અવશ્ય કરણીય બતાવી છે

તેમા પણ શ્રાવક–જીવનના અણમોલ લ્હાવારૂપ તીર્થયાત્રાના 'છ'રી પાળતા સઘ દ્વારા મેળવાતું સઘપતિનું પદ વિશિષ્ટ મનાય છે ચાણસ્માની ભૂમિ વિશિષ્ટ ધર્મરાગથી રગાએલી હોઇ આવા યાત્રા–સઘો દ્વારા અનેક પુણ્યાત્માઓએ ધર્મરાગને વ્યક્ત કરી શાસનની શોભા વધારી છે તેવા કેટલાક સઘોની યથાનાત–સામગ્રી આધારે માહિતી નીચે મુજબ છે

## 'છ' રી પાળતા સઘો

૧ વિ૦ સ૦ ૧૯૨૩ મા કા વ ૫ દિને શેઠ સવચદ કમળશીએ પૂ૦ ૫૦ શ્રી વિદ્યાવિજય મ૦ના ઉપદેશથી ખૂબ ઠાઠથી મોટો 'છ'રી પાળતો સઘ કાઢેલ, જે સઘ શખેશ્વર, ઉપરિયાળાજી, ગિરનાર, અને સિદ્ધગિરિજીની યાત્રા કરી ફા વ. ૧૧ ચાણસ્મા પાછો આવેલ

આ સઘની વિગત આ જ ગ્રથ (પા ૫૬ થી ૬૩)મા આપેલ પ્રાચીન સ્તવનમા વિસ્તારથી છે આ સઘ ચાણસ્માથી શખેશ્વર, વડગામ, પાટડી, ઉપરીયાળાજી, ધ્રાગધ્રા, ઘેરાજી, ગિરનારજી, જુનાગઢ, અમરેલી, સિદ્ધાચળ મહાતીર્થ, શીહોર, ભાવનગર, લીંબડી, વીરમગામ થઇને ૧૨૬ દિવસે પાછો ચાણસ્મામા આવેલ

૨ વિ૦ સ૦ ૧૯૭૦મા શેઠ લખમીચદ ભૂખણદાસે કઈ તીર્થનો 'છ' રી પાળતો સઘ કાઢ્યો

૩ વિ૦ સ૦ ૧૯૭૮મા શેઠ ગગલચદ હરચદે તારગાજી તીર્થનો સઘ કાઢેલ

૪ વિ૦ સ૦ ૧૯૮૭મા કા૦ વ૦ ૩ના દિવસે શેઠ જેચદ ઉત્તમચદે પાલીતાણાનો સઘ કાઢેલ

૫. વિ૦ સં૦ ૧૯૯૩માં **સમરથ બ્હેને** ગાંભૂ* તીર્થનો 'છ' રી પાળતો સંઘ કાઢેલ.

૬. વિ૦ સં૦ ૧૯૯૯માં **સમરથ બ્હેને ભોયણી** તીર્થનો 'છ' રી પાળતો સંઘ કાઢેલ.

૭. શેઠ **બેચરદાસ કસલચંદે** વિ૦ સં૦ .... માં **તારંગાજી** તીર્થનો 'છ' રી પાળતો સઘ કાઢેલ.

૮. શેઠ **રામજી પરસોતમ**ના સુપત્ની સુશ્રાવિકા શ્રી **ખેમકોર ડોશીએ** શ્રી **શંખેશ્વરતીર્થ**નો 'છ' રી પાળતો સંઘ વિ૦ સં૦ .... માં કાઢેલ.

૯. વિ૦ સં૦ ૨૦૦૩માં પૂ. ગણિવર્ય શ્રી લબ્ધિસાગરજી મહારાજના ઉપદેશથી તેઓની નિશ્રામાં શેઠ **પ્રેમચંદ કેરશનદાસે કંબોઇ** તીર્થનો 'છ' રી પાળતો સંઘ કાઢેલ.

સમયના પ્રભાવથી સગવડના નામે રેલ્વે, મોટર આદિથી તીર્થયાત્રાએ એક ધણીના ખર્ચે તીર્થયાત્રા માટે લઈ જવાતા યાત્રિકોના સમૂહને વર્તમાન કાળે **સંઘ** તરીકે કહેવાય છે, પણ ખરી રીતે 'છ' રી પાળવા પૂર્વકની યાત્રા જે ખરેખર જિનશાસનની મર્યાદાનુસાર સંઘ કહેવાય, છતાં ઉપચારથી **ચાણસ્મા** ક્ષેત્રની ધાર્મિકતાનો પરિચય મેળવવાના હિસાબે કેટલાક તેવા ઔપચારિક (ગાડી–મોટરના) સઘોની પણ નોંધ અહીં અપાય છે.

૧. વિ૦ સં૦ ૧૯૬૬ (પ્રાયઃ)માં **શેઠ રામજી પરસોતમ**ના સુપત્ની શેઠાણી **ખેમકોર બ્હેને** શ્રી **સિદ્ધગિરિની** યાત્રાર્થે રેલ્વેથી બહોળા પ્રમાણમાં યાત્રાળુઓને પોતાના ખર્ચે લઈ ગયા.

૨. વિ૦ સં૦ ૧૯૬૯માં **ખેમકોર શેઠાણીએ આબૂજીનો** યાત્રિક સંઘ (રેલ્વેથી) કાઢેલ.

---

* ગાંભૂ ગામ ચાણસ્માથી ૧૨ મા૦ છે. વડાલી (પૂ૦ આ૦ વિજયદાનસૂરીશ્વરજી હીરસૂરીશ્વરજી મ૦ના ગુરૂ સ્વર્ગભૂમિ)થી ૭ મા૦ છે. ગંભીરા પાર્શ્વનાથનું સુંદર પ્રાચીન બે મજલાનું કલાત્મક જિનાલય છે.

શ્રી **આચારાંગસૂત્ર** ઉપર ટીકા **પૂ૦ આ૦ શ્રી શીલાંકાચાર્ય** મહારાજે આ ગામમાં બનાવેલી.

૩ વિ૦ સં૦ ૧૯૭૧મા શેઠ સવચંદ સાકળચદના સુપત્ની કકુબ્હેને શ્રી સિદ્ધગિરિની યાત્રાનો સઘ કાઢેલ વિ૦ સ૦ ૧૯૭૫મા શ્રી શીતળનાથ મડળના કાર્યકરોને શેઠ વાલચદ કચરાચદ શ્રી કેશરીયાજી તીર્થની યાત્રાર્થે પોતાના ખર્ચે લઇ ગયેલા

૫ વિ૦ સ૦ ૧૯૮૩મા શ્રી શીતળનાથ મડળના કાર્યકરોને શેઠ વાલચદ કચરાચદ ભોયણીજી અને ત્યાથી શ્રીગિરનારજી યાત્રાર્થે લઇ ગયેલા

૬ સ્વ૦ શેઠ શિવલાલ ફુલચદે શ્રી શખેશ્વર તીર્થનો મોટર-બસ દ્વારા ધામધૂમથી સઘ વિ૦ સ૦ ૨૦૧૯મા કાઢેલ

ઉજમણુ

જિનશાસનમા ધર્મક્રિયાની આરાધનાદ્વારા પોતાના જીવનની શુદ્ધિનું તત્ત્વ મેળવવા સાથે અન્ય ભાવિક આત્માઓને પણ પ્રભુ શાસનના અનુરાગી બનાવવા માટે કોઈપણ નાના-મોટા તપની સમાપ્તિ પ્રસગે રત્નત્રયીના સાધનો યથાશક્તિ ભેટ ધરવા રૂપે પૂજા-મહોત્સવ આદિ સહિત ઉજમણું ઠાઠથી કરવામા આવે છે

આવા ઉજમણા નાના તો અવારનવાર ઘણા થયા છે પણ ખાસ કરીને શાસન-પ્રભાવનાની દૃષ્ટિએ મહત્ત્વના ઉજમણા જે જાણવા મળ્યા તેની નોધ અપાય છે

૧ વિ૦ સ૦ ૧૯૬૮મા કાગળ (મહારાષ્ટ્ર)મા રહેતા ચાણસ્માના વતની શે૦ બાલારામ વીરચદે ખૂબ ઠાઠથી અઢળક પૈસો ખર્ચી શાસન પ્રભાવના પૂર્વક ઉજમણું કરેલ, જેમા છૂટે હાથે સાધર્મિકભક્તિ આખુ પરગણું જમાડીને કરેલ

૨ ધર્મપ્રેમી શેઠ બેચરદાસ કસલચદે (જેમણે દેરાસર પાસેનો ઉપાશ્રય વિ૦ સ૦ ૧૯૫૩મા બધાવેલ) બહુ ઠાઠથી શાસન પ્રભાવનાપૂર્વક ઉજમણુ કરાવેલ

૩ વિ૦ સ૦ ૧૯૭૧મા શેઠ સવચદ સાકળચદના સુપત્ની સુશ્રાવિકા શ્રી કકુઠારીએ ભાવોલ્લાસ પૂર્વક ઉજમણુ કરેલ.

૪. શેઠ **ગણેશચંદ સાંકળચંદે** પાંચ છોડનુ ઉજમણુ ખૂબ ધામ-ધૂમથી કરેલ.

૫. શેઠ **રામજી પરસોતમ**ના સુપત્ની ધર્મપ્રેમી **શ્રીએમકોર** ડોશીએ શાસન પ્રભાવનાભર્યું મોટું ઉજમણું કરેલ.

વૃદ્ધ–અનુભવી શ્રાવકો પાસેથી આટલી જ હકીકત જાણવા મળી છે, બાકી **ચાણસ્મા**ની વર્તમાનકાલીન ધર્મભાવના જોતાં અનેક ધર્મકાર્યો થયાં હોવા જોઇએ.

ટૂંકમાં ધર્મના રંગથી રંગાએલી **ચાણસ્મા**ની ધાર્મિક પ્રજા શાસનાનુસારી અનેક ધર્મકાર્યો કરીને જીવનને ધન્ય બનાવનારી નિવડી છે.

## પર્વાધિરાજની આરાધના

જિનશાસનમાં વિષય–કષાયોના શમનની દૃષ્ટિએ ધર્મની આરાધનાનું વિશિષ્ટ મહત્ત્વ દર્શાવ્યુ છે. ધર્મની આરાધના દ્વારા અનાદિકાલીન સંસ્કારોનો નિગ્રહ જ્ઞાનીઓએ જરૂરી માન્યો છે.

આ દૃષ્ટિથી અસાડ ચોમાસામાં શ્રા૦ વ૦ ૧૨ થી ભા૦ સુ૦ ૪ સુધી ખૂબ જ ભાવોલ્લાસથી ઉજવાતું **પર્યુષણા પર્વ** પર્વાધિરાજ તરીકે આબાલગોપાલ વિખ્યાત છે.

તેની આરાધના દ્વારા સકળ જીવો સાથે ક્ષમાપના કરી અંતરને વિશુદ્ધ–સરળ બનાવવા માટે તે દિવસોમાં વિવિધ તપસ્યા, મહામાંગલિક શ્રી **કલ્પસૂત્ર**નું શ્રવણ, સંવત્સરી પ્રતિક્રમણ આદિ ધર્મકાર્યો સાથે શ્રાવકો માટે પોતાના સંસારી જીવનને વધુ શાસ્ત્રાનુસારી બનાવવા માટે વીતરાગ પરમાત્માની વિવિધ પૂજાઓ અને પ્રભાવના આદિનું વધુ મહત્ત્વ છે.

તે રીતે પ્રાયઃ દરેક ગામમાં વીતરાગ પ્રભુની ભક્તિ અને વ્યાખ્યાન–પ્રતિક્રમણમાં પ્રભાવના આદિ નિયતરૂપે થતા હોય છે.

**ચાણસ્મા**માં પણ પર્વાધિરાજ શ્રી **પર્યુષણ**ના દિવસોમાં નીચે મુજબ નિયત રીતે પૂજા વગેરે થાય છે.

શ્રા૦ વ૦ ૧૨ શેઠ ખેચરદાસ તારાચદ તરફથી પૂજા

" " ૧૩ શેઠ હીરાચદ ડોસાચદ (નગરશેઠ) તરફથી પૂજા

" " ૧૪ શેઠ લીલાચદ કચરાચદ તરફથી પૂજા

" " ૦)) શેઠ ધનજી ગગલચદ " "

ભા૦ સુ૦ ૧ શેઠ હેમચદ ઇચ્છાચદ " "

" " ૨ શેઠ રિખવચદ જોઇતાચદ " "

" " ૩ શેઠ કેવળદાસ પીતામ્બરદાસ " "

" " ૪ શેઠ કરસનદાસ જોઈતાચદ " "

અને શેઠ ફુલચદ હાથીચદ અને શેઠ બાલારામ વીરચદ તરફથી વ્યાખ્યાન પછી પ્રભાવના

" " ૫ શેઠ સવચદ સાકળચદ તરફથી પૂજા અને દહેરાસરમા દરેક શિખરો ઉપર તેઓના ખર્ચે ધજા ચઢાવવાની



### ભટેવા દાદાની પ્રાભાવિકતા

ભટેવા દાદાના અપૂર્વ ચમત્કારોમા સૌથી મહત્ત્વનો એક એ છે કે-જ્યારે ભટેવા દાદાના બિબના આખા શરીરે અમી ઝરે ત્યારે લોકો સમજે કે હવે વરસાદ તુર્તમા આવવાનો છે

લેપ થયા પછી આ પ્રભાવ દેખાતો બધ થયો છે

# ✻ આ ણ સ્મા નો જ્ઞા ન ભં ડા ર ✻

જિન શાસનમાં વીતરાગ પ્રભુની વાણી વિષમ કલિકાલમાં અજ્ઞાનના ચકાવે ચઢેલા આત્માઓ માટે આશીર્વાદ તુલ્ય મનાઈ છે.

પૂ૦ ઉપા૦ વીરવિજયજી મ૦ ફરમાવે પણ છે કે—

"વિષમકાલ જિનબિંબ જિનાગમ
ભવિયણકું આધારા"

જિનપ્રતિમાના અવલંબને કર્તવ્યનું ભાન થાય છે અને જિનવાણીના અવલંબને કર્તવ્ય-પાલનની નિષ્ઠા કેળવાય છે.

આવા આવા અનેક કારણોથી જિનવાણી રૂપ આગમો-શાસ્ત્રો આદિ શ્રુતજ્ઞાનની અવિહડ ભક્તિનું કર્તવ્ય સાધુ-શ્રાવક ઉભય માટે એકસરખું મહત્ત્વનું છે.

પૂ૦ આ૦ દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ ભગવંતે કાળબળે નષ્ટ થઈ જતા શ્રુતજ્ઞાનને જાળવવા લખાવીને ગ્રંથસ્થ કર્યું, ત્યારથી તો જીવનપ્રાણ તુલ્ય આગમગ્રંથો, સિદ્ધાંતગ્રંથો, પ્રકરણગ્રંથો, ઉપદેશગ્રંથો કે કથાગ્રંથો આદિ શ્રુતજ્ઞાન સકળસંઘની નિષ્ઠાનું કેન્દ્ર બન્યુ.

તે પ્રમાણે પૂર્વાચાર્ય ભગવંતોએ, મહામુનિઓએ તેમજ વિવેકી સંઘો અને શ્રાવકોએ શ્રુતજ્ઞાનીની પૂજા-ભક્તિ-બહુમાન-આદિ કરવા સાથે લખવું-લખાવવું-સાચવવું અને વિનાશથી અટકાવવા માટે તનતોડ પ્રયત્નો કરવા આદિ બાબત જરા પણ ઉપેક્ષા સેવી નથી.

એટલું જ નહિં પણ શ્રુતજ્ઞાન-સંરક્ષણના કાર્યમાં પૂ૦ સાધ્વીજીઓ અને શ્રાવિકાઓએ પણ બહુમૂલ્ય ફાળો નોંધાવ્યો છે.

આ રીતે જ્યાં જ્યાં ચતુર્વિધ શ્રી સંઘ વ્યવસ્થિત અસ્તિત્વ ધરાવે છે ત્યાં ત્યાં નાના-મોટા પ્રમાણમાં જ્ઞાનભંડારના રૂપે શ્રુતજ્ઞાન સચવાઇ રહ્યું છે.

જેમાં કાળબળે કે વ્યવસ્થાદોષબળે ઘણા ગ્રંથો વિનાશના મુખમા ઝપટાઈ ગયા છતાં પણ ઘણા અમૂલ્ય-દુર્લભ ગ્રંથો તેમજ ઘણી પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓ આજે પણ સુરક્ષિત છે.

આવા મહત્ત્વના હસ્તલિખિત પ્રતિઓના જ્ઞાનભંડારોમાં **જેસલમેર, પાટણ, ખંભાત, અમદવાદ, લીંબડી,** કોડાય આદિ સ્થળના મહત્ત્વપૂર્ણ સંગ્રહો ગણાય છે

પણ વધુ સંખ્યામાં હસ્તલિખિત પ્રતિઓ કે અમુક વિશિષ્ટ પ્રતિઓની દૃષ્ટિએ **રતલામ, ઇંદોર, ઉજ્જૈન, ઉદયપુર, કાનોડ, જોધપુર, બીકાનેર, અજમેર, જયપુર, શિરોહી, પાલણપુર, મહેસાણા, વીજાપુર, કપડવંજ, વડોદરા, છાણી, સુરત,** શ્રી અનંતનાથજી જૈન મંદિર (કચ્છી) **મુંબાઈ** આદિની જેમ **ચાણસ્માનો** પણ હસ્તલિખિત પ્રતોનો વિશાલ સંગ્રહ ખૂબ જ મહત્ત્વનો હોઈ તેનો સંક્ષિપ્ત પરિચય આપવો અહીં ઉચિત ધાર્યો છે

**નામ**—અહીંના જ્ઞાનભંડારનું નામ **શ્રી નિત્ય-વિનય-[1]જીવન-[2]મણિ-વિજયજી જૈનશાસ્ત્ર સંગ્રહ ચાણસ્મા** છે

વિ૦ સં૦ ૧૯૮૧માં પૂ૦ સ્વ૦ પં૦ **શ્રી મણિવિજયજી** મ૦નો સ્વર્ગ

---

૧ જીવવિજયજી મ૦ સંસારાવસ્થામાં કપડવંજના વતની શ્રાદ્ધરત્ન શ્રેષ્ઠિવર્ય શ્રી **ભાઈચંદભાઈના** પુત્ર **મગનભાઈ** તરીકે હતા, જેમની સુપત્ની યમુનાબ્હેનની કુક્ષિએ વર્તમાન યુગના મહાન્ પ્રભાવક, આગમોના તલસ્પર્શી જ્ઞાતા બહુશ્રુત **આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત આચાર્ય** દેવશ્રીનો જન્મ થયેલ તે પુણ્યાત્મા (મગનભાઈ)ની જૈનત્વથી મિશ્રિત સુપિતા તરીકેની સમુચિત પ્રેરણાથી જ પૂ૦ આગમોદ્ધારકશ્રી શ્વસુર પક્ષના અજ્ઞાનજન્ય વિરોધના વંટોળ વચ્ચે નિરાબાધપણે સંયમ-પંથે વિહરી શકેલા તે સ્વનામધન્ય **મગનભાઈએ** પણ સંવિગ્ન શાખાના તે વખતના ધુરંધર પૂ૦ શ્રી **મણિવિજયજી** મ૦ દાદાના શિષ્ય પૂ૦ સંવિગ્ન ક્રિયાપાત્ર શ્રી **નીતિવિજયજી** મ૦ના શિષ્ય પૂ૦ શ્રી **વિનયવિજયજી** મ૦ પાસે સંયમ સ્વીકાર કરી પાછલી જીંદગીને કૃતાર્થ કરેલ

૨ પૂ૦ મણિવિજયજી મ૦-પૂ૦ આગમવાચનાદાતા આગમોદ્ધારક આચાર્ય દેવશ્રીના સંસારી મોટાભાઈ તરીકે આ પૂજ્યશ્રી હતા પૂજ્યશ્રી પણ તલસ્પર્શી વિદ્વાન્ અને સુમધુર ધર્મોપદેશ દ્વારા અનેક જીવોને પ્રતિબોધનારા હતા

આ ગ્રંથનું સંપાદન કાર્ય દેવગુરુકૃપાએ કરી જીવનને ધન્ય માનનાર આ પંક્તિઓના લેખક આ બન્ને મહાત્માઓસાથે પ્રત્યક્ષ-પરોક્ષ પરિચય નહી છતાં સંયમી જીવનના શિર છત્રરૂપ આ બંને પુજ્ય પુણ્યનામધેય મહાભાગ પુરુષોને ગુણાનુરાગ ભરી આટલી શ્રદ્ધાંજલિ આ પ્રસંગે વ્યક્ત કરી કૃતાર્થતા અનુભવે છે સં૦

વાસ પછી ચાણસ્મા શ્રી સંઘે શ્રી નિત્ય-વિનય-જીવન-મણિવિજય જૈન શાસ્ત્રસંગ્રહ નામથી સુવ્યવસ્થિત પણે સુરક્ષિત કર્યો.

વિ૦ સં૦ ૧૯૮૮માં પૂ૦ સ્વ૦ પં૦ શ્રી મણિવિજયજી મ૦ના પટ્ટધર પૂ૦ સ્વ૦ આચાર્ય શ્રી વિજયકુમુદસૂરીશ્વરજી મ૦ ચાણસ્મામાં ચાતુર્માસ રહ્યા, ત્યારે શ્રુતભક્તિ અને ગુરૂભક્તિથી શ્રી સંઘે જતનપૂર્વક જાળવી રાખેલ શાસ્ત્રસગ્રહને સુવ્યવસ્થિત આવરણ ચઢાવી, પોથીઓ બાંધી સારા કબાટોમાં ગોઠવી વિષય, કર્તા, પત્ર સંખ્યા, કયી સાલની પ્રત, વિશેષ નોંધ આદિ માહિતી સાથે સુંદર મોટી નોંધ તૈયાર કરી વિ૦ સં૦ ૧૯૮૯ના કારતક વદ ૬ ના મંગળ મુહૂર્તે જ્ઞાનભંડાર ખૂબ જ સુંદર પદ્ધતિ પૂર્વક ગોઠવાયેલી સ્થિતિમાં શ્રી સંઘને સોંપ્યો. જે હજી સુધી તે પ્રમાણે સુરક્ષિત છે.

આ સંગ્રહમાં બે વિભાગ છે.

૧. હસ્તલિખિત પ્રતિઓ.

૨. છાપેલ પ્રતો અને પુસ્તકો.

હસ્તલિખિત વિભાગમાં ૧૭૦ પોથીઓ અને ૧૧૫૦ નાની મોટી હસ્ત લિખિત સુંદર પ્રતો છે.

છાપેલ વિભાગમાં વિપુલ પ્રમાણમાં પ્રતો અને પુસ્તકો છે.

ખાસ કરીને અહીં હસ્તલિખિત પ્રતિઓના સંગ્રહનો વિશિષ્ટ પરિચય આપવાનો છે, તેથી તેના યથયોગ્ય રીતે વિદ્વદ્દભોગ્ય મહત્ત્વને દર્શાવવા નીચે મુજબ તેના વિભાગ કરી તે મુજબ માહીતી અપાય છે.

૧. પ્રાચીન પ્રતો.
૨. દુર્લભ પ્રતો.
૩. મહત્ત્વપૂર્ણ પ્રતો.
૪. કલ્પસૂત્રની પ્રતો.
૫. મહત્ત્વની પુષ્પિકા-પ્રશસ્તિ વાળી પ્રતો.

## પ્રાચીન પ્રતો

શ્રુતજ્ઞાનનો ઉપયોગ કરનારા તે તે મહાનુભાવોએ સ્વ-પર હિતાર્થે તે તે કાળે વિવિધ પ્રતો લખાવીને જ્ઞાનભક્તિનો લ્હાવો લીધો હોય છે, પણ વ્યવસ્થા-



દોષ, કાળબળ અને હાર્દિક બહુમાનની અલ્પતા આદિ કારણોથી પ્રતો દુષમ કાળના ઝપાટામા નષ્ટ થતી રહી છે, તેમ છતા સદ્‌ભાગ્યે તેને સ્થાનિક શ્રી સઘો કે વિવેકી મહાનુભાવોની દેખરેખથી સુરક્ષિત રહેલ વિશાળ શાસ્ત્ર સગ્રહોમા વધુ લાબા ગાળાની પણ પ્રતો જળવાઈ રહી છે, તેવી કેટલીક કાળની દાઢમાથી બચવા પામેલી પ્રાચીન પ્રતોનો ટૂક પરિચય આપવામા આવે છે

| ક્રમાંક | વેષ્ટન (પોથી) ક્રમાંક | પ્રત ક્રમાક | નામ | પાના | સમય |
|---|---|---|---|---|---|
| ૧ | ૭ | ૧૨ | શ્રી જમ્બુદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર–ચૂર્ણિ | ૩૮ | વિ૰ સ૰ ૧૫૬૯ દીપોત્સવી–પાટણ (લિપિ સુદર) |
| ૨ | ૭ | ૧૪ | શ્રીજ્ઞાતાસૂત્ર–ટીકા | ૧૯૧ | વિ૰ સ૰ ૧૬૫૧ વૈ૰ સુ૰ ૫ (લિપિ સુદર) |
| ૩ | ૧૪ | ૩૩ | શ્રી કલ્પસૂત્ર–બારસા | ૬૧ | સં૰ ૧૫૭૬ વૈ૰ સુ૰ ૮ |
| ૪ | ૧૯ | ૩૯ | „ „ „ અવચૂર્ણિ સાથે | ૧૫૩ | સ૰ ૧૫૬૯ શ્રા૰ સુ૰ ૧૫ સોનેરી ચિત્રો સુદર છે |
| ૫ | ૨૦ | ૩૨ | શ્રી આવશ્યક સૂત્ર અવચૂરિ | ૬૧ | સં૰ ૧૪૪૭ માઘ વ૰ ૮ |
| ૬ | ૨૮ | ૮૬ | શ્રી કલ્પસૂત્ર–બારસા | ૧૧૧ | સં૰ ૧૫૩૫ ભા૰ સુ૰ ૪ સૂક્ષ્માક્ષરી લિપિ સુદર |
| ૭ | ૩૭ | ૧૦૪ | શ્રી ઋષિમડળવૃત્તિ | ૩૪૮ | સં૰ ૧૫૬૪ ચૈત્ર સુ૰ ૫ |
| ૮ | ૫૪ | ૧૨૯ | શ્રી ઉપદેશચિતામણિ વૃત્તિ | ૩૩ | સં૰ ૧૫૫૬ ભા૰ વ૰ ૪ |
| ૯ | ૪૬ | ૧૩૩ | શ્રી નેમિનાથ ચરિત્ર (પર્વ–૮) | ૧૦૫ | સ૰ ૧૬૬૨ મહેસાણા મધ્યે સુદર અક્ષરોની પ્રત |
| ૧૦ | ૪૮ | ૧૪૦ | શ્રી ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર–પર્વ ૮ | ૧૫૫ | સં૰ ૧૬૪૭ આસો સુ૰ ૧૧ મગળ |
| ૧૧ | ૭૭ | ૨૪૩ | વિનતિ–ભાસ વગેરે | ૨૧ | સં૰ ૧૦૨૫ માઘ સુ૰ ૭ |
| ૧૨ | ૭૭ | ૨૪૪ | શ્રી વિવેકવિલાસ ગ્રથ (મૂળ) | ૨૧ | સં૰ ૧૫૮૬ કા૰ વ૰ ૯ |
| ૧૩ | ૮૩ | ૨૫૬ | શ્રી અનેકાર્થ નામમાલા (અભિ૰ ચિતા૰ ટીકા) | | સ૰ ૧૬૧૧ માગ૰ વદ ૨ સુધી |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) ક્રમાંક | પ્રત ક્રમાંક | નામ | પાના | સમય |
|---|---|---|---|---|---|
| ૧૪ | ૮૫ | ૨૬૩ | હલાયુધ કોશ | ૫૨ | સં૦ ૧૬૦૬ માગ૦ સુ૦ ૧૫ |
| ૧૫ | ૮૫ | ૨૬૬ | લઘુવૃત્તિ અવચૂરિ પ૦ ૩–૪ | ૪૯ | સુ૦ ૧૫૧૭ કા૦ સુ૦ ૫ ગુરૂ |
| ૧૬ | ૮૮ | ૨૮૨ | સારસ્વત દીપિકા | | સં૦ ૧૬૯૩ કા૦ સુ૦ ૧૪ |
| ૧૭ | ૯૦ | ૩૦૧ | રસમંજરી પરિમલ | ૨૨ | સં૦ ૧૭૨૭ |
| ૧૮ | ૯૦ | ૩૦૨ | ભારતી દીપિકા (વ્યાકરણ) | | સં૦ ૧૬૮૬ કા૦ સુ૦ ૧૦ |
| ૧૯ | ૯૦ | ૩૦૩ | ક્રિયાકલાપ | ૮ | સ૦ ૧૫૮૯ |
| ૨૦ | ૯૦ | ૩૦૫ | લીલાવતી સંજ્ઞાપાટી | ૨૩ | સ૦ ૧૬૫૭ અસાડ સુ૦ ૫ ગુરો |
| ૨૧ | ૯૧ | ૩૨૦ | પ્રબોધ ચંદ્રોદય નાટક | ૩૪ | સં૦ ૧૪૮૬ ભા૦ વ૦ ૧૦ ભૌમે |
| ૨૨ | ૯૧ | ૩૨૩ | શોભન સ્તુતિ–મૂળ | ૭ | સ૦ ૧૬૩૩ પૌસ વદ ૨ |
| ૨૩ | ૯૨ | ૩૨૮ | દમયંતી કથા (ત્રુટક) | ૫૧ | સં૦ ૧૫૩૫ |
| ૨૪ | ૯૫ | ૩૯૬ | જીવસમાસપ્રકરણ | | સ૦ ૧૪૮૭ |
| ૨૫ | ૯૬ | ૩૯૭ | સિદ્ધાંત વાચના | | સુ૦ ૧૫૨૫ |
| ૨૬ | ૯૬ | ૩૯૮ | જીવવિચાર અવચૂરિ | | સ૦ ૧૬૩૯ |
| ૨૭ | ૯૭ | ૪૧૩ | શ્રી સ્થાનાંગ સૂત્રના છૂટક બોલ | | સ૦ ૧૬૦૫ |
| ૨૮ | ૯૮ | ૪૨૯ | શ્રી સિંદુર પ્રકર (અવચૂરિ) | | સ૦ ૧૬૨૭ |
| ૩૦ | ૯૯ | ૪૩૫ | શ્રી **भक्तामर०** અવચૂરિ | | સં૦ ૧૬૪૬ |
| ૩૧ | ૧૧૮ | ૫૮૯ | કલ્પસૂત્ર | | સં૦ ૧૬૧૮ |
| ૩૨ | ૨૨૧ | ૫૯૭ | શ્રી સંગ્રહણી બાલાવબોધ | | સં૦ ૧૭૮૦ |
| ૩૩ | ૧૨૨ | ૬૧૦ | શ્રી ઇંદ્રિય પરાજય આદિ | | સં૦ ૧૬૧૬ |
| ૩૫ | ૧૨૨ | ૬૧૪ | શ્રી પ્રતિક્રમણ૦ ટબો | | સં૦ ૧૫૨૩ |

## ૨ દુર્લભ પ્રતો

હસ્તલિખિત ગ્રંથોનું સંરક્ષણ હજારો વર્ષોથી શ્રી સંઘ તરફથી અનેક રૂપે થતુ આવ્યુ છે, તો પણ કાળ બળે વિવિધ ઉપદ્રવો અને વ્યવસ્થા દોષોના કારણે ઘણું-ઘણું કાળના ગર્ભમા વિલીન થઈ ગયુ, છતા શાસનના પુણ્યે હજી પણ ઘણી ખરી પ્રતો તે તે જ્ઞાનભંડારોમા એવી ખૂણે-ખાચરે પડી રહેલી સચવાઈ રહી છે, જેને આપણે અન્યત્ર અપ્રાપ્ય અને મહત્ત્વની હોઈ દુર્લભ શબ્દથી ઓળખીએ છીએ તેવી કેટલીક પ્રતો ચાણસ્માના જ્ઞાન ભંડારમા છે તેની માહીતી આ પ્રમાણે છે

| ક્રમાંક | વેષ્ટન (પોથી) ક્રમાંક | પ્રત ક્રમાંક | નામ | પાના | નોંધ |
|---|---|---|---|---|---|
| ૧ | ૩ | ૩ | શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર ટીકા | ૩૫૪ | પૂ૦ ઉ૦ ધર્મસાગરજી મ૦ રચિત |
| ૨ | ૯ | ૧૮ | શ્રી દશાશ્રુત સ્કંધ ટીકા | ૧૩૦ | બ્રહ્મર્ષિ રચિત |
| ૩ | ૨૧ | ૨૧ | શ્રી અંગ ચૂલિકા સટીક | ૭૬ | ગ્રંથાગ્ર ૮૦૦ |
| ૪ | ૧૨ | ૨૫ | શ્રી મહાનિશીથસૂત્ર મૂળ | ૨૯૧ | પ્રાચીન પ્રત લખાણને ફરતી અવચૂરિ છે |
| ૫ | ૧૯ | ૪૦ | *શ્રી સીમંધર શોભા તરંગ (સોનેરી ચિત્રો સાથે) | ૩૫ | શ્રી સીમંધર સ્વામીનુ સુંદર જીવનચરિત્ર તથા કામગજેન્દ્ર કથા |
| ૬ | ૨૨ | ૫૨ | શ્રી વીયરાય પયન્નો મૂળ ગા૦ ૪૩ | ૭ | પૂ૦ દીપવિજય કવિરાજે જ્ઞાનાલોચના નિમિત્તે લખેલી પ્રત છે |
| ૭ | ૨૨ | ૫૩ | શ્રી વગ્ગચૂલિયા | ૨૦ | મૂળ માત્ર છે |
| ૮ | ૨૨ | ૫૪ | શ્રી મહાપચ્ચખાણ પયનો (મૂળ) | ૧૪ | સં૦ ૧૮૮૫માં શ્રી દીપવિજય કવિરાજની જ્ઞાનાલોચના નિમિત્તે લખાયેલી પ્રત છે |

* આ ગ્રંથના સંપાદકે સાહિત્યના ક્ષેત્રમાં પ્રવેશ કરતાં સર્વપ્રથમ મંગળાચરણ તરીકે અદ્યતન ટિપ્પણીઓ-ગુજરાતી વિવેચન સાથે આ ગ્રંથ, પુસ્તકાકારે પ્રગટ થઈ ગયેલ છે અને ૧૯૫૪-૫૫મા મુંબાઈ યુનિવર્સિટીના M A ના પાઠ્ય પુસ્તક તરીકે પણ રહેલ છે

| ક્રમાંક | વેષ્ટન (પોથી) ક્રમાંક | પ્રત ક્રમાંક | નામ | પાના | નોંધ |
|---|---|---|---|---|---|
| ૯ | ૨૩ | ૫૬ | શ્રી જીતકલ્પસૂત્ર (સટીક) | ૬૨ | આનું બીજું નામ **कप्पियाकप्पिय** છે. |
| ૧૦ | ૨૩ | ૫૭ | શ્રી ગણિવિજ્જા પયન્નો | ૧૦ | સં૦ ૧૮૮૫ પૂ૦ દીપવિજય કવિરાજ સ્વયં હસ્તલિખિત. |
| ૧૧ | ૨૩ | ૫૮ | શ્રી મરણવિભત્તિ<br>શ્રી મરણ વિસોહી<br>શ્રી સલેહણા સુયં<br>શ્રી આરાહણા સુયં | ૬૦ | સં૦ ૧૮૮૫ લિ૦ પં૦ દીપવિજય કવિરાજ આત્માર્થે |
| ૧૨ | ૨૩ | ૫૯ | શ્રી ભક્તપરિજ્ઞા | ૧૦ | સં૦ ૧૮૮૫ લિ૦ પં૦ દીપ-વિજય કવિરાજ જ્ઞાનાલોચન હેતવે |
| ૧૩ | ૨૩ | ૬૨ | શ્રી દેવેંદ્ર સ્તવ પયન્નો | | સં૦ ૧૮૮૫ પં૦ દીપવિજય કવિરાજે લિ૦ સ્વપરઅર્થે |
| ૧૪ | ૨૩ | ૬૩ | શ્રી ગચ્છાચાર પયન્નો | ૧૪ | પં૦ દીપવિજય કવિરાજે જ્ઞાનાલોચણ હેતવે લિ૦ |
| ૧૫ | ૨૭ | ૮૦ | શ્રી૦ પંચકલ્પ ચૂર્ણિ | ૭૭ | સં૦ ૧૫૪૫ની જુની પ્રત પરથી નવી લખાયેલી પ્રત છે. |
| ૧૬ | ૩૧ | ૦૧ | શ્રી લોક પ્રકાશ ગ્રંથ સચિત્ર | ૫૮૬ | તે તે વિષયને લગતી સુંદર ચિત્રોથી સમૃદ્ધ પત્ર છે. |
| ૧૭ | ૨૩ | ૯૭ | શ્રી કૂર્માપુત્ર ચરિત્ર (પ્રાકૃત) (પટવ) | ૧૮ | ૧૯૬ ગાથાનું ચરિત્ર છે. |
| ૧૮ | ૩૪ | ૯૯ | શ્રી પ્રશ્નોત્તર રત્નમાલા વૃત્તિ | ૧૬૭ | વિમલાચાર્યકૃત પ્રશ્નોત્તર રત્ન-માલા સૂત્રની ખૂબ સુંદર ટીકા છે. |
| ૧૯ | ૩૪ | ૧૦૦ | ૮૪ ગચ્છપટ્ટાવલી | ૬૦ | ઐતિ૦ દૃષ્ટિએ ખૂબજ મહત્ત્વ-ની આ પ્રત છે. |
| ૨૦ | ૪૪ | ૧૨૫ | શ્રી સપ્તનયચક્ર | ૧૩ | નયોના સ્વરૂપનો દુર્લભ ગ્રંથ |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) ક્રમાંક | પ્રત ક્રમાંક | નામ | પાના | નોંધ |
|---|---|---|---|---|---|
| ૨૧ | ૪૫ | ૧૩૧ | શ્રી આરાધના પતાકા | ૬૫ | અંતિમ આરાધના વિષયક બહુ મોગ પ્રાચીન પયન્નો છે |
| ૨૨ | ૪૬ | ૧૩૨ | શ્રી કથારત્નસાગર | ૧૩૦ | |
| ૨૩ | ૪૯ | ૧૪૪ | શ્રી સ્નાન પંચાશિકા | ૨૭ | પ્રભુના સ્નાન મહોત્સવને લગતી દુર્લભ વિશિષ્ટ પત્ર છે |
| ૨૪ | ૫૧ | ૧૫૭ | પંદાર્થખંડન | ૮ | ન્યાય પરિભાષાનો ગ્રંથ છે |
| ૨૫ | ૫૫ | ૧૬૩ | શ્રી દેવર્દ્ધિગણી પ્રબંધ | ૨૮ | અન્યત્ર અપ્રાપ્ય અત્યંત મહત્ત્વની આ પ્રત છે આમાં પાછળ શ્રી કેશી ગણધરની ઉત્પત્તિનો અદ્ભુત પ્રબંધ તથા શ્રી ગૌતમ સ્વામીજીના પાંચ પૂર્વભવોનો પ્રબંધ સુંદર રીતે વર્ણવાયેલ છે |
| ૨૬ | ૫૫ | ૧૬૫ | શ્રી સમ્યક્ત્વ સંભવ કાવ્ય | ૬૫ | ખૂબ જ સુંદર કાવ્ય છે કવિ કાલિદાસના કુમાર સંભવ કાવ્ય "ની અનુકૃતિ રૂપ આ રચના છે |
| ૨૭ | ૫૬ | ૧૬૬ | શ્રી શાલિભદ્ર ચરિત્ર | ૩૦ | સંસ્કૃત ભાષામાં પ્રાસાદિક આ રચના સુંદર છે |
| ૨૮ | ૫૬ | ૧૬૮ | મંડન કાદંબરી દર્પણ | ૭૨ | માંડવગઢના જૈન મંત્રી મંડન કવિની સુંદર રચના છે |
| ૨૯ | ૫૬ | ૧૭૧ | શૃંગાર મંડન | ૧૩ | મંડન કવિની સાહિત્યિક રચના |
| ૩૦ | ૬૧ | ૧૮૬ | ગૂર્જરરાજનામાનિ | ૩૦ | ગુજરાતના ઈતિહાસ પર વેધક પ્રકાશ નાંખતી પ્રત છે |
| ૩૧ | ૬૩ | ૧૦૨ | શ્રીદ્વિસંધાન મહાકાવ્ય (નભેય નેમિ ચરિત્ર) ટિપ્પણ સાથે | ૮૪ | કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યની કૃતિ છે (અપૂર્ણ) |
| ૩૨ | ૬૩ | ૧૯૪ | શ્રી તત્ત્વાર્થ સૂત્ર વિવરણ | | |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) ક્રમાંક | પ્રત ક્રમાંક | નામ | પાના | નોંધ |
|---|---|---|---|---|---|
| ૩૩ | ૧૬ | ૧૯૯ | શ્રી સિદ્ધાંત વિષમ પદ પર્યાય | ૬૩ | આગમિક શબ્દોના અર્થો |
| ૩૪ | ૬૮ | ૨૦૭ | શ્રી યોગશાસ્ત્ર લઘુ ટીકા | | |
| ૩૫ | ૭૦ | ૨૧૫ | મહાવિદ્યાવિડંબન | ૨૨ | સુંદર મહત્ત્વની પ્રત |
| ૩૬ | ૭૦ | ૨૧૬ | અધ્યાત્મ બિંદુ (સ્વોપજ્ઞ ટીકા) | ૪૨ | પૂ૦ ઉપા૦ યશોવિજય મ૦નો દુર્લભ ગ્રંથ |
| ૩૭ | ૭૦ | ૧૧૭ | ન્યાય પ્રવેશ ટીકા | ૩૭ | પૂ૦ આ૦ શ્રી હરિભદ્રસૂરિ૦ મ૦નો ગ્રંથ (પ્રાયઃ) |
| ૩૮ | ૭૨ | ૨૨૫ | શ્રી યતિલક્ષણ સમુચ્ચય | ૬ | અત્યંત મહત્ત્વપૂર્ણ પ્રત |
| ૩૯ | ૭૧ | ૨૨૯ | શ્રી વીતરાગ સ્તવ | ૮ | પ્રાચીન મહત્ત્વની પ્રત |

આ પ્રતમાં દરેક પ્રકાશનના અંતે તે તે પ્રકાશના નામો આપ્યા છે કે જે પ્રાયઃ દુર્લભ છે.

| | |
|---|---|
| ૧. પ્રસ્તાવના સ્તવ | ૧૧. મહિમા સ્તવ |
| ૨. સહજાતિશય ,, | ૧૨. વૈરાગ્ય ,, |
| ૩. કર્મક્ષયા ,, ,, | ૧૩. હેતુનિરાસ ,, |
| ૪. સુરકૃતા ,, ,, | ૧૪. યોગ ,, |
| ૫. પ્રાતિહાર્ય ,, | ૧૫. ભક્તિ ,, |
| ૬. પ્રતિપક્ષનિરાસ ,, | ૧૬, આત્મગર્હા ,, |
| ૭. જગત્કર્તૃત્વ ,, ,, | ૧૭. શરણગમન ,, |
| ૮. એકાંતવાદ ,, ,, | ૧૮. કઠોરોક્તિ ,, |
| ૯. કલિ ,, | ૧૯ આજ્ઞા ,, |
| ૧૦. અદ્ભુત ,, | ૨૦. વીતરાગ |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) ક્રમાંક | પ્રત ક્રમાંક | નામ | પાના | નોંધ |
|---|---|---|---|---|---|
| ૪૦ | ૭૩ | ૨૩૨ | સ્વપ્નચિંતામણિ | | |
| ૪૧ | ૭૬ | ૨૪૧ | શ્રી ચંદ્રપ્રભ ચરિત્ર | | અતિ પ્રાચીન પ્રાયઃ સં૦ ૧૪૪૨ની સાધ્વીજી મ૦ના હાથની લખેલી છે. |
| ૪૨ | ૮૨ | ૨૫૪ | રઘુવંશ ટીકા (પ્રાચીન) | | |
| ૪૩ | ૮૩ | ૨૫૭ | શ્રી વિજયચંદ્ર કેવલી ચરિત્ર (માગધી) | | |
| ૪૪ | ૮૪ | ૨૫૮ | કોશસારોદ્ધાર (અભિ૦ ચિંતા૦ ટીકા) | | |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) ક્રમાંક | પ્રત ક્રમાંક | નામ | પાના | નોંધ |
|---|---|---|---|---|---|
| ૪૫ | ૮૯ | ૨૮૯ | રાગલક્ષ્માણિ | | અત્યંત સુંદર શાસ્ત્રીય રાગોની માહીતીનો ગ્રંથ |
| ૪૬ | ૯૦ | ૩૦૧ | રસમંજરી પરિચય | | |
| ૪૭ | ૯૦ | ૩૦૨ | શ્રી ભારતી દીપિકા વ્યાકરણ | | |
| ૪૮ | ૯૦ | ૩૦૩ | ક્રિયાકલાપ | | વિદ્યાનંદ કૃત |
| ૪૯ | ૯૪ | ૩૫૪ | શ્રી તીર્થંકર પ્રભુની વિવિધ સ્તુતિઓ (સંસ્કૃત) | | જિનોદય સૂરિ કૃત |
| ૫૦ | ૯૬ | ૩૯૭ | સિદ્ધાંત વાચના | | |
| ૫૧ | ૯૭ | ૪૧૦ | આહાર એષણા સૂત્ર | | |
| ૫૨ | ૧૧૧ | ૬૦૩ | દેવ વ્ય પરિભાષા | | |
| ૫૩ | ૧૩૭ | ૬૩૦/૧ | શ્રી ભટેવા પાર્શ્વજિન સ્તવન | | |

## ૩ મહત્ત્વપૂર્ણ પ્રતો

જ્ઞાન-ધ્યાનના અભ્યાસી સાધુ-સાધ્વીઓ સંયમની પ્રવૃત્તિઓમાંથી જ્યારે નિવૃત્તિ મળતી ત્યારે ત્યારે સ્વાધ્યાય અને સ્વપરોપકાર અર્થે શ્રુતજ્ઞાનની ભક્તિ રૂપ લખવાનું કાર્ય અવિરતપણે કરતા, શ્રાવકો અને શ્રાવિકાઓ પણ સ્વયોગ્યતા નુસાર લખતા, એટલે પ્રાચીન જ્ઞાનભંડારોમાં વિવિધ જાતનું સાહિત્ય સમૃદ્ધ થઈ શક્યું, કાળના જડબામાં ઘણુંખરૂં જવા છતા પણ મહત્ત્વની કેટલીક પ્રતો હજી પણ શ્રીસંઘના સદ્ભાગ્યે જળવાઈ રહી છે

તેવી કેટલીક પ્રતોનો નિર્દેશ અહીં કરાય છે

| ક્રમાંક | વેષ્ટન (પોથી) સંખ્યા | પ્રત સંખ્યા | નામ |
|---|---|---|---|
| ૧ | ૭ | ૧૪ | જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ચૂર્ણિ |
| ૨ | ૭ | ૧૪ | શ્રી જ્ઞાતાસૂત્ર ટીકા રત્નાત્મક અક્ષરોની પ્રાચીન નત |
| ૩ | ૧૧ | ૨૮ | શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર ચૂર્ણિ |
| ૪ | ૨૭ | ૮૧ | શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર ચૂર્ણિ |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) સંખ્યા | પ્રત સંખ્યા | નામ |
|---|---|---|---|
| ૫ | ૨૫ | ૮૩ | શ્રી ચંદ્ર પ્રજ્ઞપ્તિ સૂત્ર મૂળ |
| ૬ | ૩૪ | ૧૦૧ | શ્રી સંગ્રહણી વૃત્તિ સચિત્ર |
| ૭ | ૪૨ | ૧૧૫ | શ્રી શ્રાદ્ધવિધિવિનિશ્ચય, પર્યુષણા સ્થિતિ |
| ૮ | ૪૪ | ૧૨૧ | વાક્ય પ્રકાશ ગ્રંથ |
| ૯ | ૪૪ | ૧૧૯ | શ્રી ઉપદેશ ચિંતામણિ વૃત્તિ |
| ૧૦ | ૬૭ | ૨૦૩થી૨૦૬ | શ્રી સિદ્ધહેમ શબ્દાનુશાસનની પ્રાચીન પ્રતની ફોટો કોપીઓ |
| ૧૧ | ૬૮ | ૨૦૮ | શ્રી પ્રક્રિયા કૌમુદી |
| ૧૨ | ૭૩ | ૨૩૧ | શ્રી સંમતિ તર્ક ટીકા |
| ૧૩ | ૭૩ | ૨૩૫ | કવિકર્મ રહસ્ય |
| ૧૪ | ૭૩ | ૨૪૨ | શ્રી તીર્થંકરોની વિનતિ–ભાસ આદિ |
| ૧૫ | ૭૭ | ૨૪૩ | શ્રી સિદ્ધહેમ શબ્દાનુશાસન ટીકા |
| ૧૬ | ૭૭ | ૨૪૪ | વિવેક વિલાસ–મૂળ સુંદર લિપિ |
| ૧૭ | ૮૨ | ૨૫૫ | શ્રી સિદ્ધહેમ શબ્દાનુશાસન મૂળ અધ્યાય ૧–૭ ખૂબ સરસ સૂક્ષ્માક્ષરની કલાત્મક પ્રત |
| ૧૮ | ૮૬ | ૨૬૮ | શ્રી અભિધાન ચિંતામણિ અવચૂરિ |
| ૧૯ | ૮૬ | ૨૭૦ | હૈમ નામમાલા પ્રદીપિકા |
| ૨૦ | ૮૭ | ૨૭૪ | ધાતુ પાઠ અવચૂરિ |
| ૨૧ | ૮૭ | ૨૭૬ | વિશ્વ શ્રી કોશ |
| ૨૨ | ૮૮ | ૨૮૦ | સિદ્ધહેમ–શબ્દાનુ૦ અવચૂરિ |
| ૨૩ | ૯૦ | ૩૦૫ | લીલાવતી સજ્ઞા પાટી |
| ૨૪ | ૯૫ | ૩૬૬ | વિચાર રસાયણ |

## ૪. કલ્પસૂત્ર–બારસાની સુંદર પ્રતો

જૈન શાસનમાં તરણતારણહાર શ્રી જિનેશ્વર ભગવંતોની વાણીને પરમ-તારક રૂપે માની તેનું વિવિધ રીતે બહુમાન કરવામાં આવે છે, તેમાં પણ પર્વાધિરાજની આરાધના પ્રસંગે આત્મશુદ્ધિ માટે પરમ મંગળમય શ્રી કલ્પસૂત્ર બારસાસૂત્ર પ્રતિ આબાલગોપાળ દરેકની હાર્દિક ભક્તિનો ઉમળકો દેખાય છે. તે રીતે જ્ઞાનભંડારોના સર્જક, સંરક્ષક અને વ્યવસ્થાપકો પણ શ્રી કલ્પસૂત્ર–



બારસાસૂત્રની પ્રતોની વિશિષ્ટતાથી પોતાના સગ્રહને ખૂબ જ સમૃદ્ધ માને છે તેથી શ્રી કલ્પસૂત્ર ી કેટલીક સુદર પ્રતોની નોધ અહીં આપવામા આવે છે

| ક્રમાંક | વેષ્ટન (પોથી) સંખ્યા | પ્રત સખ્યા | નામ |
|---|---|---|---|
| ૧ | ૧૪ | ૨૧ | શ્રી ક પસૂત્ર અવચૂરિ |
| ૨ | ૧૪ | ૩૩ | શ્રી કલ્પસૂત્ર બારસા |
| ૩ | ૧૬ | ૩૫ | શ્રી ક પસૂત્ર (સુબોધિકા) |
| ૪ | ૧૯ | ૩૯ | શ્રી કલ્પસૂત્ર–બારસા (અવચૂર્ણિ સાથે) |
| ૫ | ૨૭ | ૪૯ | શ્રી કલ્પસૂત્ર (બારસા) મૂળ સૂક્ષ્મ–ઝીણા અક્ષરની સુદર ૧૨ પાનાની પ્રત |
| ૬ | ૨૮ | ૮૪ | શ્રી કલ્પસૂત્ર–બારસા |
| ૭ | ૨૮ | ૮૬ | શ્રી કલ્પસૂત્ર–બારસા અતિ પ્રાચીન પ્રત |
| ૮ | ૨૯ | ૯૪ | શ્રી કલ્પસૂત્ર–બારસા સોનેરી ચિત્રો અને કાલકાચાર્ય કથા સાથે |
| ૯ | ૧૧૮ | ૫૮૯ | શ્રી કલ્પસૂત્ર બારસા સ ૧૬૧૮ની સુદર પ્રત |

## ૫ મહત્ત્વની પ્રશસ્તિ–પુષ્પિકા વાળી પ્રતો

જ્ઞાનભડારોમા સમયે સમયે વિવિધ જાતની પ્રતો જ્ઞાનભક્તિવાળા પુણ્યાત્માઓ તરફથી લખાવાય છે કે લખીને મુકાય છે તેવી પ્રતોમા ઘણીમા પાછળ લેખન સવત્ વગેરે હોય છે જેમાની કેટલીકમા તો પ્રતના અત્ય ભાગે ખૂબ જ મહત્ત્વની માહીતીવાળી સુદર પ્રશસ્તિઓ હોય છે જે ઉપરથી ઘણી ઘણી તે વખતના પરિસ્થિતિનો ખ્યાલ આવી શકે છે તેથી તેવી મહત્ત્વપૂર્ણ પ્રશસ્તિઓ વાળી કેટલીક પ્રતોની નોધ અહીં અપાય છે

| ક્રમાંક | વેષ્ટન (પોથી) સંખ્યા | પ્રત સખ્યા | નામ |
|---|---|---|---|
| ૧ | ૭ | ૧૨ | શ્રી જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર–ચૂર્ણિ [ લિખિત શ્રી પત્તનનગરે સ૦ ૧૫૬૯ વર્ષે કાર્તિક દીપોત્સવે ××× દીપોત્સવ ત્રયોદશ્યાં ] |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) સંખ્યા | પ્રત સંખ્યા | નામ |
|---|---|---|---|
| ૨ | ૭ | ૧૪ | શ્રી જ્ઞાતાસૂત્ર ટીકા પા. ૧૯૧<br>[ સંવત ૧૬૫૧ વર્ષે શાકે ૧૫૧૭ પ્રર્વતમાને વૈશાખ માસે શુક્લ પક્ષે પંચમીતિથૌ શુક્રવારે ગ્રીષ્મઋતૌ મહારાયશ્રી સુરતાનજી કુંવર શ્રી રાજસિંઘજી વિજયરાજ્યે શ્રી જીરાવલ્લી ગચ્છે ભટ્ટારિક શ્રી દેવાણંદસૂરિ આચારિજ વેસરવા શ્રી સોમસુંદર સલ્હા પદમસી ચેલાપકુરતી લિખિતં "શુભં ભવતુ" કલ્યાણં-ભદ્રં ભૂયાત્ ] |
| ૩ | ૧૪ | ૩૩ | શ્રી કલ્પસૂત્ર-બારસા પા૦ ૬૧<br>[ સંવત ૧૫૩૫ વર્ષે વૈશાખ સુદ ૮ ભૌમે મે. પીતાંબર લિખિત શ્રી પત્તને "છ" શ્રીઃ ] |
| ૪ | ૧૯ | ૩૯ | શ્રી કલ્પ બારસા અવચૂરિ સાથે<br>[ ઇતિ શ્રી કલ્પાધ્યયનાવચૂર્ણિઃ સંદેહ વિપૌષાધિ વૃત્યનુ સરિણ લિખિતા, સં૦ ૧૫૬૯ વર્ષે શ્રાવણ સુ. ૧૫ પં૦ શ્રી ભાવચંદ્રેણાલિખિ ] |
| ૫ | ૨૦ | ૪૨ | શ્રી આવશ્યક સૂત્ર અવચૂરિ પા૦ ૬૧<br>[ સ૦ ૧૪૭૭ વર્ષે માઘ વદિ ૮ રવિ દિને, કાયસ્થ જ્ઞાતિય મહં૦ દામાકેન લિખિતં ] |
| ૬ | ૨૨ | ૫૪ | શ્રી મહાપચ્ચક્ખાણ પયન્નો<br>[ ઇતિ શ્રી **વીરભદ્ર મુનિ રાજેન** વિરચિત, મહાપચ્ચક્ખાણ સૂત્રં સમાપ્તં ]<br>[ **કપ્પિયા કપ્પિયતે જીતકલ્પ સૂત્ર,** તે ચૌદમી પાટે **સંડિલ્લ** (જીતધર) સ્વામીકૃત.<br>**દેવેન્દ્રસ્તવ સૂત્ર** બ્રહ્મદ્વીપ શાખા મધ્યે બાવીશમી પાટે **રિસિપાલ** સ્વામી સુનિરાજેન વિરચિત<br>**મરણવિભત્તિ-મરણવિસોહી સૂત્ર** તે તેમના વંશના મુનિરાજે આઠ સૂત્રના ભાવ જોઈને ગુંથ્યુ.<br>**આઉરપચ્ચક્ખાણ-મહાપચ્ચક્ખાણ-ભત્તપરિન્ના સૂત્ર-ચઉસરણ સૂત્ર તે શ્રી વીરભદ્ર મુનિ રાજેન** વિરચિત. 'ઇતિ શ્રી મહાપચ્ચક્ખાણ સૂત્ર સમાપ્તં' શ્રેયોડસ્તુ ] |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) સંખ્યા | પ્રત સંખ્યા | નામ |
|---|---|---|---|
| ૭ | ૨૬ | ૫૬ | જીતકલ્પ સૂત્ર ચૂર્ણિ તિલકાચાર્ય ટીકા<br>[ इय एसो जीयकप्पो समासओ सुविहियाणु कपाए कहिओ देओ य पुण पत्तेसु परिच्छिय गुणेसु ]<br>[ इति कप्पियाकप्पिय તે૦ જીતકલ્પ સૂત્ર સંપૂર્ણ નિર્યુક્તિ નથી ભાષ્ય શ્લો૦ ૧૩૧૨૫ ચૂર્ણિ શ્લો૦ ૧૦૫૦૦ ટીકા તિલકાચાર્ય કૃત ૫ ] |
| ૮ | ૨૮ | ૮૬ | શ્રી બારસા સૂત્ર પા૦ ૧૧૧<br>[ સંવત્ ૧૫૩૫ વર્ષે ભાદ્રપદસિત ચતુર્થ્યાં ઓસવાલ જ્ઞાતૌ ચિંચર ગોત્રે દેશલાન્વયે સાહ શ્રી સિંહદત્ત પુત્ર શાહ શ્રીશ્રીપાનેન ચતુર્વિંશતિ દેવગુપ્તસૂરીશ્વરાણા મુપદેશેન વા૦ શ્રી આનંદસમુદ્ર પ્રેરણયા, ધય પ્રશસ્તિ ર્ન દત્તાદાયચ નાર્ ] ' શુભ ભવતુ ' |
| ૯ | ૩૩ | ૯૬ | શ્રી ભરતેશ્વર બાહુબલિ વૃત્તિ પા૦ ૨૩૮<br>[ સંવત્ ૧૮૪૦ વર્ષે પૌષ માસે કૃષ્ણ પક્ષે પંચમીતિથૌ ચંદ્રવાસરે ભટ્ટારક શ્રી ૧૦૮ શ્રી ભાવરત્નસૂરિ તત્ શિષ્ય પં૦ શ્રી માનરત્ન ગણી<br>તત્ શિષ્ય પં૦ શ્રી સુમતિરત્ન ગણી<br>તત્ શિષ્ય પં૦ શ્રી માણિક્યરત્ન ગણી<br>તત્ શિષ્ય પ્રેમરત્ન લિપીકૃત<br>શ્રી ખેડા નયરે શ્રી ભીડભંજનપ્રાસાદાત્ ' શુભ ભવતુ ' શ્રીરસ્તુ ] |
| ૧૦ | ૩૩ | ૯૭ | શ્રી કૂર્માપુત્ર ચરિત્ર પ્રાકૃત<br>[ सिरि हेमविमल सुहगुरु सिरिमाणिक्क सीस-इहय । सुय पगरणमेय वाइज्जंत चिर जयउ ]<br>[ ઈતિ કૂર્માપુત્ર કથાનક સમાપ્ત ]<br>[ સંવત્ ૧૮૩૪ વર્ષે फाल्गुन मासे कृष्ण पक्षे ૮ तिथौ बुधवासरे शुभं भवतु ] |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) સંખ્યા | પ્રત સંખ્યા | નામ |
|---|---|---|---|
| ૧૧ | ૪૪ | ૧૧૯ | શ્રી ઉપદેશ ચિંતામણિ વૃત્તિ [ સંવત્ ૧૫૫૬ વર્ષે ભાદવા વદ ૧૪ સોમવાસરે શ્રી પત્તનનગરે શ્રી અંચલગચ્છે લિખિતા × × × શ્રી રંગવર્દ્ધન ગણીન્દ્ર શિષ્યાણાં દયાવર્દ્ધન ગણી પં૦ ધર્મવર્દ્ધન ગણી પ્રવરાણામેયા પ્રતિઃ શ્રીર્ભવતુ ] |
| ૧૨ | ૪૬ | ૧૩૩ | શ્રી નેમિનાથ ચરિત્ર પર્વ ૮ પા૦ ૧૦૫ [ સં૦ ૧૬૬૨ વર્ષે મહીસાણા નગરે લિખિતં ] |
| ૧૩ | ૪૮ | ૧૪૮ | શ્રી ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર પર્વ ૮ [ સંવત્ ૧૬૪૭ વર્ષે આશ્વિન સુ૦ ૧૧ ભૌમવાસરે લિખિત ચાંગા ગ્રામે લખાયિતં શ્રી રસ્તુ શુભં ] |
| ૧૪ | ૭૭ | ૨૪૨ | શ્રી તીર્થંકર પ્રભુની વિનતિ–ભાસ વગેરે–પા૦ ૨૧ [ સંવત ૧૦૨૫ વર્ષે સ્વયંલિખિતં જયશેખર સૂરિ૦ માઘ સુદ ૭ ગુરૂવાસરે ] સુંદર અક્ષરોવાળી પ્રાચીન પ્રત છે. |
| ૧૫ | ૭૭ | ૨૬૫ | શ્રી વિવેકવિલાસ ગ્રંથ મૂળ પા૦ ૨૧ [શંવત ૧૪૮૬ વર્ષે કાર્તિક ૯ રવૌ લિખિતં ] આ જ પ્રતમાં ડાબે હાંસીયામાં ઉપરના ખૂણે નીચે પ્રમાણે છે— [ જાવાલિ નગરે ઉદયસિંહ રાજા દેવપાલ મન્ત્રીશ્વર તત્સુત ધનપાલ પ્રીતયે શ્રી જિનપ્રભસૂરિભિઃ કૃતોઽયં ગ્રંથઃ ] |
| ૧૬ | ૮૩ | ૨૫૬ | અનેકાર્થ નામમાલા [ સંવત ૧૬૬૧ વર્ષે માગશર વદિ ૨ તિથિ વાર બુધ લિખિત મહ૦ ૪ સરા......માધવ લખ્યતં [ શુભં ભવતુ ] |
| ૧૭ | ૮૫ | ૨૬૩ | હલાયુધ કોશ પા૦ ૫૨ [ સંવત ૧૬૦૬ વર્ષે માગશર સુદિ ૧૫ સોમે વૃદ્ધ તપાપક્ષે ઉ૦ શ્રી વિવેક મંડન ગણિના લિખિતં, શ્રી વાયડ જ્ઞાતીય પં૦ જિનરાજ સુત સા૦ વીરજી પઠનાર્થં ] |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) સંખ્યા | પ્રત સંખ્યા | નામ |
|---|---|---|---|
| ૧૮ | ૮૫ | ૨૬૬ | શ્રી સિદ્ધહેમ શબ્દાનુશાસન લઘુવૃત્તિ અધ્યાય ૩–૪–અવચૂરિ [ સંવત ૧૫૭૭ વર્ષે કાર્તિક સુદિ ૫ ગુરૌ શ્રીખરતર ગચ્છે શ્રી સોમકુંજરોપાધ્યાયાનાં લિખિત ] |
| ૧૯ | ૮૮ | ૨૮૨ | સારસ્વત દીપિકા ચંદ્રકીર્તિકૃત [ સંવત ૧૬૯૩ વર્ષે કાર્તિક સુદિ ૧૪ વાર શુક્રે સેરપુરા મધ્યે લિખિત ઋષિ શ્રી પદ્મર્માજી તત્ શિષ્ય ઋષિ શ્રી પૃથ્વી પઠનાર્થે, ઋષિ મેઘજી [ શુભ ભૂયાત્] |
| ૨૦ | ૯૦ | ૩૦૧ | રસમંજરી પરિમલ પા૦ ૭૨ [ ઇતિશ્રી સકલ પંડિત ધગગ્રણીય શ્રી મચ્છોપવ શાલ કાર ભૂત–વિદ્વજ્જન ચૂડામણિ મરીચિ પિંજરિત ચરણયુગલ–કલિરોસાવતાર—શ્રી મચ્છોપ નૃસિંહાયિત **શ્રી નૃસિંહ** ચરણોપાસક **બ્રહ્મપુર** વાસિના શ્રી **શેષચિંતમણિના** નિર્મિતો **રસમંજરી પરિમલ** ] [ સકલ પંડિત પ્રવર પંડિત શ્રી ૫ શ્રી **ખીમાવિજય** ગણિશિષ્ય **હેમવિજયેન** લિખિત, શ્રી **પાર્શ્વનાથ** પ્રસાદાત **ભાગ્યનગરે** સંવત્ ૧૭૨૭ વર્ષ ] |
| ૨૧ | ૯૦ | ૩૦૨ | ભારતી દીપિકા વ્યાકરણ [ સંવત ૧૬૧૬ વર્ષ કાર્તિક માસે ૧૦ દિને સારસ્વત પ્રક્રિયા સંપૂર્ણા જાતા, શ્રી સુધર્મ્મ ગચ્છે ભટ્ટારિક શ્રી વિજયદેવસૂરિ તત્ શિષ્ય વરસિંહ લિખિત મિ૦ ] |
| ૨૨ | ૯૦ | ૩૦૩ | ક્રિયા કલાપ પા ૮ કર્તા વિદ્યાનંદ [ સંવત ૧૫૮૯ વર્ષે શ્રીમત્તપાગચ્છે શ્રી વિશાલરાજસૂરિ શિષ્ય ૫૦ ચારિત્ર ગણિ શિષ્ય રંગચારિત્ર ગણિ પઠનાર્થ લિખિત ડાંડાઈચા ગ્રામે ] |
| ૨૩ | ૯૦ | ૩૦૫ | લીલાવતી સજ્ઞાપાટી પા૦ ૨૩ [ સં ૧૬૫૭ વર્ષે અસાડ સુદિ ૫ ગુરૂવાસરે ] |

| ક્રમાંક | વેષ્ટન (પોથી) સંખ્યા | પ્રત સંખ્યા | નામ |
|---|---|---|---|
| ૨૪ | ૯૧ | ૩૨૦ | પ્રબોધ ચંદ્રોદય નાટક પા૦ ૩૪ [ સંવત ૧૪૮૬ વર્ષે ભાદ્રવા વદિ ૧૦ ભૌમે શ્રી ભાવડાર ગચ્છે શ્રી કાલિકાચાર્ય સંતાને શ્રી વિજયસિંહસૂરીણાં પટ્ટે શ્રી વીરસૂરિ શિષ્ય મુનિ જિનચંદ્રેણ લિખતં મુનિજન વાચનાર્થં, શ્રી મચ્ચતુર્વિધ સંઘસ્ય શુભં ભવતુ, છ, લીંબાસી ગ્રામ લિખિત ] |
| ૨૫ | ૯૧ | ૩૨૩ | શ્રી શોભન સ્તુતિ મૂળ પા૦ ૭ [ સંવત ૧૬૩૩ વર્ષે પૌષ વદિ ૨ દિને શ્રાવિકા લાડી લિખિતં ] |

આ રીતે સંક્ષેપમા **ચાણસ્મા**ની વિશેષ મહત્તાની સાબીતી રૂપ પ્રાચીન હસ્તલિખિત મહત્ત્વની અનેક પ્રતોના સંગ્રહ સ્વરૂપ જ્ઞાનભંડારની આછી રૂપરેખા દર્શાવી.

આ સિવાય બીજા પણ અહીં નીચે મુજબના ત્રણ જ્ઞાનભંડારો છે.

## ૧. શ્રી ઉમેદવિજયજી મ૦ જૈન જ્ઞાનભંડાર

ઉપાશ્રયમાં વ્યાખ્યાન કક્ષમાં ડાબે ઉત્તર સન્મુખ મોટા વિશાળ તિજોરી ટાઇપના કબાટમાં આ જ્ઞાનભંડાર છે, જેમાં ૬૦ પોથીઓ હસ્તલિખિત ૭૩૦ પ્રતોની છે, બાકી છાપેલ પોથીઓ ૫૦ અને પુસ્તકો જુજ છે.

પરંતુ આ ભંડારોમા થોડીક પણ હસ્તલિખિત પ્રતિઓ ખૂબ જ મહત્ત્વની છે. તેમા પણ ૧૩, ૧૪, ૧૫, ૧૬ મા સૈકાની પ્રતો સુંદર રીતે સચવાયેલી છે.

સ્થળ–સંકોચાદિ કારણે વધુ માહીતી નથી આપી. એકંદરે સંગ્રહ ખૂબ જ મહત્ત્વનો છે.

## ૨. શ્રી સંઘનો જ્ઞાનભંડાર

જેમાં વિવિધ પ્રતો અને પુસ્તકો છે, મોટેભાગે પુસ્તકોનો સંગ્રહ વધુ છે ૧૫૦૦ થી ૨૦૦૦ પુસ્તકો છે.

સામાન્ય જનતાની અભિરૂચિને અનુરૂપ કથા સાહિત્ય તેમ જ હળવુ ઔપદેશિક સાહિત્ય ઘણુ છે

### ૩ શ્રાવિકા ઉપાશ્રયનો ભડાર

બહુ નાના પ્રમાણુમા પણ સાધ્વીઓને અને શ્રાવિકાઓને ઉપયોગી પ્રતો પુસ્તકોનો નાનકડો સગ્રહ છે

આ રીતે **ચાણસ્મા** ક્ષેત્રે શ્રુતભક્તિ જ્ઞાન સરક્ષણુના ક્ષેત્રે પણ પોતાનુ આગવુ સ્થાન ધરાવે છે એમ આ વિવેચન ઉપરથી જણાશે

પ્રાતે વર્તમાન કાળના મુદ્રણયુગના પ્રતાપે જ્ઞાનપ્રતિ વધતી જતી બેદરકારી અને આશાતનાના દોષથી બચવાનો પ્રયત્ન કરી યોગ્ય રીતે આવા શ્રુતજ્ઞાનને શુરૂગમથી આદરપાત્ર બનાવી જિન શાસનની મર્યાદાનુરૂપ જીવનને શ્રુતભક્તિથી તરબોળ કરી કર્મોના બધનમાથી ભવ્ય જીવો મુક્તિ મેળવે એ મગળ કામના !!!

॥ शुभ भवतु श्रमणसघस्य ॥

**અતરગ-પ્રાર્થના**

નિશદિન આલબન મુજ તાહરૂ,<br>
તું મુજ હૃદય મોઝાર ।<br>
ભવદુ ખભજન તુંહી નિરજનો,<br>
કરૂણા રસભડાર ॥<br>
ભવોભવ સેવારે તુમ પદ કમલની<br>
દેજો દીન દયાલ ।<br>
બે કર જોડીરે "ઉદયરતન" વદે<br>
નેક નજરથી નિહાલ ॥

# ભક્તનો પોકાર

**આવો મુજ મન ધામ પ્રભુજી—આવો૦ ॥**

સમ અમારા તુમે ન માનો, હાથ ન ઝાલો દામ ।
નેહ નજર શું કાંઈ ન નિહાળો, વીતરાગ તુજ નામ—પ્રભુજી૦ ॥૧॥

કોઈ હરિહર બ્રહ્મને માને, કોઈને મન રામ ।
હું સરાગી વીતરાગનો રે, મોહીયો ગુણગ્રામ—પ્રભુજી૦ ॥૨॥

તુંહી તુંહી તુંહી તુંહી, જાપ જપતાં આમ ।
કેઈ શુભ રાગે ભવ તર્યા, એમ કેતાં કહું નામ—પ્રભુજી૦ ॥૩॥

લહે સરાગી શુભ ભાવશું, વીતરાગતા પરિણામ ।
તેહને શી ખોટ જશ સિર, તુંહી આતમરામ—પ્રભુજી૦ ॥૪॥

## ભટેવાદાદાની અદ્‌ભુતતા

અનેકવાર અનેક પુણ્યાત્માઓએ ઘણી ચોકસાઈ પૂર્વક એવું અનુભવ્યું છે કે-ભટેવા દાદાની પૂજા અખંડપણે સળંગ ૧ મહિનો કોઈ પણ આરાધક પુણ્યાત્મા ન કરી શકે.

**સ્વ૦ હઠીભાઈ** (જેઓ છેલ્લા ૪૦ વર્ષથી દાદાનો પ્રક્ષાલ પૂજા આદિ જાતેજ કરતા, તેઓ પણ ૨૮મા દિવસે અણધાર્યા કારણ-સંજોગોથી ભટેવા-દાદાના પ્રક્ષાલ-પૂજાનો લાભ મેળવી શકતા નહીં.

ખરેખર અદ્‌ભુત છે ભટેવાદાદાનો પ્રભાવ ! ! !





॥ नमः श्री जिनशासनाय ॥

# શ્રી
# ભટેવા પાર્શ્વપ્રભુ જિનાલય
# સાર્દ્ધ શતાબ્દી
# મહોત્સવ
# સ્મારક ગ્રંથ

---

## 卐 વિભાગ ૪ 卐

જિનાલય-મંદિરનું
વર્ણન

અંતરંગ સ્તવના

જય સ્વામી નિત્ય દેવદેવ! અતિશય ગુણધારી।
જય પારગત પરમરૂપ, અવિચલ અધિકારી॥

જય અધ્યાતમ ભાવધર્મ, અકલંક અમાયી।
જ્ઞાન દશા પૂરણ ધણી, પ્રભુતાઈ પાઈ॥

# ચાણસ્માના દહેરાસરનો પરિચય

## જિનાલયોનું મહત્ત્વ

આરાધક પુણ્યાત્માઓને અનાદિકાલીન વિષમ કર્મોના બંધનમાંથી મુક્તિ મેળવવા માટે વીતરાગ પ્રભુના દર્શન–વંદન–ગુણગાન આદિની ખાસ જરૂર છે.

તેથી જ કલ્યાણકામી આત્માઓ ગુરૂગમથી વિશુદ્ધ પરમાત્મ–સ્વરૂપને નજર સામે રાખવા માટે વીતરાગ પ્રભુના દહેરાસરોને આધ્યાત્મિક–પ્રેરણા–સ્ફુર્તિના જાગૃત કેન્દ્ર સમા માને છે.

જિનશાસનની આરાધના કરનારા પુણ્યાત્માઓ આ દૃષ્ટિકોણથી જ વીતરાગ પ્રભુના મંદિરોને **દહેરાસર**ના વિશિષ્ટ પદથી ઓળખે છે.

## દહેરાસર એટલે ?

સુજ્ઞ જનતાના માનસમાં **મંદિર** શબ્દ તીર્થંકર સિવાયના દેવ–દેવીના સ્થાનક તરીકે રૂઢ હોય છે !

જ્યારે **દહેરાસર** શબ્દ તો ખાસ શ્રી તીર્થંકર પરમાત્માના સ્થાનને જ ઓળખાવનાર તરીકે ખ્યાત થયેલ છે.

દહેરાસર શબ્દ અપભ્રંશ ભાષાનો છે, તેનું પ્રાકૃત સ્વરૂપ **દહેરેસર** અને સંસ્કૃત રૂપ **દેવગૃહેશ્વર** થાય છે. અર્થાત્ દેવપૂજનીય વિશિષ્ટ શક્તિશાલી તત્ત્વ તેનું જે ગૃહમંદિર તે બધામાં જે **ઈશ્વર** એટલે સર્વોપરિ તે **દેવગૃહેશ્વર.**

## દહેરાસર શબ્દનું રહસ્ય

અર્થાત્ શ્રી તીર્થંકર પ્રભુ પરમાત્માનું સ્થાન ભવ્ય જીવોને સઘળા કર્મોના બંધનોમાંથી છોડાવી વિશુદ્ધ પરમપદની પ્રાપ્તિનું અમોઘ કારણ છે, તેથી જગતના અન્ય દેવમંદિરો કરતાં શ્રી તીર્થંકર પ્રભુનું સ્થાન દહેરાસર તરીકે આગવું સ્થાન સમજુ વિવેકી પુણ્યાત્માના માનસમાં ધરાવે છે.

આવા વિશિષ્ટ ભાવભર્યા દહેરાસરનુ નિર્માણ અને તેની ઉપકારિતા જગતના પુણ્યાત્માઓ માટે એક વિશિષ્ટ પ્રેરણાદાયી બની રહે છે

**ચાણસ્મા**ના પુણ્યક્ષેત્રે આવુ પરમ પુનિત અને કલાનમૃદ્ધ બેનમૂન જિનાલય અતિ પ્રાચીન વેલુ-ગોબરની ભવ્ય **શ્રી ભટેવા પાર્શ્વનાથ** પ્રભુની મૂર્તિથી અધિષ્ઠિત હોઈ આરાધક પુણ્યાત્માઓને ખૂબ જ પ્રેરણાદાયી છે

તેથી શિલ્પસભર તે જિનાલયનો બાહ્ય અને અ તરગ પરિચય ઉપયોગી ધારી અહિ સક્ષેપમા અપાય છે પ્રાસગિક બીજા જિનાલઓનો પણ પરિચય આપ્યો છે

**ચાણસ્મા**મા દહેરાસર ત્રણ છે

૧ **શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનુ** (મોટુ)

૨ **શ્રી શીતલનાથ પ્રભુનુ** (નાનુ)

૩ **શ્રી દેવગુરૂવૃદ્ધિ મ દિર** ( વિદ્યાવાડી-સ્ટેશન સામે )

## મોટા દેરાસરનો બાહ્ય પરિચય

શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનું મોટુ દેરાસર પચશિખરી અને આખા ગુજરાતમા બેનમૂન શિલ્પ-કલાથી સમૃદ્ધ છે આખા ચાણસ્મા ગામની બાધણીની દષ્ટિએ ઉચી વેદિકા-પીઠિકા ઉપર મ ડાયેલ છે દૂરથી આ જિનાલયના ભવ્ય ચમકતા શિખરો યાત્રિકો તેમજ ભાવિકોના મનને આકર્ષે છે

મોટી વાણીયાવાડના મધ્યભાગે આવેલ શ્રાવિકાઓના ઉપાશ્રયના પશ્ચિમ બાજુના ખુણેથી જિનાલયના ભવ્યતા અને સુદરતાના દર્શન થાય છે જો કે જિનાલયની ઉચી બાધણી-બેઠકનો ખરો ખ્યાલ તો રબારીવાસમા દહેરાસરની પછીત બાજુ (શ્રાવકોના ઉપાશ્રયના દક્ષિણ દ્વારથી નીકળી) આયબિલ ખાતા પાસે ઉભા રહેવાથી આવે છે તે બેઠક એટલી બધી ઉચી છે કે કેટલાક પ્રામાણિક પુરૂષોના કહેવા પ્રમાણે પ્રથમના જુના દહેરાસરને આવરી લઇ તેને પ્લીંથ રૂપે રાખી સ ૧૮૭૨ની પ્રતિષ્ઠા વખતે નવનિર્મિત અત્યારનું ચાલુ દહેરાસર બન્યુ હોવાની વાત પ્રામાણિક બને છે

સાહિત્યરસિક ઐતિહ્યવિત્પ્રવર પૂ૦ **શ્રી દર્શનવિજયજી મ૦ ત્રિપુટી** અને ગામના કેટલાક વૃદ્ધ શ્રાવકોનાકથન પ્રમાણે હાલના ચાલુ મ દિર નીચે

ભૂમિગૃહ અને તેમાં અમુક પરિકર આદિ હોવાની વાતથી આ વાત વિશ્વસનીય પણ બને છે.

## દહેરાસરનો પૂર્વ ઇતિહાસ

અત્યારે વિદ્યમાન જે દેરાસર છે. જેની કે ૧૫૦ વર્ષની સાલગીરી ઉજવણી નિમિત્તે આ ગ્રથનું પ્રકાશન થઈ રહ્યું છે.

તે દેરાસર વિ૦ સં૦ ૧૮૭૨ની પ્રતિષ્ઠા વખતે બન્યુ લાગે છે.

તે પૂર્વે વાઘરીવાડ પાછળ જૂનું પ્રાચીન દેરાસર (પ્રાયઃ વિ૦ સં૦ ૧૫૩૫)નું હતું એમ જાણકારો કહે છે.

વળી અત્યારે ચાણસ્માથી ઉત્તર દિશામાં પાટણ રસ્તે રૂપપુર ૨ માઇલ પર છે. તે ગામ ૧૭મી સદી સુધી **રૂપપુરી** તરીકે મોટી વિશાળ નગરી હતી તેના ઉપનગર તરીકે **ચાણસ્મા** હતું તેથી ચાણસ્માના સ્વતંત્ર ઉલ્લેખો (પ્રાચીન મંદિર અંગે) હાલમાં મળતા નથી.

રૂપપુરની વિશાલતાની સાક્ષીરૂપે આજે પણ **ચાણસ્માથી રૂપપુર**ના રસ્તે પાંચ (ખંડેર) મદિરો હયાત છે.

**રૂપપુર**થી દક્ષિણે પાંચ મંદિરો મોટા વિશાળ પ્રાચીન તીર્થમાલાઓમાં ઉલ્લિખિત છે.

એટલે **ચાણસ્મા**ના પ્રાચીન મંદિરોને લગતો ઇતિહાસ સ્પષ્ટ–સ્વતંત્ર રીતે ઉપલબ્ધ નથી.

## દહેરાસરનો વર્તમાન ઇતિહાસ

આ વર્તમાન દહેરાસરનો વિ૦ સં૦ ૧૮૫૪માં પાયો ખોદાઇને ખૂબ જ ભાવિક–સમૃદ્ધ અને ધર્મોત્સાહી ગામના પાટીદારો એ જાતમહેનત અને નિઃસ્વાર્થ આપભોગ આપી ધ્રાંગધ્રા પથ્થરની ખાણમાંથી પત્થર કઢાવી–ઘડાવી પોતાના ગાડાઓમા ભક્તિથી અહિં લાવતા અને ધર્મપ્રેમી શ્રાવકો પણ યોગ્ય દેખરેખ રાખી ખૂબ જ લાગણી અને પૂરતી દેખરેખ સાથે દહેરાસરનું કામ કરાવતા.

એ રીતે ટૂંક સમયમાં આવું મોટું વિશાલ કલાસમૃદ્ધ પંચશિખરી દહેરાસર તૈયાર થયેલ.

વિ૦ સ૦ ૧૯૭૨ ના ફા૦ સુ૦ ૩ શનિવારે શ્રી ભટેવા પાર્શ્વપ્રભુનો ગભારામા પ્રવેશ કરાવી ધામધૂમથી પ્રતિષ્ઠા શ્રીસંઘે કરાવી, દહેરાસરનુ ખતથી કામ કરનારા મુખ્ય રૂપે સલાટ કેશવલાલ અને કડીયા ભૂધરભાઈ હતા

આવા અતિ સુદર ઉચી બેઠકવાળા આ જિનમદિરમા મૂળનાયક અને બે બાજુના ગભારા પર એમ ત્રણ શિખરો હોવા સાથે જિનાલયમા પેસતા બે પડખે પણ સુદર આમૂલચૂલ શિલ્પકલાસમૃદ્ધ કોતરણીથી ભરપૂર શિખરો છે !

જેમા કે ઠેઠ ઉપર છત પર જવા માટે એક થભી મહેલની જેમ વચલા થાભલાની આસપાસ ગોળાકારે પગથીયાવાળી નીસરણી જ છે !

આવા બે બાજુના શિખરોનો ઘાટ ઉઝાના શ્રી કુથુનાથપ્રભુના જિનાલયમા પણ છે

પરતુ ત્યાતો બંને બાજુના શિખરોમા પ્રતિમાજી બિરાજમાન હોઈ શિખરોની સાર્થકતા જણાય છે પણ અહિના જિનાલયમા જિનબિબ વિના પણ રગમડપમા બે બાજુ શિખરો એ એક આગવી વિશેષતા જ ગણાય આનું વિશિષ્ટ રહસ્ય તો આ વિષયના જાણકાર પાસેથી મેળવવુ રહ્યુ

## મોટા દેરાસરની શિલ્પકલાકૃતિઓ

બીજી વિશેષતા આ જિનાલયની એ છે કે–આ દહેરાસરની બહારની દીવાલ આખી શિલ્પકલાના વિવિધ નમૂનાઓથી કડારેલી છે

શિલ્પની દૃષ્ટિએ આ મદિરની બાંધણી ૧૪૪ ભાગના મડોવરની છે

શિલ્પ રત્નાકર (મડોવરાધિકાર રત્ન ૩ ગા૦ ૨૪ થી ૨૭)મા નીચે મુજબના ભાગો દર્શાવ્યા છે

પીઠના મથાળેથી છજાના મથાળાના ભાગ સુધી ૧૪૪ ભાગ કરવા, તેમા

| | |
|---|---|
| ખુરક (ખરો)ના | ભાગ—૫ |
| કુભક (કુભો)ના | ભાગ–૨૦ |
| કળશો (અતરાય)ના | ભાગ—૮ |
| કપોતાલી (કેવાળ)ના | ભાગ—૮ |
| મચિકા (માચી)ના | ભાગ—૯ |
| જઘા (જાઘી)ના | ભાગ–૩૫ |

| | |
|---|---|
| ઉદ્ગમ (ડોઢીયા)ના | ભાગ–૧૫ |
| ભરણીના | ભાગ—૮ |
| શિરાવટીના | ભાગ–૧૦ |
| કપોતાલિ (પુષ્પકંઠ)ના | ભાગ—૮ |
| અંતરાલના | ભાગ–૨॥ |
| છાદ્ય (છાજુ) | ભાગ–૧૩ |
| નિર્ગમ (નિકાશ)ના | ભાગ–૧૦ |
| | ૧૪૪ |

આ બધા ભાગો અહીં જોવા મળે છે.

આ જાતના મંડોવરની વાત ક્ષીરાર્ણવ (અ૦ ૯ શ્લો૦ ૧ થી ૪)માં પણ છે.

આ મંડોવરના મધ્યભાગે રહેલ વિવિધ શિલ્પની કલાકૃતિઓનું વર્ણન વિગતવાર તો અહીં શકય નથી.

પરંતુ કલાવિજ્ઞોનું ધ્યાન ખેંચનારી શિલ્પકલાના બેનમૂન પ્રતીક જેવી વિવિધ રંગ-ભંગવાળી અને કોતરણીવાળી જે મૂર્તિઓ દીવાલના મધ્ય ભાગે પંક્તિબદ્ધ રૂપે છે. તેના માત્ર નામ જણાવીને સામાન્ય પરિચય દર્શાવાય છે. વિશેષ તો પ્રત્યક્ષ જોયાથી અને શિલ્પના પુસ્તકો સામે રાખી અભ્યાસપૂર્વક નિરીક્ષણ કરવાથી ખ્યાલ આવે.

મૂળનાયક પ્રભુની દૃષ્ટિ સાથે સુમેળવાળું રંગમંડપનું જે ઉત્તરાભિમુખ પ્રવેશ દ્વાર છે તેની બહાર શૃગાર ચોકીનો મંડપ છે જેની છતમાં વિવિધ રંગ કામ છે તે ચોકીમાં જમણે-ડાબે બે ગોખલા છે. તેમાં જમણા ગોખલામાં શ્રી ધરણેંદ્રની ઉભી મૂર્તિ (બીજે આવી મૂર્તિ મળતી નથી! અને ડાબા ગોખલામા **શ્રી પાર્શ્વયક્ષ**ની ઉભી મૂર્તિ છે* જે બંને શિલ્પવૈવિધ્યની દૃષ્ટિ ખૂબ જ મહત્ત્વની છે.

---

* આ મૂર્તિમાં કેટલીક શાસ્ત્રીય જ્ઞાનની ખામીના કારણે કેટલાક અણસમજુ એને ગણેશની મૂર્તિ–તરીકે ઓળખાવે છે, પણ ખરેખર એમ નથી. મૂળનાયક શ્રી પાર્શ્વનાથ પ્રભુ હોઈ તેના અધિષ્ઠાયક રૂપે **શ્રી પાર્શ્વયક્ષ** હોય તે વધુ સંગત છે. **"ગજમુખ દક્ષો"** કહેવત પ્રમાણે શ્રી પાર્શ્વયક્ષની આકૃતિ ગજમુખાકારે હોઇ ગણપતિનો ભ્રમ થવા સંભવ છે. પરંતુ વિવેકીઓએ ખૂબ જ ગંભીરતાથી આવી બાબતો વિચારવી જોઈએ.

આ દહેરાસરની આગળની વિશિષ્ટતા રૂપ જે દહેરાસરની પાર્શ્વભિત્તિ ઉપર વિવિધ શિલ્પકળાકૃતિઓ છે તેનો સંક્ષિપ્ત પરિચય મેળવવા માટે શીતલનાથ પ્રભુના મંદિર તરફથી જોતા નીચે મુજબની સુંદર આકૃતિઓ દેખાય છે

### ઉત્તર સન્મુખ–ગોખલામાં

૧ કુબેર ભંડારી વચ્ચે
(ખૂબ સુંદર ઉત્તર દિશાના અધિષ્ઠાયક)
૨ સરસ્વતીદેવી ડાબે
(સુંદર આકૃતિ)
૩ ઈન્દ્ર જમણે
(ભવ્ય શિલ્પ)
૪ વિશ્વકર્મા
(શિલ્પના અધિષ્ઠાતા દેવ)

### પૂર્વ સન્મુખ

૫ શિવ
૬ પાર્વતી
૭ વિષ્ણુ
૮ ઈન્દ્ર
(પૂર્વ દિશાના અધિષ્ઠાયક)
૯ ઈન્દ્રાણી
૧૦ નર્તિકા
(સુંદર)
૧૧ ચામરધારી
(સુંદર ભાવભંગી)
૧૨ વિષ્ણુ (સુંદર આકૃતિવાળા)
૧૩ ચામરધારી ,, ,,
૧૪ ,, ,, ,,
૧૫ ,, ,, ,,
૧૬ લક્ષ્મીદેવી ,, ,,

### હવે ભમતીમાં અંદરના ભાગે પૂર્વ સન્મુખ દિવાલ ઉપર

૧૭ પુત્રવત્સલાદેવી
(નાના-મોટા છોકરાઓને વિવિધ રીતે તેડીને હાવભાવ દર્શાવતી)
૧૮ ચામરધારી
૧૯ બ્રહ્મા
(ચતુર્મુખાકૃતિ)
૨૦ ચામરધારી
૨૧ ઈન્દ્રાણી
૨૨ નર્તિકા
(નાટ્યશાસ્ત્રની મુદ્રામાં)
૨૩ ઈન્દ્ર
૨૪ નર્તિકા
(સુંદર ભાવવાળી મુદ્રામાં)
૨૫ પ્રતિહાર
(દ્વારપાલની મુદ્રામાં)
૨૬ નર્તિકાદેવી
૨૭ લક્ષ્મીદેવી
(સુંદરાકૃતિ)
૨૮ પુત્રવત્સલાદેવી
૨૯ શિવજી
૩૦ કુબેરભંડારી
૩૧ નર્તિકાદેવી
૩૨ છડીદાર



૩૩ દેવી
(સુંદર મુદ્રા)

૩૪ ઈન્દ્ર

૩૫ ઈન્દ્રાણી

**દક્ષિણાભિમુખ**

૩૬ ક્ષેત્રપાલ
(વિવિધ આયુધો અને વિશિષ્ટ મુદ્રાવાળી આકૃતિ)

૩૭ દેવી
(ખૂબ સુંદર આકૃતિ જેના માથા પર વીતરાગ પ્રભુની મૂર્તિ છે અને બે બાજુ નાગ ઊભા છે)

૩૮ નાગકન્યા
( અતિ વિલક્ષણ મૂર્તિ. જેના ઉપરના ભાગે બે મોટા કાળોતરા વીંછી અને ડાબા હાથમાં દૂધનો કટોરો છે, જમણા હાથથી એક નાગ પકડી તેને દૂધ પાય છે.)

૩૯ વીરની મૂર્તિ
(બાવન વીરમાંથી એક વીર લાગે છે.)

૪૦ દેવ–યક્ષમૂર્તિ.
(જેના ઉપરના જમણા હાથે અંકુશ અને ડાબા હાથે પાશ છે અને નીચલા જમણા હાથે વરદ મુદ્રા અને ડાબા હાથમાં ફળ છે.)

૪૧ વિશ્વકર્મા
(શિલ્પીઓના માન્ય દેવ)

૪૨ બ્રહ્મા

૪૩ વીતરાગ પ્રભુની મૂર્તિ
(કાઉસ્સગ્ગ ધ્યાને ઊભી સુંદર મૂર્તિ શિલ્પકલા સમૃદ્ધ)

૪૪ પ્રતિહાર
(એક હાથ ખંડિત થયેલ છે.)

૪૫ દેવી

૪૬ ક્ષેત્રપાલ
(વિશિષ્ટ આકૃતિ)

૪૭ ચામરધારી

૪૮ ,,

૪૯ નર્તિકા

૫૦ ,,

૫૧ ઈન્દ્રાણી

૫૨ દેવમૂર્તિ

૫૩ પ્રતિહાર

૫૪ વીતરાગ પ્રભુમૂર્તિ
(કાઉસ્સગ્ગ મુદ્રાએ સુંદર ઊભી મૂર્તિ)

૫૫ પાર્શ્વયક્ષ
(સુંદર આકૃતિ)

૫૬ બ્રહ્માણીદેવી

૫૭ પ્રતિહાર

૫૮ તાપસ
(સુંદર મુદ્રાવાળો)



૫૯ ઈન્દ્ર
(બે હાથવાળી મૂર્તિ છે જમણા હાથમા ચામર, ડાબા હાથમા કળશ છે)

**પશ્ચિમાભિમુખ**

૬૦ પ્રતિહાર
૬૧ દેવી
૬૨ દેત્ર
૬૩ વાસુદેવ
(શ્રીકૃષ્ણની ચતુર્ભુજ મૂર્તિ)
૬૪ ચામરધારી
૬૫ નર્ત્તિકાદેવી
૬૬ વરૂણદેવ
(પશ્ચિમ દિશાના અધિષ્ઠાયક)
૬૭ વિષ્ણુ
૬૮ ગૌરીદેવી
૬૯ ચ ડિકાદેવી
(મહિષાસુરમર્દનની મુદ્રામા)
૭૦ નર્ત્તિકા
૭૧ ,,
૭૨ ,,
૭૩ વરૂણદેવ
૭૪ નર્ત્તિકા
૭૫ ચામરધારી
૭૬ ,,
૭૭ દેવ
૭૮ ચામરધારી
૭૯ ,,
૮૦ દેવ
૮૧ નર્ત્તિકા
૮૨ ,,
૮૩ ચામરધારી
૮૪ દિક્પાલદેવ
(મગરમચ્છનુ વાહન છે કદાચ વરૂણદેવ હોય)
૮૫ ચામરધારી
૮૬ નર્ત્તિકા
૮૭ દિક્પાલદેવ
૮૮ ,,
૮૯ ઈન્દ્ર
૯૦ ઈન્દ્રાણી
૯૧ વરૂણદેવ
(મુદ્રાકૃતિ પણ વૃષભનુ વાહન છે)
૯૩ ચામરધારી
૯૪ ઈન્દ્ર
૯૫ નર્ત્તિકા
૯૬ ,,
૯૭ ચામરધારી
૯૮ ,,
૯૯ નર્ત્તિકા

## દહેરાસરના શિખરો

દહેરાસરના બહિરંગ પરિચય માટે નીચેની દીવાલની શિલ્પ કૃતિઓના પરિચયની સાથે દૂરથી દેખાતા કલાત્મક શિખરોનો પણ પરિચય ઉપયોગી છે.

દહેરાસરના બીજા માળમાં પૂર્વ–ઉત્તરના ખૂણે નીસરણીથી ઉપર જતાં મોટી છત–અગાસી છે. જેમાં ત્રણ મૂળ ગભારા પર ત્રણ સુંદર શિખરો (વચલું મોટું–ઉંચું બે આજુબાજુના જરા નાના–નીચા) અને રંગમંડપનો ઘુમટ તથા શૃંગાર ચોકી ઉપર બે બાજુ બે સુંદર શિખરો છે.

આ શિખરો ખૂબ જ સુંદર શિલ્પકલાથી સમૃદ્ધ છે.

તેમાં મૂળનાયક પ્રભુનું શિખર ૩૩ ઇંડક (ઉરૂશ્રૃગ) અને ૧૬ તિલક વાળું છે.

આ ઉપરથી શિલ્પ રત્નાકર (રત્ન ૬ શ્લો૦ ૫૧)માં વર્ણવેલ વિગત આધારે કેશરાદિ ૨૫ પ્રકારના શિખરમાંથી આઠમો **અમૃતોદ્ભવ પ્રાસાદ** નામે મૂળનાયક પ્રભુનું શિખર ઉત્તમ કોટિનું ગણાય.

આજુબાજુના (શ્રી મહાવીર પ્રભુજી અને શ્રી ભીડભંજન પ્રભુના) બન્ને શિખરો એક સરખા ૯ ઇંડક (ઉરૂશ્રૃંગ) અને ૮ તિલકવાળા છે. તેથી શિલ્પ રત્નાકર (રત્ન ૬ શ્લો૦ ૧૬–૧૭)ના આધારે **સર્વતોભદ્ર** નામે બીજા ભેદમાં અંતર્ગત જાણવા.

શૃંગારચોકી ઉપરના બે શિખરો ૨૫ ઇંડક (ઉરૂશ્રૃગ) ૮ તિલકવાળા હોઈ શિલ્પરત્નાકર (રત્ન ૬ શ્લો૦ ૩૬ થી ૩૮)માં જણાવેલ **મંદિર** નામના છઠ્ઠા ભેદવાળા જણાય છે.

આ બધી વાત **પ્રાસાદ મંડન, વાસ્તુસાર, ક્ષીરાર્ણવ** આદિ ગ્રંથોમાં વિગતવાર જણાવી છે.

## દહેરાસરનો અંતરંગ પરિચય

આ રીતે શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુના જિનાલયનું બહિરંગ સ્વરૂપ દર્શાવી હવે તેના અંદરના સ્વરૂપનો વિચાર કરીયે.

દહેરાસર પૂર્વ–પશ્ચિમ ૩૭ ફુટ અને ઉત્તર–દક્ષિણ ૬૭ ફુટ છે.

દહેરાસરને ફરતી પ્રદક્ષિણામાં ચોવિશીની ૨૫ દહેરીઓ છે.

જેમા મૂળનાયક પ્રભુની બરાબર પાછળની દેરીમા સેધાથી પ્રગટ થયેલા સુદર આલ્હાદક શ્રી **નેમિનાથ** પ્રભુની (૩ા ફુટની) ભવ્ય મૂર્તિ છે

બાકીની દેરીઓમા પ્રદક્ષિણામા અનુક્રમે શ્રી **ઋષભદેવ** પ્રભુથી માડી ક્રમસર શ્રી **મહાવીર** પ્રભુ સુધીના સુદર ૨૪ જિન બિબો એક જ માપના (૨૧ ઈંચી) શ્વેત વર્ણના છે

દહેરાસરમા ઉત્તરાભિમુખ–પૂર્વાભિમુખ અને પશ્ચિમાભિમુખ એમ ત્રણ પ્રવેશ દ્વાર છે મૂળ દ્વાર ઉત્તરાભિમુખ છે

રગમડપ ૧૭×૧૭ ફૂટનો વચગાળાના ભાગની દૃષ્ટિએ છે શિલ્પ રત્નાકર (મડપાદિ લક્ષણાદિધિકાર રત્ન ૪ના શ્લો૦ ૪૨ થી ૪૫)મા વર્ણવેલ સત્તાવીશ જાતના મડપોમા વીશમો **ભદ્રક** નામે જે મડપ છે (જેના ૫૦ થાભલા હોય છે) તે જાતનો આ રગમડપ છે

દીપાર્ણવ ગ્રથ (પા૦ ૧૪૧ ગા૦ ૨૬ થી ૩૦)મા બહાર રગમડપની સીમાએ રહેલ ૧૨ સ્થભોની મુખ્યતાએ **સુભદ્ર** નામનો રગમડપ પણ કહી શકાય

વળી દીપાર્ણવ ગ્રથ (પૃ૦ ૧૫૦ ગા૦ ૫૬)મા **વર્દ્ધમાન** નામે મડપનુ જે વર્ણન છે તે પણ આ મડપને સગત થાય છે કેમકે વર્ધમાન મડપ સમચતુરસ (ચોરસ) હોય છે તેથી આ મડપ **વર્દ્ધમાન** પણ કહી શકાય

શિલ્પરત્નાકર (પૃ૦ ૧૨૭ ગા૦ ૪૫)મા પણ સમસૂત્ર મડપનો ઉલ્લેખ છે

શ્રી વિશ્વકર્મા પ્રણીત ક્ષીરાર્ણવ ગ્રથ (અધ્યાય ૧૮ શ્લો૦ ૨૪ થી ૨૮)મા પુષ્પકાદિ મડપોમા **સુભદ્ર** નામનો ૧૨ સ્થભનો મડપ જણાવ્યો છે અને અને ૫૦ સ્થભના મડપને વીશમો જયાવહ મડપ જણાવેલ છે

અને રગમડપના થાભલાઓ શિલ્પરત્નાકર (મડપાદિ લક્ષણાધિકાર રત્ન ૪ શ્લો૦ ૬૪ થી ૬૬)મા પાચ જાતના દર્શાવ્યા છે, તેમાથી ભદ્રક જાતિના સ્થભો આ દહેરાસરમા છે

ક્ષીરાર્ણવ (અ૦ ૧૭ શ્લો૦ ૯–૧૦)મા પણ ભદ્રક સ્થભોનુ વર્ણન છે

મૂળ ગભારાનુ દ્વાર પચશાખ છે વાસ્તુસાર પ્રકરણ ગાથા ૫૫ ટીકા પા૦ ૧૩૯)મા આનુ વિશદ વર્ણન છે

શિલ્પ રત્નાકર (દ્વારશાખા લક્ષણાધિકાર ગા૦ ૧૬૫ થી ૧૬૮)માં પંચ-શાખ દ્વારનું સ્વરૂપ આ મંદિરના ગર્ભગૃહના દ્વાર સાથે મળતું આવે છે.

મૂળ ગભારામાં મૂળનાયક તરીકે **શ્રી ભટેવા પાર્શ્વનાથજી**નું સુંદર પ્રાચીન શિલ્પ કલાકૃતિવાળું બિંબ છે. જેને ફરતું સફેદ આરસનું મોટું પરિકર છે. વચગાળામાં ચાંદીનું જડતર કામ છે.

મૂળ નાયકના જમણે ૧૩ ઇંચના શ્યામ શ્રી **નેમનાથ પ્રભુ** છે અને ડાબે ૮ ઇંચી શ્રી **નેમિનાથ પ્રભુ** છે. મૂળનાયકથી જમણે ગભારામાં મૂળનાયક તરીકે શ્રી **મહાવીર પ્રભુ** (૨ાા ફુટના શ્વેત) છે. ડાબે શ્રી **વાસુપૂજ્ય સ્વામી** સુંદર નાના (૭ ઇંચી) કલ્પવૃક્ષ તળે છે. જમણે શ્રી મહાવીર પ્રભુ (૨ ફુટ) છે.

આ રીતે મૂળનાયકથી ડાબે ગભારામાં મૂળનાયક તરીકે શ્રી **ભીડ-ભંજન પાર્શ્વનાથ** (શ્વેત ૨ાા ફુટના) છે. બે બાજુ (ડાબે-જમણે) શ્રી **નેમિનાથ પ્રભુ** શ્યામ-નાના (૧૧ ઇંચી) છે. જેમની બંને બાજુ શ્વેત કાઉસ્સગ્ગીયા છે, ડાબે શ્રી **નેમનાથ પ્રભુ**ની નીચે પરિકરની ગાદી શ્યામ પાષાણુની છે આ ત્રણુ ગભારાની વાત થઇ.

હવે મૂળ ગભારો અને જમણા ગભારા વચ્ચે પબાસણુ ઉપર મૂળનાયક પ્રભુ તરીકે શ્રી **અભિનંદન પ્રભુ** (શ્વેત ૨ાા ફુટ) છે આ પ્રભુને જમણે ભીંતમાં જડેલી નાની ચોવીશી છે, મૂળ ગભારો અને ડાબા ગભારા વચ્ચે મૂળ નાયક તરીકે શ્રી **મહાવીર પ્રભુ** (શ્વેત ૨ાા ફુટ) છે. આ બંને આગળ રંગમંડપ તરફ ગવાક્ષ-જાળીયાં છે. જેથી રંગમંડપમાંથી પણુ દર્શન થઇ શકે.

આ રીતે ત્રણુ ગભારાના ત્રણુ ત્રિગડા મળી ૩×૩=૯ પ્રતિમાજી અને બે વચલા પબાસણુના મલી ૯+૨=૧૧ પ્રતિમાજી પાષાણુના છે.

આ સિવાય જમણા ગભારામાં શ્રી **વાસુપૂજ્ય સ્વામી** આગળ શ્વેત પાષાણુનો નાનો પટ છે. નામ કે શિલાલેખ કંઇ નથી. ત્યાં જ ખૂણામાં (ભીંતમાં) ગુરૂમૂર્તિ નાની છે. જેની પર શ્રી **ગૌતમસ્વામી** નામ લખેલ છે.

આ સિવાય ૪૧ નાની મોટી (ચોવીશી-પંચતીર્થી-ત્રિતિથી-એક તીર્થી) પંચ ધાતુની મૂર્તિઓ છે. તથા ભીંતમાં જડેલ એક ચાંદીનો મોટો ચોવીશીનો પટ છે. તેમાં છ ભગવાનની ચાર શ્રેણીઓ છે તેમ જ ભીંતમાં જડેલ આઠ

ભટેવાજીના ગભારાનુ કલાત્મક દ્વાર ચાંદીના કમાડ

પાના નં ૩૬૪



ભટેવાજી જિનાલયના ઉપરના માળના
મૂળનાયક
શ્રી ઋષભદેવ પ્રભુ
પા. ૩૬૬



શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુની અનુકૃતિરૂપ
શ્રી પાર્શ્વનાથની
પ્રાચીન પ્રતિમા
પા. ૩૬૬



શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનુ સુંદર બિંબ
( ભટેવાજી જિનાલયના ઉપલા માળે )
પા. ૩૬૬



સિદ્ધચક્રજીના ગટ્ટા છે (જેમા ચાદીના સાત અને એક પિત્તળના છે) તથા શ્રી સિદ્ધચક્રજીના અસ્થિર ગટ્ટા (૪ ગોળ, અને ૬ ચોરસ) ૧૦ છે જેમાના ચાર ઉપર વિ૦ સ૦ ૨૦૧૮ વૈ૦ શુ૦ ૪ સોમનો લેખ છે, વળી અષ્ટ મગલની પાટલી ચાર છે જેમા એક સ્થિર અને ત્રણ ચલ છે

વળી રગમડપમા સ૦ ૨૦૧૫ની નવી પ્રતિષ્ઠા વખતે નવા બનાવેલ ગોખલામા શ્રી **પાર્શ્વયક્ષ** અને શ્રી **પદ્માવતીદેવી** પ્રતિષ્ઠિત કર્યા છે તેની પાસેના જમણા નવા ગોખલામા શ્રી અજિતનાથ પ્રભુ તથા ડાબા ગોખલામા શ્રી ઋષભદેવ પ્રભુની સુદર મૂર્તિઓ છે તેમની આગળ શ્રી સિદ્ધચક્રજી ચાદીના ભીંતમા જડેલા છે

તેની પાસે જમણે ગોખલામા પદ્માવતીદેવી-જેની ફણા ઉપર શ્રી પાર્શ્વનાથ ભગવાન્ અને બાજુમા પણ જિનપ્રતિમા છે, બે બાજુ ચામરધારી નીચે બે ક્ષેત્રપાળ (પ્રાય કાળા-ગોરા ભૈરવ) છે

ડાબે ગોખલામા શ્રી અબિકાદેવીની શ્વેત સુદર મૂર્તિ અતિ પ્રાચીન છે એમ કહેવાય છે કે આ મૂર્તિ આબૂજીથી અહીં આવેલા છે

આની પછી રગમડપના પૂર્વ-પશ્ચિમના બે દ્વાર આવે છે પછી બે ગોખલા રગમડપના મુખ્ય દ્વારની બને બાજુ છે, સુદર કોતરણી કામવાળા દહેરાસર બન્યુ ત્યારે કોઈક વિશિષ્ટ આશયથી બનાવ્યા હશે, પણ હાલ તેમા કઈ નથી, પૂજાના પુસ્તકો આદિ સામગ્રી મુકવા વપરાય છે

આ રીતે શ્રી ભટેવા પાર્શ્વપ્રભુના જિનાલયમા

૧૩—પાષાણની મૂર્તિઓ
૪૧—પચ ધાતુની મૂર્તિઓ
૧૮—સિદ્ધચક્રજી ગટ્ટા
૪—અષ્ટ મગલ પાટલી
૧—ગુરૂ મૂર્તિ
૪—ધિષ્ઠાયક મૂર્તિ
૧—પાદુકા

૭૬ આટલી દર્શનીય-વદનીય સામગ્રી છે

## મોટા દહેરાસરના ઉપલા માળની વિગત

દહેરાસરના રંગમંડમાં પ્રવેશ દ્વારની ડાબે જમણે ઉપર જવા માટે નિસરણી છે જેમાં જમણી નિસરણી તો હંમેશા બંધ જ રહે છે, ક્યારેક પ્રસંગે ખોલાય છે, ડાબે નિસરણી ઉપલા માળે જવા માટે ચાલુ વપરાશમાં છે.

ઉપલા માળે પણ નીચેની જેમ જ ત્રણ ગભારા અને બે વધારાના પબાસણ અને નીચેની જેમ જ ત્રણ દરવાજા ને બે જાળીયાં છે તેમાં વચલા મૂળ ગભારામાં મૂળનાયક તરીકે શ્રી **ઋષભદેવ પ્રભુ** (શ્વેત ૨ ફુટના) છે. જમણે શ્રી **ઋષભદેવ** પ્રભુ (શ્વેત ૭ ઈંચી) અને પાસે શ્યામ કાઉ૦ (પરિકરના) છે. તેમ જ ડાબે શ્રી ઋષભદેવ પ્રભુ (શ્વેત ૯ ઇંચી) અને પાસે શ્વેત કાઉ૦ (પરિકરના) છે. તથા જમણે ગભારે મૂળનાયક તરીકે શ્રી ઋષભદેવ પ્રભુ (શ્વેત ૨ ફુટના) છે પાસે શ્યામ શ્રી **પાર્શ્વનાથજી**ની સુંદર શ્યામ મૂર્તિ ભટેવા દાદાની મૂર્તિની હૂબહૂ નકલ તેના જેવું જ શિલ્પ આકૃતિ વગેરે સુંદર છે. આ પ્રભુજીની બે બાજુ ચામરધારી અને ઉપાસક–ઉપાસિકા (શ્રાવક–શ્રાવિકા) છે. આગળ ધર્મચક્ર (આડુ) છે. ડાબે ગભારે મૂળનાયક તરીકે શ્રી **શંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુની (૨ ફુટ) સુંદર ફણા વિનાની છે પાસે જ (પરિકરમાંના છુટા ભાગ તરીકે) પદ્માસનસ્થ એક પ્રભુ મૂર્તિ છે. જમણા ગભારા અને મૂળ ગભારા વચ્ચે ભીંતમાં સ્થિર કરેલ ૨૪ તીર્થંકરનો પટ આરસનો સુંદર છે, જેમા નીચે મુજબ શ્રી તીર્થંકર પ્રભુની ગોઠવણી છે.

| | | | | |
|---|---|---|---|---|
| | | ૧ | | |
| | ૨ | ૩ | ૪ | |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ |
| ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |

આ સિવાય તાંબાનો પાંચ તીર્થીનો પટ પંચ ધાતુનો (મોટો સુંદર આકૃતિ કોતરણીવાળો) છે.

જેમાં વચ્ચે સમવસરણ, ઉપર સિદ્ધશિલા, જમણે સિદ્ધાચલ મહાતીર્થ,

ડાબે ગિરનાર તીર્થ, નીચે જમણે અષ્ટાપદતીર્થ અને ડાબે શ્રી આબૂ તીર્થ છે, ઉપર શ્રી સિદ્ધાચલ મહાતીર્થ નીચે પાચ પાડવોની મૂર્તિ છે, અને શ્રી ગિરનાર તીર્થ નીચે શ્રી સિદ્ધચક્રજી છે, નીચે નવનિધાનના નવ કુભનું દશ્ય છે

આવો જ એક બીજો ધાતુનો મોટો સુદર પાચ તીર્થનો પટ છે

તેમ જ ધાતુના શ્રી સિદ્ધચક્રજી મોટા, ચોરસ, ચાર પાયાવાળા છે અને પચધાતુની એક નાની મૂર્તિ છે

વળી ઉપરના ત્રણ ગભારાની સામેના ભાગે (ઉત્તર તરફ) જાળી વાળા ભાગમા વચ્ચે ચોમુખજી છે, તેમા નીચે મુજબ જિનબિબો છે

ઉત્તર દિશામા શ્રી શાન્તિનાથ પ્રભુ

પૂર્વ દિશામા શ્રી ઋષભદેવ પ્રભુ

દક્ષિણ દિશામા શ્રી અભિનદન પ્રભુ

પશ્ચિમ દિશામા શ્રી ઋષભદેવ પ્રભુ

આ ચૌમુખજી પાસે (પશ્ચિમ દિશામા) પૂર્વાભિમુખ વચ્ચે એક કાઉસ્સગ્ગીઆ અને બે બાજુ પાદુકા પટ છે તેમા બે બે પાદુકાઓ નીચે મુજબ છે

ડાબી બાજુ




જમણી બાજુ



આ રીતે ઉપરના માળે જિન પ્રતિમા વિગેરે નીચે મુજબ છે.

૮ પાષાણુની પ્રતિમાજીઓ
૧ ચૌમુખજી
૧ કાઉસ્સગ્ગીઆજી
૧ ચોવીશ તીર્થંકરનો પટ (પાષાણુના)
૨ પાદુકા પટ (પાષાણુના)
૨ પંચ તીર્થ પટ (ધાતુના)
૧ ધાતુ મૂર્તિ નાની
—
૧૬

## દહેરાસરનું ચિત્રકામ

આ રીતે દહેરાસરના પરિચય સાથે દહેરાસરની વિશેષતા રૂપ બીજી પણ વાતો ધ્યાનમાં રાખવા જેવી છે.

જોકે દહેરાસરના રંગમંડપમાં દીવાલો ઉપર અને બારણાની બારશાખોના ઉપલા તથા વચલા ભાગે તેમજ રંગમંડપના ગોખલાઓની નીચે–ઉપર અને પડખેના ભાગમાં સોનેરી રંગ સાથે ભભકાબંધ ખૂબ સુંદર આકર્ષક કલાકૃતિ રૂપે ચિત્રકામ છે. જેમાં મુખ્યત્વે શ્રી પાર્શ્વનાથ પ્રભુના દશપૂર્વ ભવો અને શ્રી પાર્શ્વનાથ પ્રભુના પાંચ કલ્યાણકોના વિવિધ પ્રસંગો સુંદર રીતે આલેખાયા છે.

મૂળ ગભારાની બન્ને પડખે જાળીયાની નીચે ઉપર અને બંને બાજુ તથા રંગમંડપના પૂર્વ પશ્ચિમ દ્વારથી ગભારા બાજુની દીવાલો ઉપર ખૂબ જ સુંદર ચિત્રકામ વર્ષો થયા છતાં ચમકારાવાળું આલ્હાદ અને વિશિષ્ટ ભાવોલ્લાસ ઉપજાવનારું છે.

રંગમંડપમાં ડાબે અંબિકાજીના ગોખલા પાસે ખૂબ સુંદર ચિત્રકામ હતું પણ સં૦ ૨૦૧૫ની નવી પ્રતિષ્ઠા વખતે ગોખલાના સમારકામ વખતે મહત્ત્વના ચિત્રકામને નુકશાન થયુ.

વળી આ ચિત્રોમાં સ્વપ્નદર્શન ૫૬ દિક્કુમારીઓનો જન્મોત્સવ તથા મેરુપર્વત પર જન્માભિષેક, કલિકુંડ હાથી કમલપૂજા, સમવસરણ અને નિર્વાણ કલ્યાણકના દશ્યો ખૂબ જ સુંદર છે.



આ રીતે પૂર્વભવોના દશ્યોમા કમઠે મરુભૂતિનો કરેલો વધ, ભીલના ભવે તીરથી મુનિનો શિકાર, અજગરનો મુનિને ઉપસર્ગ, સાપનો હાથીને ઉપદ્રવ, નારકીના ભવ અને દેવલોકના વિમાન આદિના દશ્યો પણ ખૂબ જ સુંદર છે

**દહેરાસરની કલાસમૃદ્ધિ**

**તોરણો, પુતલીયો અને ઘુમ્મટનુ કલાદર્શન**

દહેરાસરની પીઠિકા અને મ ડોવરની શિલ્પ–પ્રચુરતા ભાવુકજનોને આહ્લાદ જનક છે, તે રીતે રગમ ડપમા (નીચે અને ઉપરના માળે) બે થાભલાઓ વચ્ચેના તોરણો (કમાન આકારે) પણ ખૂબ જ ભાવોલ્લાસને વધારનારા છે

તોરણોમા વિવિધ ફૂલવેલની કોતરણી સાથે ગ્રાસ મુખમાથી નિકાસ બતાવી વચ્ચે મ ગલચિહ્નો, જિનબિંબો આદિનુ સ યોજન પ્રશસ્ય છે

દરેક તોરણોની આસપાસ થાભલાઓ પર વિવિધ નાટ્યમુદ્રાના હાવભાવ વાળી વિવિધ વાજિત્રધારી પૂતળીઓ છે જેના કે સુસયોજનથી રગમ ડપની શોભામા ખૂબ જ વધારો થાય છે

સાથે જ તોરણોના ઉપરના ભાગે ઉપરના માળનાં કક્ષાપુટિકાઓ વિવિધ શિલ્પની કોતરણીઓથી સમૃદ્ધ હોઇ દહેરાસરની શિલ્પ–સમૃદ્ધિના અદ્ભૂત દર્શન કરાવે છે

ઠેઠ ઉચે રગમ ડપના મથાળે ઘૂમટમા મધ્યભાગે આબુ–દેલવાડાની કોતરણીને યાદ કરાવે તેવું પ્રલમ્બમાન લોલક છત્ર રૂપે વિવિધ પાખડીઓવાળુ કમળ અને તેને ફરતી મોટી આઠ પુતળીયો વિવિધ વેષભૂષા અને સાજસજ્જાથી સજ્જ બનેલી રગમ ડપની શોભાને અનેકગણી વધારી મુકે છે

**શ્રી શીતલનાથજીનુ દેરાસર**

મોટી વાણીયાવાડમા દેરાસરનુ ભવ્ય ઉત્તુગ પ્રવેશદ્વારના પગથીયા ચઢતા ઉપર મથાળે નાનુ પણ સુદર દેવવિમાન જેવુ શ્રી શીતલનાથ પ્રભુનુ દેરાસર છે

તેમા ત્રણ ગભારા છે મૂળ ગભારામા સુદર પબાસણ ઉપર શ્વેત (૧૫ ઈચી) સુદર શ્રી શીતલનાથ પ્રભુની મૂર્તિ છે, કે જેની પ્રતિષ્ઠા સ્વ૦ શેઠશ્રી નગીનદાસ ઝવેરચ દના સુપત્ની શ્રાવિકાએ કરેલ

જમણે શ્રી મુનિસુવ્રતસ્વામી (૭ ઈંચી) શ્વેત છે. જેની પ્રતિષ્ઠા સ્વ૦ શેઠશ્રી ગણેશચંદ સાકરચંદના સુપત્ની પરસનબહેને કરી હતી.

ડાબે શ્રી ઋષભદેવ પ્રભુ (૭ ઇચી) શ્વેત છે જેની પ્રતિષ્ઠા સ્વ૦ શેઠશ્રી ચુનીલાલ મૂળચંદના સુપત્ની મેનાબહેને કરેલ.

જમણે ગભારે શ્રી શીતલનાથ પ્રભુ શ્વેત (૯ ઈંચી) છે. જેની પ્રતિષ્ઠા સ્વ૦ શેઠશ્રી હરિચંદ લખમીચંદના સુપત્ની પુંજીબહેને કરેલ.

ડાબે ગભારે શ્રી આદીશ્વર પ્રભુ શ્વેત (૯ ઇંચી) છે. જેની પ્રતિષ્ઠા સ્વ૦ શેઠ અમથાચંદ લલ્લુચંદના સુપત્ની ચંદનબહેને કરી છે.

મૂળનાયક પ્રભુના ગભારા પરના ઘુમટનો ધ્વજાદંડ શેઠ ફૂલચંદ હાથીચંદ વાળા સ્વ૦ ધર્મપ્રેમી શેઠશ્રી શિવલાલ ફૂલચંદે ચઢાવેલ અને દલછાચંદ હાથીચંદના તરફથી ૫૦૧ નો નકરો આપી કાયમી ધજા ચઢાવવાનો આદેશ મેળવ્યો છે.

ધાતુની એકતીર્થી એક પ્રતિમાજી છે. બહાર રંગમંડપમાં જમણે ડાબે શ્રી સિદ્ધગિરિ અને શિખરજીના પટ છે.

જગ્યાની છૂટ ન હોઈ રંગમંડપની મોકળાશ નથી પણ ઉપર ત્રણ ઘુમટ, ગભારાની અંદર મારબલની ફરસી, મકરાણાની વેદિકા વિગેરે કામ સુંદર છે.

## શ્રી શીતલનાથ પ્રભુના ચમત્કારો

શ્રી શીતલનાથ પ્રભુનું નાનકડું પણ મંદિર ચાણસ્માના સંઘ માટે ખૂબ જ પ્રેરણાદાયી છે. કેમકે–આ નિમિત્તે શ્રીસંઘમાં ધર્મની ભાવના ઘણી વધી છે.

જેમકે–વિ. સં. ૧૯૬૯ માં દહેરાસરના ટાંકાનુ ખોદકામ કરતાં શ્રી **શીતલનાથ પ્રભુજી** પ્રકટ થયેલા, તે વખતે હાલ ઉપાશ્રયમાં જ્યાં વ્યાખ્યાનની પાટ છે, ત્યાં પરોણા દાખલ રાખેલા. ત્યારબાદ લોકોના ઉમંગના વધારા સાથે ઠાઠથી પૂજાઓ વિગેરે ભણાવાતી.

એક દિવસ સાંજે ખૂબ ઠાઠથી રાત્રે ભાવના બેઠી હતી. વીતરાગ પ્રભુના ગુણગાન, કાંસીજોડા અને નગારાના ધમકાર સાથે ભાવોલ્લાસપૂર્વક થયા પછી ભાવિકોએ આદરથી આરતિ ઉતારી અને લોકો પોતાના સ્થાને જવા વિખરાયા

કે તુર્ત વ્યાખ્યાનની પાટની ડાબી બાજુનો ઉપાશ્રયનો ભાગ જીર્ણ હોવાથી ઘડડાટ કરતો પડી ગયો એક પણ જાનહાનિ ન થઈ કોઇને કશું ન થયુ

વ્યાખ્યાનની પાટની જોડેનો કરો બેસી ગયો છતા બાકીના ભાગને કઈ નુકશાન ન થયુ

આ ઉપરથી લોકોએ શ્રી શીતલનાથ પ્રભુના નામની જયધ્વનિઓથી વાતાવરણ ગુંજાવી દીધુ

ઉપાશ્રયમા શ્રી શીતલનાથ પ્રભુજી બાર મહિના સુધી રહ્યા, ત્યારબાદ શ્રીસઘે ઉમગ–ઉત્સાહ સાથે હાલના મોટા દહેરાના (મોટી વાણીયાવાડ બાજુના) પ્રવેશદ્વારની ઉપર જુદો ગભારો બનાવી વિ સ ૧૯૭૪ માહ સુદ ૧૩ ના મગલ દિને બાળબ્રહ્મચારી પરમપ્રભાવી ચિત્રકૂટાદિતીર્થોદ્ધારક સ્વ૦ આ૦ શ્રી **વિજયનીતિસૂરીશ્વરજી** મ૦ના વરદ વાસક્ષેપથી પ્રતિષ્ઠા કર્યા બાદ મોટી વાણીયાવાડના શ્રાવકોના કહેવા મુજબ રાત્રે નાટારભના અવાજ, વાજિંત્રનો નાદ, ઘટાનાદ વગેરે ઘણા સમય સુધી સભળાતો હતો

ધીમે ધીમે કાળક્રમે ક્ષીણ થઈ ગયુ

## વિદ્યાવાડી સ્ટેશન સામેના દહેરાસરનો પરિચય

ચાણસ્મા રણુંજથી હારીજ લાઈનમા સ્ટેશન છે તેની સામે **વિદ્યાવાડી** નામે એક મોટી રમણીય જગ્યા છે જેમા એક નાનુ દેવ–ગુરુ મદિર, એક ધર્મશાળા અને એક ભવ્ય મકાન (જ્ઞાનમદિર માટે) છે

આ સ્થાન વિ સ ૧૯૮૧મા અહીં ચાતુર્માસ વિરાજમાન રહેલા પૂજ્ય સ્વ તીર્થોદ્ધારક આચાર્યશ્રી નેમિસૂરીશ્વરજી મહારાજના શિષ્ય પૂજ્ય મુનિ શ્રી વિદ્યાવિજયજી મહારાજના સ્વર્ગવાસ પ્રસગે તેઓની સ્મૃતિ નિમિત્તે મોટો પ્લોટ ખરીદી રસ્તાના મથાળે મોટી ધર્મશાળા જેવુ બનાવી બહારગામના જૈનોને ધધા કે યાત્રા માટે એક બે દિવસની રહેવાની સગવડ રહે તેમજ કાર્તિકી પૂર્ણિમાએ શ્રી સિદ્ધાચલજીનો પટ બધાય તે રાતે નેમિદર્શનોદય વિદ્યાશાળા નામે મોટુ સ્થાન શેઠાણી કકુ મોતીચદે પોતાના પતિના સ્મરણાર્થે ૨૦૦૦ રૂપિયા આપી તૈયાર કરાવ્યુ

તેની પાસે સુદર નાનકડુ **દેવગુરુવૃદ્ધિ મદિર** નામે જિનાલય બનાવડાવ્યુ છે

જેમાં મુખ્ય ઉપર વચ્ચે શ્રી ઋષભદેવ પ્રભુજીનું શ્વેત (૧૩ ઇંચી) બિંબ છે.

જમણે શ્રી **પુંડરીક ગણધર**ની સુંદર શ્વેત (૨ાા ફૂટની) મૂર્તિ છે. ડાબે શ્રી **ગૌતમસ્વામીજી**ની શ્વેત ૧ાા ફૂટની મૂર્તિ છે.

શ્રી પુંડરીક સ્વામીજી પાસે તપસ્વી હીરલા શ્રી જગચ્ચંદ્રસૂરીશ્વરજી મહારાજ (તપાગચ્છના પ્રભાવક મુખ્ય આચાર્ય)ની મૂર્તિ અને શ્રી ગૌતમસ્વામીજી પાસે કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજની શ્વેત (૧ાા ફૂટની) મૂર્તિ છે.

મુખ્ય પબાસણની આગળ જરા ઊંચા પબાસણ ઉપર વચ્ચે શ્રી ઋષભદેવ પ્રભુજીની પાદુકા, જમણે પાદુકા પટ છે. જેમાં પાંચ પાદુકાઓ ભેગી છે. (નામો ઘસાયેલા છે, વંચાતા નથી.) ડાબે નાની પાદુકા છે તેની જ પાસે ત્રણ પાદુકાની બે શ્રેણિવાળો એમ કુલ છ પાદુકાવાળો પટ છે.

આ દહેરાસરની સ્થાપનાનો પરિચય ગભારાની બારસાખ ઉપરના શિલાલેખમાં વિગતવાર છે જે લેખ આગળ અક્ષરશઃ આપેલ છે. ટૂંક ભાવ આ પ્રમાણે છે.

વિ. સં. ૧૯૮૨ માગ. સુદ ૬ શનિવારે તીર્થોદ્ધારક સ્વ. આ. શ્રી **વિજયનેમિસૂરીશ્વરજી મ૦**ના ઉપદેશથી **પાલડી** (શિરોહી રાજ૦)ના પ્રાગ્વાડ (પોરવાડ) જ્ઞાતીય શેઠ જેતાજીના પુત્ર શેઠ શ્રી **અમીચંદ ગુલાબચંદે** (જેમણે જેસલમેરનો મોટો સંઘ કાપરડાજીની પ્રતિષ્ઠા કોરટાજીનો જીર્ણોદ્ધારાદિમાં અઢળક ધન ખર્ચેલ) ચાણસ્માના સંઘે આપેલ આ જમીનમાં શ્રી **નેમિ દર્શનોદય વિદ્યા વાટિકા** નામે સ્થાપેલ વાડીમાં આ દેવગુરૂ વૃદ્ધિ મંદિર બનાવ્યુ છે.

સડક પરથી વિદ્યા વાડીમાં અંદર પેસતા જમણે નાના ઓટલા પર દેરી છે. જેમાં **સ્વ૦ મુનિ વિદ્યાવિજયજી મ૦**ના પગલાં છે. તેની પાસે મોટું બે માળનું જ્ઞાનમંદિર માટે ભવ્ય મકાન બંધાયેલ છે. જેમાં ઉધેઈ આદિના કારણે જ્ઞાન ભંડાર નથી સ્થાપ્યો. હાલ ધર્મશાળા તરીકે તેનો ઉપયોગ થાય છે.

આ મકાનમાં પેસતાં નીચે જમણે ઓરડીમાં પૂ૦ સ્વ૦ તીર્થોદ્ધારક આ. શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મ૦ની દેહપ્રમાણ સુંદર મૂર્તિ છે.

દહેરાસરના ઘુમ્મટનું અંતરંગ કલાત્મક દૃશ્ય
પા ૩૬૯



ભટેવાજી જિનાલયના રંગમંડપના કલાત્મક તોરણો પા ૩૬૯

સ્વર્ગસ્થ પૂજ્ય મુનિશ્રી વિદ્યાવિજયજી મહારાજ (જેના નામથી વિદ્યાવાડી જૈન મંદિરનુ નિર્માણ થયુ છે.) પા. ૩૭૧



વિદ્યાવાડીમાં જ્ઞાન મંદિરનું મકાન
પા. ૩૭૨



## દહેરાસરની પ્રથમ પ્રતિષ્ઠાનો પરિચય

ચાણસ્મામા શ્રી ભટેવા પાર્શ્વનાથ પ્રભુજી વર્તમાન મદિરમા વિ૦ સ૦ ૧૮૭૨મા ફા૦ સુ૦ ૩ શનિવારે મહા મહોત્સવ પૂર્વક પ્રતિષ્ઠિત થયા તે પ્રસગનુ સક્ષેપમા પણ સુદર વર્ણન એક જૂના હ લિ ગુટકામા સગૃહિત સ્તવનની છેલ્લી ઢાળમા છે

આ ઢાળ આ ગ્રથ(પૃ૦ ૫૫)મા છપાઈ છે જેના આધારે એમ સમ તય છે કે

"વિ૦ સ૦ ૧૮૭૨ની તે પ્રતિષ્ઠા વખતે ખૂબ જ આનદ ઉમગ હતો તે પ્રતિષ્ઠા મહોત્સવનુ કામકાજ મુખ્ય રીતે શા ઉમેદભાઈ જોઈતારામે ઉમગ પૂર્વક બજાવ્યું

તેમજ તે પ્રતિષ્ઠા મહોત્સવમા શ્રીસઘના નીચેના પચ આગેવાન શ્રાવકો ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવતા હતા

૧ શા૦ બેચરદાસ તારાચદ
૨ શા૦ મલુકચદ ફૂલચદ
૩ શા૦ પાનાભાઈ હેમચદ
૪ શા૦ ભુખણભાઈ ઉદેસગ
૫ શા૦ ગલાલચદ કમળશી

શા૦ દેવકરણ પુન્જાભાઈએ ઉમગ પૂર્વક શિખર સ્થાપન કરેલ

વીરમગામના શેઠ જીવણભાઈ જેઠાભાઈ ધરમચદે ઉલ્લાસ પૂર્વક ઈંડુ (કળશ) ચઢાવેલ

પટેલ ઉમેદભાઈ શભુદાસે હર્ખભેર ધજા ચઢાવેલ વધુ વિગત સ્થલ સકોચ તેમજ પ્રામાણિક સાધનોની દુર્લભતાથી નથી આવી

## ૨૪ દેરીઓની પ્રતિષ્ઠા શાસનાની ફેરબદલી

વિ૦ સ૦ ૨૦૦૫ના પૂ૦ ઉપા૦ તપસ્વી ગુરુદેવ શ્રી ધર્મસાગરજી મ૦ના ચાતુર્માસમાં મેધાણી પ્રગટેલા શ્રી નેમનાથ પ્રભુ (કે જેને ચાણસ્મા લાવવા માટે ખૂબ જ પરિશ્રમ લઈ સઘના આગેવાનોને રોકવણી પૂ૦ ગણિવર્ય શ્રી લબ્ધિસાગરજી મહારાજશ્રીએ અધિપતિ આપેલી, જેના પરિણામે કે દહેરાસરના રગમડપમા ડાબે બાજી બેસીને કામચલાઉ પધરાવેલા)ને યોગ્ય સ્થાને

બેસાડવાનો ઉપદેશ પૂ૦ ઉપાધ્યાય ભગવંતે આપતાં પ્રાસંગિક ભટેવાદાદાની ભમતીમાં ૨૪ દેરીઓ બનાવી તેમાં શ્રી ઋષભદેવ પ્રભુ આદિ ૨૪ તીર્થંકરોના જિનબિંબો સ્થાપવાનું નક્કી થયુ.

સાથે જ રંગમંડપના થાંભલાઓમાંના અમુક થાંભલાઓ ખારા પત્થરના કારણે જરા ખવાઈ ગયેલા વળી થાંભલાઓ ખારા પત્થરના હોઈ તેના પર રંગ કામ કરેલું તેથી રંગમંડપમાં અજવાળું બરાબર નહીં રહેતું, તેથી બધા થાંભલાઓ બદલીને આરસના નાંખવા, એવું પણ પૂજ્ય ઉપાધ્યાય તપસ્વી ગુરૂદેવશ્રી ધર્મસાગરજી મ૦ની નિશ્રામાં નક્કી થયેલ, તે મુજબ શ્રી સંઘના અગ્રગણ્ય કાર્યકર્તાઓએ **સ્વ. શેઠ શિવલાલ ફુલચંદ**ની હામ પર હિંમત રાખી આવડા મોટા દહેરાસરના બોજાને ઝીલી રાખનારા થાંભલાઓને ધીણોજ વાળા મિસ્ત્રી મનસુખલાલ દ્વારા કુનેહપૂર્વક વારાફરતી બદલી નાંખ્યા અને નવા આરસના થાંભલા મુકયા. જેથી પરિણામે હવે રંગમંડપમાં અજવાળું ઘણું વધ્યુ.

આજ વખતે તેજ મિસ્ત્રીની દેખરેખ તળે ભટેવા દાદાના દહેરાસરને ફરતી પરિકરમાં મૂળનાયક પ્રભુની બરાબર પાછળ મોટી સામરણવાળી દેરી બનાવી તેમાં શ્રી **નેમિનાથ પ્રભુ** સંઘાથી પ્રગટેલાને બિરાજમાન કરવાની અને બાકીની ૨૪ દેરીઓમાં શ્રી **ઋષભદેવ પ્રભુ** આદિ ૨૪ તીર્થંકરોના એકસરખા સુંદર અને એક જ દિને એક જ આચાર્યના હાથે પ્રતિષ્ટિત જિનબિંબોને બિરાજમાન કરવાનું વિચારાયુ, પણ ધર્મના કાર્ય પાંગળાં એટલે તેમાં ઢીલ પડે જ ! એટલે પ્રતિષ્ઠા કરાવવાની વાત સાકાર ન બનવા પામી.

ફરી શ્રી સંઘના પુણ્યયોગે વિ૦ સં૦ ૨૦૧૪માં પૂ૦ ગુરૂદેવ તારકવર્ય તપસ્વી ઉપાધ્યાય શ્રી **ધર્મસાગરજી મ૦**નું ચાતુર્માસ થયુ, તે ચાતુર્માસમાં શ્રી નવકારમહામંત્ર લઘુ તપની વિશિષ્ટ આરાધના, શ્રી નવકારમહામંત્ર બૃહદ્ યંત્રનું માંત્રિક મહાપૂજન, શ્રી નમસ્કારમહામંત્રની તાત્ત્વિક સમજુતી આદિ મહત્ત્વના શાસન પ્રભાવક કાર્યોની સાથે ૨૪ દેરીઓની પ્રતિષ્ઠા તેમજ દહેરાસરમાં પ્રતિમાજીઓની વ્યવસ્થિત સ્થાપના અને યક્ષ–યક્ષિણીની સ્થાપના આદિ માટે પોષ સુદિ ૧૫નું મંગલ મુહૂર્ત પૂ૦ ઉપાધ્યાયજીએ નક્કી કરાવ્યું.

શ્રી સંઘે આ પ્રતિષ્ઠામહોત્સવ પૂ૦ આગમ સમ્રાટ્ આગમોદ્ધારક ધ્યાનસ્થ સ્વર્ગત આ૦ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મ૦ના પરમવિનેય શ્રી વર્ધમાન તપ પ્રચારક ચાણસ્મા શ્રી સંઘના પરમોપકારી સ્વ૦ આ૦ શ્રી ચંદ્રસાગરસૂરીશ્વરજી મ૦ શ્રી આદિ ઠાણાની નિશ્રામા ખૂબ જ ધામધૂમથી ઉજવ્યો, આ પ્રતિષ્ઠા વખતે ત્રણે ગભારાના મૂળનાયકને કાયમ રાખી પ્રતિમાજીઓની ગોઠવણી નવેસરથી પબાસણ વિગેરે બનાવી સરખી રીતે કરી

તે વખતે જે જે વ્યક્તિઓએ જે જે પ્રભુજીની સ્થાપના કરી તેની નોંધ નીચે પ્રમાણે છે,

| સંખ્યા | શું ? | ક્યા ? | કોણે ? |
|---|---|---|---|
| ૧ | શ્રી નેમિનાથ પ્રભુ | શ્રી ભટેવાદાદાની જમણે | શા તલકચંદ ઝુમખરામ |
| ૨ | શ્રી નેમિનાથ પ્રભુ | શ્રી ભટેવાદાદાની ડાબે | શા ઉત્તમચંદ જોઈતાચંદ |
| ૩ | શ્રી અભિનંદન પ્રભુ | મૂળનાયક અને જમણા ગભારા વચ્ચે પબાસણ ઉપર | શા સવચંદ ગભરૂચંદના સુપત્નિ શકરીબહેન |
| ૪ | શ્રી મહાવીર પ્રભુ | મૂળનાયક અને ડાબા ગભારા વચ્ચે | શા પુનમચંદ જોઈતાચંદ |
| ૫ | શ્રી નેમિનાથ પ્રભુ | ભીડભંજન સ્વામી પાસે | શા ગભરૂચંદ શિવલાલ |
| ૬ | શ્રી આદિનાથ પ્રભુ | ઉપરના માળે મૂળ ગભારામા | શા કાલીદાસ દેવચંદ ચેવલી |
| ૭ | શ્રી આદિનાથ પ્રભુ | ઉપરના માળે મૂળ જમણા ગભારામા | શા ડાહ્યાભાઈ લલ્લુચંદ માનચંદ હ મનસુખલાલ ડાહ્યાભાઈ |
| ૮ | શ્રી આદિનાથ પ્રભુ | શ્રી આદીશ્વર ભગવાનની ડાબે (ઉપરના માળે) | શા વાડીલાલ પુંજીરામ હ ત્રિકમલાલ વાડીલાલ |
| ૯ | શ્રી આદીશ્વર પ્રભુ | શ્રી આદીશ્વરપ્રભુની જમણે (ઉપલા માળે) | શા હિંમતલાલ ત્રિભોવનદાસ ભાવનગર |

| સંખ્યા | શું ? | ક્યાં ? | કોણે ? |
|---|---|---|---|
| ૧૦ | શ્રી પાર્શ્વનાથ (નાના) શ્યામ | ઉપલા માળે | શા. હાથીચંદ હ. સમુબેન |
| ૧૧ | શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ | ઉપલા માળે ડાબે ગભારે | હ. કનૈયાલાલ શીવલાલ |
| ૧૨ | ચોવીશી પટ આરસનો મોટો | ઉપલા માળે મૂળ ગભારા અને ડાબા ગભારા વચ્ચે | શા. સોમચંદ ગભરૂચંદ નગીનદાસ |
| ૧૩ | શ્રી ઋષભદેવ પ્રભુ | ચોવીશીની ૧ દેરીમાં | શા. હરગોવનદાસ ચુનીલાલ |
| ૧૪ | શ્રી અજિતનાથ પ્રભુ | ,, ૨ ,, | શા. પુનમચંદ ગભરૂચંદ |
| ૧૫ | શ્રી સંભવનાથ પ્રભુ | ,, ૩ ,, | શા. કેશવલાલ મનુસુખલાલ |
| ૧૬ | શ્રી અભિનંદન પ્રભુ | ,, ૪ ,, | શા. કેશવલાલ રવચંદ |
| ૧૭ | શ્રી સુમતિનાથ પ્રભુ | ,, ૫ ,, | શા. પ્રેમચંદ કરસનદાસની પુત્રી કેશીબહેન |
| ૧૮ | શ્રી પદ્મપ્રભુસ્વામી | ,, ૬ ,, | શા. ફુલચંદ હાથીચંદ |
| ૧૯ | શ્રી સુપાર્શ્વનાથ પ્રભુ | ,, ૭ ,, | શા. ગોદડચંદ કપુરચંદ |
| ૨૦ | શ્રી ચંદ્રપ્રભુસ્વામી | ,, ૮ ,, | શા. હીરાચંદ ફુલચંદ |
| ૨૧ | શ્રી સુવિધિનાથ પ્રભુ | ,, ૯ ,, | શા. રવચદ આમલચદ વકીલ |
| ૨૨ | શ્રી શીતળનાથ પ્રભુ | ,, ૧૦ ,, | ,, ,, ,, ,, |
| ૨૩ | શ્રી શ્રેયાંસનાથ | ,, ૧૧ ,, | શા. રતનચંદ ડાહ્યાભાઈ |
| ૨૪ | શ્રી નેમીનાથ પ્રભુ | સામરણવાળી મોટી દેરીમાં | શા. ડુંગરચંદ ગૌતમચંદ વડાવલી |
| ૨૫ | શ્રી વાસુપૂજ્ય પ્રભુ | શ્રી નેમનાથ પ્રભુની દેરીમાં જમણે | શા. રિખવચંદ કેવલચંદ પીપર |
| ૨૬ | શ્રી વિમલનાથ પ્રભુ | શ્રી નેમનાથ પ્રભુની દેરીમાં ડાબે | શા. મોતીચંદ સુરચંદ હ. ચુનીલાલ મોતીચંદના સુપત્ની મેના |



| સંખ્યા | શું ? | ક્યાં ? | કોણે ? |
|---|---|---|---|
| ૨૭ | શ્રી અનંતનાથ પ્રભુ | ચોવીશીમાં ૧૨મી દેરીમાં | શા કપુરચંદ ગલાલચંદ |
| ૨૮ | શ્રી ધર્મનાથ પ્રભુ | ,, ૧૩ ,, | શા બાપુલાલ સાકરચંદ |
| ૨૯ | શ્રી શાંતિનાથ પ્રભુ | ,, ૧૪ ,, | શા પોપટલાલ સાકરચંદ |
| ૩૦ | શ્રી કુંથુનાથ પ્રભુ | ,, ૧૫ ,, | શા ચુનીલાલ મોતીચંદના સુપત્ની મણીબેન |
| ૩૧ | શ્રી અરનાથ પ્રભુ | ,, ૧૬ ,, | શા મોહનલાલ રાયચંદ |
| ૩૨ | શ્રી મલ્લિનાથ પ્રભુ | ,, ૧૭ ,, | શા ડાહ્યાભાઈ લલ્લુચંદ |
| ૩૩ | શ્રી મુનિસુવ્રતસ્વામી | ,, ૧૮ ,, | શા સવચંદ સાકરચંદના સુપત્ની મેનાબેન |
| ૩૪ | શ્રી નમીનાથસ્વામી | ,, ૧૯ ,, | શા ચંદુલાલ પ્રેમચંદ |
| ૩૫ | શ્રી નેમિનાથ પ્રભુ | ,, ૨૦ ,, | શા ગભરૂચંદ નાગરચંદ |
| ૩૬ | શ્રી પાર્શ્વનાથ પ્રભુ | ,, ૨૧ ,, | શા ગોવિંદજી કરમચંદ |
| ૩૭ | શ્રી મહાવીરસ્વામી | ,, ૨૨ ,, | શા પ્રેમચંદ જીવરાજ |
| ૩૮ | ચૌમુખજી | શૃંગાર ચોકી ઉપરના જાળીવાળા ભાગમાં | શા લલ્લુચંદ કરશનદાસ હ બાબુલાલ ડાહ્યાચંદ |
| ૩૯ | અંબિકાજી | રંગમંડપમાં ડાબે | શા લહેરચંદ ઘેલાચંદ પાટણવાળા હ મોતીબેન |
| ૪૦ | પદ્માવતીજી | ,, ,, | શા રમણલાલ બાપુલાલ |
| ૪૧ | પાર્શ્વયક્ષ | કોલી મંડપમાં ડાબે ગોખલામાં | શા ખુબચંદ કરમચંદ |
| ૪૨ | પદ્માવતીદેવી | ,, ,, જમણે ,, | શા સુરજમલ ધનજીભાઈ |
| ૪૩ | ચક્રેશ્વરીદેવી | ઉપલા માળે મૂળ ગભારામાં | શા બબલચંદ જીવણચંદ |
| ૪૪ | અંબિકાદેવી | શ્રી નેમનાથ પ્રભુની મોટી દેરીમાં પબાસણ નીચે | શા મોહનલાલ રાયચંદ |

## દહેરાસરની સાલગીરી

સામાન્યથી દહેરાસરમાં જે મંગળ દિને શુભ વેળાયે મૂળનાયક પ્રભુ ગાદી નશીન થાય તે દિવસ સાલગીરીનો મનાય છે ભાવિક લોકો તે દિવસે યથાશક્તિ પૂજા, પ્રભાવના, અંગ રચના ભક્તિભાવના કરે છે

આ મુજબ **ચાણસ્મા**માં હાલના મંદિરમાં બિરાજમાન શ્રી ભટેવા પાર્શ્વ-પ્રભુજી વિ૦ સં૦ ૧૮૭૨ના ફા૦ સુ૦ ૩ પ્રતિષ્ઠિત થયા હોઇ સાલગીરી તરીકે શ્રી સંઘમાં મહોત્સવ દિન તરીકે ઉજવાય છે.

ચાણસ્મામાં ખૂબ જ ઠાઠથી ધામધૂમ સાથે પૂજા પ્રભાવના ભક્તિ આદિના કાર્યક્રમ સાથે આ દિવસ ઉજવાય છે.

તે પ્રમાણે મુંબઇમાં વસતા ચાણસ્માના ઘણા ભાઇઓનું બનેલ ચાણસ્મા જૈન મંડળ હસ્તક અગાશી, થાણા આદિ તીર્થ સ્થળે જઈ તે દિવસે ધામધૂમથી પૂજા પ્રભાવના સાધર્મિક ભક્તિ આદિના કાર્યક્રમથી ઉમંગભેર ઉજવણી કરે છે.

આ રીતે અમદાવાદમાં વસતા ચાણસ્માના ભાઇઓનું બનેલ શ્રી ચાણસ્મા જૈન મંડળ પણ સાલગીરીના દિવસે ખૂબ જ ધામધૂમ અને ઉમંગ સાથે પૂજા જમણવાર અને અંગ રચના આદિ રાખી પ્રભુ ભક્તિનો અંતરંગ રાગ વ્યક્ત કરે છે.

વિ૦ સં૦ ૧૩(૧૫)૩૫માં થયેલી પ્રતિષ્ઠા વૈ૦ સુ૦ ૩ની છે. તેથી ચાલુ મંદિરની દોઢસો વર્ષની ઉજવણી ફા૦ સુ૦ ૩ની છતાં પરિસ્થિતિવશ વૈ૦ સુ૦ ૩ પ્રસંગે આ વખતે ધામધૂમથી રાખી છે.

તે પ્રસંગે મહોત્સવ પણ સારા ઉત્સાહ પૂર્વક યોજાયો છે. તે અવસરે પ્રસ્તુત સ્મારક ગ્રંથનું પ્રકાશન પણ પ્રસંગાનુરુપ થઈ રહ્યું છે.

---

**ટૂંકો પણ હિતકર ઉપદેશ**

* **साध्ये यतस्व.**

રત્નત્રયીની આરાધનામાં સદા ઉદ્યમી બન !

* **हेयं त्यज चाव्ययार्थी**

મોક્ષના લક્ષ્યને કેળવી વાસના આદિ વિરોધી પદાર્થોનો ત્યાગ કર !

# શ્રી ભટેવા પાર્શ્વનાથનુ ચૈત્ય

## ચાણસ્મા

લેખ-તસ્વીર ડૉ. હરિલાલ આર. ગૌદાની

"ચાણસ્મા નગર સોહામણું, ભટેવા પાર્શ્વનાથનું ધામ,
ચૈત્યની શોભા ઘણી, અમર થયુ જયતાનુ નામ"

ચાણસ્મા નગર અગે સોલકી કાળ કે તે પહેલાની કોઈ ખાસ ઐતિહાસિક નોધ મળતી નથી કે કોઈ દાનપત્રમા ચાણસ્માનુ નામ લખાયુ જણાતુ નથી આવી કોઇ ચોક્કસ માહિતી ન મળે ત્યા સુધી ચાણસ્મા ક્યારે વસ્યુ? કોણે વસાવ્યુ? તે જાણી શકાય નહીં

પુરાણા ચૈત્યો કે મદિરોની બાધણીના પ્રકારો ઉપરથી એ મદિરો કે ચૈત્યો કયા કાળમા બધાયા તે જાણી શકાય છે ચાણસ્મા શહેર મધ્યે આવેલ ભટેવા પાર્શ્વનાથના મદિરોમા વપરાયેલ કેટલાક પુરાણા શિલ્પો ઉપરથી એટલુ કહી શકાય કે સવતના ચૌદમા સૈકાના પૂર્વાર્ધમા ચાણસ્મામા એક સુદર જૈન ચૈત્ય ઊભુ હશે

વીશાશ્રીમાળી જ્ઞાતિના એક પ્રાચીન કુળની વશાવળીમા ચાણસ્માને ચાહણસમા તરીકે સબોધાયુ છે તેમા લખાયુ છે કે સવત ૧૫૩૫ની સાલમા અચલગચ્છીય શ્રી અજિતસિહસૂરિના ઉપદેશથી વર્ધમાનના ભાઈ જયતાએ પોતાના સાસરાના ગામ ચાણસ્મામા વાસ કરી શ્રી ભટેવા પાર્શ્વનાથનું ચૈત્ય બધાવ્યુ આ બાબતનો ઉલ્લેખ જૈન આચાર્ય શ્રી આત્માનદસૂરિ સ્મારક ગ્રથમા થયેલો છે, પણ મારી નમ્ર માન્યતા મુજબ કા તો શ્રાવક જયતાએ ભટેવા પાર્શ્વનાથના ચૈત્યનો પુનરૂદ્ધાર કરાવ્યો હશે અથવા તો એ દેરાસર સવત ૧૫૫૦ નહીં પણ ૧૩૫૦ મા બધાયુ હશે આવી ભૂલ કદાચ કોઇ લહિયાને હાથે થઈ હોય જૂની નોધોમા કેટલીક વખત આવી ભૂલો થવા સભવ છે

શ્રી લલિતપ્રભસૂરિએ રચેલ પાટણ ચૈત્ય પરિપાટીમા ચાણસ્માના ભટેવા

પાર્શ્વનાથનાં ચૈત્યનો ઉલ્લેખ કરેલો છે. એ સમયે ભટેવા પાર્શ્વનાથના ચૈત્યમાં ૩૪ જૈન મૂર્તિઓ હતી. આ ચૈત્ય પરિપાટી સંવત ૧૬૪૮માં રચાઇ હતી. પરિપાટીની નોંધ ઉપરથી એટલું કહી શકાય કે મુસ્લિમકાળમાં આ ચૈત્યને ખાસ નુકશાન થયુ નહિ હોય.

સંવતના ૧૮મા સૈકામાં રચાયેલ શ્રી મેઘવિજયજી રચિત તીર્થમાળામાં લખાયેલું છે કે—

'ચાણસમો ધન એ, ભટેવઉ ભગવંત.'

ચાણસ્માના હાલના ભટેવા પાર્શ્વનાથનાં ચૈત્યનો સંવત ૧૮૭૨માં જીર્ણોદ્ધાર થયો હતો તે હકીકત છે. ત્યાર પછીના ગાળામાં આ ચૈત્યમાં અનેક ફેરફારો થયેલા દેખાય છે. છતાં સંવત ૧૮૭૨ દરમ્યાન થયેલાં ફેરફાર મોટે ભાગે જેમના તેમ જળવાઈ રહ્યા છે.

સંવત ૧૮૭૨માં જીર્ણોદ્ધાર પામેલું ચાણસ્માનું ભટેવા પાર્શ્વનાથનું ચૈત્ય ઉત્તરાભિમુખ છે. આ ચૈત્યની ત્રણ બાજુએ દેવકુલિકાઓ આવેલી છે. દેવકુલિકાઓ અને ચૈત્ય વચ્ચે બહુ થોડી જગ્યા છે.

આ ચૈત્યનાં મૂળ ગભારા ઉપર ત્રણ શિખરો બંધાયેલાં છે. નિજમંદિરનાં ત્રણ શિખરોમાં વચલું શિખર થોડી વધારે ઊંચાઈ ધરાવે છે અને બાજુનાં બન્ને શિખરો થોડાં નીચા છે. આ ત્રણે શિખરોમાં સંવત ૧૩૫૦ની આજુબાજુ રચાયેલા મૂળ ચૈત્યનાં ઘણા ભાગો જોવા મળે છે. આ ભાગો સાથે મેળ મેળવીને પુનરૂદ્ધાર કરનાર શિલ્પીએ પોતાની નિપુણતાનો પરિચય કરાવ્યો છે. મારી માન્યતા મુજબ ચાણસ્માના આ જૈન ચૈત્યનાં બાંધકામમાં વપરાયેલ ગૌણશૃંગો, ઉરૂશૃંગો, નવાંગ અને તિલકોનું શિલ્પ વાઘેલા કાળનું એટલે કે સંવત ૧૩૫૦ની આજુબાજુનું છે.

દેરાસરનાં નિજમંદિરનાં મંડોવર ભાગનાં કુંભા, કળશ, અંધારી, કેવાલ, માંચી વિગેરેનું શિલ્પ નયનરમ્ય છે. મંડોવરની જંઘા ઉપરનું દિગ્પાલો તથા ભદ્રદેવતાઓનું શિલ્પ આંખોમાં વસી જાય તેવું છે. દોઢિયાનું કોતરકામ ઝીણુ તથા આંખને ગમે તેવું છે. ભરણીનાં અશોકપત્રો જાણે હમણાં જ અશોક વૃક્ષ ઉપરથી ઉતાર્યા હોય તેવાં દેખાય છે. શિરાવટી તથા પુષ્પકંઠ સપ્રમાણ છે.

ભટેવા પાર્શ્વજિનાલયને ફરતી ચોવીશીની દેહરીઓનુ દશ્ય પા ૩૭૯



(૧)



(૨)



શ્રી ભટેવા પાર્શ્વનાથનું જિનાલય
પા ૩૮૦



જિનાલયના શિલ્પની કલાકૃતિનો નમૂનો
પા ૩૮૦



જિનાલયના પ્રવેશદ્વારનું દૃશ્ય પા ૩૮૦

આરસની ભવ્ય ચોવીસી

પા. ૩૮૪



૧૩મી સદીની પ્રાચીન અંબિકાની મૂર્તિ

પા. ૩૯૭



કૂટ છાદ્ય પણ ચૈત્યને શોભા આપે તેવુ છે ઉદ્દગમથી માડીને મ ડોવરના કુભધર, સુધીનું પીઠભાગનુ કોતરકામ ઘણું સારુ છે ગૂઢ મ ડપની રચના લબચોરસ છે ભદ્રક શ્રેણિના સ્થભો ઉપર રચાયેલ ગૂઢ મ ડપના ચ દરવાનુ શિલ્પ ઘણું સારુ ગણી શકાય ગૂઢ મ ડપની બન્ને બાજુ એક એક શુ ગાર ચોકી રચાયેલી છે

ગૂઢ મ ડપ ઉપર જવાના દદ્રુ ઉપર રચાયેલ દેવકુલિકા જેવી ઘૂમટીઓ ગૂઢ મ ડપની શોભામા અભિવૃદ્ધિ કરે છે ગૂઢ મ ડપના સન્મુખ દર્શને ઘૂમટીઓના વચ્ચે એક શિખર નજરે પડે છે ઘૂમટીઓ તથા શિખરથી ચૈત્યનુ સન્મુખ દર્શન નયનરમ્ય બને છે ગૂઢ મ ડપના પ્રથમ મજલાના પીઠ ભાગ તથા મ ડોવર ભાગ નિજમ દિર જેવો છે પણ બીજા મજલામા વેદિકા અને તેના ઉપર કક્ષાસનો રચાયેલા છે કક્ષાસનો ઉપરના સ્થભોમા તોરણો મૂકાયેલા છે તથા બન્ને બાજુએ એક એક ગવાક્ષ મૂકાયેલા છે

બીજા મજલાનું કૂટછાદ્ય પહેલા મજલાની જેમ ગૂઢ મ ડપ તેમજ ત્રણેય શિખર ચોફેરથી પસાર થાય છે બે મજલાવાળો ગૂઢ મ ડપ અને દ્વિજ ઘાવાળો નિજમ દિરનો મ ડોવર આ મ દિરની શોભામા ખૂબ વધારો કરે છે કયાક કયાક જાપાનીઝ ગ્લેઝ ટાઇલ્સ અને તેલિયા ર ગે ચૈત્યની શોભામા વિકૃતિ ઊભી કરી છે

છેલ્લા પુનરુદ્ધાર દરમ્યાન મૂકાયેલી રોમન શૈલીની અસરવાળી કેટલીક મૂર્તિઓ આ ચૈત્યની શોભામા વૃદ્ધિ કરવાને બદલે વિકૃતિ ઊભી કરે છે એ સિવાય ભટેવા પાર્શ્વનાથનુ ચૈત્ય સર્વા ગી સુદર કહેવાય

મૂળ ગભારામા બિરાજતી ભટેવા પાર્શ્વનાથ પ્રતિમાજી આ ચૈત્યમા રત્ન સમી છે પ્રતિમાજી ઉપર છાયા કરતી સાત ફણા ધરણનાગની છાયામૂર્તિ આખમા વસી જાય તેવી છે ચામર ઉડાડનાર યક્ષની મૂર્તિ ઘણી સુદર છે યક્ષિણી પદ્માવતીની મૂર્તિ પણ આખમા વસી જાય તેવી છે

ભટેવા પાર્શ્વનાથની આખીયે પ્રતિમા વેળુમાથી બની હોય તેમ કહેવાય છે આ વાત ઉપરથી પ્રતિમા ભરવાનો અર્થ સાબિત થાય છે પુરાણાકાળમા પ્રતિમાજીઓ માટીની ભરી તેના ઉપર ખાસ લેપો કરી કાયમ માટે સ્થિત કર્યાના દાખલા મળી આવે છે વેળુની મૂર્તિ ભરાવીને તેને અમુક દ્રવ્યો દ્વારા

સ્થિત કરી તેના ઉપર લેપ કરી ભરાવાયેલી ભટેવા પાર્શ્વનાથનાં પ્રતિમાજી ગુજરાતનાં શિલ્પવિધાનનું આગવું અંગ છે. ગુજરાતનાં પુરાણા શિલ્પનાં પુસ્તકોમાં બંધનો અને લેપો બાબત ઠીક ઠીક પ્રમાણમાં લખાયુ છે. પારા જેવી પ્રવાહી ધાતુને બાંધનાર ગુજરાતના આદરણીય વૈજ્ઞાનિકો વેળુ જેવી ન બાંધી શકાય તેવી વસ્તુને બાંધી ભારતવર્ષનું નામ દુનિયામાં ઉજ્જવળ કર્યું છે. અને એ કામ આજ કાલમાં નહીં પણ સૈકાઓ પહેલાં થયુ છે.

કહેવાય છે કે ઈડર પાસે ભટેવાર ગામમાં રહેતા સુરચંદ નામે એક શ્રાવકનાં ઘરમાંથી પાર્શ્વનાથની પ્રતિમા નીકળી, આ વાતની ઈડરનાં રાજવીને ખબર પડતાં તેણે પેલા શ્રાવક પાસે પ્રતિમાજીની માગણી કરી પણ ડાહ્યા સુરચંદ શ્રાવકે અપ્રતિમ ધર્મ ભાવનાને લઈ રાજાજ્ઞાને ઠોકરે મારી ગામ બહાર ભંડારી દીધી. રાજાને આ વાતની જાણ થતાં શ્રાવક સુરચંદનાં ઘરબાર લૂટી હદપાર કર્યો. ચાણસ્મામાં વસતા રવિચંદ નામના શ્રાવકને પ્રતિમાની ભાળ મળતાં તેણે એ પ્રતિમાજી ચાણસ્મામાં લાવી ૧૫૩૫નાં અખાત્રીજે એ પ્રતિમા માટે રચાયેલા દેરાસરમાં પુનઃ પ્રતિષ્ઠા કરી. ભટેવાર ગામમાંથી લાવેલ ભગવાન પાર્શ્વનાથની પ્રતિમા ભટેવા પાર્શ્વનાથને નામે ઓળખાવા લાગી.

આ મૂર્તિ સંબંધી બીજી હકીકત એવી મળે છે કે મરુભૂમિમાં (માર વાડમાં) આવેલ પાલી ગામનાં વતની પાલીથી ગુજરાતમાં આવ્યા, ત્યારે પાર્શ્વ-નાથની મૂર્તિ સાથે લેતા આવ્યા અને ચાણસ્મામાં વસ્યા પછી એક સુંદર ચૈત્ય બનાવી તેમાં એ મૂર્તિને પધરાવી, ત્યાર પછી એ મૂર્તિ ભટેવા ગામમાથી લાવવામાં આવેલ હોવાથી ભટેવા પાર્શ્વનાથને નામે ઓળખાવા લાગી.

બન્નેમાંથી ગમે તે વાત ખરી હોય પણ એટલું કહી શકાય કે ગુજરાતનાં વાઘેલા સમય દરમ્યાન ચાણસ્મામાં એક સુદર જૈન ચૈત્ય હતું. જો પાછળથી પુનરૂદ્ધાર પામ્યુ તેમાં હાલમાં ભટેવા પાર્શ્વનાથની ભવ્ય પ્રતિમા મૂળનાયક તરીકે બિરાજે છે.

હાલમાં જૈન આલમમાં ભટેવા પાર્શ્વનાથની પ્રતિમા અંગે ખૂબ જ ભક્તિભાવ છે. આ મંગલકારી પ્રતિમાજીનાં દર્શન કરી અનેક શ્રાવકો પોતાની જાતને ધન્ય માને છે.



# * મહત્ત્વપૂર્ણ શિલાલેખો *

[ ખરી રીતે બધા શિલાલેખોને વર્ષવાર ગોઠવીને આપવાની જરૂર હતી, પણ સમયાભાવ, કાર્યબહુલતા આદિથી અનુકુળતા ન હોવાથી યથોપલબ્ધ ક્રમથી લેખો આપ્યા છે સુજ્ઞ વાચકો આ બદલ ક્ષન્તવ્ય ગણશે સં० ]

ચાણસ્માના દહેરાસરોમા વિરાજમાન પ્રભુ પ્રતિમાઓ આદિ પર અંકિત શિલાલેખો સુજ્ઞ વિદ્વાનો માટે ખૂબ જ ઉપયોગી હોઈ તેનું યથાયોગ્ય સંકલન અહીં આપવામા આવે છે

સમજવાની સરળતા ખાતર અહીં તેના પાચ વિભાગો કર્યા છે

૧ પાષાણ મૂર્તિ પરના લેખો
૨ ધાતુ મૂર્તિ પરના ,,
૩ પાદુકા પરના ,,
૪ દેવ–દેવીની મૂર્તિના ,,
૫ ભીંતિમા જડેલા ,,

## (૧) પાષાણ મૂર્તિના લેખો .

## શ્રી ભટેવાજીનું મોટું દેરાસર

મુખ્ય દેરાસરમા નીચેના ત્રણ ગભારા અને બે જાળીયા તથા ૨ ગમ ડપના ગોખલાઓમા પાષાણની પ્રભુપ્રતિમાઓ છે પણ તેમાના કોઈ પર શિલાલેખ નથી દેખાતો

ઉપલા માળે પણ ત્રણ ગભારા અને ડાબે જાળીયામા બિરાજમાન પ્રભુ પ્રતિમા ઉપર શિલાલેખ નથી

ફક્ત ફરતી ચોવીશીની પ્રતિમાજી અને ઉપલા માળે જમણે જાળીયામા રહેલ ૨૪ તીર્થંકર દેવના મોટા આરસના પટમા લેખ છે

ચોવીશીની દેરીઓમા બિરાજમાન જિનબિંબો અમદાવાદના નગરશેઠ સ્વનામ ધન્ય શ્રી શાતિદાસ ઝવેરીના ગુરૂદેવ શ્રીયુત પૂ૦ આ૦ શ્રી રાજસાગરસૂરીજી મ૦ (જ્યારે ઉપાધ્યાય અવસ્થામા હતા ત્યારે)ના હાથથી અંજનશલાકા પૂર્વક

પ્રતિષ્ઠિત થયેલ છે. દરેક બિંબ પર જુદા જુદા રૂપમાં લેખ છે. તે નીચે પ્રમાણેઃ—

૧. શ્રી આદિનાથ બિંબં પ્ર. શ્રી તપાગચ્છે
૨. શ્રી અજિતનાથ „ પ્ર. શ્રી „
૩. શ્રી સંભવનાથ „ પ્ર. શ્રી „
૪. શ્રી અભિનંદન „ પ્ર. શ્રી „
૫. શ્રી સુમતિનાથ „ પ્ર. શ્રી „
૬. શ્રી પદ્મપ્રભ બિંબં પ્રતિષ્ઠિતં શ્રી તપાગચ્છે ૩૦ શ્રી મુક્તિસાગરગણિભિઃ
૭. શ્રી સુપાર્શ્વ જિનબિંબં પ્રતિ૦ શ્રી તપાગચ્છે ઉ. શ્રી મુક્તિસાગરગણિભિઃ
૮. શ્રી ચંદ્રપ્રભ બિંબ પ્ર. તપાગચ્છે ઉ. શ્રી મુક્તિસાગરગણિભિઃ
૯. શ્રી સુવિધિ જિન બિંબં તપાગચ્છે ઉ. શ્રી મુક્તિસાગરગણિભિઃ
૧૦. શ્રી શીતલનાથ જિન બિંબં તપાગચ્છે ઉ. શ્રી મુક્તિસાગરગણિભિઃ
૧૧. શ્રી શ્રેયાંસ જિન બિંબ તપાગચ્છે ઉ. શ્રી મુક્તિસાગરગણિભિઃ
૧૨. શ્રી વાસુપૂજ્ય બિંબં પ્ર. શ્રી તપાગચ્છે.
૧૩. શ્રી વિમલનાથ પ્રભુ....લેખ નથી.
૧૪. શ્રી અનંત બિંબં પ્ર. તપાગચ્છે ઉ. મુક્તિસાગરૈઃ
૧૫. શ્રી ધર્મ „ „ „ „ „
૧૬. શ્રી શાંતિ „ „ „ „ „
૧૭. શ્રી કુંથુનાથ.... લેખ નથી.
૧૮. શ્રી અરબિંબં પ્ર. તપાગચ્છે ઉ. મુક્તિસાગરૈઃ
૧૯. શ્રી મલ્લિ બિંબં પ્ર. તપા. ઉ. મુક્તિસાગરૈઃ
૨૦. શ્રી મુનિસુવ્રત પ્ર. તપા. „ „
૨૧. શ્રી નમિનાથ બિંબં પ્રતિષ્ઠિત „ „
૨૨. શ્રી નેમિબિંબં મુનિ. તપા. ઉ. શ્રી મુક્તિસાગરગણિભિઃ
૨૩. શ્રી પાર્શ્વબિંબં પ્ર. તપાગચ્છે ઉ. શ્રી મુક્તિસાગરૈઃ
૨૪. શ્રી વર્ધમાન બિંબં પ્રતિ. તપાગચ્છે ઉ. શ્રી મુક્તિસાગરૈઃ

આ સિવાય ઉપરના માળે મૂળ ગભારાની ડાબે ભીંતમાં ચોવીસ તીર્થંકરદેવ પ્રભુજીનો સુંદર મોટો આરસનો પટ છે.

જેમાં સૌથી ઉપર શ્રી ઋષભદેવ પ્રભુ છે, તેની નીચે શ્રી અજિતનાથ, શ્રી સંભવનાથ, શ્રી અભિનંદનસ્વામી છે.



તેની નીચે પાચ પાચ તીર્થંકરોની પાચ પંક્તિઓ છે આના પર નીચે પટ્ટિકામા લેખ છે

" स्य पूर्णिमा दिवसे गुरु ब्रह्माण गच्छे श्री जज्जगाये तेय प्रतिष्ठित प्राग्वाट, श्रेष्ठि धवल शाखाया लूणप्रसाद "

એક લીટી જેટલો લેખ સિમેંટમા દબાયેલ અને અસ્પષ્ટ છે

ઉપર પટમા તે તે બિંબોની ઉપર પ્રભુનું નામ અને તેને ભરાવનારનું નામ છે

૧ આદિનાથ–શ્રે૦ જેતપાલ
૨ અજિતનાથ–શ્રે૦ જસવીર
૩ સંભવનાથ–શ્રે૦ જમલ
૪ અભિનંદનાથ–શ્રે૦ ધોલા
૫ સુમતિનાથ–પત્થર તૂટી ગયો છે
૬ પદ્મપ્રભુ–સિમેંટમા નામ દબાઈ ગયું છે
૭ સુપાર્શ્વનાથ–શ્રે ણા
૮
૯
૧૦ શીતલનાથ–ઠ૦ લખમણ
૧૧ શ્રેયાસનાથ–શ્રે૦ રતનસિંહ
૧૨ વાસુપૂજ્ય–શ્રે૦ વયરસિંહ
૧૩ વિમલનાથ–ઠ૦ માલદેવ
૧૪ અનંતનાથ–મલ્હણદેવી
૧૫ ધર્મનાથ–વ્ય૦ લાખા
૧૬ શાતિનાથ–શ્રે૦ આલ્હા
૧૭ કુંથુનાથ–વ્ય૦ ક
૧૮ અરનાથ–શ્રે૦ ભમરા
૧૯ મલ્લિનાથ–શા૦ હિરવ
૨૦ મુનિસુવ્રત સ્વામી–વ્ય૦ શ્રીલૂણા
૨૧ નમિનાથ–શ્રે૦ મલ્યા
૨૨ નેમિનાથ–શ્રે૦ અભયસિંહ
૨૩ પાર્શ્વનાથ–શ્રે૦ પ્રતાપસિંહ
૨૪ મહાવીરસ્વામી–રાજુલદેવી

ઉપલા માળે ગભારાની સામે શણગાર ચોરીના મથાળે જાળીબંધ મંડપમાં ચૌમુખજી સમવસરણાકાર ઉંચી વેદિકા પર છે. તેમાં પૂર્વ–પશ્ચિમ દિશાએ ઋષભદેવજી, ઉત્તરમાં શાંતિનાથ પ્રભુ અને દક્ષિણમાં અભિનંદન પ્રભુ છે.

નીચે મુજબ શિલાલેખ છે :

"સંવત ૧૯૦૩ ના વર્ષે શાકે ૧૭૬૮ પ્રવર્ત્તમાને વૈશાખ માસે કૃષ્ણપક્ષે ૫ ભૃગૃવાસરે અહમદાવાદ વાસ્તવ્ય શ્રીમાલી જ્ઞાતૌ લઘુશાખાયાં શાહ દામોદરદાસ તત્પુત્ર પ્રેમચંદ તત્પુત્ર શાહ કરમચંદ તત્ભાર્યા સૂર્યબાઇ તત્પુત્ર શાહ મોતીલાલેન સ્વ. શ્રેયસે અભિનંદન જિનાબિબં કારાપિતં તપાગચ્છે ભ૦ શ્રી નરેંદ્રસૂરિભિઃ પ્રતિષ્ઠિતં તપાગચ્છે ॥"

બાકીની ત્રણ પ્રતિમા ઉપર પણ આ જ લેખ છે, માત્ર તે તે પ્રભુના નામનો ફેર છે.

### શીતલનાથજીનું દહેરૂં

શીતલનાથજીના લઘુમંદિરમાં જમણે ગભારે શ્રી આદીશ્વર પ્રભુની મૂર્તિની પાટલી પર લેખ :

"સંવત્ ૧૯૨૧ શા. ૧૭૮૭ પ્રવર્તમાને....અંચલગચ્છે....ઓસલાલ શ્રી શ્રી કેશવજી નાયક....મો....બાઈ...."

બાકી લેખ સીમેંટમાં દબાઈ ગયેલ છે.

### વિદ્યાવાડી

મૂળનાયક શ્રી ઋષભદેવ પ્રભુની પાટલી ઉપર—

"સ્વતિ શ્રી સં૦ ૧૯૮૨ માર્ગશીર્ષ સુદિ ૬ શનિ...........વાસ્તવ્ય તપાગચ્છીય વીશાશ્રીમાળી જ્ઞાતીય શા૦ સવચંદ સાંકળચ ભાર્યા મોટી કંકુ ...................................શ્રી ઋષભદેવ બિંબં પ્રતિષ્ઠિતં ચ તપાગચ્છાચાર્ય શ્રી વિજયનેમિસૂરિજી

પબાસણની આગળ—

"શ્રીઃ સંઘવી અમીચંદ્ર ગુલાબચંદ્રેણ સંસ્થાપિતમિદં શ્રી ઋષભદેવ બિમ્બમ્.

ડાબે શ્રી પુડરીકસ્વામીજીની પ્રતિમાજીની પાટલી પર લેખ—

"॥ भले ॥ સ્વસ્તિ શ્રી સ૦ ૧૯૮૨ માગશીર્ષ શુકલ પક્ષદ્ શનિવાસરે ચાણસ્મા નગર વાસ્તવ્ય તપાગચ્છીય વીશા શ્રીમાલી જ્ઞાતીય શા૦ અમીચદ વખતજી પુત્ર પરિવારેણ શ્રી ચાણસ્મા નગરે શ્રી તપાગચ્છ દેવગુરૂ વૃદ્ધિ મદિરે કારિતમિદ શ્રી ઋષભદેવ પ્રથમ ગણભૃત્ પાચ કોટિ મુનિ પરિવાર સમેત સિદ્ધ ગિરિ શિખરે શિવ ગતસ્ય શ્રી ઋષભસેનાપરનામ શ્રી પુડરીક ભગવતો બિબ

પ્રતિષ્ઠિત ચ તપાગચ્છાચાર્ય શ્રી વિજયનેમિસૂરિણા

શ્રી ॥ શુભ ભૂયાત્ શ્રી શ્રમણ સઘસ્ય ॥ शुभ भवतु ॥

પબાસણ ઉપર સઘવી અમીચદ ગુલાબચદે સ્થાપ્યાનો લેખ છે

શ્રી પુડરીકસ્વામીની પાસે શ્રી જગચ્ચદ્રસૂરિજી મ૦ની મૂર્તિ છે તેની પાટલી પર લેખ નીચે મુજબ

"સ૦ ૧૯૮૨ માર્ગશીર્ષ સુદિ ૬ શનિવાસરે ચાણસ્મા વાસ્તવ્ય શા૦ લલ્લુચદ રામચદ પુત્ર ભોગીલાલ શ્રેયોડર્થં શ્રી મોહનલાલેન ચાણસ્મા શ્રી જગચ્ચદ્રસૂરિ મૂર્તિ પ્રતિષ્ઠિતા ચ તપાગચ્છાધિપતિ ભટ્ટારકાચાર્ય શ્રી વિજય નેમિસૂરિપદે શ્રી વિજયોદયસૂરિ

પબાસણ ઉપર સઘવી અમીચદ ગુલાબચદે સ્થાપ્યાનો લેખ છે

જમણે શ્રી ગૌતમસ્વામીજીની ભવ્ય મૂર્ત્તિ છે, તેની પાટલી પર લેખ છે

"સ૦ ૧૯૮૨ માર્ગશીર્ષ શુદ્ધ ૬ શનિવાસરે ચાણસ્મા નગર-વાસ્તવ્ય તપાગચ્છીય વીશા શ્રીમાલી જ્ઞાતીય શા૦ નેમિચદ સુત પુરૂષોત્તમ પુત્ર હેમચદેન શ્રી ચાણસ્મા નગરે શ્રી તપાગચ્છ દેવગુરૂ વૃદ્ધિ મદિરે કારિતમિદ ગૌતમગોત્રેતિ વિદિતસ્ય શાસનાધિપ-શ્રી મહાવીરપ્રભુ પ્રથમ ગણભૃત શ્રી ઇન્દ્રભૂતે બિમ્બ પ્રતિષ્ઠિત તપાગચ્છાચાર્ય શ્રી વિજયનેમિસૂરિણા ॥ શ્રી ॥

---

* આ શિલાલેખમાં જે મોહનલાલભાઈનો ઉલ્લેખ છે, તે પુણ્યાત્મા હાલમાં પૂ૦ મુનિ શ્રી મહાભદ્રવિજયજી મ૦ તરીકે (પૂ૦ પ૦ શ્રી ભદ્રકરવિ૦ મ૦ શિષ્ય) પૂ૦ આ૦ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ના સમુદાયમાં અનુમોદનીય શ્રમણજીવન જીવી જીવન ધન્ય બનાવી રહ્યા છે

પબાસણ પર સંઘવી અમીચંદ ગુલાબચંદે સ્થાપ્યાનો લેખ છે. પાસે શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મ૦ની સુંદર મૂર્ત્તિ છે. તેની પાટલી પર લેખ આ પ્રમાણે છે.

" સં૦ ૧૯૮૨ માર્ગશીર્ષ શુદ્ધ ૬ શનૌ શિરોહી રાજ્યાન્તર્વર્ત્તિ પાલડી ગ્રામવાસ્તવ્ય ગોલગોત્રીય તપાગચ્છીય પ્રાગ્વાટ વંશાવતંસ સંઘપતિશ્રી અમીચંદ ગુલાબચંદેણ ચાણસ્મા નગરે અત્ર શ્રી તપાગચ્છીયે દેવગુરૂ વૃદ્ધિ મંદિરે કારિતે કલિકાલસર્વજ્ઞબિરૂદધારિણ પરમાર્હત કુમારપાલ નૃપતિઓ....સાર્દ્ધત્રિકોટિ શ્લોકમિત ગ્રંથપ્રણેતુરષ્ટાદશદેશામારિ પ્રવર્ત્તયિતુઃ શ્રી હેમચંદ્રસૂરેમૂર્ત્તિઃ કારિતા, પ્રતિષ્ઠિતા ચ તપાગચ્છાધિપતિ ભટ્ટારક શ્રી વિજયનેમિસૂરિ...."

પબાસણ ઉપર સંઘવી અમીચંદ ગુલાબચંદે સ્થાપ્યાનો લેખ છે.

### (૨) ધાતુમૂર્ત્તિના લેખો :

### ૧. ચોવીશી મોટી સુંદર (૧૨ ઈંચની)

સંવત ૧૯૦૮ વર્ષે વૈશાખ સુદ ૧૩ શુક્રે કુમરગિરિ વાસ્તવ્ય પ્રાગ્વાટ જ્ઞાતીય લઘ્રસજને સૃષ્ટે વણિસુંતં શ્રે૦ સૂરાભાયમિ લૂ સું શ્રે૦ લહ્ન યા ભાર્યા હીર, પુત્રપૌત્ર સહિતૈઃ સ્વપુણ્યાર્થં શ્રી શાંતિનાથ બિંબ કારિતં પ્રતિષ્ઠિતમ્ શ્રી પૂર્ણિમાપક્ષ ભ૦ શ્રી કમળપ્રભસૂરિ પટ્ટે શ્રી પુણ્યપ્રભસૂરિભિઃ, પૂજ્યમાનં ચિરં નન્દતુ । શ્રીઃ ॥

### ૨. ચોવીશી મોટી સુંદર (૧૩ ઈંચની)

પાછળ લેખ બહુ ઘસાયેલ અસ્પષ્ટ અક્ષરોમાં છે. મહા પ્રયત્ને નીચે મુજબ વંચાય છે :

સંવત્ ૧૪૧૫ (?) શ્રી........................................ભાર્યા શ્રેયોર્થં વ્યવ૦ સાઢાકેન શ્રી આદિનાથ મુખ્ય ચતુર્વિંશતિ....કારિતઃ પૂર્ણિમાપક્ષ શ્રી રત્નસાગરસૂરીણાસુપદેશેન.

### ૩. પંચતીર્થી (૬।।" ઈંચની)

સંવત્ ૧૫૧૫ વર્ષે ફા. સુદી ૯ રવૌ શ્રી શ્રીમાલ જ્ઞાતીય વ્ય૦ પેથામા પ્રથમ ચે સુ વ્ય. પચ્ચાયબેન મા. જીવિણી ભ્રાતૃ જસિ વદત્તાદિ કુટુંબ સ. સ્વ. શ્રેયસે શ્રી સંભવનાથ બિંબ, શ્રી પૂર્ણિમાપક્ષે શ્રી શ્રી પુણ્યરત્ન સૂરીણા-સુપદેશેન કારિતં પ્રતિષ્ઠિતંચ વિધિના કાકન...યા

### ૪ પંચતીર્થી (૬" ઇંચની)

સંવત્ ૧૫૦૨ વર્ષે ફાગણ સુદિ ૭ રવૌ શ્રી શ્રીવંશે સં આશા ભાર્યા રજાયી અપર ભા મેથી પુત્ર સં કમલસી ભા વિરાઇ પુત્ર સં શ્રી કર્મં સુ શ્રામકેણ ભા શિરી આદે પિતૃવ્ય સં અવૂ ભ્રાતૃવ્ય સં દિનકર સહિતેન સ્વશ્રેયસે શ્રી અંચલગચ્છે શ્રી ભાવસાગર સૂરિણામુપદેશેન શ્રી ચંદ્રપ્રભસાગર સૂરિણામુપદેશેન શ્રી ચંદ્રપ્રભસ્વામિબિંબ કારિતં પ્રતિષ્ઠિતં શ્રી સંઘેણ શ્રી પત્તને શ્રી ॥

**નોંધ** શિલાલેખની જમણી બાજુએ છત્રધારીની પ્રતિમા કોતરેલી છે

### ૫ પંચતીર્થી (૬ા" ઇંચની)

સંવત્ ૧૫૪૩ વર્ષે વૈ૦ સુદિ ૩ પ્રાગ્વાટ ભ ઠાકુરસિ ભા ધનિપુત્ર ડણાયગ નારદ ભા રજાયી નામના સ્વશ્રેયસે શ્રી સુમતિનાથ બિંબ કા (શિલા લેખમાં છેકેલું છે) શ્રી પત્તન વાસ્તવ્ય પ્ર શ્રી દેવસુંદરસૂરિ સિદ્ધાન્તીગચ્છે ॥

### ૬. પંચતીર્થી (૬ા ઇંચની)

સા૦ ૧૪૭૮ વૈ સુ ૮ પ્રાગ્વાટ વ્ય સૂણા ભાર્યા સિતા દે સૂતવ્ય ભાડા કપૂને—મહાવીર બિંબ સ્વશ્રેયસે કારિત પ્રતિષ્ઠિતં તપાગચ્છે શ્રી સોમ સુંદર સૂરિભિ ॥

### ૭. પંચતીર્થી (૮ ઇંચની)

સંવત્ ૧૬૫૫ વર્ષે માઘ વદિ ૧ રવૌ શ્રી શ્રીમાલ જ્ઞાતીય દોસી વીરપાલ ભાર્યા પૂની સૂત દોસી રહિયાકેન શ્રી સંભવનાથ બિંબ કારાપિતં શ્રી પૂર્ણિમા પક્ષે પ્રધાન શાખાયામ્ શ્રી વિદ્યાપ્રભસૂરિપટ્ટે શ્રી લલિતપ્રભસૂરિભિ પ્રતિષ્ઠિતા શ્રી ॥

### ૮ પંચતીર્થી (૬ ઇંચની)

સંવત્ ૧૫૭૯ વર્ષે વૈશાખ સુદિ ૬ સોમે ઉપકેશ જ્ઞાતૌ બાફણા ગોત્રે ચઘુ શાખીય કોકતીયા સંજ્ઞાયામ્ સં નાસણ ભા કલલી પુ ૪ સં અમરસી ભાજા ભાવડ સં અમસીહણ ભા અમરાદે સુતેન સ્વ પુણ્યાર્થંમ્ શ્રી વાસુપૂજ્ય બિંબ કારિતં પ્રતિષ્ઠિતં ઉપકેશગચ્છે કકુદાચાર્ય સંતાને ભ શ્રી મિત્તસૂરિભિ શુભ ભવતુ પૂજકસ્ય પત્તન વાસ્તવ્ય

### ૯. પંચતીર્થી ( ૬ ઇંચની )

સં૦ ૧૫૫૫ વર્ષે ચૈત્ર વ. ૧૦ ગુરૌ પ્રાગ્વાટ જ્ઞા. ભ. ભ. (અહીંથી પાંચ અક્ષર ઉપરનો ધાતુનો ઢાળ ઉખડી ગયો છે) રત્નાકેન ભા. રહી પુ. કાહ્યા નાના કુરા સહિતેન પિતૃમાતૃ નિમિત્તે આત્મશ્રેયાર્થમ્ શ્રી સુમતિનાથ બિંબં કા. પ્ર. શ્રી....( નીચેનો ભાગ ખંડિત છે ને સ્ટેન્ડ પાછળથી નવીન બનાવેલું છે.)

### ૧૦. પંચતીર્થી ( ૫ા ઇંચની )

સં૦ ૧૪૬૫ કાર્તિક સુદિ ૧૩ ગુરૌ પ્રા. વ્ય. ઠ. શામલ ભા. વૈંજૂ પુત્ર ડુંગર ભા. દેલ્હણદે સહિતેન ભ્રાતૃ શ્રેયો નિમિત્તમ્ શ્રી પદ્મપ્રભબિંબ કા. પ્ર. નાગેન્દ્રગચ્છે શ્રી ઉદયદેવ સૂરિભિઃ ॥

### ૧૧. પંચતીર્થી ( ૪ ઇંચની )

( મૂર્તિનુ પરિકર ઉપરથી ખંડિત છે, ને તારથી બાંધી રાખેલું છે ) સં. ૧....અષાઢ સુદિ ૩ શ્રી ઉકેશગચ્છે શ્રી સિદ્ધાચાર્ય સં. શ્રે........સિંહેન પિત્રોઃ શ્રે શ્રી શાન્તિનાથઃ કા. પ્ર. શ્રી દેવરત્નસૂરિભિ·

### ૧૨. પંચતીર્થી ( ૬ા ઇંચની )

સંવત્ ૧૫૧૨ વર્ષે માર્ગ વદી ૧૫ સોમે શ્રી શ્રીમાલ જ્ઞાતીય મં. માલા ભા. માકૂ નામ્ન્યા સૂત આના સહિતેન ભર્તૃ શ્રેયોર્થમ્ આત્મશ્રેયસે જીવંતસ્વામિ શ્રી વાસુપૂજ્ય બિંબં પ્રતિષ્ઠિતમ્ બ્રહ્માણગચ્છે શ્રી શ્રી મુનિચંદ્રસૂરિભિઃ ........

### ૧૩. પંચતીર્થી ( ૬ા ઇંચની )

સા૦ ૧૫૧૬ વર્ષે અષાઢ સુદિ ૨ રવૌ શ્રી શ્રીમાલ જ્ઞાતીય શ્રે. લૂણા ભા. ચંકૂ સુત ઝૂલાકેન ભા. લ્હાડી સુ. વર્ધમાન યુતેન આત્મશ્રેયસે શ્રી સુવિધિનાથ જીવિત સ્વામિ બિંબ પૂર્ણિમા પક્ષે શ્રીગુણધીર સૂરીણામુપદેશેન કારિતં. ચ વિધિના ॥

### ૧૪. પંચતીર્થી (૬ા ઇંચની)

સંવત ૧૫૧૩ વર્ષે પૌસ વદી ૨ શુક્રે શ્રીમાલ જ્ઞા. વ્યવ. પાસડ ભા. રાજૂ પુત્ર મલાકેન પિતૃમાતૃ નિમિત્તં આત્મશ્રેયર્થમ્ શ્રી વાસુપુજ્ય બિંબ કારિ. પ્ર. શ્રી નાગેન્દ્ર ગચ્છે શ્રી પદ્માણંદસૂરિ પટ્ટે શ્રી વિનયપ્રભસૂરિભિઃ ।

**૧૫. પચતીર્થી** (૬ા ઇચિની)

સવત ૧૫૦૭ વર્ષે માર્ગ સુદિ ૧૧ બુધે શ્રી શ્રીમાલ જ્ઞાતીય વ્ય શાગા ભા ગૃહવદે પુ સૂરા ભા સોહાગદે પિતૃમાતૃ શ્રેયસે સુ પોચાકેન શ્રી સભવનાથ મુખ્ય પચતીર્થી કારાપિત શ્રી પૂર્ણિમાપક્ષે શ્રી ભીમપલ્લીય શ્રી પાસચદ્રસૂરિ પટ્ટે ભ શ્રી જયચદ્રસૂરીણામુપદેશેન પ્રતિષ્ઠિત વિવિના શ્રી ॥

**૧૬ પચતીર્થી** (૬ ઇચિની)

સ૦ ૧૫૦૩ વર્ષે મા૦ વ૦ ૫ પ્રા૦ વ્ય૦ મર્વણ ભા૦ સહજલચે સુત રાજાકેન ભાર્યા લખી પુત્ર મહિરાજ સાયરાદિ યુતેન સ્વશ્રેયસે શ્રી કુથુબિબ કા૦ પ્ર૦ તપા૦ શ્રી જયચદ્રસૂરિ

**૧૭ પચતીર્થી** ( ૬ા ઇંચની )

સવત્ ૧૩૨૮ વર્ષે માઘ વદી ૭ સોમે શ્રી શ્રીમાલ જ્ઞાતીય પિતૃવ્ય હરિચદ્રભાર્યા હીમાદે પિતૃવ્ય વસ્તાદહી ભ્રાતૃ સાહડ પાલ્હાશ્રેયસે વ્ય તાકેન શ્રી પાર્શ્વબિબ કારિત શ્રી નન્નપ્રભસૂરિણા સપક્ષે ।

**૧૮ પચતીર્થી** (૭ ઇંચની) બહુ સુદર

સ૦ ૧૫૩૫ વર્ષે અસાડ સુ ૬ ( સા૦ સદરથભારહીશ્રે) ઓસવાલજ્ઞાતીય મડોવરી ગોત્રે સા૦ લખણ પુ સા સુરદાસ ભાર્યા સુહાગદેવ પુ સા સા સમરથભાર્યારહી સા સા સમરથેન પિતૃશ્રેયસે શ્રી આદિનાથબિબ કારાપિત પુ૦ શ્રી ધર્મઘોષગચ્છે શ્રી વિદ્યાચદ્ર સૂરિ પટ્ટે શ્રી સાધુરત્નસૂરિભિ ।

—( ) નું લખાણ પાતળા અક્ષરનુ છે, પાછળથી લખાયુ હોય એમ લાગે છે

**૧૯ પચતીર્થી** (૭ા ઇંચની )

સવત્ ૧૫૫૪ વર્ષે માઘ વદિ ૨ બુધે પ્રાગ્વાટ જ્ઞા૦ વ્ય૦ જેસિગ ભા૦ વાછૂ પુ૦ સૂદાભાર્યા હેમતિ પુ૦ લખમણ ભા૦ ,મકુટુભયુતેન સ્વશ્રેયસે શ્રી સુમતિનાથબિબ કારિત પુ૦ તપા૦ શ્રી હેમવિમળ સૂરિભિ લોદ્રવા ।

**૨૦ પચતીર્થી** ( ૫ા ઇંચની )

સ૦ ૧૫૨૫ વર્ષે વૈશાખ સુ૦ ૬ સોમે શ્રી શ્રીમાલ જ્ઞા૦ સ૦ જીવણભાર્યા મીણૂ સુ૦ તેજાકેન ભા૦ અજીશ્રેયસે સુત લખા વીણા-રાણાયુતેન શ્રીવાસુપૂજ્ય બિબ કારાપિત પુ૦ આગમગચ્છે શ્રી અમરરત્ન સૂરિગુરુપદેશેન ધધૂકા વાસ્તવ્ય શ્રી ।

**૨૧. પંચતીર્થી** (૭ ઈંચિની)

સંવત્ ૧૫૨૧ વર્ષે વૈશાખ સુદિ ૩ ગુરૌ ઓસવાલ જ્ઞાતીય....સંતાનીય શ્રે૦ વીરા ભા૦ વહાદે પુત્ર ષેતા ગુણાયા ષેતા ભા૦ મઘક સ્વકુટુમ્બયુતેન સ્વપિતૃ પૌત્ર શ્રેયસે શ્રી શીતલનાથ બિંબં કારાપિતં પ્ર૦ દ્વિવંદણીકગચ્છે શ્રી દેવગુરુ-સૂરીણાં પટ્ટે ભ૦ શ્રી સિદ્ધસૂરિજી....।

**૨૨. પંચતીર્થી** (૬ાા ઈંચની)

સં૦ ૧૬૯૭ વર્ષે શાકે ૧૫૬૨ પ્રવર્ત્તમાને ફાગુણ માસે શુકલ પક્ષે સપ્તમીતિથૌ સૂર્યવાસરે શ્રી શ્રીમાલ જ્ઞાતીય વિસા શ્રાખાગૃહે ભાર્યા કપૂરા સુત વિસા શ્રા૦ સોમકિ શ્રેયો....ર્થં શ્રી આદિનાથ બિંબં કારાપિતં શ્રી.... ।

—આ લેખ બીજી મૂર્ત્તિઓ કરતાં વિલક્ષણ રીતે વચગાળાના ભાગે ∩ આ રીતે છે.

**૨૩. પંચતીર્થી** (૯ ઈંચિની)

સંવત્ ૧૫૭૩ વર્ષે ફાગુણ સુદિ ૨ રવૌ શ્રી શ્રીવંશે સં૦ માલા ભાર્યા રજાઈ અપર ભા૦ મેધી પુત્ર સ૦ કમળસી ભા૦ વીરાદે પુત્ર સં૦ શ્રી સુશ્રાવકેણ (અહીં છત્રધારીની પ્રતિમા છે) ભા૦ શિરીમાદે પિતૃવ્ય સં૦ મતૂ ભ્રાતૃવ્ય સં૦ દિનકરસહિતેન સ્વશ્રેયસે. શ્રી અંચલગચ્છે શ્રી ભાવસાગરસૂરીણામુપદેશેન શ્રી ચંદ્રપ્રભસ્વામી બિબં કારિતં પ્રતિષ્ઠિતં શ્રી સંઘેન શ્રીપત્તને શ્રી ।

**૨૪. પંચતીર્થી** (૭ ઈંચની)

સં૦ ૧૫૫૩ વર્ષે કા૦ સુ૦ ૭ દિને મસા....વાસિ પ....વાર સં૦ વિજા ભાર્યા મષૂ પુત્ર સા૦ ડૂગર ભા૦ સા....દિ કુટુંબયુતેન શ્રી શાંતિબિંબં કારિતં તપાગચ્છે શ્રી સોમસુંદરસૂરિસંતાને શ્રી હેમવિમલસૂરિ શ્રી કમલકળશસૂરિજી. પ્રતિષ્ઠિતં ।

**૨૫. પંચતીર્થી** પાર્શ્વનાથ પ્રાચીન શિલ્પવાળી ( ૬ ઈંચી )

સં૦ ૧૪૫૯ વર્ષે માઘ વદે ૭ સોમે શ્રી શ્રીમાલજ્ઞાતીય પિતૃવ્ય હરિચંદ્ર-ભાર્યા હીમાદે પિતૃવ્ય....ભાર્યા કેન શ્રી પાર્શ્વબિબં કારિતં શ્રી....પ્રભસૂરિણાં પક્ષે.

**૨૬. એકતીર્થી** ( ૪ાા ઈંચની )

સં૦ ૧૭૮૪ વર્ષે ધાઘ....પલ્લીક....ય....શ્રી....ણાપિતૃ....સા....તિ....લ ....દે....તજપાલેન બિબં કારાપિતં પુ૦ શ્રી હંસરાજસૂરિભિઃ।

२७ એકતીર્થી પાર્શ્વનાથ (૪ા ઇંચની)

સં० ૧૨૮૫ વર્ષે ફાગુણવદિ શુક્રે ભિન્નમાલનાનીય રાઉલ રાજપાલ શ્રેયસે શ્રી પાર્શ્વનાથ બિંબ કારિત શ્રી વિજયપ્રભસૂરિણામુપદેશેન ।

૨૮ એકતીર્થી શ્રી શાંતિનાથ ખૂબસુંદર (૬ાા ઇંચની)

સં० ૧૫૩૬ વર્ષે ફા० સુ० ૭ દિને મસા વાલિ પ્રાગ્વાટ સ० વિમ ભા० મેવૂપુત્ર સા० ડુંગરભા० સાબૂપુત્ર હણા કાત્રહાદિયુતેન શ્રી શાંતિનાથ બિંબ કારિત તપાગચ્છે શ્રી સોમસુંદરસૂરિસંતાને શ્રી હેમવિમલસૂરિ શ્રી કમળકળશસૂરિજી પ્રતિષ્ઠિત ।

૨૯ એકતીર્થી શ્રીઅરનાથ (પાા ઇંચની)

સં० ૧૪૫૬ વર્ષે વૈશાખ સુદિ ૧૦ ગુરૌ પ્રા० ૫૧૦ સના મોહા પુ० શ્રેતસીહ માતૃપિત્રો શ્રેયસે શ્રીઅરનાથ બિંબ કા० પ્ર० શ્રી સૂરિ ।

૩૦ એકતીર્થી પાર્શ્વનાથ બહુ સુંદર (ઇંચની)

સં० ૧૩૭૨ વર્ષે ચૈત્ર વદિ ૮ ભૃગૌ બૃહદ્ગચ્છે શ્રી દેવસૂરિસંતાને સા० દહડ ભા० પુ० ગજસિંહ શ્રી પાર્શ્વનાથ બિંબ કારિત પ્રતિષ્ઠિત શ્રી પદ્માનંદસૂરિ શિષ્ય શ્રી ગુણાકરસૂરિજી

૩૧. શ્રી પાર્શ્વનાથપ્રભુ (૪ ઇંચની)

સં० ૧૪ વર્ષે વૈશાખ સુ० ૫ ।

૩૨ શ્રી પાર્શ્વનાથ (૩ ઇંચની)

પાછળ ચાર અક્ષર છે, પણ સ્પષ્ટ નથી

૩૩ શ્રી પાર્શ્વનાથ (૨ ઇંચની)

શ્રી પાર્શ્વનાથ આટલા અક્ષરો વંચાય છે, બીજો કોઈ લેખ નથી

૩૪ શ્રી પાર્શ્વનાથ (૪ ઇંચની)

પાછળ "શ્રી પાર્શ્વનાથ" એટલું જ છે

૩૫ શ્રી પાર્શ્વનાથ (૪ ઇંચની)

પાછળ—" ચ ણ " છે

૩૬ ધાતુની નાની મૂર્તિ

પાછળ સં० ૧૮૪૯ છે બાકી અસ્પષ્ટ છે

## ૩૭. ધાતુનો પંચતીર્થી પટ (લેખ પાછળ છે)

"સંવત્ ૧૮૨૮ વર્ષે ફાલ્ગુન સુદિ ૨ ભૃગુવાસરે શ્રી ચાણસ્માનગરે શ્રી શ્રીમાલજ્ઞાતીય વૃદ્ધ શાખામાં શાહ જીવરાજ તત્પુત્ર શાહ મહેતાબચંદ તત્ કુટુંબયુતેન પંચતીર્થ પટઃ કારિતોડય શ્રી બૃહત્ તપાગચ્છીય ભટ્ટારક શ્રી શ્રી વિજયધર્મસૂરીશ્વરરાજ્યે ॥

## ૩૮. ધાતુના સિદ્ધચક્રજી મોટા ચોરસ (ચાર પાયાવાળા)

"સંવત ૧૭૮૫ માગશર વદિ ૪ વાર શનિ ચંદ્રાવતીનતગર્યા તપાગચ્છીય સમસ્ત શ્રી સંઘેન શ્રી સિદ્ધચક્રપટઃ કારિતં. ભ૦ શ્રી શ્રી વિજયદયાસૂરીશ્વર વિજયિનિ રાજ્યે । શ્રેયઃ ભવતુ સદા । પં૦ ભાણુવિજયગણી ઉપદેશાત્ ॥

## ૩૯. ધાતુનો પંચતીર્થી પટ મોટો સરસ

॥ ભલે ॥ સંવત્ ૧૫૯૭ વર્ષે ચૈત્ર સુદિ ૧૩ ગુરૂવાસરે પત્તનનગરે શ્રી નિશાપાટકે સમસ્ત શ્રી શ્રાવિકા કારિતા, તપાગચ્છનાયક કુતબપુરી શાખામાં શ્રી પરમગુરૂ શ્રી સૌભાગ્યનંદિસૂરિ શ્રી શ્રી શ્રી હંસસંયમસૂરિવિજયરાજ્યે પંડિત શ્રી પં૦ હર્ષરાજગણી સપરિવાર ચાતુર્માસક સ્થિત, ગ૦ હંસલબ્ધિગણિ સપરિવાર ઉપદેશેન શ્રી પચતીર્થ પટઃ કારિતઃ શ્રી સંઘસ્ય શ્રેયાર્થં ॥ શુભં ભવતુ ॥

## ૪૦. સિદ્ધચક્રજી ધાતુના (ચારે બાજુ ફરતો લેખ છે)

"સંવત્ ૧૮૨૪ વર્ષે શાકે ૧૬૮૯ પ્રવર્ત્તમાને માહ સુદિ ૯ ગુરુ શ્રી બુર્હાનપુરે શ્રી શ્રીમાલી જ્ઞાતીય શ્રાવિકા વિમલબાઈ શ્રી સિદ્ધચક્ર કારિતં પરોપકાર નિમિત્તા ॥ कल्याणमस्तु ॥ श्रीरस्तु ॥

## ૪૧. સિદ્ધચક્રજી ગટ્ટો (ગોળ) ધાતુના (પાછળ લેખ)

॥ વીર સ૦ ૨૪૮૮ વિ૦ સં૦ ૨૦૧૮ વૈશાખ વદ ૪ સોમવારે શ્રી ચાણસ્મા જૈનસઘ સ્વશ્રેયાર્થે કારિતં રાજનગરે તપાગચ્છ શ્રી વિજયપ્રેમસૂરિ-પ્રભૃનિભિઃ પ્રતિષ્ઠિત ॥

આ મુજબનો જ લેખ બીજા સિદ્ધચક્રજીની પાછળ છે.

## (૩) પાદુકા લેખ:

મોટા દેરાસરમાં મેડા ઉપર સમવસરણ પાસે પશ્ચિમ દિશામાં બે મોટા પાદુકા પટ છે. તેના પર ફરતો લેખ છે.

૧ "સવત્ ૧૮૨૮ વર્ષે ફાલ્ગુન માસે શુકલપક્ષે દ્વિતીયાદિને ભૃગુવાસરે ભટ્ટા૦ શ્રી વિજયદેવસૂરીશ્વર મહોપાધ્યાય શ્રી નયવિજય ગ૦ તચ્છિષ્ય ૫૦ રત્નવિજય ગ૦ તચ્છિષ્ય શ્રી રગવિજય ગ૦ પાદુકા પ્રતિષ્ઠિત"

૨ "સવત્ ૧૭૮૩ વર્ષે કાર્તિક સુદિ બુધે શ્રી વિજયદેવસૂરીશ્વર તત્શિષ્ય મહોપા શ્રી તપવિજય ગ૦ રત્નવિજય શ્રી ૫૦ શ્રી ઉદયવિજયગણીજી પાદુકા શ્રી ચાણસમા સમસ્ત સઘેન રાપિતા, વિજયક્ષમાસૂરિરાજ્યે પ્રતિષ્ઠિતા"

૩ વિદ્યાવાડીમા પબાસણની આગળના ભાગે વચ્ચે ઊચા આસન ઉપર શ્રી ઋષભદેવપ્રભુની પાદુકા છે તેના પર લેખ નીચે મુજબ છે

"સ્વસ્તિશ્રી સ૦ ૧૯૮૨ માર્ગશીર્ષ શુકલ ૬ શનૌ ચાણસ્મા વાસ્તવ્ય તપાગચ્છીય શાહ ઉગરચદ લાલચદ પુત્ર્યા મેના નામ્ન્યા સ્વભ્રાતૃ માણેકલાલ શ્રેયોર્થં શા૦ કેશવલાલ હાથીચદ દ્વારા ચાણસ્માનગરે અત્ર શ્રી તપાગચ્છીય દેવગુરૂવૃદ્ધિ મદિરે શ્રી સિદ્ધગિરિ શિખરસ્થ રાજાદનદ્રુમાધ પ્રતિષ્ઠિત શ્રી ઋષભ દેવ પાદુકેય કારિત પ્રતિષ્ઠિતા ચ તપાગચ્છાચાર્ય શ્રી વિજયનેમિસૂરિણા ॥ शुभ भवतु श्री संघस्य ॥

ડાબે પાચ પાદુકાનો સયુક્ત પટ છે, તેના પર ફરતો લેખ છે

"સ્વસ્તિ શ્રી સ૦ ૧૯૦૨ માર્ગશીર્ષ શુકલ ૬ શનિવાસરે શ્રીમાલ જ્ઞાતીય શાહ હાથીચદ મૂળચદ તત્પુત્ર ફૂલચદ તત્પુત્ર શિવલાલેન સ્વપિતૃવ્ય વીરચદશ્રેયોર્થં શ્રી તપાગચ્છીય દેવગુરુવૃદ્ધિમદિરે

કારિત પાદુકા પ્રતિ તપાગચ્છાચાર્ય શ્રી વિજયનેમિ ॥











આ રીતે પાદુકાઓ છે

વચ્ચે "જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વર પાદુકા લખેલ છે.

ઉપર ડાબે "શ્રી વિજયસેનસૂરીશ્વર પાદુકા" લખેલ છે,

ઉપર જમણે "શ્રી વિજયદેવસૂરિ પાદુકા" લખેલ છે.

નીચે ડાબે "શ્રી વિજયસિંહસૂરિ પાદુકા" લખેલ છે.

નીચે જમણે "સ્મારિતાતીત યુગપ્રધાન વૃદ્ધિચંદ્રાપરાભિધાન શ્રી શ્રી વૃદ્ધિવિજય ગુરુ પાદુકા" લખેલ છે.

જમણે છ પાદુકાઓનો સંયુક્ત પટ છે.

ફરતો ચોપાસ લેખ છે, પણ ખૂબ જ ગીચ છે, ઝીણા અને ઓછા ઊંડા કોતરેલ અક્ષરવાળો છે, અધૂરામાં પૂરૂં રોજના વાળાકૂંચીના ઘસારાથી અક્ષરો ધ્વસ્ત પ્રાય થયા છે.

એટલે લેખ બરાબર વંચાતો નથી પરાણે પાદુકાઓ નામ વંચાય છે.

પાદુકાઓની ગોઠવણી નીચે પ્રમાણે છેઃ

| ૧ | ૨ | ૩ |
|---|---|---|
| ૪ | ૫ | ૬ |

પાદુકાઓના નામ નીચે પ્રમાણે છેઃ

૧. જશોવિજય (!)....

૨. નયવિજય (!)....

૩. ઉકલે તેવા અક્ષરો નથી

૪. રત્નવિજય....

૫. પુણ્યવિજય....

૬. વિદ્યાવિજય.



### (૪) દેવ-દેવીની મૂર્ત્તિઓ પર લેખો

દહેરાસરમા કોઈ એવી દેવ-દેવીની મૂર્તિઓ નથી જેના પર લેખ વગેરે હોય

ફક્ત મોટા દેહરાસરમા રગમડપમા ડાબે ગોખલામા **શ્રી અબિકાજીની મૂર્ત્તિ** છે તેના પર લેખ નીચે મુજબ છે

**"સવત્ ૧૩૭૭ વૈશાખ વદિ ૧૧ ગુરૌ પ્રાગ્વાટજ્ઞાતીય ઠ. વીરપાલ પુ૦ મ વિદકેન લુણિગ વિહારે શ્રી અબિકામૂર્ત્તિ કારિતા, પ્રતિષ્ઠિતા મલધારી આ૦ શ્રી તિલકસૂરિભિ "**

પ્રથમ જણાવ્યા પ્રમાણે આ મૂર્તિ આબૂજીથી અહીં આવ્યાની વાત આ લેખ ઉપરથી વિશ્વસનીય ઠરે છે કેમકે આમા ઉલ્લેખાયેલ "લુણિગવિહાર" આબૂ-દેલવાડામા મહામાત્ય વસ્તુપાલ તેજપાલે અઢળક ધન ખર્ચી બનાવેલ **લુણિગવસહી** નામના શ્રી નેમનાથ પ્રભુના સુદર કલાત્મક મદિર લાગે છે

### (૫) ભિત્તિલેખો

૧ દહેરાસરમા ભીંતે જડેલા લેખો પણ બહુ જૂજ છે ફક્ત રગમડપમા જમણે પદ્માવતીજીના ગોખલા પાસે અત્યત મહત્વનો ઐતિહાસિક દસ્તાવેજી પુરાવા સમો એક શિલાલેખ છે

"સવત્ ૧૮૭૨ વર્ષે શાકે ૧૭૩૭ પ્રવર્ત્તમાને માગોત્તમમાસે ફાગણ માસે શુકલપક્ષે ત્રિતીયાયા તિથૌ શનિવાસરે શ્રીમચ્ચાણસમાનગરે સકલસઘેન શ્રીમદ્ ભટેવા પાર્શ્વ જિન પ્રાસાદ બિ ભિ શિખરૈ યુત કારાપિત, તસ્મિન્ ચૈત્યે શ્રીમદ્ ભટેવા પાર્શ્વનાથસ્ય પ્રવેશ મહાન્ મહોચ્છવેન કૃતવાન્, ભ૦ શ્રી શ્રી મદ્વિજયજિનેદ્રસૂરિભિ પ્રતિષ્ઠિત શ્રીમત્તપાગચ્છે, લિ૦ પ૦ માણેકવિજયેન, સકલસઘસ્ય મગલમાલા ભવતુ "

૨ વિદ્યાવાડીમા મૂળ મદિરના ગભારાના દ્વાર ઉપર મોટો શિલાલેખ છે

॥ भले ॥ ॐ अर्हँ ॥ श्री ऋषभस्वामिने नम ॥

"સ્વતિશ્રી વિક્રમાર્ક સમયાતીત સવત્ કર-વસુ-નિધિ-શશાકપ્રમિતે વર્ષે માર્ગશીર્ષ શુકલપક્ષ ષષ્ઠ્યા તિથૌ શનિવાસરે સકલ સૂરિ સાર્વભૌમ તપાગચ્છાધિ

પતિ ભટ્ટારકાચાર્ય શ્રી વિજયનેમિસૂરિશ્વરોપદેશાત્ શ્રી શિરોહી રાજ્યાનીર્વર્તિ પાલડી ગ્રામવાસ્તવ્યેન પ્રચુર દ્રવ્યવ્યયેન શ્રી જેસલમેરૂ મહાદુર્ગ તીર્થયાત્રા સંઘ શ્રી કર્પટહેટક તીર્થ પ્રતિષ્ઠા–શ્રીકોરણ્ટક તીર્થ જીર્ણોદ્ધારાદિ વિવિધ સદ્ધર્મકર્મ ઠેન ગોલગોત્રીય પ્રાગ્વાટવંશ વિભૂષણ–તપાગચ્છીય શ્રેષ્ઠિ જેતાજી તનુજ સંઘપતિ શ્રે૦ અમીચંદ ગુલાબચંદ્રેણાત્ર શ્રી ચાણસ્મા નગર પરિસરે શ્રી ચાણસ્મા તપાગચ્છસંઘાય સમર્પિતાયાં શ્રીમતપાગચ્છ નેમિદર્શનોદય–વિદ્યાવાડી–કેત્યાખ્યાયાં સ્વવાટિકાયાં કારિતમિદં શ્રી તપાગચ્છ દેવગુરૂવૃદ્ધિ મંદિરમાનન્દતા દાયન્કાર્ક ॥ शुभं भूयात् सकलश्रीसंघस्य ॥ श्रीः ॥ સં૦ ૧૯૮૨ માગસર સુદ ૯ શનિવાર.

૩. વિદ્યાવાડીમાં દેરાસરની પાસે ડાબે જે ધર્મશાળા જેવું મકાન છે, તેના પર પૂર્વસન્મુખ ડાબા હાથ પર ઊંચે આરસમાં લેખ છે:

"તપાગચ્છીય વિજયનેમિદર્શનોદય વિદ્યાશાળા–ચાણસ્મા સં૦ ૧૯૮૨" પાસે તકતી છે, જેના પર લેખ છે.

"ચાણસ્મા નિવાસી બાઇ કંકુ મોતીચંદે પોતાના પતિ સા૦ સવચંદ સાંકળચંદના સ્મર્ણાર્થે શ્રી વિજયનેમિદર્શનોદયસૂરિ વિદ્યાશાળાનો પ્રથમ મજલો બંધાવી અર્પણ કર્યો છે સંવત્ ૧૯૮૨"

૪. વિદ્યાવાડીને ફરતો મોટો કોટ–વંડી જેવું છે તેના (ગામથી સ્ટેશન તરફ જતાં જમણે) પ્રથમ પ્રવેશદ્વારમાં જમણે ભીંતમાં નીચે મુજબ લેખ છે:

"**ચાણસ્મા શ્રી મેવાડીકોટ–શ્રી** તપાગચ્છીય વિજયનેમિદર્શનોદય વિદ્યાવાડીના પૂર્વ તરફનો આ કોટ મેવાડદેશાનીગર્ત ઉદયપુરનગર વાસ્તવ્ય તપાગચ્છીય ઓસવાલવંશીય ચતુરગોત્રીય શ્રેષ્ઠિ રોશનલાલજીએ પોતાની માતા ફૂલબાઇના સ્મરણાર્થે કરાવી શ્રી ચાણસ્મા શ્રી તપાગચ્છ સંઘને સમર્પણ કર્યો કર્યો છે સંવત્ ૧૯૮૨ શ્રેષ્ઠિ કેશરીચંદજી પુત્ર શ્રેષ્ઠિ રોશનલાલજી ॥

આ જ પ્રમાણેના અક્ષરશઃ લેખ ફક્ત દિશાના નામ ફેર સાથે પશ્ચિમ; ઉત્તર અને દક્ષિણ તરફ પણ આરસ પર કોતરેલા છે.



# શ્રી ચાણસ્મા જૈન યુવક મંડળ
## મુબઈ

શ્રી જૈન શાસન અને ચાણસ્મા સઘની નિશ્રામા પ્રભુ શાસનની માર્ગાનુસારીપણાની સેવા માટે આ મડળની સ્થાપના સવત ૧૯૭૯ ના ચૈત્ર સુદ ૧૩ ને શ્રી મહાવીર જન્મકલ્યાણકના શુભ દિવસે શેઠ શ્રી મણિલાલ ડાહ્યાચદની પ્રેરણાથી કરવામા આવી હતી અને તે વખતે સભ્યોની સખ્યા ૩૫ ની હતી

આ મડળનો મુખ્ય ઉદ્દેશ (૧) ચાણસ્મા તથા મુબઈમા જૈનોની ધાર્મિક સામાજીક તથા કેળવણીના, શ્રી જૈન શાસનની શિસ્ત–આજ્ઞાને ધ્યાનમા રાખી બનતી બધી સેવા કરવી (૨) ધધા અગર નોકરી માટે દેશમાથી આવનાર ભાઈને સૂવા બેસવા માટેની બીજી દરેક બનતી સગવડ આપવી

શરૂઆતમા મડળ તરફથી નાના પાયા પર વિદ્યાર્થીઓને પુસ્તકો તથા ઇનામો આપવામા આવતા ત્યારબાદ ધીરે ધીરે મડળ તરફથી વિદ્યાર્થીઓને લોન પણ આપવામા આવે છે છેટલા સાત આઠ વર્ષથી કોલેજ તથા સ્કૂલના વિદ્યાર્થીઓને હજારથી પદરસો રૂપીઆની રકમ દરેક વર્ષે આપવામા આવે છે

સવત ૨૦૧૫ ની સાલમા કેળવણી ક્ષેત્રે એક નાટક રાખવામા આવ્યુ હતુ તેમા સારી એવી રકમ એકઠી કરવામા આવી હતી ત્યારબાદ સવત ૨૦૧૭ ની સાલમા શ્રી જૈન કેળવણી વિકાસ કેન્દ્રની માગણીથી કેળવણીના કાયમી મકાન માટે રૂા ૭૧૦૧ આપવામા આવ્યા હતા તેમજ તેજ સાલમા શ્રી સ્વયસેવક દળને બેન્ડના સાધનો આપવામા આવ્યા હતા તેમજ પાઠશાળામા તે વખતે રૂા ૩૦૦ ની રકમ આપવામા આવી હતી

મડળની સ્થાપના પછી મડળની રૂમ બાબત ચાર પાચ વખત જુદા જુદા સ્થળે જગ્યા રાખવામા આવી હતી સવત ૧૯૯૮ મડળની કાયમી જગા તરીકે ૩૯/૪૩ અબદુલ રહેમાન સ્ટ્રીટમા રૂમ રાખવામા આવી છે જે હાલ છેટલા સત્તાવીશ વર્ષોથી તે જ જગાએ ચાલુ છે

શ્રી ચાણસ્મા જૈન સુવક મડળની સ્થાપનાની શરૂઆતથી જ મુળ નાયક શ્રી ભટેવાજી પાર્શ્વનાથ ભગવાનની ફા સુ ૩ ની સાલગીરી નિમિત્તે વાર્ષિક

પૂજ્યોની જે પૂજા તે આત્મશુદ્ધિનો હેતુ થાય છે. તે આત્મસ્વરૂપ અને પરમાત્મસ્વરૂપને કરનારી કહી છે' ૩

(હવે તેમાં—) શુભરુચિરૂપી ભૂમિ (ઉપર બેસવું) પ્રભુના ગુણરૂપી પાણી (લેવું) સૂત્રાર્થરૂપી દાતણ (કરવું) તે યોગમાં અપ્રત્તમતારૂપી દાંતની શુદ્ધિ (જાણવી). ૪

મિથ્યાત્વરૂપી મલિન ભાવ દૂર કરવારૂપી સ્નાન (કરવુ) અને પછી શરીર લૂછવું, ધીરજ અને સંતોષરૂપી બે ધોળા વસ્ત્રો (પહેરવા) આઠકર્મને ઢાંકવારૂપી મુખકોષ (બંધાવો) ૫

ચિત્તના એકાગ્ર ભાવરૂપી ઓરસીયો (તે ઉપર) શ્રદ્ધારૂપી ચંદનનો ઉપલેપ (તૈયાર કરવો). (અને તેને) શુભ ધ્યાનરૂપી રંગયુક્ત કરવો (અને) પ્રવચનભક્તિ-રૂપી ઉત્તમ વાટકીમાં ભરવો. ૬

પાંચ વ્યવહાર અને પંચાગી પ્રવચન મેળવવાથી ભાવમાં ઘણો વધારો કરનાર થશે. આત્માના વિભાવને દૂર કરનારૂં (પ્રભુના શરીરથી) નિર્માલ્યોનું ઉતારવાનું સમજવું. ૭

જીવાદિ નવ પદાર્થોરૂપી તત્ત્વ અથવા બ્રહ્મચર્યની નવ શુદ્ધિઓ પાંચ આચારની શુદ્ધિ અથા સમકિતના પાંચ લક્ષણો અને ભૂષણોરૂપી પુષ્પોપચાર કરવો. અને તેની જ વળી માળા બનાવીને પહેરાવવી.

તત્ત્વ, નય અને પ્રમાણની વિચારણારૂપી ઘીથી ભરેલો જ્ઞાનરૂપી દીવો પેટાવવો. અને તેમાં લયલીન આત્મારૂપી ધૂપની પરિપાટી (રચવી). ૧૧

ધર્મધ્યાનરૂપ અગ્નિયુક્ત નિર્દોષતારૂપી નવ અંગોનો અનુભાસ(?) સમજવો. વિધિપૂર્વક ક્રિયા કરવારૂપી સુવાસ–વાસક્ષેપ અથવા તેનો સુગંધી પરિમલનો ઉછાળો સમજવો. ૧૨

શુકલધ્યાનના આલંબનરૂપી ચામરની શ્રેણી (ઉછાળવી) અને સારા આચાર (અથવા શુકલ આત્મા) રૂપી છત્રો ધરવાં. આઠ મદસ્થાનોના ત્યાગ કરવારૂપ આઠ મંગળ પ્રભુની આગળ આલેખવાં. ૧૩

જ્ઞાનાચારાદિ ચોખાનો આલેખ (કરવો.) અગૃદ્ધિ ત્રિકસારરૂપી આરતી (?) (ઉતારવી) કૃત્રિમ ધર્મોના ત્યાગ કરવારૂપી લુણ ઉત્તારણ બતાવ્યુ છે. ૧૪

અવિધિ અને અધર્મની પ્રરૂપણાથી જે આશાતના થઇ હોય તેનો ત્યાગ કરવો બે વખત આરતી ઉતારવી વાજિંત્ર (સમજવા) (?) ૧૫

કુનર, કુદેવ, દુર્ભગત્વ, દુખ, દુર્ગતિ અને દુર્ગમન–દુર્વર્તન જે પ્રથમ કહેવામા આવ્યુ છે (?) અથવા અઢી દ્વીપમા તેને આગળ કરીને (?)—૧૬

—શુદ્ધ ધર્મનો જે પ્રભાવ પ્રકટ કરવો અને જે ઉચા પ્રકારના ગુણોની સમૃદ્ધિ ખીલવવી તે રૂપી મગળ દીવાઓની દુખ અને અધકાર–અજ્ઞાન–નો નાશ કરનારી–શ્રેણી કરવી ૧૭

રજ વગરનું અને મેલ વગરનું–અથવા રજ અને મેલ રહિત થવારૂપી શીયળરૂપી સુગધિ અને સુખકર (?) ત્રણ કરણની અવચકતા સમકિત અને અનુપર્ણ ધત્વરૂપી ફળ (મળે છે) ૧૮

પુદ્ગલ દ્રવ્યોના પૂરા અનુભવરસથી ભરેલી અનાશસા (તે પણ ફળ છે) અષ્ટપ્રકારી પૂજા ઇત્યાદિ ભાવોને ઉત્પન્ન કરનારી થાય છે ૧૯

તે અષ્ટાગયોગસાધન કરાવનારી તે આઠ મદસ્થાનોને ત્યાગ કરાવવારૂપ થાય છે દુષ્ટ આઠ કર્મનો નાશ કરવા માટે આઠ મગલો આલેખનારાઓને ૨૦

પૂજા સમાધિ કરનારી થાય છે, આત્મા અને પરનો વિવેક કરાવનારી અને દુખનો નાશ કરનારી દુષ્ટ આઠ કર્મોનો નાશ કરનારી અને સત્ય વાદોને સપૂર્ણ કરનારી થાય છે ૨૧

કારુણ્ય ઉત્પન્ન કરનારી, પુરુષાર્થની ઉત્તમ ભાવના ભવાવનારી અનિહ્નવ ભાવ પ્રકટ કરનાર (?) પ્રભાવ અને સામર્થ્યની શુદ્ધિ કરનારી છે ૨૨

યતિઓને ભાવવિશેષો વડે શૈલેશીકરણ સુધી આ પૂજા હમેશ કરવાની હોય છે અને શ્રાવકોએ તો મહાકીમતી દ્રવ્યો લઇને ભાવપૂર્વક કરવી ૨૩

ઉત્તમ સ્વભાવવાળી અને દરેક પ્રકારના વિસ્તારવાળી આ જિનપૂજા (શાસનના) ઉદ્યોત રૂપી પવનથી ફરકતી ત્રણ ભવનમા ધ્વજા સમાન છે ભાવના રૂપ કળશ ઉપર તે હમેશા જયવત વર્તો

સમ્યક્ત્વરૂપી કલ્પવૃક્ષના બીજ તરીકેનો પ્રભાવ ધારણ કરતી આ બીજી ચોવીશી શ્રીસિદ્ધસેનદિવાકરે પૂર્વમાથી ઉદ્ધરી છે ૨૫

—( જૈન સત્ય પ્રકાશમાંથી સાભાર ઉદ્ધૃત )



श्री तीर्थंकरप्रभु संस्थापित श्री तीर्थनी श्री जैन शासन संस्थाना संचालक श्रमणप्रधान चतुर्विध श्री संघनी बंधारणीय संचालन पद्धतिनुं

# संक्षिप्त दिग्दर्शन

લેખક : પંડિતવર્ય પ્રભુદાસ બેચરદાસ પારેખ

(૧) અ ભૂમિકા

## જૈનશાસન-અર્હચ્છાસન-સંસ્થા છે.

सर्व-सुख-मूल-बीजं सर्वाऽर्थ-विनिश्चय-प्रकाशकरम् ।
सर्व-गुण-साधन-धनमऽर्हच्छासनं जयति ॥११३॥

પ્રશમરતિ પ્રકરણ

કર્તા : પૂ૦ શ્રી ઉમાસ્વામિવાચક મહારાજ

સર્વ સુખોનું મૂળ બીજ; સર્વ અર્થો-સુપ્રયોજનોનો યોગ્ય નિર્ણય સ્પષ્ટ કરી આપનાર તેમજ સર્વ ગુણો મેળવવાની મૂડીરૂપ સાધન, તે શ્રી અરિહંત ભગવંતોનું શાસન (વિશ્વમાં) વિજય પામે છે.

सर्व-मङ्गल-माङ्गल्यं, सर्व कल्याण-कारणम् ।
प्रधानं सर्व-धर्माणं, जैनं जयति शासनम् ॥

મંગળભૂત ગણાતા સર્વ મંગળોમાં મંગળપણારૂપ, સર્વના સર્વ કલ્યાણોના કારણભૂત અને સર્વ ધર્મશાસ્ત્રોમાં મુખ્ય, શ્રી જૈનશાસન વિજય પામે છે. (આ) સરળતાથી સમજી શકાય માટે મુખ્ય મુખ્ય મુદ્દાઓ તારવી અહીં આ રીતે સામાન્ય ખ્યાલ આપેલો છે. શ્રી જૈનશાસ્ત્રોમાં તે જુદી જુદી રીતે વિસ્તારથી બતાવેલો છે.

(૨) ધર્મનો ઉપદેશ તો સામાન્ય કેવળી ભગવંતો પણ આપે છે, પરંતુ તીર્થની - શાસન સંસ્થાની - સ્થાપના તો શ્રી તીર્થંકર ભગવંતો જ કરે છે. તેઓના સર્વ મંગલમય જીવનનું મોટામાં મોટું મુખ્ય કાર્ય પણ તે જ હોય

છે જેના આધારે પરમપૂજ્ય શ્રી પચપરમેષ્ઠિ ભગવતોમા શ્રી અરિહત પરમાત્માનુ સ્થાન પ્રથમ છે

૩ (ઈ) પોતાના શાસનની સ્થાપના કરનારા શ્રી અરિહત ભગવતો પણ પ્રથમ અનાદિ-અનત કાળના તે શાસનને નમે છે અને તે પછી સિહાસન પર બિરાજમાન થઈ પોતાનુ શાસન સ્થાપે છે – સઘ સ્થાપે છે, દ્વાદશાગી અથથી પ્રરૂપે છે તેમજ સર્વસતાપહારિણી ધર્મદેશના આપે છે

(૪) શ્રી અરિહત પરમાત્મા પોતે શાસનના સર્વ અનુયાયીઓ પણ બરાબર તે મુજબ વર્તતા રહે, તેમજ પોતે સ્વય તે શાસનનો આશ્રય લઈને શ્રી તીર્થકર પદ સુધી પહોચે છે અને તેથી જ શ્રી તીર્થકર પરમાત્મા '**ણમો તિત્થસ્સ**' કહી શ્રી જૈનશાસનને નમસ્કાર કરે છે

(૫) શાસ્ત્રોમા તીર્થ શબ્દનો અર્થ, 'પ્રથમ ગણધર અને ચતુર્વિધ શ્રીસઘ' એમ કરેલ છે કે જેઓ શાસનનુ સચાલન કરનાર હોય છે શાસનતત્ર **ભાવપદાર્થ** છે, તે શ્રીસઘ અને પહેલા શ્રીગણધર ભગવત મારફત વિશ્વમા પ્રકટપણે દેખી શકાય છે

શાસનના સસ્થાપક શ્રીતીર્થકર પરમાત્મા હોય છે, જ્યારે તેનુ સચાલન મુખ્ય પહેલા ગણધર ભગવત કરે છે એટલે શાસનસસ્થાનો અને તેના મુખ્ય સચાલકનો અભેદ કરીને પ્રથમ ગણધર ભગવતને તીર્થ કહેલ છે તથા સસ્થારૂપ શાસન અદૃશ્ય ભાવપદાર્થ હોવાથી સર્વ સામાન્ય લોકો તેને જોઈ-જાણી શકે નહિ તેથી તેનુ સચાલન કરનારા શ્રીગણધર ભગવત અને શ્રીસઘને જોઈ અને જાણી શકે છે માટે તે ઉભયનો અભેદ કરીને **તીર્થ** એટલે સઘ એવો પણ અર્થ કરેલો છે

(૬) જેમ રાજા આવે એટલે તેની સાથે રાજ્યતત્ર પણ આવી જાય, રાજ્યતત્ર વિના રાજા સભવે નહિ, પરતુ સામાન્ય જનતા રાજ્યતત્રને ઓળખતી હોતી નથી તે તો રાજા મારફત જ રાજ્યતત્રનો ખ્યાલ કરી શકે છે તેથી રાજ્યતત્રના હુકમને રાજાના હુકમ તરીકે ગણાવે છે

એ પ્રમાણે શાસન વિના એટલે કે પ્રભુની આજ્ઞાના પાલન વિના શ્રીસઘ સભવે નહિ, માટે શ્રીસઘને પણ ઉપલક્ષણથી **તીર્થ** કહેવામા આવેલ છે



(૬) **તીર્થ** શબ્દનો અર્થ કરતાં, પ્રથમ મુખ્ય શ્રીગણધર ભગવંતને **તીર્થ** તરીકે ગણવામાં આવ્યા છે તો તે સિવાયના ગણધર ભગવંતોને **તીર્થ** તરીકે કેમ ન ઓળખાવ્યા ? એ પ્રશ્ન થવા સંભવ છે.

તેના જવાબમાં કહી શકાય કે, 'તેઓ તો ચતુર્વિધ શ્રીસંઘમાં આવી જાય છે.

(૭) જો એમ ગણવા જઈએ તો પહેલા શ્રી ગણધર ભગવંત પણ ચતુર્વિધ શ્રી સંઘમાં આવી જાય, તેમ છતાં તેમને કેમ જુદા પાડ્યા ?

તેનો ખુલાસો એ છે કે શ્રી જૈનશાસન–સંસ્થાનું સર્વ મુખ્ય સંચાલન,– શ્રી તીર્થંકર પ્રભુ, પોતાના પ્રથમ ગણધર ભગવંતને સોંપે છે, અને પછી તે ગણધર ભગવંતના સ્થાને આવનારા શાસનપતિ આચાર્ય ભગવંત પણ **તીર્થ** શબ્દ પામી શકે છે.

એટલે કે શાસન–સંસ્થાના સંસ્થાપક શ્રી તીર્થંકર પ્રભુ, તેને ચલાવનારા પહેલા શ્રી ગણધર ભગવંત અને તેમના ઉત્તરાધિકારી પૂ૦ આચાર્ય ભગવંતો હોય છે. એ રીતે, શાસનસંસ્થાના મુખ્ય સંચાલક તરીકે '**તીર્થ**' શબ્દનો અર્થ, 'પહેલા ગણધર ભગવંત' એવો ઘટી શકે છે. કારણ કે શાસન એક સંસ્થા સ્વરૂપ હોવાથી તેના સંચાલકને પણ સંસ્થા તરીકે વર્ણવી શકાય છે. તેથી પહેલા ગણધર ભગવંતને **તીર્થ** કહેવામાં હરકત નથી.

(૭) શાસ્ત્રો અને શબ્દ કોષોમાં **તીર્થ** શબ્દનો **સંસ્થા** એવો અર્થ પણ કરાયેલો છે તેમ જ બીજાં પણ કેટલાક પ્રમાણો છે.

## તીર્થેષુ વિનિયોગઃ

'રાજ્યે વધારાના નાણાં, હિતકારી સંસ્થાઓમાં ખર્ચવાં!' (નીતિવાકયામૃત)

(૮) 'શ્રી મણ્હજિણાણમાણં'ની સજ્ઝાયમાં **'संघोवरि बहुमाणो'** અને **'पभावणा तित्थे'** એ બંનેય પદો ભિન્ન ભિન્ન કર્ત્તવ્ય વાચી છે.

પહેલું પદ શ્રી સંઘનું હાર્દિક બહુમાન કરવાનું સ્પષ્ટ સૂચન કરે છે અને ત્યાં **'સંઘ'** એટલે શ્રમણપ્રધાન ચતુર્વિધ શ્રી સંઘ એ અર્થ ઘટાવેલો છે. જ્યારે બીજા પદમાં આવેલા **'તીર્થ'** શબ્દનો અર્થ શ્રી જૈન શાસન સંસ્થા ઘટાવેલો છે.

અને એ તો સર્વ વિદિત હકીકત છે કે પ્રભાવના વ્યક્તિની નહિં, પરંતુ સંસ્થાની જ હોય છે

(૯) શ્રી અર્હદ્બિંબ પ્રતિષ્ઠા વગેરે અનુષ્ઠાન વિધિઓમા શાસનદેવી અને શ્રુતદેવીના જુદા-જુદા કાઉસ્સગ્ગો હોય છે

શાસનના દેવ અને દેવી બન્નેય હોય છે, શ્રુતના તો એકલા દેવી જ હોય છે માટે ઉભયમા જુદાપણું છે વળી પ્રવચન એટલે શાસન અને શ્રુતજ્ઞાન એ બન્નેય અર્થ પણ થાય છે

(૧૦) સંસ્થા વિના કોઈ પણ સામૂહિક કાર્ય, વ્યક્તિ કે વ્યક્તિઓથી અમલમા લાવી શકાય નહિ, તો મોક્ષમાર્ગ એટલે કે ધર્મ પ્રવર્ત્તન જેવુ મહાન કાર્ય તથાપ્રકારની યોગ્ય સંસ્થા સિવાય જગતમા અમલી કઈ રીતે બની શકે ?

**શાસન, તીર્થ, પ્રવચન, ધર્મતીર્થ** એ વગેરે જૈનશાસન સંસ્થાના નામ છે માટે તેનું બંધારણ પણ હોવુ જ જોઇએ અને તે શાસ્ત્રોમા છે તેનુ સામાન્ય દિગ્દર્શન કરાવવું એ નિબંધનો ઉદ્દેશ છે

(૧૧) શ્રી તીર્થંકરપ્રભુ સ્થાપિત શ્રી જૈન શાસનમા તેઓશ્રીની આજ્ઞા એ મુખ્યમા મુખ્ય બાબત છે

આજ્ઞા પ્રમાણે વર્તવુ એટલે બંધારણીય તંત્રના આધારે ફલિત થતા સુવિહિત નિયમો પ્રમાણે વર્તવુ, તેનું ઉલ્લંઘન ન કરવુ

આ મુજબનુ વર્તન શ્રી તીર્થંકરપ્રભુની આજ્ઞા મુજબનું વર્તન કહેવાય

(૧૨) આજ્ઞાનુ પાલન કરનાર એક જ વ્યક્તિ હોય તો પણ તે શ્રી તીર્થંકર પરમાત્માનો સંઘ ગણાય છે અથવા એકથી અધિક વ્યક્તિઓનો સમૂહ હોય તો પણ તે શ્રી સંઘ ગણાય છે આજ્ઞા-નિરપેક્ષપણે ધર્મનું ગમે તેટલુ ઊંચામા ઊંચુ પાલન કરનાર વ્યક્તિ કે સમૂહને પણ સંઘ ગણવામા આવતો નથી ધર્મનું પાલન પણ આજ્ઞા મુજબ જ કરવાનુ હોય છે તે વિના ધર્મનું પાલન પણ પાલન ગણાતું નથી

इक्को वि णीइ-वाई, अवलंबतो विशुद्ध-ववहारं ।
सो होइ भाव-संघो जिणाण आणं अलंघंतो ॥
(પ્રાય) સંબોધ પ્રકરણ

'નીતિમાં રહેલો' વિશુદ્ધ વ્યવહારનું પાલન કરનાર, અને શ્રી જિનેશ્વર દેવની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરનાર એક વ્યક્તિ પણ ભાવ–સંઘ હોઈ શકે છે.'

(૧૩) આ જગતમાં સંસ્થા સિવાય કોઈ પણ કામ ચાલી ન શકે, તેમ જ નથી ચાલતું એ આપણા સહુનો રોજનો અનુભવ પણ છે.

ઘરનો ખર્ચ કાઢવા માટે (૧) પેઢીરૂપી સંસ્થા સ્થાપવી પડે છે. (૨) પોતે તે પેઢીનો સંચાલક બને છે. (૩) ખર્ચ મેળવવાનો ઉદ્દેશ હોય છે. (૪) પેઢીને લગતા જુદા–જુદા નિયમો હોય છે. (૫) ઘરની કે બહારની મૂડી તેમાં રોકવી પડે છે, દુકાન વગેરે મિલ્કતો તેમાં સાધનરૂપે હોય છે.

(૧૪) એ પ્રમાણે જૈનધર્મ માટે પણ જૈન–શાસન સંસ્થા છે.



### ભક્તજનના ઉદ્ગાર

વર ગંધહસ્તી જેહવા શ્રુતબોધ ચક્ષુદાયકા,<br>
વરધર્મ ચક્રી આપ મારા સર્વ સંકટ પાચકા ।<br>
પુરૂષોત્તમ પ્રભુ આપ વળી પુંડરીક જેવા આપ છો,<br>
પુરૂષસિંહ સમા તમે જિનરાજ જગદાધાર છો ॥

× × ×

હે ધીર ! ભવ આધીન તારે તેમ ભવનો પાર જે,<br>
તેહ પણ આધીન તારે તારવામાં ઢીલ જે ।<br>
તે કેમ તમારા દાસને તાર્યા વિના છૂટકો નથી,<br>
તિમ તિમ કરો પણ આપને હું છોડવાનો નથી ॥

---

* વિશુદ્ધ વ્યવહારનુ સ્વરૂપ શ્રી શ્રાદ્ધવિધિ ગ્રન્થના કર્તા શ્રી રત્નશેખરસૂરીશ્વરજી મહારાજના રચેલા **વ્યવહાર શુદ્ધિ પ્રકરણમાંથી** જાણવુ.

श्री जिनशासनाय नमः

## श्री वीतराग तीर्थंकरदेवोએ સ્થાપેલી તીર્થ સંસ્થાનું

# ※ સંક્ષિપ્ત દિગ્દર્શન ※

स प्राप्य केवलनान देव–मानव–पर्षदि ।
दिशति द्विविध धर्मं यति–श्राद्ध–जनोचितम् ॥१३२॥

ततो गणधरान गच्छांस्तथा सङ्घ चतुर्विधम् ।
सस्थाप्य द्वादशाङ्गीं चाऽर्थाप्य तीर्थं प्रवर्तयेत् ॥१३३॥
—શ્રી કાળ-લોકપ્રકાશ-શ્લો. ૧૩૩

" તે, કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને,

દેવો અને મનુષ્યોની સભામા મુનિને તેમજ શ્રાવકોને યોગ્ય બે પ્રકારના ધર્મનો ઉપદેશ આપે છે ૧૩૨

પછી—

ગણધરોની, ગચ્છોની અને ચાર પ્રકારના શ્રીસઘની સ્થાપના કરીને,

દ્વાદશાગી અર્થથી સમજાવ્યા પછી,

તીર્થ–શાસન–સસ્થા પ્રવર્તાવે છે ૧૩૩ "

શ્રીતીર્થંકરપ્રભુ તીર્થ પ્રવર્તાવે છે એટલે શાસન પ્રવર્તાવે છે એ બાબતનો ઉલ્લેખ ૧૩૩મા શ્લોકમા સ્પષ્ટ શબ્દોમા કરવામા આવ્યો છે

(૧) ઉદ્દેશ

શ્રી તીર્થંકર ભગવતોએ ઉપદેશેલા શાશ્વત ધર્મ–જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ પચવિધ આચાર–સ્વરૂપ–મોક્ષ માર્ગના પાલનની પાત્ર જીવોને સુલભતા થાય તે રીતે સચાલન કરવુ તે

( મોક્ષમાર્ગની સાથે ગૌણરૂપે સકળાએલા અર્થ અને કામ પુરુષાર્થના આધારરૂપ ન્યાય, નીતિ વગેર માર્ગાનુસારી સદાચારોનો પણ સમાવેશ થાય છે )

**(૨) નામ :**

જૈનશાસન, તીર્થ–ધર્મતીર્થ, નિર્ગ્રંથગચ્છ, પ્રવચન, ધર્મસંઘ વગેરે નામો શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે.

**(૩) સ્થાપક :**

આ અવસર્પિણી કાળની અપેક્ષાએ, આ જૈનશાસન સંસ્થાના પ્રથમ સ્થાપક તીર્થંકર **શ્રી ઋષભદેવ** પ્રભુ આદિ ઈશ્વર છે. અને વર્તમાનકાળની અપેક્ષાએ છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર–વર્ધમાનસ્વામી આ જૈનશાસન સંસ્થાના સ્થાપક છે. (ધર્મતીર્થની સ્થાપના કરનાર હોવાથી તેઓ તીર્થંકર કહેવાય છે. **धम्म–तित्थयरे जिणे**–શ્રી લોગસ્સ સૂત્ર.)

**(૪) સ્થાપના સ્થળ :**

પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ પ્રભુએ અયોધ્યાનગરીના પેટા વિભાગમાં આવેલા **પુરિમતાલ** નગરના **શકટમુખ** ઉદ્યાનમાં પહેલા ધર્મતીર્થની સ્થાપના કરી છે.

ચરમ તીર્થંકર **શ્રી મહાવીરદેવે** અ–પાપાપુરી (પાવાપુરી)ના **મહાસેન** ઉદ્યાનમાં ધર્મતીર્થની સ્થાપના કરી છે અને પહેલી દેશના ઋજુવાલિકા નદીના તીરે આપી છે.

પ્રથમ અને છેલ્લા એટલે ચોવીસમા શ્રી તીર્થંકર ભગવંતોની વચ્ચેના કાળમાં થઈ ગયેલા બાવીસ તીર્થંકર ભગવંતોએ પોતપોતાના શાસનની સ્થાપના ક્યાં ક્યાં કરી એનો ઉલ્લેખ શ્રી આવશ્યક નિર્યુક્તિ આદિ ગ્રંથોમાં મળે છે.

**(૫) સ્થાપના–દિવસ :**

શ્રી ઋષભદેવ ભગવાને લગભગ ત્રીજા આરાના છેડે એટલે કે ત્રીજા આરાના એક હજાર વર્ષ ન્યૂન એક લાખ પૂર્વે, ત્રણ વર્ષ અને સાડા આઠ માસ બાકી હતા ત્યારે ફાગણ (માહ) વદ ૧૧ ના માંગલિક દિવસે, શ્રી જૈન શાસન સંસ્થાની સ્થાપના કરી હતી.

શ્રી મહાવીરપ્રભુએ ચોથા આરાને છેડે વૈશાખ શુદ ૧૦ ના શુભ દિવસે શ્રી જૈન શાસન સંસ્થાની સ્થાપના કરેલી કે જે આજ સુધીના પૂ૦ આચાર્ય ભગવંતોની અવિચ્છિન્ન પરંપરા દ્વારા ચાલી રહી છે.

## (૬) શ્રી જૈનશાસન-સંસ્થા ક્યાં સુધી ટકશે ?

શ્રી ભગવતીસૂત્રના કથન મુજબ શ્રી મહાવીરદેવે સ્થાપેલી આ શાસન-સંસ્થા આ પાંચમા આરાના સુધી એટલે કે સંસ્થાના સ્થાપના દિવસથી એકવીસ હજાર વર્ષ સુધી, અર્થાત આજથી લગભગ ૧૮૫૦૦ વર્ષ સુધી ચાલશે

શ્રી મહાનિશીથ આદિ શાસ્ત્રગ્રંથોમાં આવતા ઉલ્લેખો અનુસાર, 'ચાલી રહેલા આ પાંચમા આરાના છેલ્લા દિવસે અસાડ સુદ પુનમના રોજ છેલ્લા યુગપ્રધાન* શ્રી દુપ્પસહસૂરિજી મહારાજ, (સાધુ) ફલ્ગુશ્રીજી મહારાજ, (સાધ્વી) નાગિલ નામે શ્રાવક અને સત્યશ્રી નામે શ્રાવિકા આ ચાર વ્યક્તિરૂપ શ્રીસંઘનો પણ વિચ્છેદ થશે તેમજ શ્રી દશવૈકાલિક આદિ ચાર મૂળ સૂત્રો પણ વિચ્છેદ થવા સાથે, પાંચમો આરો પૂરો થશે અને બીજા જ દિવસથી એટલે કે શ્રાવણ વદ એકમ (ગુજરાતી અસાડ વદ એકમ)ની સવારથી અત્યંત ભયંકર એવો છઠ્ઠો આરો શરૂ થશે "

## (૭) શાસનસંસ્થાના સંચાલક

શ્રી તીર્થંકર પરમાત્માની આજ્ઞાનો પાલક શ્રમણપ્રધાન ચતુર્વિધ (સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા) શ્રીસંઘ, શ્રી શાસન સંસ્થાનું સંચાલન કરતો રહે છે

## (૮) મુખ્ય સંચાલક ·

શ્રી ઋષભદેવ પ્રભુના શાસનમાં—

શ્રી પુંડરિક સ્વામી, પ્રથમ ગણધર (સાધુ ભગવંત)

શ્રી બ્રાહ્મીજી, પ્રથમ ગણિની (સાધ્વીજી મહારાજ)

શ્રી ભરત મહારાજ, પ્રથમ શ્રાવક

શ્રી સુંદરી, પ્રથમ શ્રાવિકા

* * *

---

* दुप्पहसहो सूरी फग्गुसिरी अज्जा नाइलो सावओ, सच्चसिरी साविआ एस अ-पच्छिमो संघो पुवण्हे मारहे वासे अत्थमे हिहो । श्रीतीथ ८८५ २०

(૯) શ્રી મહાવીરદેવના શાસનમાં

શ્રી ઇન્દ્રભૂમિ–ગૌતમસ્વામી, પ્રથમ ગણધર (સાધુ ભગવંત)

શ્રી ચંદનબાળાજી, પ્રથમ ગણિની (સાધ્વીજી મહારાજ)

શ્રી શંખ, પ્રથમ શ્રાવક

શ્રી રેવતીજી, પ્રથમ શ્રાવિકા.

વચ્ચેના બાવીસ શ્રી તીર્થંકર ભગવંતોના શાસનમાંના ચતુર્વિધ શ્રી સંઘના મુખ્ય સંચાલકોનાં નામ ઘણે ભાગે શ્રી આવશ્યક નિર્યુક્તિ આદિ ગ્રંથોમાંથી જાણી લેવા.

**(૧૦)શાસનરક્ષક દેવ–દેવીઓ :**

શ્રી ઋષભદેવ પ્રભુના શાસનના અધિષ્ઠાયક દેવ **ગોમુખ યક્ષ** છે અને અધિષ્ઠાયિકા **શ્રી ચક્રેશ્વરી દેવી** છે.

શ્રી મહાવીર પ્રભુના શાસનના અધિષ્ઠાયક દેવ **માતંગયક્ષ** અને અધિષ્ઠાયિકા **સિદ્ધાયિકા દેવી** છે.

બાકીના બાવીસ શ્રી તીર્થંકર ભગવંતોના શાસનનાધિષ્ઠાયક દેવ અને દેવીઓના નામ પણ જૈન શાસ્ત્રોમાં મળે છે.

શાસનના અધિષ્ઠાયક દેવ દેવીઓને **પ્રવચન–દેવ, પ્રવચન–દેવી** પણ કહેવાય છે. (પ્રવચન જ્ઞાનોદ્ધાર)માં પણ એ નામો છે.

**પ્રવચન** શબ્દના શ્રુત, દ્વાદશાંગી, આગમ, ચતુર્વિધ શ્રી સંઘ, તીર્થ, શાસન–સંસ્થા, ધર્મ એવા પણ અર્થો શાસ્ત્રોમાં કરેલા છે.

મુખ્ય અને ગૌણ અર્થની અપેક્ષાએ, એ શબ્દો ને એ બધી રીતનો વ્યવહાર શાસ્ત્રોમા ચાલતો જોવામાં આવે છે, માટે કયાં કયો અર્થ લેવો તે ગુરુગમથી, આગળ–પાછળના સંબંધનો વિચાર કરીને સમજવાનું હોય છે.

**(૧૧) શ્રી જૈનશાસનની અવાંતર સંસ્થાઓ :**

શ્રી જૈનશાસનની અવાંતર શાખાઓ–મુખ્ય પરંપરાગત ગચ્છ અને બીજા વિવિધ ગચ્છો છે.



## (૧૨) શ્રી જૈનશાસન મચાલક શ્રીસઘની અવાતર શાખાઓ

શ્રમણસઘ, શ્રમણીસઘ, શ્રાવકસઘ, શ્રાવિકાસઘ એ ચાર શાખાઓ છે અથવા બીજી રીતે ગામેગામના જુદા-જુદા મઘો છે, એ શ્રી સકળ સઘની અવાતર શાખાઓ છે

## (૧૩) શાસનમસ્થાના નિયમો વગેરેનો સગ્રહ

(૧) દ્વાદશાગી શાસ્ત્રોમા પાચ વ્યવહારો વગેરે શ્રી જૈનશાસન સસ્થાના બધારણીય નિયમો વગેરેનો વિસ્તાર છે

(૨) પાચ આચારમય શાશ્વત ધર્મના ભેદ-પ્રભેદો, નિયમો-ઉપનિયમો વગેરે

(૩) ચતુર્વિધ શ્રીસઘ અને તેમાના જુદા-જુદા અધિકારીઓના અધિકારો, ફરજો, જવાબદારીઓ, જોખમદારીઓ, શિસ્ત, કાર્યપદ્ધતિ વગેરે

(૪) પ્રભુજીની ધર્મદેશના (વાણી)માથી શાસ્ત્રોની ઉત્પત્તિ, રચના, રચનારા પરપરાનો પ્રવાહ, પ્રામાણિકતા, શાસ્ત્રોના પઠન-પાઠનના વિધિઓ વગેરેના નિયમો

(૫) ધાર્મિક સપત્તિઓના રક્ષણ વગેરે

(૬) એકદર વિશ્વવ્યવસ્થા, વિશ્વના પદાર્થો, વિશ્વના નિયમો, હેય, ઉપાદેય, જ્ઞેય, ઉપેક્ષ્ય એ ચારરૂપ જીવન તત્ત્વજ્ઞાનની સમજ, એકદર સમગ્ર વિશ્વનુ તેમા પ્રતિબિંબ હોય છે

(૭) શાસન સસ્થાના બધારણીય સમગ્ર નિયમો, સબધો, સબધીઓ, પદાર્થોનુ નિરુપણ, શાસનમા પ્રવેશ-નિવેશ વગેરેના નિયમો, પ્રાયશ્ચિત્તો વગેરે

## (૧૪) શાસનની મપત્તિઓ

જ્યારથી શ્રી જૈનશાસન વ્યક્તરૂપે અસ્તિત્વમા આવ્યુ ત્યારથી અને તે સમય પહેલા તેમજ પછી પણ, શાસનના ઉદ્દેશ મુજબ કાયમી બનતી હોય કે બની હોય, તે બધી શાસનની સપત્તિઓ છે

અર્થાત પચાચારને અનુસરતા સખ્યાબધ અનુષ્ઠાનો હોય છે તે પ્રત્યેક અનુષ્ઠાનને લગતી વિવિધ ક્રિયાઓ હોય છે વિવિધ પ્રકારની તે ક્રિયાઓને લગતા જુદા-જુદા વિધિ હોય છે અને તે તે વિધિમા ઉપયોગી થતા અનેક ઉપકરણો-સાધનો હોય છે

તથા તીર્થો, કલ્યાણક ભૂમિઓ, પાંચ મુખ્ય ધર્મદ્રવ્યો, (૧ દેવદ્રવ્ય, ૨ જ્ઞાનદ્રવ્ય, ૩ ગુરુદ્રવ્ય, ૪ સાધારણ દ્રવ્ય, ૫ ધર્મદ્રવ્ય) સાધારણ દ્રવ્યના સાત ક્ષેત્રો અને ધર્મ દ્રવ્યના બાર ભેદો તથા તે દરેક સાથે સંબંધિત નાના-મોટાં બીજાં અનેક ખાતાંઓ વગેરે શ્રી જૈન શાસનની અનન્ય માલીકીની સંપત્તિઓ હોય છે. જેમાં ધર્મને પોષક અનેક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો સમાવેશ થાય છે.

### (૧૫) શ્રી જૈનશાસનની સંપત્તિના વહીવટનો અધિકાર :

શ્રી જૈનશાસનની તમામ મિલકતોનો, જૈન શાસ્ત્રોની આજ્ઞાનુસાર વહીવટ કરવાનો સંપૂર્ણ અધિકાર, જિનાજ્ઞાનુસારી શ્રમણપ્રધાન ચતુર્વિધ શ્રી સંઘને યથાધિકાર હોય છે.

### (૧૬) શ્રી સંઘના અધિકારીઓનું સ્વરૂપ :

(અ) શ્રી ગણધર ભગવંતોની પરંપરામાં આવેલા મુખ્ય આચાર્યદેવ કે જે તે-તે કાળે, શ્રી તીર્થંકર ભગવંતના પ્રતિનિધિ હોય છે.

(આ) તે તે સમયે, બીજા-બીજા આચાર્યો વગેરે ત્યાગી વર્ગ કે જે મુખ્ય આચાર્યદેવના પ્રતિનિધિરૂપે હોય છે.

(ઇ) સ્થાનિક સંઘનો આગેવાન કે જે મોક્ષમાર્ગાનુસારી, સમ્યક્ત્વધારી કે દેશવિરતિધર હોય અને દ્રવ્ય સપ્તતિકાની ગાથા ૫-૬-૭માં દર્શાવેલી ધાર્મિક દ્રવ્યોની રક્ષા વ્યવસ્થા અને વહીવટ કરવાની યોગ્યતા ધરાવતો હોય તેમ જ ધર્માચારોનું શકય આચરણ પણ કરતો હોય તે પણ વહીવટ ચલાવવા માટે યોગ્ય છે.

આ ગૃહસ્થ, મુખ્ય આચાર્યદેવના સ્થાનિક પ્રતિનિધિ ગણાય છે અને તેમની આજ્ઞા અને માર્ગદર્શન અનુસાર શ્રી સંઘના સ્થાનિક અનુયાયીઓ ચાલતા હોય છે. જયારે તે આગેવાન પોતે મુખ્ય આચાર્યદેવને જવાબદાર હોય છે.

આ થઈ, શ્રી જૈનશાશનની શાસ્ત્રાનુસારી સંચાલન પદ્ધતિ. જેમાં કોઈ સર્વથા સ્વતંત્ર હોતો નથી તેમ જ ઉપર નિયામક હોવાથી એકહથ્થુ સત્તા પણ હોતી નથી.

(ઈ) દેવ-ગુરુ અને શાસનની પરંપરાગત આજ્ઞાથી અસંગત પ્રકારે વર્તન કરવાનો શ્રી સંઘમાંની કોઈ પણ વ્યક્તિને અધિકાર હોતો નથી.

(૭) આમ હોવા છતા, જો કોઈ વ્યક્તિ અજ્ઞાનાદિથી જિનાજ્ઞા વિરુદ્ધનુ કોઈ પણ પ્રકારનુ વર્તન દાખવે અને સકળ શ્રી સઘના આગેવાન મુખ્ય આચાર્ય વગેરેના સમજાવવા છતા કે આજ્ઞા કરવા છતા પણ એ વ્યક્તિ માને નહિ અને શાસનની પ્રણાલિકા તૂટવાનો ભય ઊભો થાય, તો શ્રી સઘ અને જૈનશાસનની વિશ્વોપકારી વ્યવસ્થાને સુરક્ષિત રાખવા માટે, સડેલા પાન કે શરીરના ભાગને દૂર કરી દઇએ છીએ તે રીતે તે વ્યક્તિને સઘ બહાર કરી, અનાદિ કાળથી ચાલી આવતી, સર્વ-જીવહિતકર શાસન અને શ્રી સઘની પ્રણાલિકા અબાધિત રાખવી જોઇએ અને તેમ કરવા માટે સકળ શ્રી સઘ બધાએલો છે

ધર્મની આ મહાવ્યવસ્થા-શક્તિને હેમખેમ રાખવા માટે રાજાને, જ્ઞાતિઓએ અને મહાજનની સસ્થાએ પણ બની શકે તેટલી સહાય કરવી તે ફરજ છે અને પ્રસગને અનુરૂપ રાજ્યાદિની સહાય લઇને પણ તે વ્યવસ્થા શક્તિને અવિશુદ્ધ રાખવાની શાસ્ત્રાજ્ઞા છે

## (૧૭) શાસન-સચાલન કોના આધારે ?

શ્રી જૈનશાસનના બધારણના તેમજ શ્રી સઘની મર્યાદા અને અધિકારોના ઘણા નિયમોના—

**શ્રી આચારદિનકર, શ્રી આચારપ્રદીપ, શ્રી આચારોપદેશ, ગુરુતત્ત્વવિનિશ્ચય વગેરેમા તથા છેદસૂત્રો, શ્રી વ્યવહારસૂત્ર, બૃહત્કલ્પ-સૂત્ર, શ્રી મહાનિશીથસૂત્ર, શ્રી નિશીથસૂત્ર** વગેરેમા અનેક રીતે જુદા જુદા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ સાથે સુસગત વર્ણનો છે

બધારણાદિ માટે શાસ્ત્રોમા વ્યવહાર શબ્દ વપરાએલો છે એટલે એ વિષયમા શ્રી વ્યવહાર સૂત્ર પણ મહત્ત્વનુ છે

એ બધાનો ઉપયોગ, ગીતાર્થ આચાર્ય મહારાજના ઉપદેશ અને આજ્ઞાનુસાર અને તે તે શાસ્ત્રોની મર્યાદાઓથી અવિરુદ્ધ રીતે સાધક દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની સહાયથી તથા બાધક દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને દૂર રાખીને, પરિસ્થિતિ મુજબ યોગ્ય રીતે કરવાની ફરજ છે જે મહાનિર્જરા, પુણ્ય વગેરેની પ્રાપ્તિના કારણરૂપ છે

**(૧૮) સંચાલકોની કક્ષા :**

શ્રી જૈનશાસનના સ્થાપક શ્રી તીર્થંકર પરમાત્મા છે.

શાસનના સંચાલનમાં પહેલી કક્ષા, પ્રથમ ગણધર ભગવંતની આવે છે.

તેમની પછી આવે છે શાસનાધિપતિ આચાર્ય મહારાજ.

શાસનાધિપતિ આચાર્ય મહારાજ પછી આવે છે ગૌણ અધિકાર ધરાવનાર આચાર્ય ભગવંતો, તે બાદ ઉપાધ્યાયજી મહારાજ, પછી ગણી, ગણાવચ્છેદકો, વૃષભ, ગીતાર્થ, મુનિ, પંન્યાસ આદિ પદસ્થો વગેરેની કક્ષાઓ છે.

**(૧૯) શ્રીસંઘની કાર્યપદ્ધતિનાં આધારભૂત તત્ત્વો :**

શ્રીસંઘની કાર્યપદ્ધતિ શાસ્ત્રોમાં બતાવેલા પાંચ વ્યવહારો, બંધારણીય નિયમો, પૂર્વાચાર્યોએ બંધારણીય રીતે કરેલા સ્પષ્ટ ઠરાવો અને નિર્ણયોના આધાર પર અવલંબિત હોય છે.

(૧) આગમ, (૨) શ્રુત, (૩) ધારણા, (૪) આજ્ઞા અને (૫) જીત. એ પાંચ વ્યવહારો છે.

આ પાંચ વ્યવહારો તે બંધારણીય નિયમ અને શ્રીસંઘની સંચાલન પદ્ધતિ સાથે સંબંધ ધરાવનારી મુખ્ય વસ્તુઓ છે. કાળના પસાર થવાના જુદા જુદા પ્રવાહ સાથે આ પાંચને સંબંધ છે.

એટલે કે અમુક વખતે આગમવ્યવહાર મુખ્ય હોય છે, તો અમુક વખતે આદિ ક્રમે બીજા વ્યવહારો મુખ્ય હોય છે. હાલ, જીતવ્યવહાર મુખ્ય છે.

**(૨૦) સ્પષ્ટ સમજ :**

(૧) ધર્મની આરાધના એ જુદી વસ્તુ છે અને શાસન તેમજ સંઘની મર્યાદાના નિયમો એ જુદી વસ્તુઓ છે.

(૨) ધાર્મિક મિલ્કતોની આવક, રક્ષણ અને ઉપયોગ બતાવનારા નિયમો એ પણ ધર્મની આરાધનાથી જુદી વસ્તુ છે.

(૩) એમ છતાં ઉક્ત પાંચેય વ્યવહાર જ પરસ્પર સંકળાએલા છે. પાંચેયમાં પરસ્પર ભેદાભેદ છે.

(૪) જ્ઞાનાચારાદિ પાંચ મુખ્ય આચાર અને એના અવાતર આચારોની

વિસ્તૃત માહિતી શાસ્ત્રોમા વિસ્તારથી છે એકનો ચોવીસ અતિચારો ઉપરથી ઘણોખરો ખ્યાલ આવી શકે તેમ છે

(૫) એની સાથે સબધ ધરાવતા અનાચારો એટલે ગુન્હાઓ અને અપરાધો એટલે અતિચારો આમ સમજ મેળવવી જરૂરી હોય છે

(૬) અતિચારોના પ્રાયશ્ચિત્તો, શિક્ષા વગેરે શાસ્ત્રોમા વિસ્તારથી બતાવેલા છે સામાન્ય રીતે શ્રાવકને ૧૨૪ અતિચારો સભવતા હોય છે

(૭) અનાચાર, રાજદારી ગુન્હા જેવો છે તેનુ પ્રાયશ્ચિત્ત હોતુ નથી, પરતુ સઘ બહાર મૂકવા વગેરે પ્રકારની શિક્ષા હોય છે

(૮) અને જે અનાચારસ્વરૂપ ગુન્હો કરનાર, ફરીથી તેવો ગુન્હો અથવા ગુન્હા ન કરવાની પૂરતી કાળજી રાખવાની ખાત્રી આપે તો તે ગુન્હો અથવા અપરાધ અતિચાર બની રહે અને તેની મોટા પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ થઈ શકે, પરતુ મુખ્યતયા અનાચારનુ પ્રાયશ્ચિત્ત હોતુ નથી, કેમકે તે ખૂબ જ મોટો દોષ છે

(૯) અપરાધ કરવાની ઇચ્છા તે **અતિક્રમ**

(૧૦) અપરાધ કરવામા પ્રવૃત્તિ તે **વ્યતિક્રમ**

(૧૧) અપરાધ કરવો તે **અતિચાર**

(૧૨) નિર્લજ્જપણે, ઉદ્ધતાઈથી અપરાધ કરવો તે ગુન્હો – **અનાચાર** કહેવાય છે

**(૨૧) શાસન એટલે ?**

(અ) **શાશ્વત ધર્મ**, રત્નત્રયી-પચાચાર વગેરે રૂપે છે

(આ) **શાસન**—શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા એટલે કે બધારણીય શાસન સસ્થા (પાચ વ્યવહારો)ની વફાદારી જાળવવી

(ઇ) **શ્રીસઘ**—શ્રમણપ્રધાન ચતુર્વિધ શ્રીસઘ શાસનના સચાલક તરીકે પણ છે અને તે જ ધર્મના આરાધકોરૂપ પણ છે

(ઈ) **શાસ્ત્ર** દ્વાદશાગી અર્થાત્ પચાગી સહિત આગમો તથા સુવિહિત, ગીતાર્થ આચાર્ય ભગવતાદિએ રચેલા અને દ્વાદશાગીને અનુસરતા શ્રીસઘ માન્ય શાસ્ત્રો

(૭) **સંપત્તિ :** પાંચ પ્રકારના દ્રવ્ય ઉપલક્ષણથી ધર્મના હેતુ, સ્વરૂપ અને અનુબંધથી સહાયક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ.

(અહીં એટલું ખાસ સમજવાનું છે કે આ પાંચ પૈકી એકને મુખ્ય અને બીજા ચારને ગૌણ રાખવાથી કુલ ૨૫ ભેદો થશે.)

(૧) એટલે કે જ્યારે શાસનની મુખ્યતા રખાય ત્યારે ધર્મ, સંઘ, શાસ્ત્રો અને સંપત્તિઓ એ ચાર ગૌણપણે શાસન કહી શકાય. કેમકે તે ચારેય શાસનના વ્યવસ્થાતંત્ર નીચે હોય છે. શાસનસંસ્થાના તે જુદા જુદા અંગો છે—ઉદ્દેશરૂપે-**સંચાલકરૂપે-નિયમસંગ્રહરૂપે-સાધનો રૂપે.**

(૨) **જ્યારે ધર્મની મુખ્યતા રાખીએ ત્યારે** શાસન-સંઘ-શાસ્ત્રો અને સંપત્તિઓ પણ ધર્મ કહેવાય. કેમકે તે બધા ધર્મને માટે છે, ધર્મની આરાધનામાં સહાયક થાય છે. — વ્યવસ્થાતંત્રરૂપે, પ્રેરક અને નિયામકરૂપે, માર્ગદર્શકરૂપે, ઉપકરણોરૂપે.

(૩) **સંઘની મુખ્યતા રાખીએ ત્યારે,** શાસન, ધર્મ, શાસ્ત્રો અને સંપત્તિઓ પણ સંઘ કહેવાય છે. કેમકે તે બધા શ્રીસંઘના સંચાલન નીચે હોય છે. (૧) શાસન, શ્રીસંઘને સંચાલન કરવા યોગ્યરૂપે સંઘ છે. (૨) યોગ્ય રીતે પ્રવર્તન કરવા યોગ્યરૂપે ધર્મ. (૩) સુરક્ષ્ય પ્રવર્તક સાધનરૂપે શાસ્ત્રો. (૪) અને સુરક્ષ્ય ધાર્મિક ઉપકરણો અને શાસનની મિલ્કતોરૂપે.

(૪) **શાસ્ત્રની મુખ્યતા રાખીએ ત્યારે,** શાસન, ધર્મ, સંઘ અને સંપત્તિઓ શાસ્ત્ર કહેવાય છે. કેમકે તે દરેકનું વર્ણન શાસ્ત્રમાં હોય છે. અને શાસ્ત્રાજ્ઞા મુજબ તે દરેકનો ઉપયોગ કરાય છે. શાસ્ત્રોમાં વર્ણન કરવા યોગ્ય એ મુખ્ય વિષયો હોય છે. (૧) વ્યવસ્થાતંત્ર, (૨) વ્યવસ્થાપક, (૩) પંચાચારનું વર્ણન, (૪) સંપત્તિઓની રક્ષા વગેરેનું માર્ગદર્શન શાસ્ત્ર કહેવાય છે.

(૫) **સંપત્તિઓને મુખ્ય રાખીએ ત્યારે,** શાસન, સંઘ, ધર્મ અને શાસ્ત્રો એ ચારેય સંપત્તિઓ કહેવાય છે.

(૧) બંધારણીય શાસન-સંપત્તિ છે.

(૨) શ્રી સંઘ-ચારેય પ્રકારના સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા ક્ષેત્રો સંપત્તિ છે. દેવ-ગુરુ-ધર્મ સંપત્તિઓ છે. તેના દ્રવ્યો પણ સંપત્તિઓ છે.

(૩) પાચ આચારો ભાવ સપત્તિઓ છે અને તેના દ્રવ્યો પણ સપત્તિઓ છે

(૪) શાસ્ત્રો સપત્તિઓ છે શાસ્ત્રોના દ્રવ્યો–જ્ઞાનદ્રવ્ય પણ સપત્તિઓ છે

આ જાતની વ્યવસ્થા શાસ્ત્રોમા તથા વ્યવહારમા ઝીણવટથી તપાસતા કેટલેક અશે અમલીરૂપે પણ મળી આવે છે

આ રીતે એ પાચેયને તેમજ તેના–પ્રભેદોને સાપેક્ષપણે કરાતી આરાધનાઓ વાસ્તવિક રીતે શ્રી જૈન ધર્મની આરાધનાઓ છે જો એમાના કોઈ એક પણ અગને જરા જેટલુ પણ નુકસાન થાય, તો બધાને નુકસાન પહોચે અને પરપરાએ ધર્મને ધક્કો પહોચે છે અથવા ધર્મની ધર્મની ધગર વિરાધના થાય છે

## (૨૨) સાધક દ્રવ્ય–ક્ષેત્ર–કાળ અને ભાવનુ સ્વરૂપ

(૧) દ્રવ્ય–આરાધક આત્મદ્રવ્યો, દેવ–ગુરુ આદિના આરાધ્ય આત્મદ્રવ્યો અને આરાધનામા ઉપયોગી ઉપકરણાદિ દ્રવ્યો

(૨) ક્ષેત્ર–આરાધ્ય ક્ષેત્રો,–શ્રી શત્રુજય મહાતીર્થ, આરાધ્ય ભૂમિઓ, તીર્થભૂમિઓ, આર્યક્ષેત્ર, શ્રી જિનમદિર, પૌષધશાળા વગેરે

(૩) આરાધના માટે અનુકૂળ આરાધ્ય કાળ–બીજ, પાચમ, આઠમ, ચૌદસ, પૂનમ, અમાસ વગેરે પર્વતિથિઓ, શ્રી પર્યુષણ આદિ મહાપર્વો, પાચ કલ્યાણક આદિ સાથે સબધ ધરાવતા કાળ વગેરે

(૪) ભાવ–આરાધનાની વિશિષ્ટતાને વધારનાર આરાધક–ભાવના પોષક આરાધ્ય ક્ષમાદિક દશ ધર્મો, મૈત્રી આદિ ભાવનાઓ, પચાચાર, રત્નત્રયી, માર્ગાનુસારિતા, અપુનર્બધકપણુ વગેરે

આ ચારેય ધર્મારાધનમા પ્રબળ નિમિત્તો છે કોઈ–કોઈ સ્વય આરાધ્ય છે તેમજ આરાધનામા નિમિત્તરૂપ પણ છે એની સહાયથી આરાધક આત્માઓ ધર્મની આરાધનામા સારી રીતે આગળ વધી શકે છે,

આ ચારેય નિમિત્તો ઉત્તરોત્તર પ્રબળ બનીને સહાયક બનતા રહે તે માટે પૂરી જાગૃતિ કેળવવી જોઈએ, તેમા સહેજ પણ પ્રમાદ ન સેવવો જોઈએ

જેમ સાધક દ્રવ્યાદિ મેળવવાનો સત્પ્રયાસ કરવાનો હોય છે અને તે મળી જાય તો તેનો લાભ ઉઠાવવાનો હોય છે તેમ બાધક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને

ભાવોને દૂર રાખવામાં એટલી જ સાવચેતી રાખવાની હોય છે. કેમકે તે બધા ધર્મની આરાધનામાં અનેકવિધ અંતરાયો ઊભા કરે છે.

(૫) ઉક્ત દ્રવ્ય, ક્ષેત્રે, કાળ અને ભાવોમાંના પ્રત્યેકને ચાર નિક્ષેપા હોય છે, અને પ્રત્યેક નિક્ષેપા સાથે પણ તેના દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવો જોડાએલા હોય છે

(૬) આટલું વિશાળ ક્ષેત્ર–શ્રી જૈન શાસનના અને શ્રી સંઘના વહીવટી સંચાલનની નીચે હોય છે.

(૭) આવી જ રીતે બાધક દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ, તેની સાથે જોડાયેલા નિક્ષેપા અને તેની સાથે જોડાયેલા નિક્ષેપાના દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ હોય છે. એ દરેકને જાગૃત પ્રયત્નપૂર્વક દૂર રાખવાના હોય છે.

(૮) આમ બેવડી રીતે–સાધકનો અમલ અને બાધકથી રક્ષણ–શ્રી જૈન શાસન વગેરેનુ રક્ષણ કરવાનુ હોય છે અને સંચાલન પણ કરવાનું હોય છે.

(૯) શાસન, સઘ, ધર્મ, શાસ્ત્ર, ધાર્મિક સંપત્તિઓ એ પાંચેય ઉપર દ્રવ્ય–ક્ષેત્ર–કાળ અને ભાવ ઘટે અને તે દરેક ઉપર તેના ચાર નિક્ષેપા ઘટે અને તે દરેકની ઉપર પણ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ અને ભાવ ઘટે.

આ રીતે શ્રી જૈન શાસન સંસ્થાના વિષયમાં જાણવા લાયક ઘણા–ઘણા સૂક્ષ્મ વિષયો છે. જે ગીતાર્થ અને અનુભવી ગુરુના મુખેથી, શાસ્ત્રના સૂક્ષ્મ અધ્યયન અને ચિંતનથી, પરંપરાથી ચાલ્યાં આવતાં ધોરણો સમજવાથી, શોધક દૃષ્ટિએ ઊંડા ઉતરવાથી, જુદા–જુદા ગામ–નગરોમાં પરંપરાથી ચાલ્યા આવતા શ્રી જૈન શાસનના બંધારણીય નિયમોને બરાબર જાણી લીધા પછી તેનો અભ્યાસ કરવાથી, બરાબર હૃદયગત થઈ શકે તેમ છે. અને શાસનની વ્યવસ્થા કેવા સંગીન પાયા પર રચાએલી છે તે સમજી શકાય તેમ છે.

**(૨૩) શ્રી જૈન શાસનના આજ્ઞાપ્રધાન બંધારણમાં પ્રતિનિધિપણું :**

(૧) પ્રતિનિધિપણુ ઉપરથી નીચે આ મુજબ બરાબર ગોઠવાએલું છે.

અ શ્રી તીર્થંકર પરમાત્માના પ્રતિનિધિ તરીકે તેમના પ્રથમ ગણધર ભગવંત કે સકારણ તે સિવાયના પણ ગણધર ભગવંત હોય છે. (જેમકે પ્રભુ શ્રી મહાવીરદેવના શાસનમાં પાંચમા ગણધર ભગવંતને શાસન સોંપાયાનો દાખલો છે.)

આ મુખ્ય ગચ્છગતિ આચાર્યદેવ, ગણધર ભગવતના પ્રતિનિધિ હોય છે

इ તેમના પ્રતિનિધિ તરીકે અધિકાર સંપન્ન, જુદા-જુદા આચાર્યદેવો હોય છે

ई મુખ્ય ગચ્છાધિપતિ આચાર્યદેવના પ્રતિનિધિ-દેશો, નગરો અને ગામોમા વસતા જાતિ સંપન્ન, કુળસંપન્ન, ગુણવાન આગેવાનો હોય છે જેમની આજ્ઞામા સ્થાનિક સકળ અનુયાયી વર્ગ-શ્રી સંઘ હોય છે

उ શાસનાધિપતિ કે ગચ્છાધિપતિ આચાર્યોના પ્રતિનિધિ તરીકે ગણિની સાધ્વીજી-મહારાજ હોય છે

ऊ અને તેમના પ્રતિનિધિ તરીકે પ્રવર્તિની-સાધ્વીજી મહારાજ-હોય છે તેમની આજ્ઞામા પોતાના સમુદાયના સર્વ સાધ્વીજી મહારાજાઓ હોય છે

ऋ તેમના પ્રતિનિધિ તરીકે ઉપાશ્રયમાના સ્વામિની-સુશ્રાવિકા-હોય છે જેમની આજ્ઞામા સ્થાનિક શ્રાવિકાઓ વર્તતી હોય છે

ॠ સ્થાનિક શ્રાવિકા સંઘના આગેવાન કે જે આચાર્યદેવના પ્રતિનિધિ હોય છે, તેમની આજ્ઞામા પણ અમુક અંશે શ્રાવિકા સંઘ વર્તતો હોય છે

(૨) આગેવાન પ્રતિનિધિ પોતે જાતે જે કામમા હાજરી આપી ન શકે, ત્યા તે પોતાના વતી પોતાના પ્રતિનિધિને મોકલી શકે

દા ત કોઇ પણ ઠેકાણે શ્રાવકસંઘ મળે ત્યારે તે ગામની તરફથી તે આગેવાન પોતે જાય, પરંતુ જો તે ન જઇ શકે તો પોતાના પ્રતિનિધિને મોકલી શકે, પરંતુ તેના સ્થાને સ્થાનિક સંઘ પોતાની પસંદગીના પ્રતિનિધિને મોકલી ન શકે

મુખ્ય આગેવાન, પૂ૦ આચાર્યદેવનો પ્રતિનિધિ હોઇને તે ન જઇ શકે ત્યા પોતાના પ્રતિનિધિને મોકલી શકે એ જ રીતે પૂ૦ આચાર્યદેવ પણ પોતાના પ્રતિનિધિને મોકલી શકે ને તે આજ્ઞા પ્રમાણે જે કરી લાવે તે આચાર્યદેવને પણ કબુલ હોય છે તેમ જ તેમના હાથ નીચેના સમગ્ર તંત્રને પણ કબુલ હોય છે તે હોવુ જ જોઇએ,-કે જે શ્રી શાસનના બંધારણ, દેવાધિદેવની આજ્ઞા, શ્રી સંઘની મર્યાદા અને મૂળભૂત ન્યાય વગેરેથી વિરૂદ્ધ ન હોય

આમ, પ્રતિનિધિપણાની સમગ્ર વ્યવસ્થા ઉપરથી નીચેના ક્રમમા વ્યવસ્થિત રીતે ગોઠવાયેલી હોય છે

જ્યારે આજના કલ્પિત લોકશાસનની વ્યવસ્થામા પ્રતિનિધિપણાનો ક્રમ નીચેથી ઉપર-ઉપરનો હોય છે.

દા. ત. પ્રત્યેક ઉમરલાયક મતાધિકારી વ્યક્તિ, મતદાન દ્વારા પોતાનો પ્રતિનિધિ ચૂટે, પછી તે પ્રતિનિધિઓ પોતાના પ્રતિનિધિને ચૂંટે અને એ રીતે છેવટે એક પ્રતિનિધિ ચૂટાય.

આ વિચાર અહીં એટલા માટે મૂકયો છે કે શ્રી જૈનશાસન અને સંઘના કાર્યોમા પણ ચૂટણીનુ પ્રતિનિધિપણું કે બહુમતવાદ પ્રવેશી ન જાય. અને જો એમ થાય તો શ્રી તીર્થંકર પરમાત્માના શાસનને આપણે અમાન્ય લેખ્યુ મનાય. તેની સાથોસાથ શ્રી તીર્થંકર પરમાત્માની આજ્ઞા સાથેનો આપણો સંબધ તૂટી જાય, ધાર્મિક મિલ્કતો ઉપરનો શ્રી જૈન શાસનનો બંધારણીય અધિકાર રદ્દ થાય ને તે લોકોના અધિકારની બની જાય.



### હાર્દિક એકરાર

મેરા કોઈ ન જગતમેં
તુમ છોડી હો જિનવર જગદીશ ।
પ્રીત કરૂં અબ કોનશું,
તું ત્રાતા હો મોહે વિસવાવીશ ॥
આતમરામ તું માહરો,
સિરસેહરો હો હયડાનો હાર ।
દીનદયાળ કૃપા કરી,
મુજ વેગે હો અબ પાર ઉતાર ॥

# જિન શાસનના કોઈ પણ ધાર્મિક ક્ષેત્રના વહીવટી મેળની સરળતા માટે જરૂરી નિયમાવલી (બધારણ)ની રૂ પ રે ખા

[ પં૦ પ્રભુદાસભાઈના મનનીય નિબધના આધારે આ લેખ સંકલિત કર્યો છે સં૦ ]

શ્રી જૈન સંઘનુ શાસ્ત્રીય અને વાસ્તવિક બધારણ શાસનની સ્થાપના થઇ ત્યારથી વ્યવસ્થિતપણે ચાલ્યુ જ આવે છે તેને યથાર્થરૂપે સમજ્યા વગર આધુનિક લોકહેરી પ્રમાણે ચોમાસાના અળસીયાની જેમ રોજ નવી નવી ઉપજતી સંસ્થાઓ પોતાનુ બધારણ સ્વતંત્રરૂપે બનાવે, પણ ખરેખર એમ કરવાનો વસ્તુત કોઇને અધિકાર નથી તે છતા વર્તમાન રાજસત્તા અને તેના ચિત્રવિચિત્ર ટ્રસ્ટ એકટ આદિ કાયદાના આધારે કામ કરવાની ફરજ પડે એટલે ચેરીટી કમીશ્નર અને આપણા કેટલાક નવયુગના વાતાવરણમા ઉછરેલ ટ્રસ્ટી બધુઓ બધારણ ઘડીને તૈયાર કરવાની પેરવી કરે છે

તે પ્રસગે શિષ્ટપુરુષમાન્ય પરંપરા અને મર્યાદાનુ યથોચિત જ્ઞાન ન હોવાથી કેટલીક વાર ભયના અનિષ્ટ તત્ત્વો બધારણના નામે દાખલ ન થઇ જાય તે માટે કદાચ જરૂર પડે અને બધારણની માગણી સરકાર તરફથી થાય તો બધારણ તો અમારૂ જે છે તે છે જ – નવુ કઇ કરવાનુ નથી છતા કાર્ય કરવાની પદ્ધતિ જણાવનારી નિયમાવળી આ પ્રમાણે છે એમ કરી રજૂ કરી શકાય તેવી રૂપરેખા અહીં દર્શાવાય છે

**(૧) નામ**

આ સંસ્થાનુ નામ

ગામ

**(૨) ઉદ્દેશ્ય**

શ્રી જૈન શાસનની દ્રવ્ય અને ભાવસંપત્તિ (ગામ, શહેર કે પ્રદેશ)નુ રક્ષણ અને સંચાલન આદિ પરંપરાગત સાંસ્કૃતિક પદ્ધતિ, શાસ્ત્ર, ગુરુ, સંઘ

આદિની આજ્ઞાનુસારે તથા આચાર્યો આદિ શ્રમણસંઘના સમયે સમયે મેળવેલા આદેશો અને નિર્ણયાનુસાર કરવું.

**(૩) સંચાલનનો અધિકાર :**

શ્રી પંચાશક દ્રવ્યસપ્તતિકા આદિ ગ્રંથોમાં જણાવાયેલ યોગ્યતાવાળા વિશિષ્ટ ગુણ સંપન્ન જે શ્રાવકોને સ્થાનિક જૈન શ્રીસંઘ ગીતાર્થ મુનિઓની દોરવણી બળે નિયત કરે તેમને સંચાલન કરવાનો અધિકાર છે. ધર્મસ્થાનોના વહીવટ કરનારની યોગ્યતાનું વર્ણન દ્રવ્યસપ્તતિકા–શ્રી પંચાશક ગ્રંથ આદિમાં વિસ્તારથી છે. આ પુસ્તકમાં શરૂઆતમાં જ આ ગાથાઓ મૂકવામા આવી છે.

શ્રી જૈન શાસનના કોઈ પણ ધાર્મિક ખાતાનો વહીવટ કરનારે વિ. સં. ૧૭૪૪માં પૂ ઉપા લાવણ્યવિજયગણીએ અનેક આગમો અને ગ્રંથોમાંથી સંકલીત કરેલ ૭૦ ગાથાના **દ્રવ્યસપ્તતિકા** પ્રકરણને ગુરુમુખે ધારી લઈ સફળ વહીવટ કરવાની જાણકારી મેળવી લેવી જોઇએ.

દ્રવ્યસપ્તતિકા આદિ ગ્રંથોની સફળ જાણકારી વહીવટીતંત્રમા દાખલ થવા માટે ઉમેદવારોએ જઘન્ય યોગ્યતારૂપે મેળવી લેવી જોઇએ.

**પદાધિકારી :**

(અ) મુખ્ય કાર્યવાહક (સંચાલક)..................

(આ) સહાયક કાર્યવાહક..........................

(ઇ) કોષાધ્યક્ષ (ધર્મદ્રવ્યને જીવથી પણ વધુ જતન કરી સુયોગ્ય રીતે શાસ્ત્રીય પદ્ધતિથી સાચવે તે.)

**નોંધ**—આ સિવાય ભિન્ન ભિન્ન ખાતાઓના વહીવટ અંગે જે જે કાર્યવાહકો નીમવાની જરૂર હોય તો તે સ્થાનિક શ્રીસંઘ સદ્ગુરુની દોરવણી મુજબ નીમી શકે છે.

શ્રી જૈનસંઘનો વહીવટ શુદ્ધ ધાર્મિક છે.

સામાજીકતાના તત્ત્વથી તે સદતર દૂર હોય છે.

તેથી જ **જૈન સમાજ** એ ભ્રામક છે.

**જૈન સંઘ** યથાર્થ સંઘ છે.

મુખ્ય કાર્યવાહકની ઉમર ૩૦ થી ૩૭ વર્ષ સુધીની હોય તો સારૂ

**જૈન સંઘ** શબ્દથી જિનશાસનની વિશુદ્ધ પરંપરા જે અવિચ્છિન્નપણે ચાલી આવે છે તે શ્રી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘ જ સમજવો

તે તે સંપ્રદાયો પાછળથી જુદા પડ્યા ત્યારે મૂળ પરંપરાને ઓળખવા માટે શ્વેતામ્બર મૂર્તિપૂજક આદિ વિશેષણો ઉમેરવા પડ્યા

### શ્રીસંઘનું સામુદાયિક મિલન

કાર્યવાહકે વર્ષમા એક બે કે ત્રણ વાર પોતાના કાર્યની વિગતવાર નોંધ કોઇ વિશિષ્ટ પર્વ પ્રસંગે એકત્રિત થયેલ શ્રીસંઘ સમક્ષ રજૂ કરી દે

વિશેષ કાર્યો માટે સંચાલકે શ્રીસંઘની અનુમતિ મેળવવી જોઇએ શ્રીસંઘનું પ્રત્યેક કાર્ય શાસ્ત્ર શાસનમાન્ય પરંપરાનુસાર હોઈ પ્રાય દરેકની તેમા સંમતિ હોય જ એટલે બહુમત અલ્પમત કે સર્વાનુમતરૂપે મતાધિકારની જરૂર જ નથી

છતા કદાચ કોઈ તેવા પ્રસંગે બુદ્ધિભેદ કે વિચારભેદ કે મતભેદ જેવુ થવા પામે તો હઠાગ્રહ કે ખેંચપકડ ન કરતા ગીતાર્થ યોગ્ય મુનિ કે આચાર્ય સમક્ષ તે વાત રજૂ કરી તેઓના યોગ્ય નિર્ણયને આજ્ઞાનુસારી બંધારણની રૂએ દરેકે માન્ય કરવો જોઇએ

એટલે જિનશાસનમા દરેક કાર્યમા શાસ્ત્ર કે ગુરુની આજ્ઞાને જ પ્રાધાન્ય અપાય છે વ્યક્તિગત વિચારધારાને મહત્ત્વ નથી, કેમકે વ્યક્તિ કરતા સમષ્ટિના હિતને લક્ષ્યમા રાખી ઉપકારી જ્ઞાની પુરુષોએ નિયત કરેલ આજ્ઞાનુસારી કાર્યપદ્ધતિને જિનશાસન શ્રેયસ્કર માને છે

### કાર્યવાહકનુ પરિવર્તન

ધર્મના કોઈ પણ કાર્યમા સંચાલક સહાયક કે કોષાધ્યક્ષ વગેરેની ફેર બદલી કે સ્થાનપૂર્તિ કરવાની જરૂર પડે ત્યારે સકલ સંઘને ભેગો કરી યોગ્યતાનુસાર પસંદગી કરી સુયોગ્ય વ્યક્તિની નીમણુંક કરવી.

### કાર્યસંચાલનની પદ્ધતિ

કાર્યસંચાલન શાસ્ત્રીય આજ્ઞા અને પરંપરાનુસાર કરવુ કોઇ પણ વહીવટદાર પોતાના વ્યક્તિગત નામ પર ચલ કે સ્થાવર સંપત્તિની લેવડ દેવડ કરી શકે નહિ

વેચાણુખાતું, ભાડાચિઠ્ઠી આદિ બધું તે તે ધાર્મિક ખાતાના નામે કરાવવું તે તે ખાતાની રકમોનું રોકાણ શાસ્ત્રીય મર્યાદાનુસાર ગુરુમહારાજની દોરવણી મુજબ કરવું. ધાર્મિક ક્ષેત્રોના વહીવટનું કામકાજ પરંપરાગત જૈનશાસ્ત્ર અને તેની મર્યાદા મુજબ કરવાની જરૂર છે.

આમાં પરિવર્તન કરવાનો અધિકાર કોઈ પણ સ્થાનિક શ્રીસંઘ કે કોઈ પણ વ્યક્તિને સર્વાનુમતિ કે બહુમતિના ધોરણે પણ નથી.

ફક્ત સિદ્ધાંત અને મૂળભૂત તત્ત્વોને બાધ ન પહોંચે તે રીતે દરેક શ્રીસંઘ પોતાના ક્ષેત્રની પરિસ્થિતિ અને સીમાઓને ધ્યાનમાં રાખી વહીવટની સુલભતા માટે મર્યાદાને બાધ ન પહોંચે તે રીતે અમુક નિયમાવલી તૈયાર કરી શકે છે. અને તે પ્રમાણે કાર્ય કરે.

ધર્મક્ષેત્રના વહીવટીતંત્રમાં આજ્ઞાનું તત્ત્વ મુખ્ય છે. વ્યક્તિના અભિપ્રાયને સ્થાન નથી.

**હિસાબની ચોખ્ખાઈ :**

દરેક ખાતાના હિસાબો સુવ્યવસ્થિત રહે તે માટે સ્થાનિક સંઘે નિયત કરેલ પ્રામાણિક દીર્ઘદર્શી બાહોશ મધ્યસ્થ અને શાસ્ત્રાજ્ઞાના મર્મને જાણકાર યોગ્ય વિવેકી શ્રાવકની નજર તળે બધો વહીવટ વર્ષમાં એક-બે વાર કઢાવી લેવો. જરૂર પડે તો ઓડીટરની પણ સહાયતા લેવી.

**પૈસાનો ઉપયોગ ;**

મુખ્યત્વે તો જિનશાસનમાં સાત ક્ષેત્ર ( જિનપ્રતિમા જિનમંદિર સમ્યગ-સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકા ) મુખ્ય છે આમાં આવેલી કે વધેલી તે તે રકમો શાસ્ત્રીય નિર્દેશાનુસાર ગુરુમહારાજની દોરવણી મુજબ યથાયોગ્યપણે ખર્ચવી.

તે સિવાય ભાવદયા અનુકંપા પૌષધશાલા-નવકારશી પ્રભાવના આદિ તે તે ધર્મસંબંધી કાર્યે, નિમિત્તે આવેલ રકમ તેને સ્થાનોમાં અને યથોચિતપણે ઉદ્દેશ્યને મળતા બીજા ખાતાઓમાં ગીતાર્થ ગુરુની સંમતિ મેળવી વાપરી શકાય છે.

વિશેષમાં આની સાથે આપવામાં આવેલ નકશો અને નિયમો દરેક ધર્મક્ષેત્રોના વહીવટદારોએ ગુરુગમથી સમજી લેવા જરૂરી છે.

# * ચુંટણી પ્રથાની ભયંકરતા *

લેખક પૂર્ણાનંદી

—卐—

(૧) સત્તા લોલુપતા પ્રચાર અને આર્થિક બળથી ચુંટણીમા વિજય મળી જાય એ સ્વાભાવિક છે પણ ખરેખર સાચા પ્રામાણિક મુગી સેવા કરનારા નિસ્વાર્થી યોગ્ય વ્યક્તિઓની કાર્યશક્તિનો લાભ જનતાને મળી શકતો નથી એ હકીકત છે

(૨) ચુંટણીની પદ્ધતિમા ચુંટાઇને આવનારને પોતાનો અંગત અભિપ્રાય રજુ કરવાનો હક્ક મળે છે

પરંતુ આજ્ઞાનું પ્રાધાન્ય કે સુદેવ સુગુરુ સુધર્મ કે શાસ્ત્રોની આજ્ઞા શિસ્તમર્યાદાની વફાદારીનું મૂલ્યાંકન ઘટી જાય છે

(૩) ચુંટણીમા સંખ્યાબળથી વધારે મત મેળવનાર જીતી ગયો કહેવાય અને જે માટે ચુંટાય છે તે સબંધી પૂરતું યોગ્ય જ્ઞાન ન પણ હોય તો પણ તેને તે કામ કરવાનો જાણે સર્વાધિકાર મળી ગયો હોય તે રીતે તે વર્તવાનો હક્ક મળ્યો માને છે

ધર્મક્ષેત્રોના વહીવટમા આ જાતની ચુંટણી પ્રથા ધાર્મિક પરંપરા શાસ્ત્રીય રીતરિવાજોનું જ્ઞાન અને તે તે જાતનું શાસ્ત્રાનુસારી વિધિ નિષેધોની જાણકારીનું બલ ન હોવા છતા ગતસંખ્યાની બહુમતીના જોરે માની લીધેલ અધિકારના સ્વચ્છંદ ઉપયોગનો અનર્થ ઉભો કરે છે

પરિણામે જ્ઞાની અનુભવી યોગ્ય વ્યક્તિઓના પણ માર્ગદર્શનની અવગણના થાય છે

(૪) જૈન શાસનમા કાર્ય કરવાની સત્તા કે યોગ્યતાનું પીરસણ ઉપરથી નીચે આવે છે જેમ કે—

અરિહંત–તીર્થંકર એક હોય છતાં તેમની આજ્ઞા અનેક ગણધરો માન્ય રાખે, ગણધરોની આજ્ઞા સેંકડોની સંખ્યાવાળા આચાર્યો માન્ય રાખે, આચાર્યોની આજ્ઞા હજારોની સંખ્યાવાળા સાધુઓ કે લાખો ક્રોડોની સંખ્યાવાળા શ્રાવકો માન્ય રાખે–આ રીતે ઉપરથી ચાલી આવતી ઉત્તરોત્તર આજ્ઞાને વફાદાર રહી તે તે કાર્યો કરવાનો અધિકાર યોગ્યતાના આધારે મળે છે.

જ્યારે આજના આપમતી પ્રધાનયુગમા સ્વચ્છંદવાદના પાયા પર મતાધિકાર અને મત સંખ્યાની બહુમતીના જોરે નીચેથી ઉપર સત્તા આપવામાં આવે છે.

જેમકે કોઈ સંસ્થાના કે સભાના પ્રમુખને પોતાની ચલાવી સત્તા નથી હોતી વિવાદાસ્પદ પ્રશ્ન વખતે મત લેવાય ગણત્રીમાં એક બાજુ ઓગણપચાસ અને બીજી બાજુ એકાવન થાય તો ગમે તે સત્ય વાત હોય કે પ્રમુખનો ગમે તે અભિપ્રાય હોય તો પણ જે બાજુ મત વધારે હોય તેને જ બહાલી આપવી પડે છે.

આ રીતે ચુંટણીપ્રથાના પાયામાં રહેલ મતદાન કે મતાધિકારની વાત કેટલીકવાર અસલી સત્યને હડસેલી અસત્યનું સ્થાપન કરે છે અને સ્વચ્છંદવાદ આપમતીપણુ અને યોગ્યતા વિના પણ ડોળાણુ કરવાની અનધિકાર ચેષ્ટાનું દૂષિત તત્ત્વ પ્રબળ થઈ જાય છે.

(૫) સામાન્યથી કોઈ પણ સંઘ સમૂહ સમાજ કે સંસ્થામાં અનુભવી જાણકાર દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરી ભવિષ્યનો વ્યવસ્થિત વિચાર કરનાર અને સ્થિર બુદ્ધિવાળાની સંખ્યા ઓછી જ હોય છે.

મતાધિકાર અંગે બહુમત કે સર્વાનુમતિના ચક્રાવામાં ચઢેલ અજ્ઞાન જનતાના બહોળા ઉહાપોહ અંગે યોગ્યતા કે કાર્યદક્ષતા વિના માત્ર સત્તા લોલુપતાથી જ અધિકારની લાલસાના તાંડવ વખતે સમગ્ર માણસોને મૌન રહેવું પડે છે, અગર તો પોતાની મૂક સંમતિના દુરૂપયોગથી સંગર્થથી લચવા કાર્યક્ષેત્રમાંથી નીકળી જવું પડે છે.

આના પરિણામે સાચા અનુભવી કાર્યક્ષમ યોગ્યતાવાળા કાર્યકરોનો લાભ જનતાને મળવો દુર્લભ થઈ જાય છે

ચુંટણીપ્રથાનુ અનર્થકારી આ પ્રત્યક્ષ પરિણામ છે

(૬) મત આપનારાઓ ફક્ત વયની દૃષ્ટિએ ૧૮ વર્ષના થવા માત્રથી જ પોતાના મતાધિકારનો ઉપયોગ કરવાની હોશમા જે બાબત મત આપવાનો હોય છે તે સબધી પોતાની જાણકારી અનુભવ કે લાભાલાભને સમજવાની ખામીને જાણવા સમજવા છતા પોતાની શક્તિનો દુરુપયોગ કરી બેસે છે

અને માત્ર વયના ધોરણે જ મતાધિકારની યોગ્યતાને આગળ કરી તક સાધુઓ પોતાના સ્વાર્થની પૂર્તિ માટે ધૂમ પ્રચાર અને આર્થિક પ્રલોભનો દ્વારા મુગ્ધ અને પામર જનતા પાસે ચોકડી કરાવી સખ્યાબળ વધારવાની તેવડમા સત્ય, ન્યાય કે જવાબદારી જાણીને પણ હડસેની મૂકે છે

(૭) સખ્યાનુ બળ વધારવામા બેઇમાની, લાંચ, ખોટી રીતે પ્રતિપક્ષીની રજુઆત, ખોટી વાતોનો પ્રચાર આદિ અનેક દૂષિત તત્ત્વો આડકતરી રીતે ગુડાગીરીના તત્ત્વોને પોષણ આપવા હદ સુધી વધે છે

આ કારણે પણ ચુટણી પ્રથા ભયકર છે

(૮) ચુટણી મતાધિકાર આદિથી વ્યક્તિને સ્વતત્ર રૂપમા પોતાનો ગમે તે મતનો મત નિરપેક્ષપણે રજુ કરવાની ખોટી તક મળે છે જેથી કે તીર્થંકરોની આજ્ઞા, શાસ્ત્રાજ્ઞા, ગુરુઆજ્ઞા એવ શ્રી સઘની આના તેમજ શિષ્ટ માન્ય પુરુષોની મર્યાદા આદિના વિલોપનનું ભયકર પાપ કરવાની ધૃષ્ટતા ઉપજે છે આ ચુટણી પ્રથાનું ભયકર નુકસાન છે

(૯) પાશ્ચાત્ય પદ્ધતિના પાયા ઉપર રચાયેલ–ચુટણી, બહુમતવાદ, વોટ્સ–વોટિંગ, પ્રેસિડેન્ટ–ટ્રસ્ટી સસ્થાઓ વિગેરે પદ્ધતિથી વર્તમાન ગચ્છવ્યવસ્થાની નાવ પણ ડામાડોલ થઇ રહી છે અને ભારતવર્ષમા અનીતિ અપ્રામાણિકતા સત્તા લોલુપતા અને ભ્રષ્ટાચાર વધી રહ્યો છે

આ વિકૃતિ શ્રી જૈન શાસન અને શ્રી સઘમા પેસવા ન પામે તે

માટે જૈનત્વના સસ્કારોથી પાલિત દરેક વ્યક્તિનું પવિત્ર કર્તવ્ય છે કે-ભયંકર ચેપી રોગ સમી આ ચુંટણી પ્રથાની અનર્થકારીતાને યોગ્ય રીતીરે ઓળખી તેના દૂષિત પરિણામો આપણાં ધાર્મિક ક્ષેત્રોમાં ઘૂસી ન જાય તેની સાવચેતી રાખવી જરૂરી છે.

(૧૦) ખરેખર તો યોગ્યતાના આધારે પસંદગીની પ્રથા ભારતીય સસ્કૃતિમાં મલી આવે છે. અને તેમાં મહાપુરુષોની આજ્ઞાની પ્રધાનતા રહેતી હોવાથી અનેક યોગ્ય અધિકારી મહાપુરુષોની કાર્ય શક્તિનો લાભ જનતાને મળે છે.

આ રીતે જ અનાદિ કાળથી અનંત જીવોનું કલ્યાણ શ્રી જૈન શાસનની આજ્ઞાપ્રધાન રીતિનીતિ દ્વારા થતું આવ્યું છે.

ચુંટણીની પ્રથા બહુમતવાદ મતાધિકાર આદિ પદ્ધતિ સદા અપૂર્ણ જ રહેતી આવી છે. તેમાં સમયાનુકુલ યોગ્ય કે અયોગ્ય પરિવર્તન કરવું જ પડે છે. તેથી ઘણી વાર મૂળ ઉદ્દેસ્યનુ વિસ્મરણ થઈ જાય છે.

પરંતુ શાસનાનુસારી યોગ્યતાનુસાર પસંદગીની પ્રથા સર્વજ્ઞ વીતરાગ પ્રભુના સત્ય સનાતન ત્રિકાલા બાધીત સિદ્ધાંતોના પાયા પર રહેલ હોઈ હજારો વર્ષે નજીવા ફેરફારો (તે પણ સિદ્ધાંતોને અમલી બનાવવા માટે) કરવાની જરૂર પડે બાકી સદાને માટે એકધારી પદ્ધતિ ચાલુ રહે છે.

જૈન શાસન અનાદિ અનંત છે. અને તે એક ધારી રીતે જગતના સર્વ જીવોનું સર્વાંગીકરણ કલ્યાણ કરવા સમર્થ છે. તેમાં મૌલીક પરિ-વર્તનની જરૂર જ ઉભી ન થાય જેમકે—

પ્રભુ મહાવીર પરમાત્માના નિર્વાણ થયે આજે લગભગ ૨૫૦૦) વર્ષ થવા આવ્યા છતાં તેની વ્યવસ્થા પદ્ધતિના સૂત્રો અબાધિત રહ્યા છે અને હજી લગભગ ૧૮૫૦૦) વર્ષ સુધી અબાધિતપણે કાયમ રહેવાના છે.

ચુંટણી અને મતાધિકારની પ્રથામાં આવું અપરિવર્તનશીલ તત્ત્વ સંભવિત જ નથી.

ચુંટણી પ્રથામાં સંખ્યાને મહત્ત્વ છે. શાસનાનુસારી પસંદગી પ્રથામાં યોગ્યતાને મહત્ત્વ છે.

કલિકાલ કે પાચમા આરામા ધર્મ તત્ત્વની રૂચિવાળા જીવોની સખ્યા ઘટતી જ જવાની છે સમજણ વગર હો-હા કરી ધમાલ કર નારા અજ્ઞાનીઓની સખ્યા વધતી જવાની છે

એટલે સખ્યાના ધોરણ પર જીવનારી ચુટણી પ્રથા શાસન માટે બહુ જ ખતરનાક છે આ વાત ખૂબ જ સચોટપણે હૈયામા કોતરી રાખવી જરૂરની છે

(૧૧) જૈન શાસનમા તો પ્રત્યેક વ્યક્તિ ચાહે તે બાલ હો યા વૃદ્ધ હો યાવત ગર્ભસ્થ પણ હો-શ્રાવક શ્રાવિકા રૂપે સભ્ય-શાશનની પરપરાને માન નારો ગણાય છે

વયની દૃષ્ટિએ અપાતો મતાધિકાર ખરી રીતે વાસ્તવિક નથી તેમ જ ઘણા અનિષ્ટો જન્માવનાર છે

વળી મતાધિકાર જેવી ચીજ શાસનને સમજનારો વ્યક્તિ માન્ય રાખી ન શકે, આજ્ઞાપ્રધાન જીવનમા મત આપવો એટલે આપમતીયા બનવુ ખૂબ જ અનર્થકારી છે

શ્રી જિનશાસનમા એક મહાન આચાર્યનું શ્રી સઘના સચાલન અને હિતની જાળવણીમાં જે સ્થાન છે, તેજ સ્થાન શ્રી સઘની આજ્ઞાપ્રધાન જીવન જીવનારી નાની કે મોટી દરેક વ્યક્તિનુ છે

દરેક વ્યક્તિ પોતાના અધિકાર પ્રમાણે યોગ્યતાનુસાર શ્રી સઘના હિતની વાત વ્યવસ્થિત રીતે રજુ કરી શકે છે, શ્રાવકના નાના બાળકને (પૂર્વ ભવથી સમ્યક્ત્વ લઇને આવ્યો હોય કે આઠમે વર્ષે સમ્યક્ત્વ થયું હોય એવા) પણ જિનશાસનની મર્યાદાઓના વિલોપનાદિ અનુચિત પ્રસગે યથાશકય પ્રયત્ને ઉચિત પ્રવૃત્તિ કરવાનો અધિકાર જ્ઞાનીઓએ માન્ય રાખ્યો છે, તો મત આપ વાની જ માત્ર વાત કયા રહી ?

મત આપવાની વાત સ્વચ્છદવાદનુ પ્રતિક છે, અને પોતાના અધિકાર પ્રમાણે યોગ્ય અભિપ્રાય વ્યક્ત કરી અનુરૂપ પ્રવૃત્તિ કરવાના અધિકારને આજ્ઞાનુસારી શાસ્ત્રાનુબધારણ માન્ય રાખે છે

આ ઉપરથી મતાધિકાર જેવી ચીજ જિન શાસનમાં તો નથી જ, એ જણાય છે. પણ ખરી રીતે ભારતીય સંસ્કૃતિમાં પણ નથી એ વાત પણ સૂક્ષ્મ રીતે વિચારતાં જણાઈ આવે તેમ છે.

આ વિકૃતિ પાશ્ચાત્ય સંસ્કૃતિ અને વિદેશી શાસનની ભેટ છે. કે જેને અંધાનુકરણ રીતે ભારતની વર્તમાન સરકારે પણ ડેમોક્રસીના નામે વધાવી લઈ અનેક ભયંકર અનર્થોની પરંપરા વધારી છે.

માટે દરેક સમજદાર વ્યક્તિએ મતાધિકાર ચુંટણી પ્રથાના ભયંકર ચેપથી અળગા થઈ બીજાને પણ અળગા કરવાનો સક્રિય પ્રયત્ન કરવો જોઈએ.



**ધર્મની ક્રિયામાં જરૂરી બાબતો**

- આજ્ઞાનુસારી જીવન
- મર્યાદાઓનું યોગ્ય પાલન
- સ્વચ્છંદ વૃત્તિનું નિયમન
- આરાધક ભાવની કેળવણી
- આરાધક જીવો ઉપર વાત્સલ્યભાવ
- કર્મનિર્જરાનું લક્ષ્ય

# મહાજન સંસ્થા મતાધિકારનો મર્મ

લે૦ પૂર્ણાનંદી

શ્રી જિનશાસનમા શ્રદ્ધાને વિકાસની કૂ ચી જણાવી છે મોહના સસ્કારોની આધીમા અટવાયેલ બુદ્ધિ અને તેમાથી ઉપજતા તર્કોના ભરોસે આધ્યાત્મિક વિકાસ કદી પણ થઇ શકતો નથી

તેથી આત્માને વળગેલા અતીન્દ્રિય કર્મના બધનો દૂર કરવા માટે અતીન્દ્રિય પદાર્થોને હસ્તામલકવત્ પ્રત્યક્ષ નિહાળનારા વીતરાગ ભગવતોની સર્વજ્ઞતાના બહુમાન સાથે તેઓએ પ્રરૂપેલા પદાર્થોની યોગ્ય ગુરૂગમથી સવેદના કરવા માટે સમ્યક્પ્રકારે શ્રદ્ધાનુ બળ આવશ્યક છે

આ કારણથી જ અધ્યાત્મવાદના પાયા પર નિર્ભરત ભારતવર્ષની સસ્કૃતિના બધારણમા "महाजनो येनगत स पथा"નું સૂત્ર રૂઢ થયેલુ છે

તેમા અધવિશ્વાસને સ્થાન નથી, પણ અત કરણ, મન બુદ્ધિ આદિ સીમિત સાધનોથી ઉપજતી સમજણ હમેશા મીમિત જ રહેતી હોઈ અધ્યાત્મવાદના અતીન્દ્રિય તત્વો કે તદનુસારી જીવનપદ્ધતિના મર્મને સમજવા માટે પોતા કરતા વધુ સમજણવાળા પર શ્રદ્ધા-વિશ્વાસ રાખ્યાથી જ વ્યવસ્થિત રીતે સત્યનુ દર્શન થવાની વાત મુખ્ય હોય છે

ઉત્તરોત્તર સમજણની માત્રાની અધિકતાનો વિચાર છેવટે મર્વજ્ઞ વીતરાગ પ્રભુના વાકયો પર દૃઢ શ્રદ્ધા જન્માવે છે

આ રીતે પોતા કરતા બીજાની વધુ સમજણનો લાભ શ્રદ્ધા દ્વારા મળે છે આ પ્રમાણે જ અનાદિકાળથી જગતનો વ્યવહાર ચાલ્યો આવે છે

ખેદની વાત છે કે-વિદેશી શાસકોએ પોતાના શાસનકાળ દરમ્યાન સુદૃઢ બદ્ધમૂળ શ્રદ્ધાના બધારણ પર સુવ્યવસ્થિત ટકી રહેલ ભારતની પ્રજાને બુદ્ધિ વાદના અસ્થિર-ડામાડોળ પાયા પર લાવી કુતર્ક અને અનધિકારચેષ્ટાના દૂષણો વિકસાવી પોતાની સસ્કૃતિના સનાતન સત્યોની અવગણના તેમના પોતાના હાથે કરાવવાની કૂટનીતિ "અધશ્રદ્ધા" "ગાડરીયા નીતિ" "पीछे से चली

आती है" "કુરૂઢિવાદ" "જમાનો" "યુગપરિવર્તન" "બૌદ્ધિક વિકાસ" "સતાધિકાર" "હક્કની માંગ" "અસહકાર" "સત્યાગ્રહ" "સવિનય કાનૂન ભંગ" આદિ આદિ અનેક ભ્રામક શબ્દોની માયાવી જાળ પાથરી મુગ્ધ જનતાના માનસમાં ઊંડાણુ સુધી ફેલાવી દીધી.

ખરી રીતે આર્ય સંસ્કૃતિ હંમેશાં સમજણપૂર્વકની શ્રદ્ધા પર નિર્ભરિત છે. વિકૃતિઓ કાળબળે દરેકમાં આવે પણ તેથી મૂળ ચીજનું મહત્ત્વ ઘટે નહિ. પણ વિદેશીઓ તો પોતાની તુચ્છ વાતોના ફેલાવામાં અવરોધરૂપ અહીંની સારી ચીજોને ઉખેડવા માટે વિકૃતિઓને મોટું રૂપ આપીને જનતાને ઉંધે રસ્તે દોરવતા રહ્યા છે.

વધુ ખેદજનક બીના તો એ છે કે–વિદેશીઓની ભ્રામક માયાજાળને આપણા કહેવાતા બુદ્ધિશાળી પ્રજાનાયકો કે તથાકથિત વિદ્વાનો પણ પારખી શકતા નથી, પરિણામે પોતે તે જાળમાં ફસાતા જાય છે, અને વિદ્વત્તા અને લાગવગથી સંસ્કૃતિ પ્રેમી જનતાને પણ અવળે રસ્તે દોરવાનું દુસ્સાહસ કરતા હોય છે. अस्तु.

પ્રસ્તુતમાં વિચારણીય એ જે કે–આપણી મૌલિક સંસ્કૃતિ શ્રદ્ધા પર ટકેલ હોઈ હંમેશા હિતકારી ભાવનાઓની ઉદ્દાત્ત ભૂમિકા પર તેના પ્રત્યેક કાર્યો થતા હોય છે.

તેથી સંસ્કારોની દુનિયામાંથી ધીમે ધીમે પણ મૌલિકતા સાથે આજ્ઞાનુસારી જીવનશુદ્ધિના પથે સામાન્ય જનતા પણ અવિરતપણે ધસતી રહે તે માટે પ્રાચીન કાળથી જ્ઞાતિ અને સમાજના વ્યવસ્થિત બંધારણનું તંત્ર મહાજનોની સંસ્થા સાથે સંકળાયેલું રાખ્યુ હતું.

દરેક જ્ઞાતિ કે સમાજમા ધીર–ગંભીર, વિવેકી, તટસ્થ, સેવાભાવી અને દીર્ઘદર્શી વ્યક્તિઓનું જૂથ મહાજન તરીકે દરેકની અગવડો ખ્યાલમાં રાખી વ્યાવહારિક, આધ્યાત્મિક વિકાસના યોગ–ક્ષેમની સંભાળ રાખતા હતા.

ખૂબ જ સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈએ તો—

**મહાજન** એટલે = જન = સામાન્ય લોકો, જેઓ કે સ્વાર્થપ્રધાન હોય, તેમના કરતાં મોટો = પરમાર્થવૃત્તિની પ્રધાનતાએ–આ **મહાજનની** વ્યાખ્યા

સંપૂર્ણપણે તરણતારણહાર, પતિતપાવન, વિશ્વબંધુ, જગજન-વત્સલ શ્રી તીર્થંકર ભગવાનોમા લાગુ થાય

કેમકે તેઓ ત્રીજા ભવથી જ પોતાના કલ્યાણને ગૌણ રાખીને પણ "**સવિ જીવ કરુ શાસનરસી**" કે "**सर्वे सुखिनो भवन्तु**" તેમજ '**शिवमस्तु सर्वजगत**'ની ઉત્કટ ભાવનાની સર્વોચ્ચ કક્ષાએ પરમાર્થવૃત્તિને વિકસાવી જગતના પ્રાણીમાત્રના હિતની સાધનારૂપ મગળ ભાવનાના બળે **તીર્થંકર** નામ કર્મ નિકાચી છેલ્લા ભવમા જગતના નિષ્કામ ઉદ્ધાર અર્થે તીર્થ શાસનની સ્થાપના કરે છે

આ રીતે મોહના અધકારમા ભટકી રહેલા અને ભાન ભૂલેલા બની વિકાસના બદલે દરેક રીતે વિનાશના પથે ધસી રહેલા મસારના તમામ જીવોને, ખાડામા પડવા ધસી રહેલ ઘેટા-બકરાના ટોળાને ભરવાડ જેમ યોગ્ય રસ્તે દોરે તે રીતે એકાત હિતકર શાસનની આરાધનાના પથે દોરીને પોતાની સર્વોત્કૃષ્ટ પરમાર્થ વૃત્તિનો પરિચય આપી આખા જગતના પોતે **મહાજન** બન્યા છે

જિનશાસનની બધારણીય પરિસ્થિતિ આજ્ઞાનુસારિતા પર નિર્ભર છે એક તીર્થંકર મહારાજા અનન્ય સાધારણ પોતાની પરમાર્થવૃત્તિથી **મહાજન** તરીકે વિશ્વના નાના-મોટા તમામ પ્રાણીઓના હિતચિતક હોઇ બધાના નેતા સાબિત થાય છે, એ જેમ કહે તે રીતે જ ચાલવામા બધાનુ હિત સમાએલ છે

આ મુજબ શ્રી તીર્થંકર ભગવતોની ઉદાત્ત પરમાર્થવૃત્તિ કરતા શ્રી ગણધર ભગવતોની પરમાર્થવૃત્તિ આવે, જે જગતના બીજા ઉત્તમ જીવોની પરમાર્થવૃત્તિ કરતા તો ઉત્કૃષ્ટ કક્ષાએ હોય, કેમકે કુટુબ=પોતાના સપર્કમા આવનારાને તારવાની બુદ્ધિથી **ગણધર નામ કર્મ તીર્થંકર** નામ કર્મના પેટા ભેદ રૂપે બધાય છે

આ ઉપરથી શ્રી તીર્થંકર પરમાત્મા એ **મહાજન**, ત્યાર પછી ગણધર ભગવતો **મહાજન** તરીકે આવે

આ પરમાર્થવૃત્તિની પારાશીશીના આધારે શ્રી તીર્થંકરો-શ્રી ગણધરો

પછી તેમની પાટે આવનારા આચાર્યો, ઉપાધ્યાયો, પ્રવર્તકો, ગણાવચ્છેદકો, સ્થવિરો વગેરે ક્રમથી સાધુઓ આખા જગતના **મહાજન** તરીકે આવે.

કેમ કે આ બધાના હૈયામાં પ્રભુ શાસનની સર્વહિતકારિતા વ્યાપીને રહેલ હોય છે, તેથી પ્રાણ જાય તો પણ જગતના એક પણ સૂક્ષ્મજીવનું દ્રવ્યથી પણ અહિત આ પુણ્યાત્માઓના હાથે ન થવા પામે.

ખરેખર **મહાજન** શબ્દના પરમાર્થને આ રીતે વિચારવાથી સાધુઓ પછી શ્રી સંઘમાં દરેક રીતે સુયોગ્ય અને આધ્યાત્મિક-વ્યાવહારિક બંને ક્ષેત્રના લાભાલાભની તરતમતા વિચારી અંગત સ્વાર્થ કે માનપ્રતિષ્ઠાને વિષ્ટાની જેમ દૂર રાખનારા ગૃહસ્થો આવે, કેમકે-પુણ્યાત્મા-સાધુઓ સંયમી હોઈ દુન્યવી કાર્યો (વ્યાપાર, લગ્ન, આજીવિકા આદિ)ની વ્યવસ્થામાં ઉપદેશથી દિશા સૂચનથી વધુ કરી ન શકે તેથી યોગ્ય ગૃહસ્થો જગત શેઠ તરીકે આખા સંસારની તમામ જાતિઓ-જ્ઞાતિઓની સમસ્ત પ્રજા ઉપર પોતાનુ વર્ચસ્વ રાખી દરેકને સુયોગ્ય રીતે દુન્યવી કાર્યોની વ્યવસ્થિત સફળતાનુ માર્ગદર્શન ત્યાગી સંસ્થા પાસેથી આધ્યાત્મિક જીવન પદ્ધતિના રહસ્યને ઉપદેશ, પ્રેરણા, માર્ગદર્શન આદિથી મેળવી પ્રજામાં તેની જાળવણી થઈ રહે તેવી કુનેહથી આપતા.

જગતશેઠ પછી તે તે પ્રાંતના નગરશેઠ, તેની પછી તે તે ગામના શેઠ, તે પછી તે તે જ્ઞાતિઓના પંચ અને તેના શેઠ, આ રીતે આખા ભારતમાં વ્યવસ્થિતપણે એક પાવરહાઉસ સમા શ્રી તીર્થંકર ભગવંતોમાંથી આજ્ઞાનુસારી આધ્યાત્મિક જીવન પદ્ધતિનો ચાલ્યો આવતો પ્રવાહ શ્રી ગણધરો, આચાર્યો, ઉપાધ્યાયો, ગણાવચ્છેદકો, પ્રવર્તકો, સ્થવિરો, સાધુઓ રૂપી તે તે પાવર સ્ટેશ-નોમાં પસાર થઈ જગત શેઠ, નગરશેઠ, પ્રાંતના શેઠ, ગામના શેઠ, તથા તે તે જ્ઞાતિઓના પંચ અને આગેવાનો, રૂપ વિવિધ વાયરીંગ સિસ્ટમથી આખી પ્રજાને નિષ્કારણ કરૂણાના સાગર, જગત હિતૈષી શ્રી તીર્થંકર પરમાત્માના હૈયાની ત્રીજા ભવથી સર્જાએલી સર્વજીવહિતકારિણી મંગળભાવનાનો સક્રિય લાભ મળી રહેતો.

**આ હતી આપણી પ્રાચીન સંસ્કૃતિની સુવ્યવસ્થિત તંત્રબદ્ધ પદ્ધતિ,**

કે જે આ અવસર્પિણી (યુગ)ની દૃષ્ટિએ શ્રી ઋષભદેવ પરમાત્માથી લાખો-ક્રોડો યાવત્ અસંખ્ય વર્ષોથી એકધારી ચાલી આવી છે.

અનંત કાળે આવનારી આ હુંડાઅવસર્પિણીનો કોઇ એવો વિશિષ્ટ પ્રભાવ છે કે-છેલ્લા ૨૦૦ વર્ષથી અહીં વેપારી પેઢીમાથી શાસન કરવા મડી પડેલા વિદેશીઓએ પોતાની સ્વાર્થપૂર્તિ માટે ફેલાવેલી શિક્ષણ અને કાયદાની ચિત્ર વિચિત્ર ભ્રામક જાળથી વર્તમાન સમયે કદી ન બની શકે તેવું પણ શાશ્વત, સનાતન, સર્વજીવહિતાવહ શ્રી તીર્થંકર પરમાત્માની પ્રરૂપેલ સસ્કૃતિના મૂળ પર કુઠારાઘાત થઈ રહ્યા છે

પરિણામે કાળબળ કે આરાધક જીવોના પુણ્યબળની ખામીથી અમુક અશે વિકૃતિનું પ્રમાણ એટલુ બધુ વધી ગયુ છે કે-જગદ્વત્સલ શ્રી તીર્થંકર ભગવતોની સસ્કૃતિનુ મૂળ સૂક્ષ્મબુદ્ધિ વિના ઓળખવા ન મળે તવી કઢગી શોચનીય દશા થઈ ગઇ છે

સર્વજીવોનુ નિતાન કલ્યાણ સાધી શકે તેવી આ **મહાજન સસ્થાનુ** તત્ર અસખ્ય વર્ષોથી પદ્ધતિસર ગોઠવાયેલુ હોઈ વિદેશીઓને પોતાની ભૌતિક વાદની સસ્કૃતિના પગપેસારા વિના લોકોના માનસ પર રાજ્ય કરવાની મુરાદ બર આવે તેમ ન લાગવાથી છિદ્રાન્વેષી ભૂતની જેમ આવડી મોટી પ્રજા અને અસખ્ય વર્ષોથી ચાલી આવતી **મહાજન** તત્રની પદ્ધતિ એટલે વિકૃતિ-દૂષણો તો મળી જ આવે, બસ! તે દૂષણોને તેની પૃષ્ઠભૂમિકામા રહેલ જવાબદાર તે તે દેશ-કાળની વિષમતાઓને જાણી-જોઈને ધ્યાનમા લીધા વિના શિક્ષણ, પુસ્તકો, છાપા, ભાષણો, રેડિયો, સીનેમા, નોવેલો, ક્રાતિવાદી વિચારો, આદોલનો આદિ આદિ જે વખતે જે ફાવ્યુ તે સાધનને મુખ્ય બનાવી ઉદરની ફૂકણીયા નીતિથી ખૂબજ સાવચેતી અને પેટમા પગ પહોળા કરવાની ફૂટનીતિથી સુગર કવોટેડ પોઇઝન મુગ્ધ જનતાના માનસમા રેડતા ગયા, ઓછુ ભણેલા કે અભણ લોકોને પોતે ગોઠવીને તૈયાર કરેલા પાઠો શીખવાડી તેઓના મગજમા રાઇ ભરી દઇ તેઓની પાસે પોતપોતાના જ્ઞાતિના આગેવાનો, સરપચો, ધર્મગુરુઓ કે જે કુલપરપરાગત આગેવાની ધરાવતા હોય તેવાઓ સામે બળવો કરાવડાવ્યો, અદર અદર વિચાર-ભેદની આગ સળગાવી તેવાઓને આજની કોર્ટો, આજના રાજ્યનીતિ, આજના કાયદાઓ તરફથી ટેકો મળતો રહ્યો

આ રીતે વિદેશીઓએ ખૂબ જ ગભીરતાથી "ડીવાઇડ એન્ડ રૂલ"ની નીતિ અપનાવી આપણી સર્વહિતકર સનાતન **મહાજન સસ્થાને** પ્રાણઘાતક ધક્કા-હુમલા આપણા જ લોકોના હાથે કરાવ્યા

# આજની પ્રગતિ

મફતલાલ સંઘવી

આ દેશમાં થઇ રહેલી મનાતી આજની પ્રગતિ ભ્રામક છે.

આ પ્રગતિમાં આપણને રસ તો નહોતો જ.

એટલે પાશ્ચાત્ય મુત્સદ્દીઓએ આપણે 'પછાત' હોવાની હવા પેદા કરી.

આપણા દેશના ભણેલા મનાતા કેટલાક સ્ત્રી–પુરુષો તે હવામાં આબાદ રીતે ફસી ગયા.

આપણી પ્રગતિ માટે તેમણે આપણા જીવનના તમામ ક્ષેત્રોમાં જુદી જુદી રીતે હસ્તક્ષેપ કર્યો.

તેના પરિણામે આ દેશના દેહની પ્રગતિ આ દેશની જ મહાપ્રજાના સત્ત્વ–સંસ્કાર અને શીલના ભોગે શરૂ થઈ.

જેને કાચી સમજના ભાઇ–બહેનો 'પ્રગતિ' તરીકે ઓળખે છે, આવકારે છે તેમજ અપનાવે છે.

પ્રગતિશીલ પ્રજામાં નીચેની યોગ્યતાઓ હોય છે.

(૧) નીતિમય વ્યવહાર.
(૨) સદાચાર સંપન્નતા
(૩) ઉપકારક મર્યાદાઓનું સ્વૈચ્છિક પાલન.
(૪) કુળની મર્યાદાનું બહુમાન.
(૫) સાત્ત્વિક આહાર.
(૬) પાયાની એકસંપી.
(૭) ખંડનાત્મક સ્પર્ધાનો અભાવ.
(૮) ખડતલ દેહ. દૃઢ મન. વિશાળ હૈયું.
(૯) પરંપરાએ સર્વ કલ્યાણકર નીતિ–નિયમોનું પાલન.

આવી યોગ્યતાવાળી પ્રગતિ શીલ પ્રજાને કોઈ દબાવી ન શકે, સતાવી ન શકે, હરાવી ન શકે.

ભૂતકાળમા આ યોગ્યતા આપણામા હતી, આજે નથી

'આ બકરૂ નથી, પણ કૂતરૂ છે એને અડવાથી તમે અભડાશો તમારી પવિત્રતા દૂષિત થશે તમે બ્રાહ્મણ છો, તમારી મર્યાદા તમે ચૂકો તે ઘણુ ખોટુ કહેવાય સમાજ તમને ધૂતકારશે તમારી સાથેનો વ્યવહાર બધ કરશે'

આવી મીઠી વાતો કરીને ત્રણ ઠગારા એક બ્રાહ્મણને ધૂતી ગયાનો કીસ્સો આપણે ત્યા પ્રચલિત છે

બ્રાહ્મણના ભોળપણુ પર હસનારા આપણે આજે વધુ દયાપાત્ર દશામા ધકેલાઈ ગયા છીએ

પાશ્ચાત્ય મુત્સદ્દીઓની ધૂર્તતાની ચાલ પારખવાની ક્ષમતાના અભાવે કહો કે, ભારતીય સસ્કૃતિના પાયાના સિદ્ધાન્તોમાથી આપણી ચળવિચળતાના કારણે કહો, પરતુ આપણે યોગ્યતારૂપી 'બકરૂ' ખોયુ છે તે હકીકત છે અને તે બકરાની ખોટ આપણને જરા પણ સાલે નહિ તે દષ્ટિએ પાશ્ચાત્ય ધૂતારા ઓએ દેખાવમા બકરા કરતા પણ વધુ મોહામણા 'કૂતરા'ની ભેટ પ્રગતિના રૂપમા આપણને ધરી દીધી છે

જે પ્રજાને પ્રગતિમા રસ હોય, પ્રગતિ પ્યારી હોય તે પ્રજા તે પ્રગતિના પ્રાણભૂત પવિત્રતા પાછળ પાગલ હોય, પવિત્રતા ખોઈને પ્રગતિ પામવાની વાત, પગ કાપીને પર્વત ઓળગવા જેવી છે

બિસ્કિટના બદલામા વીટી તો બાળક જ આપે ને ?

પણ આપણે તો બાળકથી પણ બદતર અવસ્થાના ભોળપણમા ભમીએ છીએ

આપણા ઘરની વાતો, યૂરોપ-અમેરિકાના છાપાઓમા રજુ થાય અને આપણે તેને સાચી માનીને આપણો ગહ નક્કી કરીએ એ આપણા ભોળપણની નિશાની છે

પોતે ઘરની ચાર દિવાલો વચ્ચે ગોધાઈ રહી છે, એ વાત ભારતીય નારીને કોણે શિખવાડી ?

ભારતીય જીવનના પવિત્ર ઝરણનું ઘર એ તો એક ઉત્તુગ શિખર છે, મહાપ્રજાઓના ઘડતરની શાળા છે, એની દિવાલો તરફ આપણને એટલો જ આદરભાવ હોવો જોઈએ જેટલો આપણા ઉપકારક વડીલો પ્રત્યે હોય છે

હોશિયાર કેટલાક પરદેશીઓએ ગણત્રીપૂર્વક ગપ મારી કે, "વસ્તીના વધારાના કારણે ભારતની પ્રગતિ રૂધાઈ રહી છે "

પગ વગરની આ ગપને આપણા રાજકીય આગેવાનોએ કોઈ પણ પ્રકારની ગભીર વિચારણા સિવાય, સાચી માનીને સ્વીકારી લીધી. એટલું જ નહિ; પરંતુ કુટુંબનિયોજનની અતિ ક્રૂર પ્રથા દ્વારા તેનો અમલ પણ શરૂ કરાવી દીધો.

અને પોતાને પ્રભુશાસનના પ્રેમી સમજનારા આપણા અનેક ભાઈઓ તેમજ બ્હેનો આજે તે અતિ ક્રૂર પ્રથાના પંજામાં પ્રેમપૂર્વક ઝડપાઈ રહ્યા છે!

સંસ્કારભ્રષ્ટ પ્રજાને હણવા માટે હથિયારોની જરૂર રહેતી નથી, કેન્સરના દર્દીની માફક એ તો આપોઆપ સ્વવિનાશ તરફ 'પ્રગતિ' કરતી હોય છે.

એટલું તો વિચારો કે કઈ પ્રગતિ પાછળ આપણે મુસ્તાક છીએ?

કુછંદે ચઢેલા યુવાનની પ્રગતિ આપણને પસંદ છે કે પોતાના પ્રતાપી પૂર્વજોના પગલે-પગલે ચાલી રહેલા પરાક્રમી છતાં કુળમર્યાદાપાલક યુવાનની?

'ચુનો' આપણું ભાવિ ઘડે એનાથી વધુ મોટું ઐતિહાસિક આશ્ચર્ય બીજું કયું હોઈ શકે?

આજની પ્રગતિનો સંબંધ આપણા સર્વનાશ સાથે છે. માત્ર વિદેશી પ્રજાઓના ભાવિ ઉત્કર્ષ સાથે છે એ હકીકતનો સ્વીકાર કરીને આપણે સહુએ સાચી સમજના ઘરમા પાછા ફરવાની જરૂર છે.

સમ્યક્ પ્રકારની સમજ છોડીને આપણે સર્વનાશ ભણી ઉડી રહ્યા છીએ!

આપણું આ ઉડ્ડયન એ 'પ્રગતિ' નથી, પરંતુ કતલખાના તરફ દોડાવાઈ રહેલાં ભોળા ઘેટાંઓની માત્ર 'દોડ' છે.

વીટામીનના લોભે આપણે ખાદ્યાખાદ્યનો વિવેક ચૂકયા.

મનોરંજનના નામે ગમ્યાગમ્યનો વિવેક નહિ ચૂકીએ તેની ખાત્રી કોઇ આપી શકે તેમ નથી.

આવી રીતભાત વચ્ચે પણ પોતાની જાતને 'પ્રગતિશીલ'માં ખપાવવાની દલીલ એ પાગલનો લવારો નહિ તો બીજું શું?

ભારતીય મહા આર્ય પ્રજાના જીવનનું નિકંદન નીકાળી નાખનારી આજની પ્રગતિને જાકારો દેવામાં આપણો જયજયકાર છે, જીવ માત્રના કલ્યાણની મહાસંતોની ભાવનાનો જયજયકાર છે.

ધર્મના સાધકથી વધુ મોટો કોઈ પ્રગતિવાદી આ દુનિયામા હોતો નથી, હોઈ ન શકે

ધર્મની સાધના દ્વારા, સહુના કલ્યાણનું જે વાતાવરણ સર્જાય છે, તે નથી આજના વિજ્ઞાન દ્વારા બનવાનું કે નથી 'યુનો'ના અધિકારીઓ દ્વારા બનવાનું

એક બાજુ પાપના સ્થાનકોની રોનક વધારવી અને બીજી બાજુ પ્રગતિની વાતો કરવી તે જ એમ સૂચવે છે કે, આપણો માર્ગ આપણે ચૂકી ગયા છીએ

પાપ પ્રતિકારક, પવિત્ર શક્તિને પાગરવાની હવા સુદ્ધાને ઝેરી બનાવી રહેલા આજના પ્રાગતિક પરિબળો સામે બરાબર ટકી રહેવા માટે આપણે વિના વિલબે શ્રી તીર્થંકર પરમાત્માએ પ્રરૂપેલા સર્વજીવહિતકર ધર્મની આરાધનામા એકાકાર બનવુ પડશે ભાવપૂર્વકના દયા–દાનમા દિલ પરોવવુ પડશે આત્માની બહારના ચચળ સુખની ખેવના ખખેરી નાખવી પડશે ભારતીય પરપરાને પોષક રીતિરિવાજનુ બહુમાન કરવુ પડશે

આ દેશમા થઈ રહેલી મનાતી પ્રગતિનુ પોકળ ખુલ્લુ કરવા જતા મહવી પડતી સર્વ આપત્તિઓને સહર્ષ વધાવી લેવાનું સત્ત્વ ખીલવવામા હજી પણ જો આપણે પ્રમાદ સેવીશુ તો આપણી આવતી કાલ ઉપર આપણો કેટલો કાબુ રહેશે તેની કલ્પના કરતા પણ કપી ઉઠાય છે

ચાર પુરુષાર્થની મહાસસ્કૃતિની વારસદાર પ્રજા જ્યા સુધી એ વારસાનો સદુપયોગ કરતી રહી ત્યા સુધી કોઈ એની સામે વાકી નજરે જોઈ પણ ન શકાયુ

પોતાને મળેલા વારસાની સાચી કિમત ન કરી શકનારા નાદાનમા આપણે પણ ખપી જઈશુ કે શુ ?

શ્રી તીર્થંકર પરમાત્માની ત્રિભુવન હિતકર ભાવદયામાથી બળ મેળવીને આ દેશની મહાપ્રજાનો પરચો બતાવવાની જે તક આવી છે તે આપણે જતી ન જ કરવી જોઈએ

ભવિષ્યમા કદી કોઈ આપણને સતાવવાનો વિચાર પણ ન કરી શકે એવી સમજદારીને સક્રિય રૂપ આપવામા આપણે ડરવુ ન જોઈએ

ભારતીયતા ભયમા છે તેને ઉગારવા માટે સહુ ભારતીય સતો–મહતો અને સજ્જનો મેદાને પડે !!!

એ મગલકામના !!!

# સુખશાંતિનો ઉપાય

અર્થાત્

# શ્રી નમસ્કાર મહામંત્ર સ્મરણનું રહસ્ય

લેખક : ધર્મપ્રિય

સુખશાંતિ અને સમાધિ એ આપણી અનિવાર્ય જરૂરીઆતો છે. બીજી બાજુ આપણું એટલે સંસારી જીવનું સહજ સ્વરૂપ દુઃખમય છે. સંસારી જીવનમાં દુઃખનો કાલ અધિક છે. ચારે ગતિમાં જીવને અનિચ્છાએ પણ અનેકવિધ દુઃખો ભોગવવા પડે છે.

દુઃખોનાં કારણોને સર્વથા નાબુદ કરવાની સામગ્રી માત્ર મનુષ્ય–જીવનમાં જ છે. એ કારણે મનુષ્ય–જીવનની અતિ શ્રેષ્ઠતા શાસ્ત્રમાં જણાવી છે. મનુષ્ય જીવન વારંવાર મળતું નથી. તેથી પ્રાચીન કાળથી આ આર્યભૂમિનાં સંતોએ સર્વ મનુષ્યોને એક હકીકત ખૂબ જોરદાર રીતે વારંવાર કહી છે કે—

"હે પુણ્યવંતા બંધુઓ! આ અત્યંત દુર્લભ માનવજીવન તમોને મલી ગયુ છે, આ મનુષ્ય જીવનમાં જ દુઃખ અને તેનાં કારણોને સર્વથા દૂર કરી શકાય છે. માટે જાગો! બોધ પામો! અને મળેલ અમૂલ્ય તકને સફળ કરો!!!"

દુઃખ કોઈને જરા પણ ગમતું નથી પરંતુ દુઃખને નાબુદ કરવા દુઃખનાં કારણોને નાબુદ કરવા જ જોઇએ. કાર્ય–કારણનો અચલ નિયમ આ જગતમાં વર્તે છે. દુઃખનું કારણ પાપને નાબુદ કરવાથી દુઃખ નાબુદ થઈ શકે છે.

તેથી તેઓ માત્ર દુઃખને જ દૂર કરવાનું નહિ કહેતાં, દુઃખનાં કારણો પાપ, અજ્ઞાન, મિથ્યાત્વ આદિને દૂર કરવા ઉપર જ ખાસ ભાર આપે છે. એ જ રીતે સુખ–શાંતિ જોઈતી હોય તો સુખના કારણભૂત ધર્મને આરાધીને આત્મામાં ધર્મનો સંચય કરો, કારણ કે ધર્મ વિના કયારેય કોઇને ય સુખ, શાંતિ કે આબાદી પ્રાપ્ત થઇ નથી–થતી નથી.

પ્રાચીન કાળથી આ ભારત વર્ષમાં થયેલા સર્વ સાધુ, સંતો, સંન્યાસીએ મુનિઓ અને મહર્ષિઓએ દુઃખબહુલ એવા આ સંસારમાં અનેકવિધ દુઃખોથી બચાવનાર અને રક્ષણ કરનાર એક માત્ર ધર્મ હોવાથી "ધર્મ જ સારભૂત

છે" એમ ઉપદેશેલુ છે, તેથી આ ભૂમિમાં પ્રાય સર્વ મનુષ્યો ધર્મ પ્રત્યે શ્રદ્ધા, રૂચિ, અને આદર ધરાવે છે

સર્વ કોઇ વિવેકી આત્માઓ યથાશકય ધર્મકાર્ય કરવા ઇચ્છે છે એટલુ જ નહિ પણ ધર્મકાર્ય કરતા આવ્યા છે અને આજે પણ ધર્મ નિમિત્તે મોટો જન સમુદાય કઇને કઈ સુકૃત કરે છે

પણ આજના ભૌતિકવાદના યુગમા માનવીને માથે દિન પ્રતિદિન જવાબ દારીઓ અને કાર્યનો બોજો વધતો જાય છે તેથી કેટલાક સજ્જન મનુષ્યો ધર્મનુ આરાધન કરવા ઇચ્છતા હોવા છતા અનેકવિધ જવાબદારીઓ તેમના ઉપર આવી પડેલ હોવાથી તેઓ ધર્મને કરી શકતા નથી અર્થાત્ ધર્મની ઉપયોગિતા, આવશ્યકતા અને અનિવાર્યતા સમજવા છતા પણ ધર્મને ન આરાધી શકે એવો વર્ગ પણ હોય છે

આજના યુગમા આ વર્ગ વધ્યો છે તેથી આવો વર્ગ પણ ધર્મ–આરાધન કરી શકે તે માટે શાસ્ત્રકાર ભગવતોએ જે ઉપાયો દર્શાવ્યા છે તે જાણવા–જણાવવાની આજે ખાસ જરૂર છે

પરમ–કરુણાસિંધુ શાસ્ત્રકાર ભગવતો જણાવે છે કે ધર્મ આરાધવાની ઇચ્છા તમારામા હોવા છતા પણ જો તમો સયોગો, શક્તિ સામગ્રીના અભાવે દાનાદિરૂપ વિશિષ્ટ પ્રકારનો ધર્મ ન આરાધી શકતા હો તો પણ 'णमो अरिहंताणं" મત્રના સ્મરણ વડે અરિહત પરમાત્માની અને નવકારના સમગ્રપદોના સ્મરણ વડે પાચ પરમેષ્ઠિઓની માનસી ભક્તિરૂપ ધર્મ તો ગમે ત્યારે, ગમે તેવા સયોગોમા પણ કરી શકો છો

વિશિષ્ટ પ્રકારે વિધિપૂર્વક **શ્રી નમસ્કાર મહામત્રનો** જપ કરવા ઉપરાત વ્યાવહારિક કાર્યો કરતી વખતે **શ્રી નમસ્કાર મહામત્રનું** સ્મરણ કરી શકાય છે અને એ રીતે વ્યવહાર સાથે પરમાર્થ સાધી શકાય છે, કરવા યોગ્ય વ્યાવહારિક કાર્યો કરતી વખતે પણ મનમા તો એ મહામત્રનુ ફળ પણ ઘણુ મોટુ છે

કારણ કે તેના એક જ અક્ષરના સ્મરણ માત્રથી પણ સાત સાગરોપમનુ પાપ, 'णमो अरिहंताणं' એ રૂપ એક પદના સ્મરણથી પચાસ સાગરોપમનું પાપ અને સપૂર્ણ શ્રી નવકારના સ્મરણથી પાચસો સાગરોપમનુ પાપ નષ્ટ થાય છે એમ શાસ્ત્રકાર ભગવતોએ જણાવ્યુ છે

નવકાર મહામંત્રની ચૂલિકામાં પણ

**एसो पंचणमुक्कारो सव्वपावप्पणासणो ।**
**मंगलाणं च सव्वेसिं; पढमं हवइ मंगलं ॥**

આ વચન વડે એ પંચ પરમેષ્ઠીને કરેલો નમસ્કાર સર્વ-પાપોનો નાશ કરે છે.

વળી એ પણ ધ્યાનમાં રાખવું જરૂરી છે કે ઉપર્યુક્ત વચનને કહેનારા પરમ-આપ્ત તીર્થંકર-ગણધર ભગવંતો છે, તીર્થંકર-ગણધર દેવો અને ત્યાર-બાદ પ્રભુ શાસનમાં થયેલા અનેક મહાન આચાર્યોએ અને મહાન પુરૂષોએ શ્રી નમસ્કાર મહામંત્રના સ્મરણ અને જપથી થતો મહાન લાભ જાણ્યો-અનુભવ્યો છે અને કરૂણાનિધિ તે મહાપુરૂષો આપણા શ્રેય માટે શાસ્ત્રમાં વર્ણવતા ગયા છે.

તેથી અનેક શાસ્ત્રોમાં તેનો અપરંપાર મહિમા જોવા-સાંભળવા અત્યારે પણ મળે છે. વિચારવાથી પણ તેની મહત્તા કેટલેક અંશે સમજાય છે. જો કે પરંપરાએ શ્રી નવકારના સ્મરણ વડે દેવ-ગુરૂની માનસી ભક્તિ થતી હોવાથી સમ્યગ્દર્શનનું કારણ બને છે. અર્થાત્ તે વડે સમ્યગ્દર્શન પ્રગટે છે અને મિથ્યાત્વમોહનો નાશ થાય છે.

**સમ્યગ્દર્શન એ ધર્મનો પાયો કે મૂળ છે અને મિથ્યાત્વ-મોહનીય એ પાપનો પાયો કે મૂળ છે.**

પરમેષ્ઠિ-નમસ્કારમાં પંચપરમેષ્ઠિ સ્મરણ, શરણ, દુષ્કૃતગર્હા, અને સુકૃત-અનુમોદના પણ રહેલ છે.

પંચપરમેષ્ઠિ સ્મરણ, શરણ, દુષ્કૃત ગર્હા, અને સુકૃત-અનુમોદનાને પુનઃ પુનઃ કરવાથી, ભાવવાથી ભવસ્થિતિનો પરિપાક શીઘ્રતાએ થાય છે.

**પંચપરમેષ્ઠિને સતત નમસ્કારથી આર્તધ્યાન ટળે છે અને મનમાં ધર્મધ્યાન સ્થિર થાય છે.**

આર્તધ્યાનનું ફળ દુર્ગતિના દુઃખો અને ધર્મધ્યાનનું ફળ સ્વર્ગ-અપવર્ગનાં સુખો છે.

વળી મહામત્રના સતત ચિતનથી મનની શુદ્ધતા સ્થિરતા થાય છ
**અસ્થિર મન એ અશુદ્ધ મન એ અનેક રીતે અનિષ્ટ છે સ્થિર અને શુદ્ધ મન એ ધર્મસ્વરૂપ જ છે**

વળી વીતરાગને પુન પુન પ્રણિધાન પૂર્વક નમસ્કાર કરવાથી આપણામા પણ વીતરાગતા અનુક્રમે પ્રગટે છે જેવુ ધ્યેય તેવો ધ્યાયા બને છે એ શાસ્ત્ર તથા અનુભવસિદ્ધ છે વીતરાગના સ્મરણાદિથી રાગાદિભાવોનો અનુક્રમે ધ્વસ થતો જાય છે

રાગાદિ ભાવરૂપ પાપવૃત્તિઓ પાતળી પડતા ક્રમેક્રમે પાપ–પ્રવૃત્તિઓ આપો આપ અટકી જાય છે કારણ સુધરવાથી કાર્ય આપોઆપ સુધરી જાય છે કારણને સુધાર્યા વિના કાર્યને સુધારવા માટેના પ્રયત્નમા સફળતા મળવી અશક્ય છે

જીવનના સર્વ વ્યાપારો જેવા કે વાચિક કાયિક આદિ કાર્યનુ કારણ ચિત્ત કે ચિત્તવૃત્તિઓ છે જીવનને નિષ્પાપ બનાવવુ જ જોઈશે

શ્રી નમસ્કાર મહામત્રના પુન પુન સ્મરણ દ્વારા આપણા અત કરણમા પરમાત્માની માનસી ભક્તિ થાય છે અત કરણમા થતી પરમાત્માની આ ભક્તિથી અત કરણનો મેલ ધોવાય છે

શુદ્ધ અત કરણમા પાપવૃત્તિઓ પ્રગટતી નથી, પરિણામે સમસ્ત જીવન સુદર, નિર્મળ, અને નિષ્પાપ બને છે આવા અનત લાભો હોવાથી જ શાસ્ત્રમા તેનો અનત મહિમા સર્વ મહાપુરુષોએ એકી અવાજે ગાયો છે

**સમરો મત્ર ભલો નવકાર, એ છે ચૌદ પૂરવનો સાર,**
**એના મહિમાનો નહિ પાર, એનો અર્થ અનત ઉદાર**

આ રીતે શ્રી નમસ્કાર મહામત્ર ચૌદ પૂર્વના સારભૂત છે, પરમ કલ્યાણ કર છે તથા સર્વ દુખોના કારણરૂપ અષ્ટવિધ કર્મ તથા અષ્ટવિધ કર્મના મૂળ ભૂત દર્શન મોહનીયનો મૂલમાથી ઉચ્છેદ કરનાર છે

વળી ધર્મના પાયારૂપ સમ્યગ્દર્શન ગુણને તે પ્રગટાવી આત્મધર્મ અને તેનુ ફળ મુક્તિરૂપી પરમ સુખના ધામમા પહોચાડનાર છે

આવા મહા મગળકારી શ્રી નમસ્કાર મહામત્ર ઉપર શ્રદ્ધા ભક્તિવાળા બની કલ્પવૃક્ષ ચિન્તામણી, કામધેનુ કે નવનિધાનથી પણ અધિક મહિમાવાળા મહામત્રને આરાધવા માટે આપણે સર્વ ઉદ્યત બનીએ એ જ શુભ ભાવના !!!

# * ધ્યાન સાધના *

જિજ્ઞાસુ

मैत्र्यादिभावयोगेन, शुभध्यानप्रभावतः ।
सुखं–सुखेनप्राप्नोति, जीवोमोक्षं न शंसयः ॥१॥

અર્થ–મૈત્રી આદિ ભાવનાઓ વડે, તથા શુભધ્યાનનાં પ્રભાવથી જીવ અત્યંત સુખપૂર્વક મોક્ષ પ્રાપ્ત કરે છે એમાં શંસય નથી.

## ધ્યાનનો હેતુ

સકલકર્મના ક્ષયરૂપ મોક્ષ આત્મજ્ઞાનથી થાય છે અને આત્મજ્ઞાન એ ધ્યાનથી થાય છે એટલા માટે ધ્યાન એ જ આત્માનું પરમહિત કરનાર છે. આત્મા દેહથી ભિન્ન છે. જ્ઞાની મહાત્માઓને આનો સાક્ષાત્ અનુભવ છે. ધ્યાનમાં વિશિષ્ટ અભ્યાસીઓને પણ દેહથી ભિન્ન એવા આત્માનો અનુભવ કરવાનો હોય છે. "સર્વ જીવો પોતાનું અને પરનું આત્મકલ્યાણ સાધી મુક્તિ સુખ પામો" એ શુભ ધ્યાન ધ્યાવીને પોતાનાં આત્માને જાણ્યે અને પછી જગતનાં જીવોને તેનો બોધ આપ્યો. આત્માની પરમ ઉન્નતિ સાધવા માટે ધ્યાનની પરમ આવશ્યકતા છે. ધ્યાનથી જ આત્માનો પૂર્ણવિકાસ થાય છે.

## ધ્યાનનું સ્વરૂપ

ધ્યેયમાં ચિત્તની એકાગ્રતા એ ધ્યાન છે. કોઈ પણ એક વિષયમાં ચિંતન અને ભાવનાથી તલ્લીન તન્મય થઈ જવું એ ધ્યાન છે. મહર્ષિ પતંજલિએ ૧. યમ, ૨. નિયમ, ૩. આસન, ૪. પ્રણાયા, ૫. પ્રત્યાહાર, ૬. ધારણા, ૭. ધ્યાન, અને ૮. સમાધિ. એમ યોગનાં આઠ અંગ કહ્યા છે. તેમાં સાતમા ધ્યાનનું સ્થાન, સર્વશ્રેષ્ઠ એવું જે આઠમું અંગ સમાધિ છે, તેની સમીપ જ છે. તદુપરાંત જૈન શાસ્ત્રકારોની દૃષ્ટિએ ધ્યાન એ એક અભ્યંતર તપથી કર્મનો સંવર અને કર્મની નિર્જરા થાય છે અને મોક્ષ સુખ પમાય છે.

## ધ્યાનના પ્રકાર

ધ્યાનનાં ચાર પ્રકાર છે : ૧ આર્તધ્યાન, ૨ રૌદ્રધ્યાન, ૩ ધર્મધ્યાન અને ૪ શુકલધ્યાન. આર્તધ્યાન અને રૌદ્રધ્યાન અપ્રશસ્ત–અશુભધ્યાન કહેવાય છે.

## શ્રી નમસ્કારમહામન્ત્રનુ પૂર્ણકુંભરૂપે ધ્યાન




આત્મામા અનત ગુણોનો સમૂહ રહેલ છે, તે વસ્તુને મુખ્ય રાખી શ્રી નમ૦મહામન્ત્રનું પૂણકુભ રૂપે ધ્યાન માટે આ ચિત્ર છે

ધ્યાનની સ્થિરતા માટે ઉપયોગી શ્રી નમસ્કારમહામંત્રનું ભવ્ય ચિત્ર



આ ચિત્રમા શ્રી નમસ્કારમહામંત્રનું ચિત્રાત્મક દૃશ્ય છે, તથા આઠ પ્રાતિહાર્ય અને આઠ મંગલનુ સુદર આલેખન છે ગુરૂગમથી આ ચિત્રનો ઉપયોગ કરવાથી ચિત્તની ચંચળતા ઘટાડવામાં ખૂબ જ મદદ મળે છે.

તે તો પ્રાય સર્વ સસારી જીવોને, વિના પ્રયાસે થયા કરે છે બાકીના બે ધર્મધ્યાન અને શુક્લધ્યાન પ્રશસ્ત–શુભધ્યાન છે અને તે ધ્યાન માટે પ્રયત્ન કરવો પડે છે સક્ષેપમા ધ્યાનના બે ભેદ છે અશુભધ્યાન અને શુભધ્યાન અશુભધ્યાનથી અનિષ્ટ ફળ મળે છે, મોક્ષ પ્રાપ્ત થાય છે અહીં ધ્યાન એટલે શુભધ્યાન સમજવુ

### ધ્યાનના અધિકારી

ધ્યાનના અધિકારી થવા માટે જીવનમા દાન કરવાની તથા ન્યાય–નીતિ પૂર્વકના શીલ પાલનની તથા મૈત્ર્યાદિ ભાવનાઓની જરૂર છે આપણને મળેલા તન–મન–ધન ઇત્યાદિથી પરનુ હિત થાય તેમ કરવુ એ દાન છે માર્ગાનુસારિતા પૂર્વકનું ન્યાય–નીતિમય જીવન જીવવું એ શીલ છે સવ જીવોનુ શ્રેય સાધવાની શુભભાવના એ મૈત્ર્યાદિ ભાવના છે ધ્યાનમા પ્રવેશવા માટે દાન, શીલ અને મૈત્ર્યાદિભાવનાની પૂર્વભૂમિકા હોવી જોઈએ માર્ગાનુસારિપણાથી માડીને સમ્યગ્ દૃષ્ટિ, દેશવિરતિ, સર્વવિરતિધર, પ્રમત્ત, અપ્રમત્ત–જીવો ઉચ્ચ પ્રકારના ધ્યાનના અધિકારી ગણાય છે

### ધ્યાનનુ ફળ

ધ્યાનથી જ આત્માની વિશુદ્ધિ થાય છે ધ્યાનથી જ આત્માનુ યથાર્થ શુદ્ધ, પૂર્ણ સ્વરૂપ પ્રગટે છે ધ્યાનથી જ સર્વ કર્મનો ક્ષય થાય છે અને ધ્યાનથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે

### ધ્યાનનો સમય

ધ્યાન માટે સૂર્યોદય અને સૂર્યાસ્તની સધ્યાનો સમય વધારે સારો મનાય છે વિશિષ્ટ પ્રકારના ધ્યાન માટે પક્ષ, માસ, ઋતુ, અયન ઇત્યાદિના સધિના દિવસો જેમ કે અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા, એકમ, ત્રણે ચતુર્માસની અઠ્ઠાઇઓ, બન્ને શાશ્વતી ઓળી તથા દીપાવલીના દિવસો વધારે સારા મનાય છે આવા સધિના સમયે દેહ અને આત્માની ભિન્નતા શીઘ્ર લક્ષમા આવી જાય છે દેહ અને આત્માનો ભેદ આવા સધિકાલના પ્રભાવે ધ્યાનવડે સહેલાઈથી સમજાય છે તેથી જ જ્ઞાનીઓએ સધ્યા સમયે પૂજા, આરતિ, ધ્યાન વિગેરે કરવાનો ઉપદેશ આપ્યો છે તે સમયે જગતના અન્ય નૈસર્ગિક તત્ત્વો પણ ધ્યાનાદિમા પોષક બને છે અને સાસારિક વ્યવહારમા બાધક બને છે

ધ્યાનની માત્રા વધારવા માટે શુક્લપક્ષ વધારે સારો ગણાય છે. કારણ કે ચંદ્રની જ્યોત્સ્ના પણ ધ્યાનમાં સહાયક બને છે

રાત્રે સૂતા પહેલાંનો સમય અને બ્રાહ્મમૂહૂર્તે ઉઠયા પછીનો સમય પણ ધ્યાન માટે સારો ગણાય છે.

હંમેશા એક નિશ્ચિત સમયે નિયમિતપણે ધ્યાનનો અભ્યાસ પાડવો જોઇએ.

### ધ્યાનને યોગ્ય સ્થાન

જ્યાં મન પ્રસન્ન રહે તેવાં પ્રશાંત, નિર્જન, પવિત્ર સ્થાનો ધ્યાન માટે પસંદ કરવા, તેથી વિપરીત અશાંત, બહુવસ્તીવાળા, અપવિત્ર, સ્થાનો ધ્યાન માટે તદ્દન પ્રતિકુળ હોવાથી છોડી દેવા જોઈએ. ગિરિગુફા, સમુદ્રતટ, પવિત્ર-શીલા, આદિ કુદરતી રીતે સૌંદર્યયુક્ત સ્થાનો ધ્યાન માટે વધારે યોગ્ય ગણાય છે.

ગૃહસ્થોએ સગવડ અનુસાર ઘરમાં જ ધ્યાન માટે કોઈ અલગ ભાગ રાખવો જોઈએ.

### ધ્યાનમાં આસન

ધ્યાનમાં બિછાવવાનું આસન ગરમ કાપડનું રાખવું. ઘાસનું આસન યા લાકડાનું પાટિયુ પણ આસન તરીકે ઉપયોગમાં લઈ શકાય.

પદ્માસન, સિદ્ધાસન, સુખાસન, પર્યંકાસન વિગેરે અનુકૂળ આસને કરોડ-રજ્જુ સીધી રહે તેમ બેસીને ધ્યાન કરવું જોઈએ.

સમય, સ્થાન અને આસન નિયમિત અનુકૂળતા મુજબ રાખવાં.

### ધ્યાન માટે દિશા

સવારે પૂર્વ દિશામાં મુખ કરીને અને બપોર પછી ઉત્તર દિશામાં મુખ કરીને ધ્યાનમાં બેસવું જોઇએ.

### આત્માની ત્રણ અવસ્થા

ધ્યાનનો મુખ્ય હેતુ પરમાત્માપણું પ્રગટ કરવું, એ છે. આત્માનું પૂર્ણ શુદ્ધ સ્વરૂપ એ પરમાત્માપણું છે. તેથી આત્માની વિવિધ અવસ્થાનું જ્ઞાન મેળવવું જરૂરી છે.

આ જીવની ત્રણ અવસ્થા છે. બહિરાત્મદશા, અંતરાત્મદશા અને પર-

આત્મદશા, શરીર આદિ પર પદાર્થોમા આત્મ બુદ્ધિ રહેવી, એ બહિરાત્મદશા છે શરીરાદિ સર્વ પરપદાર્થોથી હુ ભિન્ન ચૈતન્ય સ્વરૂપ આત્મા છુ, એવી સમજણ થવી એ અતરાત્મદશા છે સર્વ કર્મબન્ધનોથી મુક્ત, શુદ્ધ, બુદ્ધ, અનત જ્ઞાન-દર્શન-ચારિત્રવીર્યાદિથી યુક્ત આત્માનુ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થવુ, એ સર્વશ્રેષ્ઠ પરમાત્મદશા છે આ રીતે બહિરાત્મા, અને પરમાત્માના સ્વરૂપને જાણી, બહિરાત્મદશાને તજી, અતરાત્મદશાને મેળવી, પરમાત્મદશાને ધ્યાવવી પૂર્ણ પરમાત્મ સ્વરૂપ પ્રાપ્ત કરીએ ત્યારે જ ધ્યાનની ખરી સિદ્ધિ પ્રાપ્ત થઈ ગણાય

## ધ્યાનમા મૈત્રીઆદિ ચાર ભાવના

મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય આ ચાર ભાવના ધ્યાનની પૂર્વ ભૂમિકારૂપે હોવી જોઈએ તે ભાવનાઓ ધ્યાનને પોષણ આપનાર રસાયણ છે આ ભાવનાથી વ્યાપક પ્રેમ, ગુણાનુરાગ, દયા અને સહનશીલતા વિગેરે ગુણો પ્રગટે છે, ચિત્ત નિર્મળ બને છે, કષાયો શાન્ત થાય છે, અને ધ્યાનમા સ્વાભાવિક સ્થિરતા આવે છે

### ૧. મૈત્રી ભાવના

સર્વ જીવો સર્વથા સુખી થાઓ, એવી ભાવના થવી અને પ્રાણી માત્રનું હમેશા હિત ચિતવવુ એ મૈત્રી ભાવના છે એ ભાવના ભાવવાથી વૈર વિરોધી નાશ પામે છે અને વ્યાપક પ્રેમ ઉત્પન્ન થાય છે

### ૨ પ્રમોદ ભાવના (મુદિતા)

બીજા જીવોની ઉન્નતિ જોઈને, તેમના ગુણો જોઈને, તેમની સુખ સમૃદ્ધિ જોઈને ઈર્ષ્યા કે દ્વેષ ન કરતા, આનદિત થવુ, હર્ષ પામવા એ પ્રમોદ ભાવના છે પ્રમોદ ભાવના ભાવવાથી ગુણાનુરાગ જન્મે છે અને આત્માના ગુણો વિકાસ પામે છે

### ૩ કરૂણા ભાવના

દુખી જીવોના દુખ દેખી, તેમના દુખો દૂર કરવાની લાગણી થઇ આવવી, તેને માટે પોતાનાથી શકય એટલા પ્રયત્નો કરવા સદા તત્પર રહેવુ, એ કરૂણા ભાવના છે ઉચ્ચ કોટીના ભવ્ય આત્મામા આ કરૂણાર્દ્રતા સ્વાભા

વિક હોય છે. કરૂણા ભાવના ભાવવાથી દયા પ્રગટે છે અને આપણી આધ્યાત્મિકતા સદા વૃદ્ધિ પામે છે.

### ૪. માધ્યસ્થ્ય ભાવના

અધર્મી, અપરાધી, પાપી, દુરાચારી, જીવોના અધર્મ, અપરાધ, પાપ અને દુરાચારો કે જે અસાધ્ય હોય તેના પ્રતિ દ્વેષ, ક્રોધ કે તિરસ્કાર કર્યા સિવાય ઉદાસીનતા સેવવી–ઉપેક્ષા કરવી, એ માધ્યસ્થ્ય ભાવના છે. આ ભાવનાથી સહનશીલતા પ્રગટે છે. અને સમતા ભાવ વૃદ્ધિ પામે છે.

### અનિત્યત્વાદિ બાર ભાવના

મૈત્ર્યાદિ ચાર ભાવના ઉપરાંત નીચે પ્રમાણે અનિત્યત્વાદિ બીજી બાર ભાવના વારંવાર ચિંતવવા યોગ્ય છે.

૧. **અનિત્ય ભાવના** : સંસારનાં સર્વ પદાર્થો પર્યાય દૃષ્ટિથી અનિત્ય છે.

૨. **અશરણ ભાવના** : સંસારમાં ધર્મ સિવાય સાચું શરણ કોઈ નથી.

૩. **સંસાર ભાવના** : વિષય કષાયરૂપ સંસાર સદા દુઃખમય છે.

૪. **એકત્વ ભાવના** : આ આત્મા એકલો આવ્યો છે, એકલો જવાનો છે.

૫. **અન્યત્વ ભાવના** : આ આત્મા સર્વ પરપદાર્થોથી ભિન્ન છે.

૬. **અશુચિ ભાવના** : શરીર અશુચિમય છે.

૭. **આશ્રવ ભાવના** : આશ્રવથી કર્મબંધ થાય છે, ભવભ્રમણ વધે છે.

૮. **સંવર ભાવના** : સંવરથી કર્મ અટકે છે અને ધ્યાનની રૂચિ જાગે છે.

૯. **નિર્જરા ભાવના** : નિર્જરાથી કર્મક્ષય થાય છે, ધ્યાનવૃદ્ધિ થાય છે.

૧૦. **ધર્મ સુ–આખ્યાત–ભાવના** : ખરેખર સર્વજ્ઞ ભગવંતોએ ધર્મને સુંદર રીતે પ્રકાશ્યો છે.

૧૧. **લોક ભાવના** : દ્રવ્ય–પર્યાયાત્મક લોકનું યથાર્થ સ્વરૂપ ભાવવું તે.



## ૧૨ બોધિ દુર્લભ  જિનશાસનની પ્રાપ્તિ દુર્લભ છે

મૈત્રી આદિ ચાર ભાવના અને અનિત્યતાદિ બાર અનુપ્રેક્ષા (ભાવના) નિરતર ભાવવાથી, ચિત્તની નિર્મળતા વધે છે, વિક્ષેપો ઘટે છે ધ્યાનની રૂચિ જાગે છે અને ધ્યાનમા સ્થિરતા થતા આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે અને મોક્ષ માર્ગે યથાશક્તિ પ્રયાણ થાય છે

### ધ્યાનમા આલબન

આત્માનુ પૂર્ણ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવુ એ ધ્યાનનો મુખ્ય હેતુ છે આ ધ્યેયની સિદ્ધિ માટે ધ્યાનમા આલબન કોનું લેવુ, તે એક અતિ મહત્ત્વનો પ્રશ્ન છે સિદ્ધ અને સસારી, સૌના આત્માઓ સત્તાથી (દ્રવ્યથી) તો એક સરખા જ છે સિદ્ધાત્માઓમા આત્માના સવ ગુણો પૂર્ણપણે પ્રગટ થયા છે, ત્યારે સસારી આત્માઓમા આ આત્મગુણો પૂર્ણપણે પ્રગટ થયા નથી અર્થાત્ સસારી જીવો સર્વ કર્મ બધનથી સર્વથા મુક્ત થયા નથી, એજ ભેદ છે આ ભેદ આપણે ધ્યાનમા-તત્ત્વચિંતનના પ્રયાસ દ્વારા દૂર કરવાનો છે માટે ધ્યાનમા આપણે સ્વાભાવિક રીતે એવુ જ આલબન લેવુ જોઇએ કે જે આત્માઓએ પૂર્ણ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કર્યુ હોય આવા આલબનો તરીકે શ્રી અરિહત ભગવતો અને શ્રી સિદ્ધ ભગવતો છે તેથી ધ્યાનમા એ અરિહત ભગવતો અને સિદ્ધ ભગવત આદિ પચપરમેષ્ઠીઓને ધ્યેયરૂપે રાખી એમના જેવા શુદ્ધ, બુદ્ધ અને મુક્ત થવા સતત પ્રયત્નશીલ રહેવુ જોઇએ

### જેવુ આલબન તેવુ ફળ

જેનુ ધ્યાન ધરીએ તેના જેવા થઇએ આ એક અચલ, વ્યાપક ન્યાય છે એ ન્યાયે વીતરાગ દેવનુ ધ્યાન કરનાર વીતરાગ થાય છે અને સરાગીનુ ધ્યાન કરનાર સરાગી જ થાય છે તેથી શ્રી અરિહત ભગવતો અને શ્રી સિદ્ધ ભગવતોનુ જ ધ્યાન કરવુ એ યોગ્ય છે

શ્રી સિદ્ધ પરમાત્મા અશરીરી છે, અરૂપી છે, ઇન્દ્રિયાતીત છે, સચ્ચિદાનદ મય છે તેથી તેમનુ ધ્યાન ધરનાર આત્મા આત્માની તેવી ઉચ્ચ દશાને પામે છે

અરિહતનુ ધ્યાન ધરનાર આત્મા અનત જ્ઞાન, અનત દર્શન, અનત ચારિત્ર,

અનંત વીર્યાદિ આત્મગુણોને પૂર્ણપણે પ્રગટાવી તેમના જેવો થાય છે, એ શંકા વગરની વાત છે. માટે ધ્યાતાએ વીતરાગ શ્રી અરિહંત દેવનું અને સિદ્ધ પરમાત્માનું ધ્યાન ધરવું જોઈએ અને તેમનું સ્વરૂપ, ગુરૂના ઉપદેશથી, શાસ્ત્રના વાંચન–શ્રવણાદિથી જાણી લેવું જોઈએ.

શ્રી વીતરાગ ભગવાનના આત્માના ગુણો અનંત છે. તેમના અનંત ગુણોનું વર્ણન શબ્દથી થઈ શકે તેમ નથી. તેમના અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્યાદિ ગુણોનું નિરંતર ચિંતન કરવાથી આપણાં આત્મામાં સુષુપ્ત પણે રહેલાં એ સર્વ ગુણો ધીરે ધીરે જાગૃત થાય છે. આ રીતે શ્રી વીતરાગ ભગવંતનું ધ્યાન ધરતાં ધરતાં ધ્યાતા સ્વયં ધ્યેય રૂપ બની જાય છે, એજ ધ્યાનનું સર્વ શ્રેષ્ઠ ફળ છે આ બધું ધ્યાતાને સ્વયં અનુભવથી જ સંપૂર્ણપણે સમજાય છે. માટે ધ્યાનનુ ખરૂં રહસ્ય અને ખરૂં મહત્ત્વ સમજવા ઈચ્છનારે આનો સ્વાનુભવ કરવો જોઈએ.

ધ્યાનના આલંબન રૂપ શ્રી વીતરાગ પરમાત્માનાં દ્રવ્ય, ગુણ, પર્યાયનું ધ્યાન કરવાથી આત્માના જ દ્રવ્ય, ગુણ, પર્યાયનું ધ્યાન થાય છે, માટે શ્રી વીતરાગ દેવ જ ધ્યાનનું ઉત્કૃષ્ટ આલંબન છે.

### ધ્યાનાવસ્થામાં કર્મબંધની મંદતા

ધ્યાનમાં આગળ વધતાં મનની સ્થિરતા પ્રગટે ને ધ્યેયમાં તલ્લીનતા આવે છે. અને મન, વચન, કાયાના યોગ સ્થિર બને છે. તેથી નવા કર્મોનો આશ્રવ અત્યંત મંદ બની જાય છે. જૂનાં કર્મો ક્ષીણ થતાં જાય છે અને આત્માના ગુણો પ્રગટ થતા જાય છે. આ રીતે આત્મા કર્મબંધનથી મુક્ત થતા ઉન્નત બને છે. અને ધીમે ધીમે આત્મોન્નતિ કરતાં કરતાં તે વધારે ને વધારે ઉજ્જવળ બનતો જાય છે.

### ધ્યાનનું પારંપરિક ફળ

ધ્યાનની શરૂઆતમાં પ્રશસ્ત બાહ્ય પદાર્થોનું ધ્યાન કરવું, પછી શ્રી વીતરાગ ભગવાનની પ્રતિમાનું ધ્યાન કરવું, પછી તે પરમાત્માના ગુણોનું ચિંતન કરવું, આમ વીતરાગ દેવના અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય, અનંત સુખ વિગેરે આત્મગુણોનું ધ્યાન કરવાથી આ લોકમાં સર્વ સુખ મળે

છે, પરલોકમા સ્વર્ગના સુખ પ્રાપ્ત થાય છે અને પરપરાએ મોક્ષસુખ પ્રાપ્ત થાય છે આવુ શુભ ધ્યાન કરવાથી ભૂત–ભવિષ્ય કાળના જ્ઞાનનો બોધ થાય છે દેહથી ભિન્ન આત્માની સ્થિતિ સમજાય છે, જેમ વસ્ત્ર અને દેહ ખરેખર ભિન્ન છે, જેમ તલવાર અને મ્યાન પરસ્પર ભિન્ન છે, તેમ આ દેહ અને દેહમા રહેલ આત્મા પણ પરસ્પર ભિન્ન છે

આ વસ્તુસ્થિતિ ધ્યાનના પ્રભાવે સ્પષ્ટપણે અને યથાર્થપણે સમજાય ત્યારે જ સાચુ આત્મજ્ઞાન પ્રગટ થાય છે, ત્યારે જ યથાર્થપણે મોક્ષમાર્ગે પ્રયાણ થાય છે દેહભિન્ન આત્મા પ્રગટપણે લક્ષમા આવતા સર્વ કર્મને ક્ષીણ કરવાનો માર્ગ હાથ લાગે અને સસાર સમુદ્ર પાર કરીને મોક્ષ પામી શકાય છે માટે મોક્ષ માર્ગમા શુભ ધ્યાનનુ અને તેના અભ્યાસનુ અપૂર્વ મહત્ત્વ વર્ણવવામા આવ્યુ છે



**પરમાત્માની ઉપકારિતા**

પરમનિધાન પ્રગટ મુખ આગળે
    જગત ઉલ્લઘી હો જાય-જિનેશ્વર૦ ?
જ્યોતિ વિના જુઓ ! જગદીશની
    અધો–અધ પુલાય-જિનેશ્વર ?
—ધરમ જિનેશ્વર ? ગાઉ રગ શુ ॥



# "नमो" પદના નવા અર્થો

( લેખક :—કલ્પેશ શાહ મોરબી )

'नमो' પદના નીચેના અર્થો "શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર" તરફથી પ્રકાશિત "એકાક્ષર કોશ"ના આધારે આપ્યા છે. તે એકાક્ષરો કોશમાં નીચે પ્રમાણે અર્થો આપેલા છે.

न (पु०) નાયક, સુગત, બુદ્ધિ, સ્તુતિ, વૃક્ષ, સ્વાગત, બંધુ, સૂર્ય.

म (पु०) શિવ, ચંદ્ર, બ્રહ્મા, બંધન.

अ (पु०) વાસુદેવ, કૃષ્ણ,

आ (पु०) બ્રહ્મા, પૂજા તથા માંગલિકના અર્થમાં અવ્યય.

उ (पु०) શંકર.

ऊ (पु०) બ્રહ્મા, લક્ષણ, રક્ષણ.

અને मा [ સ્ત્રી० ] લક્ષ્મી, માતા, માપવું તે.

(૧) नमो = न + म + ऊ

न = સૂર્ય

म = ચંદ્ર

ऊ = રક્ષણ

સૂર્ય–ચંદ્ર જેમ અંધકારથી રક્ષણ કરે છે તેમ 'नमो' પદ પાપાંધકારથી બધા જીવોનું રક્ષણ કરે છે.

(૨) नमो = न + म + अ + आ + आ + उ

न = સુગત ( બુદ્ધ )

म = શિવ ( મહેશ )

अ = કૃષ્ણ ( વિષ્ણુ )

आ = બ્રહ્મા

आ = પૂજા.

ऊ = રક્ષણ.

બુદ્ધ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ વગેરે ( સરાગી દેવો ) પૂજા કરનારનું રક્ષણ પણ "नमो" પદ સ્વીકારવાથી જ થાય છે. કારણ કે તેઓ પણ "ॐ नमो

ब्राह्मणे।" "ॐ नमो भगवते वासुदेवाय।' "ॐ नमो नारायणाय।" "ॐ" नम शिवाय।" અથવા તો "नमस्तस्यै, नमस्तस्यै, नमस्तस्यै नमो नम।" વગેરે 'नमो' પદ યુક્ત મ ત્રોનો જાપ કરે છે

(૩) नमो = न + मा + ऊ
न = બુદ્ધિ
मा = લક્ષ્મી
ऊ = લક્ષણ [ જેનો બીજો અર્થ 'સ સિદ્ધિ' અથવા ધર્મ પણ થાય છે ]
બુદ્ધિ, અને લક્ષ્મીના લક્ષણ અર્થાત્ ચિહ્નવાળુ 'नमो' પદ બધા જીવોએ સ્વીકારવુ જોઈએ

અથવા

'नमो' પદ બુદ્ધિ, લક્ષ્મી અને સ સિદ્ધિ અથવા ધર્મ આપનારુ છે

(૪) नमो = न + मा + ऊ
न = બ ધુ
मा = માતા
ऊ = રક્ષણ
અર્થાત્ 'नमो' પદ બ ધુ અને માતાની જેમ સર્વ દુ ખોથી જીવોનુ સર્વથા રક્ષણ કરે છે

(૫) नमो = न + म + ऊ
न = વૃક્ષ
म = બ ધન
ऊ = રક્ષણ
પાપરૂપી વૃક્ષો અને ભવબ ધનો છેદી, જીવોનુ રક્ષણ કરનારુ 'नमो' પદ બધાએ સ્વીકારવુ જોઈએ

(૬) नमो = न + म + ऊ
न = સ્તુતિ
म = બ ધન
ऊ = રક્ષણ

'नमो' પદથી કરાતી અરિહંતાદિની સ્તુતિ, સંસારરુપી બંધનથી બધા જીવોને બચાવે છે, રક્ષણ કરે છે.

(૭) नमो = न + म + ऊ

न = સ્વાગત

म = બંધન

ऊ = રક્ષણ

'नमो' પદનુ સ્વાગત કરનારાઓનું કર્મબંધનથી રક્ષણ થાય છે.

(૮) नमो = न + म + ऊ

न = નાયક ( પ્રભુ )

म = બધન

ऊ = રક્ષણ

નાયક અર્થાત્ પ્રભુની જેમ ભવબધનથી રક્ષણ કરનાર 'नमो' તે મહામંત્ર છે.

(૯) नमो = न + म + अ + आ + ऊ

न = નાયક ( હારનો મણિ )

म = ચંદ્ર

अ = વાસુદેવ

आ = માંગલિકના અર્થમાં અવ્યય.

ऊ = લક્ષણ

અર્થાત્ જેમ હારની વચ્ચે રહેલો મણિ, નક્ષત્ર–તારકોમાં ચંદ્ર અને વીરોમાં વાસુદેવ શોભે છે, તેમ મંગલ એટલે કે શુભ લક્ષણવાળો 'नमो' મહામંત્ર સર્વમન્ત્રોમાં શોભે છે. શ્રેષ્ઠ છે.

(૧૦) नमो = न + मा + अ + आ + उ

न = બુદ્ધિ

मा = માપવું

अ = કૃષ્ણ ( વિષ્ણુ )

आ = બ્રહ્મા

उ = શંકર ( મહેશ )

ખરેખર! 'नमो' પદના મહિમાને બુદ્ધિથી માપવો તે બ્રહ્મા, વિષ્ણુ કે મહેશથી પણ શકય નથી

(૧૧) नमो = न + म + अ + उ

न = નાયક ( પ્રભુ, ઈશ )

म = બ્રહ્મા

अ = કૃષ્ણ ( વિષ્ણુ )

उ = શકર ( મહેશ )

સક્ષેપમા 'नमो' પદ સ્વીકારનાર શીઘ્રાતિશીઘ્ર બ્રહ્મા વિષ્ણુ, મહેશ વગેરે સરાગી દેવોનો પણ નાયક અર્થાત્ વીતરાગ બને છે

'नमो' ને બદલે વિકલ્પે વ્યાકરણથી સિદ્ધ એવો "णमो" પાઠ સ્વીકારતા, ण (પુ૦) ભુડ, જ્ઞાન, નિશ્ચય, નિર્ણય એવા અર્થો થાય છે

(૧) णमो = ण + म + ऊ

ण = ભુડ

म = બધન

ऊ = રક્ષણ

અર્થાત્ ભુડ વગેરે તિર્યંચો પણ 'ण' પદના રહસ્યને પામે તો તેઓનુ પણ ભવબધનથી રક્ષણ થાય છે

(૨) णमो = ण + म + ऊ

ण = જ્ઞાન

म = બધન

ऊ = રક્ષણ

'णमो' પદથી સમ્યગ્ જ્ઞાન થાય છે, જે સર્વ કર્મબધનોથી જીવોનુ રક્ષણ કરે છે કારણ કે સમ્યગ જ્ઞાની નણ કે પદર ભવે અવશ્ય મોક્ષે જાય છે

(૩) णमो = ण + म + ऊ

ण = નિશ્ચય, નિર્ણય

म = બધન

ऊ = રક્ષણ

દૃઢ મનથી એવો નિશ્ચય કરો-નિર્ણય કરો કે ભવબંધનથી રક્ષણ કરનારો 'णमो' એ જ મહામંત્ર છે.

'नमो' પદના નીચેના અર્થો છંદઃશાસ્ત્રના આધારે આપવામાં આવ્યા છે.

(१) नमो = न + मा + उ

न – લઘુવર્ણ છે<br>मा – ગુરુવર્ણ છે } જેનાથી છંદઃશાસ્ત્ર રચાયેલું છે.

उ – પંચમ સ્વર છે, કે જે સ્વરના જ લઘુ-ગુરુ થાય છે તેમ સૂચવે છે. વળી, સ્વરોમાં તે પાંચમો હોવાથી છંદના મુખ્ય પાંચ ભેદો (૧) માત્રા મેળ (૨) વર્ણમેળ (૩) સમ (૪) અર્ધસમ અને (૫) વિષમ દર્શાવે છે.

(२) न ત્રણ લઘુ (।।।) વર્ણોથી થતો ગણ છે, જ્યારે म ત્રણ ગુરુ (ऽऽऽ) વર્ણોથી થતો ગણ છે. આ બે ગણોમાં જ બાકીના છ ગણો નીચે પ્રમાણે સમાએલા છે.




આ રીતે 'नमो' પદમાં જ બધા ગણો સમાએલા છે.

(३)

| ગણ | દેવતા | ફલ |
|---|---|---|
| न ગણ | સ્વર્ગ | આયુષ્ય |
| म ગણ | ભૂમિ | શ્રી |

અર્થાત્ 'नमो' પદ સ્વર્ગમાં કે પૃથ્વી પર સર્વત્ર જપનારને દીર્ઘાયુષ્ય અને શ્રી અર્પે છે.

(४) 'मनौ मित्रे' અર્થાત્ म ગણ અને न ગણ પરસ્પર મિત્ર—સંજ્ઞાવાળા છે. માટે 'नमो' પદ સંસારમાં ભ્રમણ કરતા દુઃખી જીવોના પરમ મિત્ર સમાન છે.



(૫) 'नमो' પદમા પહેલા न અને પછી म આવે છે કારણ કે આદિમા આવતો म દુખ આપે છે જ્યારે न આનદ આપે છે તેથી જ न પ્રારભમા મુકયો છે (વિકલ્પે 'णमो' પા૦ સ્વીકારતા તે મગલવાચક હોવાથી 'દગ્ધાક્ષર' હોવા છતા પણ નિદ્ય નથી) સક્ષેપમા 'नमो' મહામત્ર સસારના સર્વ દુખોનો પરાભવ કરી જીવોને ચિત્તની પ્રસન્નતા અર્પે છે

(૬) 'नमो' પદમા न અને म બને સાથે આવે છે, જે મિત્ર ગણો છે માટે 'मित्रान्मित्र विधत्ते प्रचुरधनम्' એ નિયમાનુસાર 'नमो' પદ જપતા પ્રચુર ધન પ્રાપ્ત થાય છે

(૭) છદની શરૂઆતમા આવતા વર્ણોના ફળનો ઉપયોગ કરતા
न – આનદ
म – દુખ
अ – વર્ણ–સપત્તિ
उ – વર્ણ–પ્રચુરધન
જે 'नमो પદના જાપમા આનદ પામે છે તેના બધા દુખો દૂર થાય છે, તથા સપત્તિ–ધનમા વૃદ્ધિ થાય છે

(૮) 'नमो' પદમા લઘુવર્ણ न પહેલા આવે છે અને ગુરૂ વર્ણ मो પછી છે અત 'नमो પદથી જે પોતાની લઘુતા સ્વીકારે છે, તેને જ ગુરુતા મળે છે, અર્થાત્ તે પૂજનીય, વદનીય બને છે

(૯) નમસ્કાર મત્રની ચૂલિકાના ચારેય પદોને અતે આવતા વર્ણોને વિકલ્પે લઘુ ગણી નવે નવ પદના બધા વર્ણોની માત્રા ગણતા કુલ ૧૦૮ માત્રા થાય છે જે પચપરમેષ્ઠિઓના ૧૦૮ ગુણો દર્શાવે છે, જેનુ આપણે માળાના ૧૦૮ મણુકાઓથી વારવાર ચિતન કરવુ જોઈએ, જેથી મન એકાગ્ર બને, કર્મોનો ક્ષય થાય અને પરપરાએ મોક્ષ મળે

(૧૦) નમસ્કાર મત્રની અદર પ્રથમ પાચ પદમા, ૨૪ વર્ણો ગુરુ છે, જે ૨૪ તીર્થકરોની સખ્યા સૂચવે છે તથા ૧૧ લઘુ વર્ણો ૧૧ ગણધિપોની સખ્યા બતાવે છે ચૂલિકાના ચાર પદોમા કુલ ૧૬ ગુરુ વર્ણો છે જે ૧૬ સતી

#  "नमो"–પદ વિશેષતા 

( લે૦ કલ્પેશ શાહ મોરબી )

(૧) **नमो** – કાદિ વર્ણોમાં **न** ૨૦ મો છે, વિદ્યમાન ૨૦ અરિહંતોની સંખ્યા સૂચવે છે. વળી **न** એટલે નમસ્કાર અને **मो** એટલે મોક્ષ અર્થાત્ અરિહંતાદિ પ્રત્યેનો ભાવ નમસ્કાર પરંપરાએ મોક્ષ પદ અર્પે છે.

(૨) **नमो** = न् + अ + म् + अ + आ + उ

न – નમસ્કાર હો।

अ – અરિહંતાદિ

म् – મુનિ પર્યન્ત સર્વેને

જેમા अ – અશરીરિ ( સિદ્ધ )

आ – આચાર્યો

અને उ – ઉપાધ્યાયો પણ આવી જાય છે. આ રીતે **नमो** પદમાં જ નમસ્કાર મહામંત્ર છુપાયેલો છે.

(૩) **नमो** = न + म + उ

न – ચતુર્થ અનુનાસિક છે, જે ચાર ગતિ સૂચવે છે.

म – પંચમ અનુનાસિક છે, જે પાંચમી ગતિ અર્થાત્ મોક્ષ સૂચવે છે.

અને उ – અકારાદિ સ્વરોમાં પાંચમો છે, જે અરિહંતાદિ પંચપરમેષ્ઠીઓના પરમ ઉપકારનું પ્રતીક છે. સંક્ષેપમાં ચાર ગતિમાં ભ્રમણ કરતા જીવોને પંચમ ગતિ (મોક્ષ) પ્રત્યે લઈ જવામાં પંચપરમેષ્ઠીનો પરમ ઉપકાર કારણ રૂપ છે.

(૪) **नमो** = न + म + उ

न – ચતુર્થ અનુનાસિક હોવાથી ૪ સૂચવે છે.

म – પંચમ અનુનાસિક હોવાથી ૫ સૂચવે છે.

અને उ – પંચમ સ્વર હોવાથી ૫ સૂચવે છે.

હવે, म – न = ૫ – ૪ = [૧]

न – ૧ = ૪ – ૧ = [૩]

म - ૩ = ૫ – ૩ = [૨]

न = [૪]

म = [૫]

न + ૨ = ૪ + ૨ = [૬]

म + ૨ = ૫ + ૨ = [૭]

म + ૩ = ૫ + ૩ = [૮]

म + न् = ૫ – ૪ = [૯]

અને म – उ = ૫ – ૫ = [૦]

આ રીતે ૧ થી ૯ અને શૂન્ય પણ નમો પદમા સમાયેલા છે અર્થાત્ સપૂર્ણ અંકમાલા પણ તેમા સમાયેલી છે

(૫) नमो = न + म + उ

न – કાદિ વ્યજનોમા ૨૦ મો હોવાથી ૨૦ સૂચવે છે

म – કાદિ વ્યજનોમા ૨૫ મો હોવાથી ૨૬ સૂચવે છે

અને उ – અકાદિ સ્વરોમા ૫ મો હોવાથી ૫ સૂચવે છે

હવે, न + म + उ = ૨૦ + ૨૫ + ૫ = ૫૦ જે

સ્વર + વ્યજન + અનુસ્વાર + વિસર્ગ = ૫૦ દર્શાવે છે જેની વિવિધ રચના વડે સર્વ શાસ્ત્ર રચાય છે

| સ્વર | | વ્યજન | | |
|---|---|---|---|---|
| (૧) અ | | | | |
| (૨) આ | | ક ખ ગ ઘ ઙ | ૧ ( ) અનુસ્વાર | |
| (૩) ઇ | | ચ છ જ ઝ ઞ | ૧ ( ) વિસર્ગ | |
| (૪) ઈ | ૨૫ | ટ ઠ ડ ઢ ણ | ૨ | |
| (૫) ઉ | | ત થ દ ધ ન | | |
| (૬) ઊ | | પ ફ બ ભ મ | | |
| (૭) ઋ | | | | |

| | | | | |
|---|---|---|---|---|
| (૮) | ઋ | | | કુલ–૧૪ + ૩૪ + ૨ |
| (૯) | લૃ | | ય ર લ વ | = ૫૦ |
| (૧૦) | લૄ | ૯ | શ ષ સ | |
| (૧૧) | એ | | હ ળ | |
| (૧૨) | ઐ | ૩૪ | | |
| (૧૩) | ઓ | | | |
| (૧૪) | ઔ | | | |

(૬) नमो = न + म + उ (૪ પ્રમાણે)

(૭) नमो ને બદલે પાઠાંતર णमो સ્વીકારતા દરેક પદની શરૂઆતમાં णम् અને णमो अरिहंताणं આદિ દરેક પદના અંતે પણ णं (એક સ્વર જેટલો ભાગ) આવે છે. આ પણ પદ રચનાની એક વિશેષતા છે.

(૮) "अक्लिष्टवर्णरचनारचितोऽपि रम्यः सौख्यं ददाति सततं परमेष्ठिमंत्रः।
उच्चारणात् सुरगणाश्च भवन्ति दासा आराधितः स कुरूते त्वरितं शिवं नः॥



**અંતરની વ્યથા**

સહી સ્વપ્નજંજાળને સંગ મોહ્યો,
ઘડીયાળમાં કાળ રમતો ન જોયો,।
મુધા એમ સંસારમાં જન્મ ખોયો,
અહો! ઘૃતતણે કારણ જળ વિલોયો॥

× × ×

વિષય વેલડી શેલડી કરીય જાણી,
ભજી મોહ તૃષ્ણા તજી તુજ વાણી॥

# જૈન ધર્મનો મહામંત્ર

લે પ્રો શ્રી ચિનુભાઈ નાયક (સપાદક ' વિશ્વધર્મપરિચય-ધર્મસદેશ ")

## નમસ્કાર મત્ર એ સર્વ પાપોનો નાશક અને સર્વ મગલોમા ઉત્તમ મગલ છે

## બ્રાહ્મણોમા જેમ 'ગાયત્રી' મત્રનુ મહત્ત્વ છે તેમ જૈનોમા નમસ્કાર મત્રનુ મહત્ત્વ છે

### નમસ્કાર મત્ર

નમસ્કાર મત્ર અથવા નવકાર મત્ર એ જૈન ધર્મનો પ્રાણ છે જૈન દર્શનનો સર્વ સાર તેમા સમાયેલો છે નવપદનુ બનેલુ આ મત્રનુ માળખુ હજારો મનુષ્યોને જીવનમા શ્રદ્ધા આપવાને સમર્થ છે, તથા પ્રથમ પાચ પદમા અરિહત, સિદ્ધ આચાર્ય અને ઉપાધ્યાય તેમજ સાધુ સમુદાયને નમસ્કાર કરવાનુ કહેવામા આવ્યુ છે છેલ્લા ચાર પદમા નવકારમત્રનો મહિમા ગાવામા આવ્યો છે નમસ્કાર મત્ર એ સર્વ પાપોનો નાશક અને સવ મગલોમા ઉત્તમ મગલ છે

જૈન ધર્મનો મહામત્ર તે નમસ્કારમત્ર (નવકાર મત્ર) કહેવાય છે આ મત્રમા પાચ પરમેષ્ઠી એટલે કે જગતના સર્વ શ્રેષ્ઠ પાચ મહાપુરુષોની સ્તુતિ કરવામા આવી છે આ કારણથી જ આ મત્ર પરમેષ્ઠીમત્ર તરીકે પણ ઓળખાય છે, આ મત્રને જૈન ધર્મમા પાપનાશક અને મોક્ષ સાધક ગણવામા આવ્યો છે જીવનનો પરમ પુરુષાર્થ કયો હોઈ શકે એની આ મત્રમા સમજ આપવામા આવી છે જૈન જગતમા નવપદનું બનેલુ આ નમસ્કાર સૂત્ર અત્યત પ્રભાવશાળી મનાયુ છે આ મત્રનો પાઠ નીચે પ્રમાણે છે

॥ णमो अरिहंताणं ॥
॥ णमो सिद्धाणं ॥
॥ णमो आयरियाणं ॥
॥ णमो उवज्झायाणं ॥
॥ णमो लोए सव्वसाहूणं ॥
॥ एसो पंचणमुक्कारो,
सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं;
पढमं हवइ मंगलं ॥

એટલે કે—અરિહંતોને નમસ્કાર,
સિદ્ધોને નમસ્કાર,
આચાર્યોને નમસ્કાર,
ઉપાધ્યાયોને નમસ્કાર,
લોકમાં વસતા સર્વ સાધુઓને નમસ્કાર.

આ પાંચને કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર અને બધા મંગલોમાં શ્રેષ્ઠ મંગલ છે.

આ મંત્રમાં પહેલા પાંચ પદોમાં પાંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવામાં આવ્યા છે. પરમેષ્ઠી એટલે શ્રેષ્ઠ સ્થાને રહેલા. જૈનધર્મમાં સર્વ પ્રથમ પરમેષ્ઠી અરિહંત ભગવાન છે. અરિહંત પરમેશ્વર એ જ જૈન ધર્મના દેવાધિદેવ છે. 'અરિહંત' એટલે અંતરના શત્રુઓનો વિજેતા, રાગદ્વેષાદિ શત્રુઓનો નાશ કરીને જેણે નિર્મળ જ્ઞાન–કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને ધર્મતીર્થની સ્થાપના કરી છે.

જૈન ધર્મની વિશેષતા એ છે કે તેમાં અરિહંતપદ એ કોઈ વિશિષ્ટ વ્યક્તિ માટેનો ઈજારો માનવામાં આવ્યો નથી, પરંતુ દુનિયાનો કોઈપણ માનવી અરિહંત પદ પ્રાપ્ત કરી શકે છે.

અરિહંતો રાજકુળમાં અને અનેક વૈભવમાં જન્મ્યા હોવા છતાં નિરભિમાની હોય છે. અરિહંત ભગવાન જ્યારે માતાના ગર્ભમાં પ્રવેશે છે, ત્યારે માતાને ચૌદ દિવ્ય સ્વપ્નો દેખાય છે. તેમનો જન્મ થતાં જ ચારે દિશામાં આનંદ

મ ગળ છવાઈ જાય છે ઇન્દ્રો અને દેવીઓ આવી અરિહ ત ભગવાનને નમસ્કાર કરે છે આમ છતા એમને કોઈપણ પ્રકારનો ગર્વ હોતો નથી બાળપણમા અને યુવાનીમા સ સારના સુખની અનેક સાધન-સામગ્રી પ્રાપ્ત થઈ હોવા છતા તેઓ તેના આસક્તિ રાખતા નથી યુવાન થવા છતા લગ્નની ઇચ્છા સુદ્ધા પણ કરતા નથી રાજવૈભવ તેમને બ ધનરૂપ લાગતો હોય છે છતા લોકવિચારથી લગ્ન અને રાજવૈભનો અનુભવ કરે છે છેવટે તેમના દિલમા પડેલી વૈરાગ્યની તીવ્ર ભાવનાના બળે રાજવૈભવનો ત્યાગ કરી શ્રમણપદ ધારણ કરે છે

વળી અરિહ ત ભગવાનની વિશેષતા એ છે કે તેઓ કાયા પ્રત્યે સુખશીલતા રાખતા નથી જૈન ધર્મમા અરિહ ત ભગવાનની જન્મ અવસ્થા, રાજ્ય અવસ્થા એ પિડસ્થ અવસ્થા કહેવાય છે શ્રમણ થયા પછી મ સારમા અનેક પરિષહો સહન કરીને તેઓ તપ દ્વારા કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે અને જીવન મુક્ત બની ધર્મ સ સ્થાપન કરે છે રોજ દિવસના પહેલા-છેલ્લા પ્રહરમા ધર્મોપદેશ આપે છે તેમની આ અવસ્થા પદસ્થ અવસ્થા કહેવાય છે છેવટે પોતાના આયુનો કાળ પૂરો થવા આવતા તેઓ દેહમુક્ત થઈ જાય છે અને કર્મના બ ધન છેદી જડ-પુદ્ગલ માત્રના સ ગનો ત્યાગ કરી મુક્તિ પ્રાપ્ત કરે છે અરિહ તની આ અવસ્થા રૂપાતીત અવસ્થા કહેવાય છે

અરિહ ત ભગવાન પોતાના ઉપદેશથી અનેક જીવોને ધર્મલાભ કરાવે છે અને તીર્થનુ સ્થાપન કરે છે અરિહ તનું જીવન એ આપણા માટે પ્રેરણારૂપ છે કેમકે પોતાની અ દરના શત્રુઓને જીતવા એ બહુ જ કપરુ કામ છે મનુષ્ય સમગ્ર પૃથ્વી ઉપર વિજય પ્રાપ્ત કરી શકે છે પર તુ અ તરના શત્રુઓ ઉપર વિજય મેળવવો તે બહુ કઠણ કામ છે અરિહ ત ભગવાને સ સારના અનેક પ્રકારના દોષોને ઉત્કટ સ વેગ, વૈરાગ્ય, કઠોર ચારિત્ર્ય પાલન અને ઘોર તપ વડે દૂર કરે છે અને કર્મના મળથી રહિત બનીને અરિહ ત બને છે આવા અરિહ ત ભગવાનને વારવાર નમસ્કાર કરવાથી આપણે પણ તેમના માર્ગે જઈ શકીએ છીએ તેમનુ નિર તર સ્મરણ કરવુ એ જ મનુષ્યનો પરમ ધર્મ છે

આપણા જીવન-ઘડતરમા આવી દિવ્ય વ્યક્તિઓ અગત્યનો ભાગ ભજવતી હોય છે અમેરિકન કવિ લોંગ ફેલોએ તેની એક કવિતામા કહ્યુ છે, કે

Lives of Greatmen remind us we can our lives sublime

અર્થાત્ મહાપુરુષોના જીવન ચરિત્રોનુ સ્મરણ કરીને આપણે આપણા જીવનને ઉન્નતિને માર્ગે લઇ જઇ શકીએ.

અરિહંતોનું ચરિત્ર દરેક યુગના કોઈપણ મનુષ્ય માટે દીવાદાંડીરૂપ છે અને તેથી તેમને વારવાર સ્મરીને તેમને નમસ્કાર કરીને તેમના જીવનમાંથી આપણે પણ ઘણું બધું જીવન ભાથું પ્રાપ્ત કરી શકીએ.

અરિહંત પછી બીજા પરમેષ્ઠી આવે છે સિદ્ધ ભગવાન. સિદ્ધ ભગવાન આઠ પ્રકારના કર્મના મળથી રહિત થયા હોઇ તેઓ આઠ ગુણવાળા કહેવાય છે. સિદ્ધ અવસ્થામાં તેઓને યશ અને અપયશ ઊચ કુળ અને નીચ કુળ, સૌભાગ્ય કે દુર્ભાગ્ય, આરોગ્ય કે રોગ, માન અને અપમાન, રાગ અને વૈરાગ્ય વગેરે બંધનો હોતાં નથી. સિદ્ધ એટલે જેમને પરામુક્તિ પ્રાપ્ત થઈ છે. કોઈ પણ જીવ જૈન માન્યતા પ્રમાણે સિદ્ધપદ પ્રાપ્ત કરી શકે છે. વળી સિદ્ધત્વ પ્રાપ્ત કર્યા પછી જીવને ઊર્ધ્વગતિ પ્રાપ્ત થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો આત્મા સિદ્ધશિલા પર પહોંચે છે.

જૈન પરંપરામાં આ અંગે એક સરસ દૃષ્ટાંત આપેલું છે. એક પાણીના તુંબડાને તળીએ માટીનો લેપ કરીને પાણીમા ડુબાડીએ તો તે પાણીમાં પડયું રહે છે. પરંતુ લેપ દૂર થતાં તે પૂર્વના ઊંચે રહેવાના સ્વભાવને કારણે તે ઊંચે આવી જાય છે. જેમ જીંડવામાં રહેલું એરંડાનું બી જીંડવું ફાટી જતાં બહાર નીકળે છે: તેમ કર્મ બંધનનો ક્ષય થતાં જીવાત્મા ઊર્ધ્વગતિએ પહોંચે છે. જૈન પરંપરામા આવા ઊર્ધ્વગતિએ પહોચેલા જીવોને નમસ્કાર કરવાનું કહ્યું છે. કેમકે તેમનું નિરંતર સ્મરણ કરવાથી આપણને પણ તે સ્થિતિએ પહોંચવાનો ભાવ થાય છે.

ત્રીજા પદમા આચાર્યને નમસ્કાર કરવાનું કહ્યુ છે. આચારનુ આચરણ કરે તે આચાર્ય કહેવાય છે. વળી જેનો આચાર આદરણીય હોય તેને આચાર્ય કહેવાય આચાર્યને પાળવાના પાચ આચારો જૈન ધર્મમાં આ પ્રમાણે વર્ણવ્યા છે. (૧) જ્ઞાનાચાર (૨) દર્શનાચાર (૩) ચારિત્રાચાર (૪) તપાચાર (૫) વીર્યાચાર. જૈન પરંપરામા આચાર્યના છત્રીશ લક્ષણો વર્ણવવામાં આવ્યા છે. પંચેન્દ્રિય ઉપર વિજય પ્રાપ્ત કરવો, બ્રહ્મચર્યનું પાલન કરવું, ક્રોધ, માન, માયા,

અને લોભથી મુક્ત રહેવુ, ઇત્યાદિ આચાર્યના લક્ષણો છે આ ઉપરાત પાચ મહાવ્રત પાચ સમિતિ ત્રણ ગુપ્તિ અને ચાર ભાવનાઓનુ પણ આચાર્યોને પાલન કરવાનું હોય છે સકળ જૈન સઘને દોરવણી આપવાનુ કાર્ય આચાર્યનુ હોઇ આચાર્ય સર્વગુણસપન્ન હોવા જોઈએ આચાર્યનો આચાર જ સપૂર્ણ ન હોય તેનામા પોતાનામા જ પ્રકાશ ન હોય તો તે બીજાને શી રીતે દોરી શકવાનો છે? પચાચારને માર્ગે લઈ જાય તેવા આચાર્યને જૈન ધર્મમા નમસ્કાર કરવાનુ કહ્યુ છે

આચાર્ય પછી ચોથા પદમા ઉપાધ્યાયને નમસ્કાર કરવાનું કહેવામા આવ્યુ છે ઉપાધ્યાય શબ્દમા 'ઉપ' અને અધ્યાય એ બે શબ્દો રહેલા છે 'ઉપ' એટલે સમીપ–પાસે અને અધ્યાય એટલે અભ્યાસ કરવો, જ્ઞાન પ્રાપ્ત કરવુ ઉપાધ્યાય એટલે જેની પાસે બેસીને જ્ઞાન પ્રાપ્ત કરી શકાય તે ઉપાધ્યાયમા પચીસ ગુણો હોવા જોઇએ એમ જૈન ધર્મ માને છે ઉપાધ્યાયને ધર્મસૂત્રો તથા તેના અર્થનુ વાસ્તવિક જ્ઞાન, વાણીમાધુર્ય અને દ્રષ્ટાતો આપી જ્ઞાન વિતરણ કરવાની શક્તિ કેળવવી આવશ્યક છે

આચાર્ય પછી પાચમા પદમા લોકમા વસતા સર્વ સાધુઓને નમસ્કાર કરવાનુ કહેવામા આવ્યુ છે જૈન માન્યતા પ્રમાણે જે ત્યાગી બનીને જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે મોક્ષ માર્ગની સાધના કરે તે સાધુ કહેવાય સાધુના ૨૭ ગુણ જૈન શાસ્ત્રોમા વર્ણવ્યા છે સાધુએ પાચ મહાવ્રત, પાચ સમિતિ, છકાય જીવોની રક્ષા, પાચ ઈન્દ્રિયો ઉપર સયમ, ત્રણ ગુપ્તિનુ પાલન વગેરે બાબતોનુ ચુસ્તપણે પાલન કરવાનુ હોય છે, દયા અને ક્ષમા એ સાધુનુ ભૂષણ છે સાધુએ બાહ્ય તેમજ આતરિક તપશ્ચર્યા દ્વારા મોક્ષ પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ રહેવાનુ હોય છે સાધુ–સાધ્વીઓને વિહાર કરીને જનતાને ધર્મલાભ કરવાનો હોય છે

આ પાચ પરમેષ્ઠીમા પહેલા બે પરમેષ્ઠીઓ અરિહત અને સિદ્ધ ઉચ્ચ સ્થાને એટલે દેવસ્થાને બિરાજે છે અને બાકીના ત્રણ પરમેષ્ઠીઓ પૂજ્ય સ્થાને બીરાજે છે આ ત્રણ પરમેષ્ઠીઓ પણ સિદ્ધ અને અરિહત પદ પ્રાપ્ત કરી શકે છે

ઉપલા ચાર પદોમા નમસ્કાર મત્રનો મહિમા ગાવામા આવ્યો છે

આ પદમા એમ જણાવવામા આવ્યુ છે કે આ પચપરમેષ્ઠિને કરેલા

# નયો અને સપ્તભંગી

(જૈન દર્શનના બે ગભીર તત્ત્વ-વિચારનું સક્ષિપ્ત સ્વરૂપ દર્શન)

લે૦ આ૦ શ્રી ધર્મધુરધરસૂરીશ્વરજી મહારાજ

(ભારતીય દર્શનોમા જૈનદર્શનનું સ્થાન અદ્વિતીય છે નયોનો વિચાર એ જૈન શાસનની વિશિષ્ટતા છે જે બીજા કોઈ અન્ય દર્શનમા નથી નયો અને સપ્તભગી એ જૈનદર્શનના બે ગભીર તત્ત્વવિચારનુ સક્ષિપ્ત સ્વરૂપદર્શન માટે પૂ૦ આ૦ શ્રી ધર્મધુરધરસૂરીશ્વરજી મ૦ની કસાયેલી કલમે લખાયેલો આ લેખ જૈન શાસનની ઉન્નતિ દર્શાવવા માટે સમર્થ છે, માટે અહીં આપવામા આવ્યો છે —સ૦)

વિચારના ક્ષેત્રમા પ્રવેશ કરેલા જીવો વિશ્વના પદાર્થોનો વિચાર જુદી જુદી રીતે કરતા હોય છે જુદી જુદી પ્રકૃતિને પરવશ પડેલા જીવોના વિચારોમા કોઈ કોઈ સમયે મેળ મળે છે, તો કોઈ કોઈ સમયે મેળ મળતો નથી દરેકને દરેક પદાર્થ એક સરખા રૂચે કે એકસરખા સમજાય એવુ કદી પણ બનતું નથી, આ સ્થિતિમા આગ્રહી જીવો વિરોધ કરે છે અને વિરોધનુ બળ વધતા વિષમતાને ઉભી કરે છે વિશ્વની વિષમ સ્થિતિનુ મૂળભૂત કારણ આ છે એથી વિશ્વમા સુખ-શાતિ નથી

મધુર રસ જેને ભાવે છે અને ફાવે છે, તે તેના વખાણ કરે એ સ્વાભાવિક છે, પણ તે જ્યારે બીજા રસોને વખોડે છે ત્યારે તે બરાબર નથી કરતો તે સ્વભાવ-વિરૂદ્ધ જાય છે એમ કોઈ પણ સુજ્ઞને લાગ્યા વગર રહેતું નથી તીખો, ખાટો, ખારો વિગેરે પણ રસો છે ને તેના તરફ પક્ષપાત રાખનારા જીવો પણ હોય છે જેને જે ભાવે તે તરફ તે ખેચાય એ સહજ છે વિરોધ દૂર કરવા તરફ રૂચિવાળાએ નયવાદ તરફ લક્ષ્ય કેળવવું જરૂરી છે નયવાદ જીવને એ સમજાવે છે, જુદા જુદા દષ્ટિબિંદુઓથી વસ્તુને જોવાની શક્તિ નયવાદના અભ્યાસથી કેળવાય છે

નયો સાત છે, તેના નામ આ પ્રમાણે છે—૧ નૈગમ, ૨ સગ્રહ, ૩ વ્યવહાર, ૪ ઋજુસૂત્ર, ૫ શબ્દ, ૬ સમભિરૂઢ અને ૭ એવભૂત

(૧) **નૈગમનય** ચાલુ વ્યવહારને માન્ય રાખે છે. તેના વિચાર–માર્ગો અનેક છે ઘડાને કોઈ ઘડો કહે તો તેને માન્ય છે, તેમ અપેક્ષા વિશેષે કોઈ તેને માટી કહે તો તે પણ તેને માન્ય છે. ઘડો એ પદાર્થ છે એવા વિચારને પણ તે સ્વીકારે છે. એ પ્રમાણે દરેક વાતમાં જે હકીકત ઉપયોગી હોય તે તરફ તેનો પક્ષપાત રહે છે.

(૨) **સંગ્રહ** નય વિચારનો વિશેષ વિસ્તાર વધે એ વ્યાજબી નથી એમ માનીને જેમ બને તેમ એક વિચારમા ઘણો સમાવેશ થાય તેને માન્ય રાખે છે વરઘોડો નીકળ્યો હોય અને તેના દર્શન કર્યા હોય, ત્યારે કહેનાર દરેક કહે છે, વરઘોડાના દર્શન કર્યા, પણ કોઈ એમ નથી કહેતું કે બેન્ડ જોયું, રથ જોયો, માણસો જોયા ઇત્યાદિ, વરઘોડામાં આ સર્વનો સમાવેશ થઈ જાય છે. આવા ઘણા શબ્દો છે, વિચાર–પ્રવાહો પણ એ રીતે જ વહે છે. **સંગ્રહ** નયને આ બધું સંમત છે.

(૩) **વ્યવહાર** નય એમ માને છે કે ટૂંકા શબ્દથી ગુંચવણ થાય છે એટલે દરેકનું વ્યક્તિત્વ બરાબર સમજાય એ રીતે વિચારવું જરૂરી છે. શબ્દ પ્રયોગ પણ એવો જ કરવો જોઈએ. ટોપી જોઈતી હોય કે અમુક પુસ્તકની જરૂર હોય તે વ્યક્તિ કોઈને એમ નથી કહેતી કે બજારમાં જઇને કાપડ લઈ આવો કે ચીજ લઈ આવો પણ ટોપી લઈ આવો એમ કહે છે, તેમાં પણ જે પ્રકારની ટોપીની જરૂર હોય તેને સ્પષ્ટ સમજાય એ રીતે કહે છે પુસ્તક માટે જે પુસ્તક જરૂરી હોય તેનું નામ જણાર્વીને કહે છે. તે પુસ્તક પણ બે ત્રણ પ્રકારના હોય તો જે જરૂરી હોય તેને બરાબર કહે છે. ચાલુ વ્યવહાર ઘણો ખરો આ નય પ્રમાણે ચાલે છે. આ નયનું નામ પણ રીતે વ્યવહાર એ સાર્થક છે.

(૪) **ઋજુસૂત્ર** નય પોતાને ચાલુ–વર્તમાનમાં શું ઉપયોગી છે ? તે તરફ લક્ષ્ય રાખીને વિચારવાનુ સમજાવે છે. આ રાજા હતો, આ રાજા થશે વગેરે તરફ તે દુર્લક્ષ્ય રાખે છે, તે તો આ રાજા છે એ પ્રમાણે વિચાર કરો, એ કામનું છે એમ કહે છે.

(૫) **શબ્દ નય** પદાર્થને સ્થિર સમજવા માટે શબ્દ પ્રધાન સાધન છે. શબ્દ ન હોય તો પદાર્થનું સ્વરૂપ ન સમજાય. વિશ્વની પ્રગતિ માત્ર અટકી

જાય મૂંગાએ ગોળ ખાધો તેને મીઠો-ગળ્યો લાગ્યો પણ તેથી શું? ફરી તે તેને ખાવો હોય તો તે શું કહે, તે બીજાને શું? જણાવે, શબ્દ નય અહીં કેટલો સુદર માર્ગ કાઢી શકે છે એ દીવા જેવુ છે

(૬) સમભિરૂઢ નય-શબ્દ નયના જાડા કાતણને ઝીણુ કાતે છે શબ્દો પણ ઘણા છે અને તેના અર્થ સમજાવવાના પ્રકારો પણ ઘણા છે

એ રીતે વિશ્વની વિશાળ ભૂમિકા પર વિચાર કરવામા આવે તો **सर्वे सर्वार्थवाचकाः** સર્વ શબ્દો સર્વ અર્થને કહે છે એ પ્રમાણે ફલિત થાય, પણ એથી કોઈ અર્થ સરતો નથી, એટલે શબ્દને કોઈપણ અર્થમા નિશ્ચિત કરવો જોઇએ, એ કાર્ય સમભિરૂઢ નય કરે છે ઘટ શબ્દનો અર્થ ઘડો થાય છે કારણ કે તે ઘડાય છે કુભાર ઘડાને ઘડે છે એ પ્રમાણે અથના આધારે શબ્દોને નિયત કરનાર સમભિરૂઢ નય છે

(૭) એવભૂત નય સૂક્ષ્માતિસૂક્ષ્મ વિચારને સમજાવે છે શબ્દ અને સમભિરૂઢનયની વિચારણાને આગળ વધારીને તે કહે છે કે ઘડાતો હોય ત્યારે જ તે ઘડો કહેવાય, પણ પછીથી તેને ઘડો કહેવો એ બરાબર નથી આ નયની ગભીર વિચારણા બરાબર જચી જાય તો તે તે પદાર્થની અને શબ્દની યથાવત્ સ્થિતિ યથાર્થ સમજાય અને સ્થિર થઈ જાય

આ પ્રમાણે નયોની પ્રાથમિક વિચારણા કરવાથી વિશ્વના ઘણા વિચારો સાથે સુમેળ જામે છે, આ વિષયના ગભીર અને વિસ્તૃત વિચારો દર્શાવતા ઘણા પુસ્તકો છે તેનું અધ્યયન-શ્રવણ રૂચિ પૂર્વક કરવાથી માર્મિક રહસ્ય મળે છે

નયવાદથી આગળ વધતા સપ્તભગીની વિચારણા કે જે પ્રમાણની મજબૂત કુચી છે તે જાણવાનો પ્રયત્ન કરવો જોઈએ તેનું ટૂક સ્વરૂપ આ પ્રમાણે છે

(૧-૨) પ્રથમભગ અને દ્વિતીયભગ -

પ્રમાણની ભૂમિકામા આગળ વધવું હોય તે એક દષ્ટિથી કોઈ પણ વિચાર કરે તે યોગ્ય નથી તે અટકી જાય છે એટલુ જ નહિ, પણ અવળે રસ્તે ચઢી જાય છે ઘડાની જરૂર છે, ને તે કોઇ સ્થળે જઈને પૂછે કે ઘડો છે, ત્યા ઘડો હોય ને સામી વ્યક્તિ કહે કે ઘડો છે પણ જ્યારે જરૂરવાળી વ્યક્તિને તે

ઘડો બતાવવામાં આવે ત્યારે તે કહે કે આ મારે ઉપયોગી નથી—એટલે તેને માટે તે ઘડો હોવા છતાં પણ નથી. એટલે ઘડો છે છતાં નથી.

આ રીતે જે પદાર્થ છે તે જે રૂપમાં છે. પણ બીજા રૂપમાં નથી. આમ ઘડો છે, ઘડો નથી. એ ભાંગાઓ સ્પષ્ટ થાય છે. સ્વ રૂપે છે અને પર રૂપે નથી.

**(૩–૪) ત્રીજા અને ચોથા ભાંગાનું સ્વરૂપ :–**

ઘડો છે અને નથી એ પ્રમાણે એક વખતે પણ વિચાર કરી શકાય છે. પણ એ વિચાર ક્રમસર કરીએ તોજ શકય બને છે. આમ ત્રીજા ભાંગામાં "**છે અને નથી**" આવે છે પણ કોઈ એ પ્રમાણે વિચારે કે એક સાથે "**છે ને નથી**" બને સ્વરૂપ વિચારવા છે અને બીજાને સમજાવવા છે તો કઇ રીતે સમજાવી શકાય, તેનો સ્પષ્ટ જવાબ એક જ છે એ સ્વરૂપ શબ્દ-ગોચર થઈ શકે એવું નથી. આ પ્રમાણે ચોથા ભાંગાનો જન્મ થાય છે ને તેનું નામ છે **અવક્તવ્ય.**

**(૫–૬ ને ૭) પાંચમા, છઠ્ઠા અને સાતમા ભાંગાનું સ્વરૂપ :–**

વસ્તુ માત્ર અનેક અંશ સ્વરૂપ છે. જેને અંશ નથી એ વસ્તુ નથી. બે અથવા અનંત અંશોનું સ્વરૂપ વિચારવામાં આવે ત્યારે તે બે ભાગમાં વહેંચાઈ જાય છે. એક ભાગનો વિચાર 'છે' એ પ્રમાણે કરાય, અને બીજા ભાગનો વિચાર જો "છે" એમ કરવામાં આવે તો "છે" મા "છે" ભળી જાય ને તેથી તે પ્રથમ ભાંગામાં આવી જાય, જુદો ન પડે. એ જ પ્રમાણે બીજા ભાગનો વિચાર '**નથી**' એમ કરીયે તો તે બીજા ભાંગામાં આવી જાય છે. અને "**નથી**" એ પ્રમાણે બીજા ભાગને વિચારીએ તો તે ત્રીજા ભાંગા સાથે મળી જાય. એટલે એક ભાગને છે એમ વિચારી બીજા ભાગને '**છે ને નથી**' એમ એક સાથે વિચારીએ ત્યારે અવક્તવ્ય સ્વરૂપ બીજે ભાગ આવે. આ સ્વરૂપ પાંચમાં ભાંગાનું છે. ને તે '**છે ને અવક્તવ્ય**' કહેવાય છે.

આ રીતે જ છઠ્ઠા ભાંગાને વિચારવાથી તે પણ સ્પષ્ટ સમજાય એમ છે, તેનાં પાંચમા ભાગના પ્રથમ અંશને જે 'છે' સ્વરૂપે રાખ્યો છે, તેને બદલે '**નથી**' સ્વરૂપે રાખીને બીજા ભાગને 'અવક્તવ્ય' સ્વરૂપે વિચારીએ એટલે '**નથી ને અવક્તવ્ય**' સ્વરૂપ છઠ્ઠો ભાંગો થાય છે.



સાતમો ભાગો પણ આ રીતે જ છે તેમા પ્રથમ ભાગ '**છે ને નથી**' સ્વરૂપ અને બીજો ભાગ '**અવક્તવ્ય**' સ્વરૂપ છે, તેથી તે '**છે-નથી અવક્તવ્ય**' રૂપ સાતમો ભાગો છે

આ સપ્તભંગીમા કોઈ પણ પદાર્થનું સંપૂર્ણ સ્વરૂપ સમાઈ જાય છે

સાત નય અને સપ્તભંગી એ બને જેમ જેમ સમજાતા જાય છે, તેમ તેમ વિચારશુદ્ધિ વધતી જાય છે સ્પષ્ટ અને વાસ્તવિક વિશ્વદર્શન કરવા માટેનુ આ સબળ અને અવિનાભાવી સાધન છે

**स्याद्वादो विजयतेतराम्**



**વસ્તુવિચારની પદ્ધતિ**

જગતના પદાર્થોનો વિચાર બુદ્ધિના આધારે યથાસ્થિત થવો શક્ય નથી, પણ આત્મસ્વરૂપના સંપૂર્ણ વિકાસની ભૂમિકાએ નિરાવરણ સાહજિક જ્ઞાન જેમણે મેળવ્યુ છે તેવા ઉપકારી મહાપુરુષોના વચનોને શ્રદ્ધા પૂર્વક વળગી રહી વસ્તુનો વિચાર કરવો ઉચિત છે

# સપ્તભંગી

[ જૈનદર્શનને માર્મિક રીતે સમજવા માટે નયવાદ, સપ્તભંગી, સ્યાદ્વાદ, ચાર અનુયોગ આદિ પદાર્થો મહત્ત્વના છે, તેથી ' સપ્તભંગી ' વિષેનો ઉપયોગી લઘુનિબંધ અહીં જૈનયુગ (૧૯૮૯ જેઠ)માંથી ઉદ્ધૃત કરી આપવામાં આવે છે. સં૦]

૧ ભંગ એટલે વસ્તુનુ સ્વરૂપ દર્શાવનાર વચનના પ્રકાર અર્થાત વાકચરચના.

૨ એ સાત કહેવાય છે છતાં મૂળ તો ત્રણુ જ છે. બાકીના ચાર એ ત્રણુ મૂળ ભંગોના પારસ્પરિક વિવિધ સંયોજનથી થાય છે.

૩ કોઈ પણુ એક વસ્તુ વિષે એક જ ધર્મ પરત્વે ભિન્નભિન્ન વિચારકોની માન્યતામાં ભેદ દેખાય છે. એ ભેદ વિરોધ રૂપ છે કે નહિ અને જો ન હોય તો દેખાતા વિરોધમાં અવિરોધ કેવી રીતે ઘટાવવો ? અથવા એમ કહો કે અમુક વિવક્ષિત વસ્તુ પરત્વે જ્યારે ધર્મવિષયક દૃષ્ટિભેદો દેખાતા હોય ત્યારે એવા ભેદોનો પ્રમાણુપૂર્વક સમન્વય કરવો, તેમ કરી બધી સાચી દૃષ્ટિઓને તેના યોગ્ય સ્થાનમાં ગોઠવી ન્યાય આપવો, એ ભાવનામાં સપ્તભંગીનું મૂળ છે.

દાખલા તરીકે એક આત્મદ્રવ્યની બાબતમાં તેના નિત્યત્વ વિષે દૃષ્ટિભેદ છે. કોઈ આત્માને નિત્ય માને છે તો કોઇ નિત્ય માનવા ના પાડે છે. કોઈ વળી એમ કહે છે કે એ તત્ત્વ જ વચન અગોચર છે. આ રીતે આત્મતત્ત્વની બાબતમાં ત્રણ પક્ષ પ્રસિદ્ધ છે. તેથી વિચારવું એ પ્રાપ્ત થાય છે કે શું તે નિત્ય જ છે, અને અનિત્યત્વ તેમાં પ્રમાણુબાધિત છે ? અથવા શું અનિત્ય જ છે અને નિત્યત્વ તેમાં પ્રમાણુબાધિત છે. ? અથવા તેને નિત્ય કે અનિત્ય રૂપે ન કહેતાં અવક્તવ્ય જ કહેવું એ યોગ્ય છે ? આ ત્રણુ વિકલ્પોની પરીક્ષા કરતાં ત્રણે સાચા હોય તો એમનો વિરોધ દૂર કરવો જ જોઈએ. જ્યાંસુધી વિરોધ ઊભો રહે ત્યાંસુધી પરસ્પર વિરૂદ્ધ અનેક ધર્મો એક વસ્તુમાં છે એમ કહી જ ન શકાય, તેથી વિરોધપરિહાર તરફ જ સપ્તભંગીની દૃષ્ટિ પહેલવહેલી જાય છે. તે નક્કી કરે છે કે આત્મા નિત્ય છે પણ સર્વ દૃષ્ટિએ નહિ; માત્ર મૂળતત્ત્વની દૃષ્ટિએ તે નિત્ય છે. કારણુ કે કયારે પણુ તે તત્ત્વ ન હતું અને પછી ઉત્પન્ન

થયુ એમ નથી તેમ જ ક્યારેક એ તત્ત્વ મૂળમાથી જ નાશ પામશે એમ પણ નથી તેથી તત્ત્વ રૂપે એ અનાદિ-નિધન છે તે જ તેનુ નિત્યત્વ છે આમ છતા તે અનિત્ય પણ છે, પરતુ એનુ અનિત્યત્વ તત્ત્વદૃષ્ટિએ ન હોતા માત્ર અવસ્થાની દૃષ્ટિએ છે અવસ્થાઓ તો પ્રતિસમયે નિમિત્તાનુસાર બદલાતી જ રહે છે જેમા કાઈ અને કાઈ રૂપાતર થતું ન હોય, જેમા આતરિક કે બાહ્ય નિમિત્ત પ્રમાણે સૂક્ષ્મ કે સ્થૂળ અવસ્થાભેદ સતત ચાલુ ન હોય એવા તત્ત્વની કલ્પના જ નથી થઈ શકતી, તેથી અવસ્થા-ભેદ માનવો પડે છે એ જ અનિત્યત્વ છે આ રીતે આત્મા તત્ત્વ રૂપે-સામાન્ય રૂપે નિત્ય છતા, અવસ્થા રૂપે-વિશેષ રૂપે અનિત્ય પણ છે નિત્યત્વ અને અનિત્યત્વ બન્ને એક જ સ્વરૂપે એક વસ્તુમા માનતા વિરોધ આવે જેમ કે-તત્ત્વ રૂપે જ આત્મા નિત્ય છે, એમ માનનાર તેજ રૂપે અનિત્ય પણ માને તો, એ જ પ્રમાણે આત્મા નિત્ય-અનિત્ય આદિ શબ્દ દ્વારા તે તે રૂપે પ્રતિપાદ્ય છતા સમગ્ર રૂપે કોઈ પણ એક શબ્દથી કહી શકાય નહિ, માટે અસમગ્રરૂપે તે શબ્દનો વિષય થાય છે, છતા સમગ્ર રૂપે એવા કોઈ શબ્દનો વિષય નથી થઈ શકતો માટે અવક્તવ્ય પણ છે આ રીતે એક નિત્યત્વ ધર્મને અવલબી આત્માના વિષયમા નિત્ય, અનિત્ય અને અવક્તવ્ય એવા ત્રણ પક્ષો-ભગો વાજબી ઠરે છે

એ જ પ્રમાણે એકત્વ, સત્ત્વ, ભિન્નત્વ, અભિલાપ્યત્વ આદિ સર્વસાધારણ ધર્મો લઈ કોઈ પણ વસ્તુ વિષે એવા ત્રણ ભગો બને, અને તે ઉપરથી સાત બને ચેતનત્વ, ઘટત્વ આદિ અસાધારણ ધર્મો લઇને પણ સપ્તભગી ઘટાવી શકાય એક વસ્તુમા વ્યાપક કે અવ્યાપક જેટલા ધર્મો હોય તે દરેકને લઈ તેની બીજી બાજુ વિચારી શકાય

પ્રાચીન કાળમા આત્મા, શબ્દ આદિ પદાર્થોમા નિત્યત્વ અનિત્યત્વ, સત્ત્વ અસત્ત્વ, એકત્વ બહુત્વ વ્યાપકત્વ અવ્યાપકત્વ, આદિની બાબતમા પરસ્પર તદ્દન વિરોધી વાદો ચાલતા એ વાદોનો સમન્વય કરવાની વૃત્તિમાથી ભગ કલ્પના આવી એ ભગકલ્પનાએ પણ વિશિષ્ટ વાદનું રૂપ ધારણ કર્યું અને સપ્તભગીમા પરિણમન થયુ

સાતથી વધારે ભગો સભવતા નથી માટે જ સાતની સખ્યા કહી છે મૂળ ત્રણની વિવિધ સયોજના કરો અને સાતમા અતર્ભાવ ન પામે એવો

ભંગ ઉપજાવી શકો તો જૈનદર્શન સપ્તભંગીત્વનો આગ્રહ કરી જ ન શકે.

આનો ટૂંકમાં સાર નીચે પ્રમાણે—

૧ જગતમાં ચાલતા વિરોધી વાદોનું સમીકરણ કરવું એ ભાવના સપ્તભંગીની પ્રેરક છે.

૨ તેમ કરી વસ્તુના સ્વરૂપની ચોક્કસાઈ કરવી અને યથાર્થ જ્ઞાન મેળવવું એ એનું સાધ્ય છે.

૩ બુદ્ધિમાં ભાસતા કોઈ પણ ધર્મ પરત્વે મૂળમાં ત્રણ જ વિકલ્પો સંભવે અને ગમે તેટલા શાબ્દિક પરિવર્તનથી સંખ્યા વધારીએ તોયે સાત જ થઈ શકે.

૪ જેટલા ધર્મો તેટલી જ સપ્તભંગી છે. આ વાદ અનેકાંત દૃષ્ટિનો વિચાર-વિષયક એક પૂરાવો છે. આના દાખલાઓ જે શબ્દ, આત્મા વગેરે આપ્યા છે તેનું કારણ એ છે કે પ્રાચીન આર્ય વિચારકો આત્માનો વિચાર કરતા અને બહુ તો આગમ પ્રામાણ્યની ચર્ચામાં શબ્દને લેતા.

૫ વૈદિક આદિ દર્શનોમાં ખાસ કરી વલ્લભદર્શનમાં 'સર્વ ધર્મ સમન્વય છે તે આનું જ એકરૂપ છે. શંકર પોતે વસ્તુને વર્ણવે છે છતાં અનિર્વચનીય કહે છે.

૬ પ્રમાણથી બાધિત ન હોય એવું બધું જ સંઘરી લેવાનો આની પાછળ ઉદ્દેશ છે પછી ભલે તે વિરૂદ્ધ મનાતું હોય.

—જૈન યુગમાંથી સાભાર ઉદ્ધૃત.



વિચારોનું બ્રહ્મચર્ય સ્યાદ્વાદના બળથી સુયોગ્ય રીતે જળવાય છે. ફલતઃ તેમાંથી સુયોગ્ય તત્ત્વ નિર્ણય થાય છે.

# શ્રી જૈન દર્શનનો સંક્ષિપ્ત પરિચય

( લે૦ સ્વ૦ શ્રી ફત્તેચદ ઝવેરભાઈ મુબઈ )

[ લેખક ઉડા તત્ત્વચિતક અને શાસ્ત્રાભ્યાસી વિદ્વાન્ હોઈ જૈન જગતમા ખૂબ જ પ્રખ્યાત હતા જેઓએ પૂ૦ સ પાદક મહારાજશ્રીની પ્રેરણાથી નાદુરસ્ત તબિયતે પણ લેખ લખીને ધર્મસ્નેહ વ્યક્ત કરેલ, પરિસ્થિતિવશ અમારા ગ્ર થનુ પ્રકાશન ૧।। વર્ષ મોડુ થવાથી લેખકશ્રીનો દેહ વિલય થઈ જવાથી આ લેખના પ્રકાશન વખતે તેઓશ્રી હાજર નથી તેનુ દુ ખ અમોને છે આ પ્રસ ગે અમો તેઓ પ્રતિ શ્રદ્ધાજલિ વ્યક્ત કરીએ છીએ પ્ર૦ ]

भद्द मिच्छादसणसमूह–मइयस्स अमयसारस्स ।
जिणवयणस्स भगवओ सविग्ग–सुहाहिगमस्स ॥१॥

" મિથ્યાદર્શનોની અનેક વિચારસરણીઓને સ્યાદ્વાદરૂપે ગોઠવનાર અને ઉપયોગિતા સાધનાર, મિથ્યાદર્શનોના સમૂહરૂપ, અમૃતત્વને અર્પનાર અને મુમુક્ષુઓ વડે અનાયાસથી સમજી શકાય એવા પૂજ્ય જિનવચનનું ભદ્ર હો "

—પૂ૦ શ્રી સિદ્ધસેનદિવાકરજી વિરચિત સ મતિ પ્રકરણ

જૈનદર્શન એ સર્વ દર્શનોમા વિશિષ્ટ રીતે અલૌકિક દર્શન છે કેમકે તેના પ્રણેતા સર્વજ્ઞ છે

રાગદ્વેષના વિજેતા તે જિન છે અને તેનુ દર્શન તે જૈનદર્શન

જૈનદર્શન કોઈ એક પુરુષને નામે શીવ–વૈષ્ણવ આદિની જેમ નથી ચડયુ, પણ જિનો–રાગદ્વેષના વિજેતાઓએ નિ સ્વાર્થપણે આચરેલ અને ઉપદેશેલ દર્શનનુ નામ છે

સર્વજ્ઞ પ્રણીત આ દર્શનમા વિશ્વની સૂક્ષ્માતિસૂક્ષ્મ વિગતોનુ વિવેચન છે

દૃષ્ટાન્ત તરીકે–જીવાજીવાદિ નવતત્ત્વો, ઘાતી–અઘાતી આઠ કર્મો, નૈગમાદિ સાત નયો, સ્યાત્ અસ્તિ–વિગેરે સપ્તભ ગીઓ, મતિ શ્રુત વિગેરે પ ચ જ્ઞાનો, નામાદિ ચાર નિક્ષેપો, મુક્તિના સાધનરૂપ સમ્યગ્જ્ઞાન–દર્શન–ચારિત્ર તપ,

ક્ષાયોપશમિકાદિ પાંચભાવો, મિથ્યાત્વાદિ ચૌદ ગુણુસ્થાનો, બાહ્ય અને અભ્યંતર તપોનુષ્ઠાન, ક્રોધાદિ ચાર કષાયો, દ્રવ્યાનુયોગાદિ ચાર અનુયોગો, ધર્માસ્તિકાયાદિ ષડ્દ્રવ્યો, કાલાદિ પાંચ સમવાયો, ઔદારિકાદિ આઠ વર્ગણાઓ મન વચન અને કાયાના યોગો, ચરણસિત્તરી, કરણસિત્તરી, નિગોદના જીવોનું સૂક્ષ્મ સ્વરૂપ, અહિંસા અને અનેકાન્ત (સ્યાદ્વાદ)ની વિશિષ્ટતા, દેશવિરતિ અને સર્વવિરતિનું સ્વરૂપ, બહિરાત્મા–અંતરાત્મા અને પરમાત્મા રૂપ આત્માની અવસ્થાઓ, સમ્યગ્દર્શન ટકાવવાના '**આત્મા છે**' વિગેરે છ સ્થાનકો, આત્મવિકાસની પદ્ધતિ. વિગેરે અનેક ગૂઢ અને રહસ્યમય પ્રક્રિયાઓવાળુ જૈનદર્શન છે.

આ સર્વ બાબતો જૈન દર્શનના. આગમોમાં સવિસ્તર પ્રરૂપાયેલ છે.

આત્મા અને કર્મ સંબંધી જે થીઓરી (Theqre) જૈન દર્શનમાં છે. તે અન્ય દર્શનમાં નથી.

આત્મા અને કર્મનો અનાદિ સંબંધ, આત્મા ઉપર થતી કર્મવર્ગણાની વિવિધ અસરો, બંધ, ઉદય ઉદીરણા અને સત્તા વડે આત્માના ભિન્ન ભિન્ન સ્વભાવોનું નિરૂપણ, કર્મ સત્તાથી આત્માને ભોગવાતી સુખદુઃખની લાગણીઓ, મન વચન અને કાયા વડે થતો કર્મનો સંબંધ તેમાં અધ્યવસાય વડે બંધાતો રસ અને તેના પરિપાકથી છૂટવાના સમ્યગ્ ઉપાયો અને તેથી ઉપજતા સંસાર જન્મ અને મૃત્યુથી મુક્તિ......................

આવા અનેક વિચારો જૈનદર્શનમાં સર્વજ્ઞ મહાત્માઓએ દર્શાવેલા છે, જગતના તમામ પદાર્થોની સંકલના उत्पाद-व्यय-ध्रौव्ययुक्तं सत् એ સૂત્રથી. તથા દ્રવ્ય ગુણ, પર્યાયના સ્વરૂપથી સંક્ષિપ્તપણે વિશ્વ સમક્ષ રજુ કરી છે.

**"જિનવરમાં સઘળાં દર્શન છે, દર્શન જિનવર ભજનારે;**
**સાગરમાં સઘળી તટિની સહી, તટિનીમેં સાગર ભજનારે.'**

એ શ્રીમદ્ આનંદઘનજીના વાકયાનુસાર અન્ય દર્શનો અમુક વિભાગ (જૈન દર્શનનો) લઈ સ્વદર્શનની યોજના કરી છે. દષ્ટાન્ત તરીકે—

**બૌદ્ધદર્શન**—આત્માને ક્ષણિક માને છે. એક આત્માએ પ્રથમ ક્ષણે 'ઘટ' પરત્વે વિચાર કર્યો, બીજી જ ક્ષણે 'પટ' પરત્વે વિચાર કર્યો તો બૌદ્ધો. આ

બન્ને ભિન્ન વિચાર કરનાર આત્માને જુદા જુદા માને છે* એ રીતે પ્રથમના આત્માનો વિનાશ થઈ દ્વિતીય, તૃતીય આત્માઓ ઉપજે છે, અને વિનાશ પામે છે

**જૈનદર્શન**—આત્માને સ્વદ્રવ્યની અપેક્ષાએ નિત્ય માને છે અને જ્ઞાનના પર્યાયની અપેક્ષાએ અનિત્ય માને છે, તે સાથે એમ પણ કહે છે કે જે આત્મા એક વખત અમુક વિચાર કરતો હતો તેનો બીજી વખતે વિનાશ થયો હોય તો વિચાર–સકલના અને જ્ઞાન પરપરાની વ્યવસ્થા કેમ સચવાઈ શકે ? એજ આત્મામા ભૂતકાલનુ સ્મરણ પ્રત્યક્ષપણે દેખાય છે તેમજ ક્રિયાનું ફળ પણ પોતેજ ભોગવે છે તો એક જ પુરુષ કે સ્ત્રીમા જુદા જુદા આત્મા (જેમકે ક્રિયા કરનાર જુદો અને (ભોગવનાર) ભોક્તા જુદો એ વાસ્તવિક સત્ય તરીકે ઘટતું નથી

વાસ્તવિક વાત એ છે કે એક જ આત્મામા જ્ઞાનના પર્યાયોની ભિન્ન ભિન્ન અવસ્થાઓ બદલાયા કરે છે

આ રીતે **બૌદ્ધ** દર્શન–જૈન દર્શનનો એક પર્યાયાર્થિક નય ગ્રહણ કરી આત્માની વસ્તુસ્થિતિ (Theory) તદ્દન એકાતિક સ્વીકારી છે અને એકાન્તપણે આત્માને અનિત્ય માન્યો છે

જૈન દર્શનની સ્યાદ્વાદ દૃષ્ટિ આત્માને નિત્યાનિત્યની અપેક્ષાએ માનવા રૂપ છે પ્રસ્તુત બૌદ્ધ દર્શન આ રીતે એકાતિક હોવાથી તેને મિથ્યા દર્શનરૂપ સત્પુરૂષોએ કહેલુ છે

આ રીતે **વૈશેષિક–નૈયાયિક મીમાસક અને યોગદર્શન** જૈન દર્શનના સ્યાદ્વાદ–સાપેક્ષ સિદ્ધાતોના એક એક વિભાગને નિરપેક્ષપણે ગ્રહણ કરી પોતે પોતાની દર્શન પ્રણાલિકા ગોઠવે છે જેથી સાપેક્ષપણું જળવાતું નથી

જૈનદર્શનના સાત નયોમાથી એકેક નય તેમણે નિરપેક્ષપણે સ્વીકારેલો હોઈ તેમની મિથ્યાદર્શન તરીકેની ગણના કરવામા આવી છે

લેખ મોટો થઈ જવાને અગે અન્ય દર્શનોની એકાત માન્યતાનુ વિગત વાર સ્વરૂપ આપવામા આવ્યુ નથી

જૈનદર્શન 'ઇશ્વરને' જગતનો કર્તા માનતું નથી, પરતુ જગતના સ્વરૂપનુ યથાર્થ દર્શન કરાવનાર બતાવનાર–તરીકે ઇશ્વરને માને છે જગતની સકલના

* લેખકની રજુઆત અતિ સક્ષિપ્ત છે સ૦

કાલ, સ્વભાવ ભવિતવ્યતા, કર્મ અને પુરુષાર્થ ઉપર અવલંબિત છે ઉત્પાદાન અને નિમિત્ત, કારણોથી વ્યાપ્ત છે.

જગતના જીવોને સુખ–દુઃખ આપવા માટે ઈશ્વર નામની વ્યક્તિની જરૂર પડતી નથી.

પંચ મહાભૂતમાંથી ઉત્પન્ન થઈ પંચ મહાભૂતમાં મળી જનાર આત્મારૂપ પદાર્થને 'ચાર્વાક' દર્શન માને છે તેને માટે પૂર્વજન્મ કે પુનર્જન્મ, કર્મ-બંધ કે કર્મથી મુક્તિ કશું ઉપયોગી નથી.

તમામ આર્યદર્શનો આત્માના તત્ત્વને માને છે અને તે માન્યતા પછી સત્‌કર્મ કરવાથી મુક્તિની માન્યતા સ્વીકારે છે.

તેથી જ "આત્મા છે. આત્મા કર્મનો કર્તા છે, કર્મનો ભોક્તા છે, અવિ-નાશી છે, મુક્તિ છે અને મુક્તિનો ઉપાય છે." આ છ સિદ્ધાન્તોની શ્રદ્ધાએ જૈનદર્શનની માન્યતાવાળું સમ્યગ્‌દર્શન છે.

સમ્યગ્‌દર્શની આત્માનો સંસાર ટુંકો થઈ જાય છે. સંસારની તમામ પ્રક્રિયાઓને તે સાક્ષી રૂપે બની 'ભવનાટક' રૂપે જુએ છે.

જે વાત **ઉપમિતિ ભવપ્રપંચા** કથાના ગ્રંથકાર શ્રી. **સિદ્ધર્ષિ** એ લગભગ સોલહજાર શ્લોકમાં સમજાવેલ છે.

માનવજીવનની મહત્તા અમૂલ્ય છે, દેવ–નરક અને તિર્યંચ ગતિમાં કર્મથી સદંતર મુક્તિ થઈ શકતી નથી.

માનવ જ પ્રયત્ન પૂર્વક સુદેવ, સુગુરુ અને સુધર્મનું અવલંબન લઈ સમ્યગ્‌દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપ અને ધ્યાનના સાધનો દ્વારા સમસ્ત કર્મથી મુક્તિ મેળવી શકે છે.

સમ્યગ્‌દર્શન પ્રાપ્ત થયા પછી "આ ભવનાટકની પાત્ર અવસ્થામાંથી ક્યારે હું મુક્ત થાઉં" એવી અભિલાષા ઉપજે છે.

પછીથી તે વ્રતો માટેની પ્રતિજ્ઞાઓ સ્વીકારે છે, હિંસા, અસત્ય, ચૌર્ય-કામવાસના અને પરિગ્રહ રૂપ પાંચ પાપોની વિરતિરૂપ વ્રતો–પ્રતિજ્ઞાઓ ગૃહસ્થ અંશતઃ સ્વીકારે છે. અને સર્વવિરતિ સાધુમહાત્માઓ સર્વાંશે સ્વીકારે છે.

આત્મવિકાસની દૃષ્ટિએ સમ્યગ્ દર્શની ચતુર્થ ગુણ સ્થાનકે ગણાય છે.



દેશવિરતિ ગૃહસ્થનુ પાચમું અને સર્વવિરતિ સાધુ જનોનું છઠ્ઠું સાતમું ગુણસ્થાનક આત્મવિકાસની પ્રગતિની દૃષ્ટિએ હોય છે

હાલમા આ ભરત ક્ષેત્રમા નિરાલબન–વિકાસવાળુ આઠમુ ગુણસ્થાનક હોતુ નથી

તેથી આલબનો જિનપૂજા–સામાયિક પ્રતિક્રમણ પૌષધ તપ વિગેરે સ્વીકારીને જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે જીવન પ્રણાલિકા મૃત્યુ પર્યંત ચાલુ રાખવી જરૂરી છે, અને તે સસ્કારો હવે પછીના જન્મમા સાથે લઇ જઈ આત્મા મહાવિદેહ ક્ષેત્રમા જન્મ લઈ ત્યા કેવળજ્ઞાન પ્રાપ્ત કરી કર્મથી સદતર મુક્તિ મેળવી શકે છે

"સર્વજ્ઞ ભગવાન મહાવીરનો સક્ષિપ્ત ઉપદેશ એ છે કે, આત્માની સાથે જે કર્મોનું બધન વળગેલુ છે એ બધનનો છેદ કરવાનો પ્રયત્ન કરો" આત્માનો નાશ થતો નથી શરીરોનો થાય છે તો પછી આત્માને શાનો ભય છે ? મૃત્યુને જીતવાના મત્રરૂપે વીતરાગ પ્રભુની વાણીને યોગ્ય રીતે હૈયામા ઉતારવાની જરૂર છે

ઉપસહારમા સસાર અને મુક્તિ વાસ્તવિક રીતે શુ છે ? તે દર્શાવતો યોગશાસ્ત્રમા શ્રીમદ્ હેમચદ્રાચાર્યજીએ નિવેદન કરેલો શ્લોક સાદર કરી વિરમું છુ

अयमात्मैव ससार', कषायेन्द्रियनिर्जित' ।
तमेव तद्विजेतार, मोक्षमाहुर्मनीषिणः ॥

"કષાય અને ઇન્દ્રિયથી જીતાયેલો આ આત્મા જ સસાર છ અને તે આત્મા જ્યારે તેઓને જીતે છે ત્યારે તે આત્મા જ મુક્તિ સ્વરૂપ છે"

॥ शुभ भवतु भव्यजीवाना ॥



**જ્ઞાનનો પ્રકાશ ક્યારે ?**

બુદ્ધિ, મગજ, મન આદિ સાધનોથી ઉપજતું જ્ઞાન જડજન્ય હોઈ પ્રકાશ ઉપજાવી શકતું નથી પણ ગુરૂગમથી મોહના હ્રાસ દ્વારા ઉપજતું જ્ઞાન જીવનમા અજવાળુ પાથરે છે

# ❋ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન ❋

લે૦ પૂ૦ પં૦ શ્રી ભાનુવિજયજી મહારાજ

જ્વાળામુખીની જેમ ભભુકી ઉઠેલા આધુનિક science–વિજ્ઞાનથી અંજાઈ જતાં પહેલાં એ વિચારવા જેવું છે કે માનવજાતિ એનાથી સુખ, શાંતિ અને ઉન્નતિ પામી રહી છે? કે દુઃખ, સંતાપ અને અવનતિની ગર્તામાં ધકેલાઈ રહી છે!

સગવડનાં સાધન વધી ગયાં એથી ખુશી થવા જેવું નથી, કેમ કે એમાં તો આજના માનવની જરૂરિયાતો વધી ગઈ છે, ને એટલી સ્વસ્થતા–અવ્યાકુળતા કપાઇ ગઈ છે.

દા. ત. પહેલા છાશથી ચાલતું હતું. હવે ચાહ કોફી વિગેરેની જરૂરિયાતો વધારી, તેથી એનો ખર્ચ, સમય–સમય પર એની હાજત–વ્યાકુળતા, એના ન મળવા ઉપર શિરોદર્દ–સુસ્તી–સંતાપ વગેરે એનાથી હોજરી પર થતી ધીરી ઝેરી અસર, ઇત્યાદિ કેટલાય અનર્થ ખડા થઈ ગયા!

જરૂરીયાતો વધારવામાં વ્યગ્રતા–વિહ્વળતા, સંતાપ આદિ વધે છે. વિજ્ઞાનની સગવડોએ આવી અનર્થકર જરૂરીયાતોને વધારી આપી છે.

આની સામે તત્ત્વજ્ઞાનને વિચારીએ તો એના વિકાસવાળો પૂર્વનો કાળ સ્પષ્ટ બતાવી રહ્યો છે કે માણસની જરૂરીયાતો ઓછી હતી, ને એથી અશાંતિ અવનતિ ઓછી હતી. ચીજ–વસ્તુ સસ્તી બહુ, તેથી એ હિસાબે સંતોષી જીવને આવકની વ્યાકુળતા ઓછી કરવી પડતી.

તત્ત્વજ્ઞાનથી અધ્યાત્મચિંતન–ચર્ચા–વિચારણામાં મસ્તી સારી રહેતી. ભલે વૈજ્ઞાનિક સાધન રેલ્વે–મોટર આદિ દ્વારા સિદ્ધગિરિ જલ્દી અને ઘણી વાર નહોતું જવાતું, પરંતુ જ્યારે પાદપ્રવાસથી જવાતું ત્યારે ઠેઠ માસ–બે માસ સુધી દિવસ–રાત દિલમાં સિદ્ધગિરિ રમ્યા કરતો, ઉચ્ચ ભાવનાઓની છોળો ઉછળતી, અને યાત્રા પછી દિવસો–મહિનાઓ–વર્ષો સુધી એનાં સુખદ મીઠાં સંભારણાં દિલને શુભ ભાવોલ્લાસથી છલકાવી દેતાં!

વિજ્ઞાન-તત્ત્વજ્ઞાનનો આ મોટો તફાવત છે કે—

**વિજ્ઞાન એ જ્યારે પંચભૂતના એટલે કે જડના નવનવા સંસ્કરણ કરે છે ત્યારે તત્ત્વજ્ઞાન ચેતન આત્માના નવનવા સંસ્કરણ કરે છે.**

માટીના ઘડતરમાં જીવને અંતે હૈયું નિરાશ, અને હાથ ખાલી, ત્યારે નિજ આત્માના ઘડતરમાં જીવને અંતકાળ સુખદ, સમૃદ્ધ અને ભાવિકાળ ઉજ્જ્વળ! વિજ્ઞાને ગમે તેવા ચમત્કારી આવિષ્કાર કર્યા, પણ તે વિયોગી પંચભૂતમાં ને? એના વિયોગે જીવની પાસે શું? અને એના સંયોગમાં પણ જીવની માનસ-પીડાનું શું?

માટે તો માનસશાસ્ત્રીઓ કહે છે કે ડૉકટરી વિદ્યા ગમે તેટલી આગળ વધી અજબ-ગજબના ઑપરેશન કરે, પરંતુ મનુષ્ય જે લઘુતાગ્રંથી, માત્સર્ય, અસહિષ્ણુતા, વૈરભાવ, અભિમાન, સ્વાર્થાંધતા વગેરે માનસરોગથી પીડાઈ દુખી છે, એના નિરાકરણ એ શું કરી શકે? તો મનુષ્ય એ વિના ક્યાંથી સુખી બનવાનો?

તત્ત્વજ્ઞાનમાં આ તાકાત છે કે આ માનસ રોગોને નાબૂદ કરી તંદુરસ્ત મન બનાવવા દ્વારા સાચો સુખી કરી શકે છે, સાથે એવી જીવનચર્યા શીખવે છે કે જેમાં શારીરિક રોગ ભાગ્યે જ ઊઠે પૂર્વનો કાળ આમાં સાક્ષી છે

વિજ્ઞાનનું આ કરવાનું ગજું જ ક્યાં છે?

એ તો કહે છે કે 'તમે ગમે તે ખાઓ, ખૂબ ખાઓ, અમે તમને એવી દવા આપીએ છીએ કે તે પચી જાય' પરંતુ હોજરી પર કુદરત-વિરુદ્ધ દબાણ કર્યા હોય, એની કાલાન્તરે થતી ખરાબ અસરોમાંથી વિજ્ઞાન શે બચાવી શકશે?

વિજ્ઞાન આ ધોરણ પર જાય છે કે 'A human being is not a brain but a belly માનવપ્રાણી એ મગજ નહિ પણ પેટ છે'

પછી પેટ અને ઇન્દ્રિયોની ખણુજોને જ સારી રીતે પોષનારી નવનવી યોજનામાં પડેલું વિજ્ઞાન માનવના તંદુરસ્ત મન સુધી ક્યાંથી પહોંચી શકે?

એક લેખકે લખ્યું છે, 'Man has changed this earth physically hemically geoeoggically and in many other ways, but the sorrowful

# શ્રમણ સંઘ

લેખક : પૂ૦ મુનિશ્રી ભદ્રગુપ્તવિજયજી મહારાજ

શ્રમણોનો સંઘ.

મોક્ષના માર્ગે ચાલનારાઓનો સંઘ.

પોતે મોક્ષમાર્ગની આરાધના કરે અને બીજા જીવોને મોક્ષમાર્ગે ચાલવાની પ્રેરણા આપે, મોક્ષમાર્ગે ચાલનારાઓને સહાય કરે.

આ છે શ્રમણનું કાર્યક્ષેત્ર.

મોક્ષ, મુક્તિ, નિર્વાણ, શિવવાસ....વગેરે શબ્દો ભરતભૂમિમાં આ બાલ-ગોપાલ પ્રસિદ્ધ છે.

"સંસારમાં સાચું સુખ નથી, સાચું સુખ મોક્ષમાં છે." આ વિચાર ભારતીય સંસ્કૃતિમાં ઉછરેલા મનુષ્યમાં સ્વાભાવિક રહેલા હોય છે.

'ઇન્દ્રિયોને તૃપ્ત કરનારાં ભૌતિક સુખ....સુખ નથી પણ દુઃખ છે....' આ વિચાર માતાના દૂધની સાથે બાળકને પાવામાં આવે છે, તો તે બાળક ભૌતિક સુખો તરફ આકર્ષાયેલો રહેતો નથી, એ સુખો પાછળ પાગલ બની ભટકતો નથી. મળેલાં ભૌતિક સુખો ત્યાગ કરવામાં મુંઝાતો નથી.

અને જે મનુષ્યને સંસારનાં ભૌતિક સુખોની અભિલાષા ઓછી, એના જીવનમાં પાપ પણ ઓછાં!

જો મનુષ્યના જીવનમાં ભૌતિક સુખોની કામનાઓ....વાસનાઓ નહિવત્ થઈ જાય, તો પાપ પણ નહિવત્ થઈ જાય.

ભૌતિક સુખોની કામના ઘટયા વિના મોક્ષમાર્ગની આરાધનાનો પ્રારંભ થઈ શકતો નથી. મોક્ષમાર્ગની આરાધના વિના ચિત્તશાંતિ મળી શકતી નથી.

શ્રમણ સંઘ આ કાર્ય કરે છે: જીવોને ચિત્તની પ્રસન્નતા આપવી, તેમને મોક્ષમાર્ગના આરાધક બનાવવા.

આમ, શ્રમણ સંઘના શિરે બેવડી જવાબદારી રહેલી છે:

(૧) સ્વ આરાધના (૨) પર-ઉપકારની આરાધના

શ્રમણોએ મહાવ્રતોનુ પાલન કરવાનુ હોય છે શાસ્ત્રનો સ્વાધ્યાય કરવાનો હોય છે કર્મક્ષય માટે તપ-ત્યાગ આદિ સાધનાઓ કરવાની હોય છે

આ રીતે જિનેશ્વરભગવતે બતાવેલી મોક્ષમાર્ગની આરાધના શ્રમણો-સાધુઓ ક્યારે કરી શકે ? જે જનસમૂહના મધ્યમા રહી, જે જનસમૂહના સહયોગથી-એમને આરાધના કરવાની હોય છે, તે જનસમૂહ 'મોક્ષમાર્ગ' અને 'મોક્ષ' પ્રત્યે અભિરૂચિ વાળો-ચાહનાવાળો હોવો જોઈએ, સાથે એ મોક્ષમાર્ગની સ્થૂલ પણ આરાધના કરનારો હોવો જોઈએ 'મોક્ષ' તત્ત્વની માન્યતાવાળો-શ્રદ્ધાવાળો જોઇએ

એટલે જનસમાજને મોક્ષમાર્ગની આરાધનામા અને મોક્ષ-શ્રદ્ધામા જોડવાનું, ટકાવવાનુ કાર્ય શ્રમણસઘને કરવાનુ હોય છે

આમ, દેખીતુ પરહિતનુ કાય પણ સ્વહિત માટે જ બને છે

આ માટે શ્રમણવર્ગ અને ગૃહસ્થવર્ગ વચ્ચે પૂજ્ય-પૂજકનો સબધ જળવાયેલો રહેવો જોઈએ

ગૃહસ્થવર્ગની દૃષ્ટિએ શ્રમણવર્ગ પૂજનીય-વદનીય લાગે ત્યાગમય આરાધના પૂજ્યતાનુ માધ્યમ રહે પૂજ્યમા એક પણ દોષનુ દર્શન થાય નહીં છિદ્રાન્વેષણની પ્રવૃત્તિ થાય નહીં જો થાય તો પૂજ્યબુદ્ધિ ટકે નહીં અને ગૃહસ્થવર્ગની સાધુવર્ગ પ્રત્યે પૂજ્યબુદ્ધિ ન રહે, તો સાધુવર્ગ ગૃહસ્થવર્ગને મોક્ષમાર્ગની આરાધનામા જોડી ન શકે

**પ્રશ્ન** તો ભલેને ન જોડાય, આપણે શુ પ્રયોજન છે આપણે (સાધુઓએ) આપણી આરાધના કરવી !

**ઉત્તર** ના, જનસમાજમા જો મોક્ષમાર્ગ પ્રત્યે સદ્ભાવ, શ્રદ્ધા ને મમતા નહીં રહે તો સાધુવર્ગ પણ મોક્ષમાર્ગની આરાધના નહીં કરી શકે

સાધુઓને મોક્ષમાર્ગની આરાધનામા ગૃહસ્થવર્ગની અપેક્ષા રહે છે જનસમાજથી નિરપેક્ષ રહી શ્રમણસઘ મોક્ષમાર્ગની આરાધના ન કરી શકે

ગૃહસ્થવર્ગમા સાધુવર્ગ પ્રત્યે શ્રદ્ધા, ભક્તિ અને અનુરાગ હોવો જરૂરી છે, એ દૃષ્ટિએ—

(૧) શ્રમણોની મોક્ષમાર્ગની આરાધના માટે.

(૨) ગૃહસ્થવર્ગને પાપમુક્ત કરવા માટે.

'જેને તમારા પર સ્નેહ-ભક્તિ નહીં હોય, તેને તમારો ઉપદેશ, તમારી પ્રેરણા નહીં સુધારી શકે. જેને તમારે સુધારવો છે, પવિત્ર બનાવવો છે, પહેલાં તેના હૃદયમાં તમારા પ્રત્યે સ્નેહ જાગ્રત કરો, ભક્તિ પેદા કરો, પછી તમે એને પ્રેરણા આપો, ઉપદેશ આપો, એ સુધરશે, પવિત્ર બનશે.'

આમ ગૃહસ્થો અને સાધુઓ વચ્ચેનો સંબંધ નિર્મળ, નિર્દોષ અને પવિત્ર હોવો આવશ્યક છે.

## ભૂતકાળને જુઓ

જગતના વધુમાં વધુ જીવો 'મોક્ષ' પ્રત્યે શ્રદ્ધાવાળા અને મોક્ષમાર્ગની આરાધના કરનારા બને, તે માટે મહાન્ આચાર્યો નિરંતર પ્રયત્ન કરતા રહ્યા છે.

જ્યારે રાજાઓના રાજ્ય હતા ત્યારે, રાજાઓ ધર્મ પ્રત્યે બહુમાનવાળા બને, ધર્મગુરુઓ પ્રત્યે સદ્ભાવવાળા રહે-તે માટે શ્રમણસંઘે પ્રયત્નો કર્યા છે. જે રાજાઓ શ્રમણસંઘ પ્રત્યે નફરતવાળા હતા, શ્રમણસંઘે તેમનાં રાજ્ય ત્યજી દીધાં છે.

એવી રીતે ધર્મવિમુખ પ્રજાને ધર્મસન્મુખ બનાવવા માટે પણ અવિરત પ્રયત્નો ચાલુ રહ્યા છે.

વર્તમાનકાળને જુઓ.

વર્તમાનના વિશ્વને જુઓ.

પ્રજાના આચાર જુઓ.

પ્રજાના વિચાર જુઓ.

યુવાનો, તરુણો, વૃદ્ધો અને બાળકોને જુઓ.

વેપારીઓ, મજુરો, નોકરો, સત્તાધીશોને જુઓ.

લેખકો, કવિઓ, નાટ્યકારો, વક્તાઓને જુઓ.

આ બધામાં '**મોક્ષ શ્રદ્ધા**' અને '**મોક્ષ માર્ગની આરાધના**'ની છાયા....પ્રતાપ....પ્રભાવ દેખાય છે? અહીં સર્વત્ર મોક્ષ-શ્રદ્ધાળુ અને મોક્ષ-આરાધક વર્ગ પ્રત્યે સ્નેહ, મમતા અને વિશ્વાસના ધબકારા સંભળાય છે?

જો આજના વિશ્વનુ વિશાળ સૂક્ષ્મ અને યથાર્થ અવલોકન નહીં કરવામાં આવે, શ્રમણસઘ જો અવલોકન નહીં કરે, તો શ્રમણસઘની ભાવિ પેઢીને મોક્ષમાર્ગની આરાધનામા અનેક સકટો આવવાના, અનેક દૂષણો પ્રવેશ કરી જવાના

શ્રમણસઘ પ્રત્યે મોક્ષ માર્ગના આરાધકો અને પ્રભાવકો પ્રત્યે અશ્રદ્ધા, ઘૃણા, તિરસ્કાર પેદા કરવા માટે આજે વ્યવસ્થિત પ્રચારતત્ર ગોઠવાઈ ગયુ છે

આ પ્રચાર તત્ર બે વિભાગમા વહેચાઈ ગયુ છે

**એક વિભાગ** શ્રમણસઘને 'આચાર-શિથિલ' કહીને હલકો ચીતરી રહ્યો છે

**બીજો વિભાગ** શ્રમણસઘને "વિચાર-શિથિલ' (શાસનની મર્યાદાઓ નહીં સમજનાર) કહીને વગોવી રહ્યો છે

અર્થાત્ **"શ્રમણસઘમા આચારોની-મહાવ્રતોની શિથિલતા આવી ગઈ છે અને પરમાત્મશાસનના નીતિ-નિયમોનુ અજ્ઞાન પ્રવર્તે છે.'**

આ બે આક્ષેપોને જાહેર છાપાઓમા, જાહેર પ્લેટફોર્મ ઉપર મર્યાદા રહિત શબ્દોમા અનધિકારી વ્યક્તિઓ કરે છે! છતા શ્રમણસઘ આ વિષયમા મૌન ધારણ કરીને આ બધુ વાચી લે છે, સાભળી લે છે!

ધર્મક્ષેત્રમા રસ લેતો મોટો ગૃહસ્થ વર્ગ આ રીતે શ્રમણસઘ પ્રત્યે અરુચિવાળો બનતો જાય છે જ્યારે ધર્મક્ષેત્રમા નહીં પ્રવેશેલા વર્ગની તો તો સ્થિતિ જ બિહામણી બની ગઈ છે તે વર્ગને 'મોક્ષ' કે 'મોક્ષમાર્ગની આરાધના' જેવા શબ્દો પણ સાભળવા મળતા નથી ગમતા નથી

હવે આપણે સમગ્ર ભારતની સામાજીક, ધાર્મિક અને રાષ્ટ્રીય પરિસ્થિતિનુ વિગતવાર નહી, પણ કેટલાક મુદ્દાઓ દ્વારા વિહગાવલોકન કરીએ જેથી વર્તમાન કાળે શ્રમણસઘે શુ વિચારવા જેવુ છે અને શુ કરવા જેવુ છે, તેનુ સ્પષ્ટ ચિત્ર આખ સામે આવે

(૧) **'સામ્યવાદ'** બધા ધર્મો સામે પડકાર ફેકી રહ્યો છે 'ધર્મ એ અફીણ છે ધર્મથી દેશનુ પતન થાય છે ' વગેરે વાતો પ્રચલિત બનતી જાય

છે. ભારતની પડખે જ ૭૦ કરોડ સામ્યવાદીઓ વસે છે! ભારતમાં પણ કરોડો સામ્યવાદીઓ પ્રગટ રૂપે છે, અને કરોડો પ્રચ્છન્ન સામ્યવાદીઓ સમાજવાદનો ડોળ કરનારા છે.

આ બધા જ ધર્મ, ધર્મગુરુઓ અને ધર્મસ્થાનો માટે ભયરૂપ છે. ચીનાઓએ તિબેટમાં બૌદ્ધ ધર્મ, બૌદ્ધ ભિક્ષુઓ અને બુદ્ધના મંદિરોની શી અવદશા કરી છે, તે આપણા શ્રમણસંઘે જાણવા-સમજવું જરૂરી છે.

(૨) "સાધુઓ જરૂરી નથી. સમાજને ભારરૂપ છે....સાધુઓએ પોતાની આજીવિકા માટે શ્રમ કરવો જોઇએ...." આ અને આવા વિચારો યુવકોમાં ફેલાતા જાય છે અને દૃઢ થતા જાય છે. આ વિચારોનો પ્રચાર રોકવા શ્રમણસંઘે વ્યવસ્થિત પ્રયત્નો કરવા જોઈએ.

(૩) સ્કૂલ અને કોલેજોમાં ધર્મનિરપેક્ષ માત્ર ભૌતિક ઉન્નતિ માટે શિક્ષણ આપવામાં આવે છે. ધર્મગ્રંથો સિવાયના તમામ શાસ્ત્રો, ગ્રંથો, સિદ્ધાંતો શિખવવામાં આવે છે. વિદ્યાર્થીઓમાં મર્યાદાહીનતા, સ્વચ્છંદતા, ચરિત્ર હીનતા, મોજશોખ, આરામ....આ બધું ખૂબ વધી ગયુ છે.

આ રીતે કરોડો યુવાનો ધર્મથી વિમુખ બની ગયા છે. શું તેઓ ધર્મ માટે ભયરૂપ નથી.

શ્રમણસંઘે આ વિષયમાં વ્યવસ્થિત પ્રયત્નશીલ થવુ જરૂરી છે? આ જીવોને મોક્ષમાર્ગ મળે, એ માટે વ્યવસ્થિત યોજનાબદ્ધ પ્રયત્નો અત્યાવશ્યક છે.

(૪) સિનેમા, નાટક, કલબો-સોસાયટીઓ....પર્યટનો....વગેરે પ્રવૃત્તિઓમાં આજની દુનિયા રચી-પચી ગઇ છે. 'મનોરંજન' અને 'સમાજની નવરચના'ના નામે પ્રજા પાપાચરણોમાં ઢસડાઈ રહી છે....આ વિકૃતિએ પ્રજાના માનસને ધર્મ સમજવા માટે પણ યોગ્ય રહેવા દીધું નથી!

પ્રજાને આ અનિષ્ટોમાંથી બચાવી લેવા માટે શ્રમણસંઘે કટિબદ્ધ થવાની જરૂર છે.

(૫) નોવેલો, સિને-સાહિત્ય, વિજ્ઞાન-સાહિત્ય, અર્થશાસ્ત્રો, કામશાસ્ત્રો....વગેરે સાહિત્યનું પ્રકાશન, પ્રસારણ ખૂબ વધી ગયુ છે. પ્રજા આવું જ વાંચવાનું

વધુ પસદ કરે છે, અને આ વાચનમાથી તેમના વિચારો ઘડાય છે તે વિચારો, પછી આચારમા ઉતરે છે

આ ભય કર અનિષ્ટોમાથી પ્રજાને બચાવી લેવા શ્રમણસઘે ગભીરતાથી વિચારવા જેવુ છે

(૬) દેશની ઉન્નતિના નામે અનર્થદડના ધધાઓ મત્સ્યોદ્યોગ, માસ–ઉત્પાદન, સતતિનિયમન, ગર્ભપાત, ચુટણીઓ, મડળો, સહશિક્ષણ, પચાયત રાજ્ય જેવી અનેક બુરાઈઓ, કુપ્રવૃત્તિઓ, અને દુરાચારો દેશમા ફેલાઈ રહ્યા છે ગામડા અને શહેરોમા સર્વત્ર ફેલાઈ રહ્યા છે

આ સામાજિક વિકૃતિઓને ડામવાની જરૂર છે! આ સામાજિક વિકૃતિઓની અસર જનતામા સ્થાયી રૂપ ન પકડે તે પહેલા યોગ્ય કરવાની જરૂર છે

(૭) યૂરોપ–અમેરિકાના દેશોમા તેમ જ રશિયા વગેરે પૂર્વ–દેશોમા ભારતીયો જાય છે, ત્યાનુ શિક્ષણ લે છે, ત્યાની સામાજિક વ્યવસ્થા, કે જે ભૌતિકવાદ પર રચાયેલી છે, તે જુએ છે ત્યાનુ બધુ સારૂ લાગે છે, તેઓ ભારતમા આવી, ત્યાના ગુણગાન ગાય છે અને પ્રજાને એ પરદેશી રીતરસમો શિખવાડે છે

આ રીતે ભારતીય સસ્કૃતિ "પછાત સસ્કૃતિ" ગણાવા લાગી છે ભારતીય ઋષિ–મહર્ષિઓના વચનો 'જુનવાણી' તરીકે નિંદવામા આવે છે અને હસવામા આવે છે

આ પરિસ્થિતિને પહોચી વળવાની તાકાત શ્રમણસઘમા છે તો ખરી! પણ મોક્ષ અને મોક્ષમાર્ગની આરાધના સ્વ માટે અને પર–માટે હિતાવહ બનાવવાની શાસનીય પદ્ધતિ અપનાવવાની જરૂર છે

(૮) સસ્કૃત, પ્રાકૃત ભાષાઓ તરફ સરાસર ઉપેક્ષા, અરૂચિ અને અગ્રેજી રશિયન, વગેરે ભાષાઓ તરફ આકર્ષણ–અભિરૂચિ થઈ રહી છે

પરિણામે સસ્કૃત–પ્રાકૃત ભાષામા લખાયેલા નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક, સાહિત્યના ગ્રથોનુ વાચન નહિવત્ બની ગયુ

તેથી ભારતીય સસ્કૃતિથી ભારતવાસીઓ અજાણ બનતા ગયા

(૯) દેશનેતાઓ અને અભિનેતાઓ તરફ યુવાનો અને તરુણોના અજબ–ગજબ આકર્ષણો થઈ ગયા છે

દેશનેતાઓનાં વચનો ભગવાનનાં વચનોની જેમ સાંભળવામાં અને માનવામાં આવે છે.

અભિનેતાઓનાં દર્શન માટે કેવી ભીડ જામે છે! ભગવાન કરતાં પણ વધુ!

આના પરિણામે ધર્મપિતા પરમાત્મા અને ધર્મગુરુઓ પ્રત્યે પ્રજાનું આકર્ષણ ઘટી ગયું. પ્રેમ અને સદ્ભાવ ઘટી ગયો.

ધર્મગુરુઓ તરફથી મળતું માર્ગદર્શન, પ્રેરણા અને મોક્ષમાર્ગનું જ્ઞાન ....બંધ થઈ ગયું!

પ્રાચીન ભારતીય સંસ્કૃતિમાં દેશ પર ધર્મગુરુઓનો પ્રભાવ હતો, તેથી દેશ ધર્મપ્રધાન હતો. આજે દેશ પર ધર્મગુરુઓનો જરા ય પ્રભાવ ન રહ્યો. તેથી દેશ અર્થપ્રધાન બની ગયો. પ્રજા પૈસા અને ભોગવિલાસના માર્ગે વળી ગઈ. તેથી વર્તમાનકાળે શ્રમણસંઘે શાસનરાગની સાચી કેળવણી સાથે કર્ત્તવ્યનિષ્ટ બનવું જરૂરી છે.

પરમાત્મા શ્રી મહાવીરદેવે સ્થાપેલા શ્રમણસંઘની કર્તવ્યભૂમિ સમગ્ર વિશ્વ છે. વિશ્વના સર્વ જીવો પ્રત્યે શ્રમણસંઘનાં નૈતિક કર્તવ્યો રહેલાં છે.

આ કર્તવ્યો પરહિત માટેનાં છે. મોક્ષમાર્ગની આરાધના માટે છે. સર્વ જીવો સુખી બને, શાશ્વત સુખી બને–એ માટે છે.

સહુ સુજ્ઞપુરુષો આ વિષય પર વિચારે, તેવી આગ્રહભરી વિનમ્ર વિનંતિ સાથે વિરમું છું–.



### વિચારોની પરિપક્વતા

વિચારોની પરિપક્વતાએ યથાર્થ જ્ઞાન થાય છે, તે પછીના નિર્ણયો જીવનોપયોગી બને છે.

તેથી જ્ઞાનીઓની નિશ્રામાં રહી વિચારોને કર્ત્તવ્યનિષ્ઠાની ભઠ્ઠીમાં પરિપક્વ બનાવવાની ખાસ જરૂર છે.

# એક ઐતિહાસિક પત્ર

સંપાદક ભોગીલાલ સાંડેસરા

વર્તમાનકાળે મુદ્રણયુગ અને શબ્દ લાલિત્યના અજામણા પ્રકાશમા આપણી પ્રાચીન અણમોલ સપત્તિરૂપ હસ્તલિખિત પ્રતોમા ગ્હેલી વિપુલ વિવિધસામગ્રી તરફ સહેજે આખમીંચામણા થઇ રહ્યા છે, તે પ્રસગે વિવેકી સજ્જનોના ધ્યાનને કેન્દ્રિત કરવા માટે પ્રાચીન લિપિભાષાનો એક નમૂનેદાર પત્ર વિવેકી શ્રીસઘની નિષ્ઠાની અનુમોદનાની દૃષ્ટિએ રજૂ કરવામા આવે છે

આ પત્ર શ્રી જૈન આત્માનદ પ્રકાશ (વષ ૭૪ સ ૧ પૃ ૨૩) માથી ઉદ્ધૃત કરેલ છે સં )

## જોધપુરના શ્રી સઘે વિજયદેવેન્દ્રસૂરિ ઉપર સ ૧૮૯૨મા પાઠવેલો પત્ર

જોધપુરના સઘે સ ૧૮૯૨ મા તપાગચ્છાધિરાજ ભ૦ શ્રી વિજયદેવેન્દ્ર સૂરિ ઉપર એક વિજ્ઞપ્તિપત્ર[1] મોકલ્યુ હતું તેની હાથપ્રત પ્ર૦ શ્રી કાન્તિવિજયજી મહારાજ પાસેથી મને મળી હતી તે પત્ર જોશીના ટીપણાની પેઠે એક લાબા ભુગળાના આકારમા છે પોણો ભાગ તો ચિત્રોથી જ રોકાયેલો છે, બાકીના ભાગમા સુન્દર ગુજરાતી પદ્યમા વિજ્ઞપ્તિ લખેલી છે અતમા સઘનો પત્ર લખેલો વિજ્ઞપ્તિ બધી સુદર દેવનાગરી અક્ષરોમા છે, અને પત્ર મારવાડી ઢબની ગુજરાતી લિપિમા લખેલો છે

પત્રમા પ્રથમ આચાર્યના ગુણોનુ વર્ણન કર્યું છે અને પછી જોધપુરમા થયેલા ધર્મકૃત્યોનું વર્ણન ગુજરાતી અને મારવાડીની ભેળમેળવાળી ભાષામા કરેલું છે

આચાર્ય આ વખતે સુરતમા વિરાજમાન હતા

### મૂળ પત્ર

સ્વસ્તિશ્રી પાસજિન[2] પ્રણમ્ય શ્રીસુરત બિદર સુભસથાને સકલ ગુણનિધ્યાન, એક વિધ અસજમરા ટાળણહાર, દુવિધ ધરમ પ્રકાશક, તિન તત્વરા જાણ, ચ્યાર કષાય જીપક, પચમહાવ્રત પાલક, ખટકાયરક્ષક, સાતભય નિવારક આઠ

---

૧ દરેક શ્રાવકને 'વિજ્ઞપ્તિ પત્ર' નો અર્થ જાણીતો છે  ૨ પાર્શ્વજિન

માદચુરક, નવવિધ બ્રહ્મચરજના પાલક, દસવિધ જતિ ધરમ ધારક, ઇગ્યાર અંગના જાંણુ, બારે ઉપંગના વખાણુ, તેરે કાઠિયાજીપક, સતરે ભેદ સંજમપાલણહાર, અઠારે સહસ સીલંગરથ ધારક, ઉગણીસ ગ્નાતા અધ્યયનરા પ્રરૂપક, વિસ થાનક તપ આરાધક, ઇકીસ ગુણ શ્રાવક જાંણુ, બાવિસ પરિસહ જીપક, ઈત્યાદિ છત્તીસ સૂરિ ગુણે કરિ વિરાજમાન, અનેક ઔપમા વિરાજમાન, પરમપૂજ્ય, સકલભટ્ટારક પુરંદર, ભટ્ટારકજી શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી **શ્રી વિજેદેવેંદ્રસૂરિશ્વરજી** ચરણાન્ કમલાન્ શ્રી **જોધપુર** થી સદાસેવક આગ્યાકારી, **સમસથ**[1] **સંઘ** લિખતં વંદણા ૧૦૮ વાર અવધારસી,

અઠારા સમાચાર શ્રીજીરી કીરપા કર ભલા છે, આપરા સદા સરવદા આરોગ્ય ચાહીજે, સદા સેવકાં ઉપર કૃપા—અનુગ્રહ ફૂરમાવે, જિણસૂ વિસેષ ફૂરમાવસી, અપ્રંચ[2] અટે ચૌમાસે પંન્યાસ પ. શ્રીમન્ રૂપવિજેજીને મેલાયા સૂ વડા જોગ્ય ગીતારથ છે, પાટીયે વ્યાખ્યાંન શ્રી ઉત્તરાધ્યજી ઉપાધ્યાય ભાવ-વિજેજી કૃત વાંચજે છે, સિઝાય શ્રી સમવાયાંગ સૂત્રરી હુવે છે, ઓરહિ ગછી-પરગચ્છિ શ્રાવક-શ્રવિકા પોસે-પડિકમણૈ ઘણા આવે છે, વખાણ-પચખાંણ, ધરમ-ધ્યાનરી વધૌતર[3] આછી રીત હુવૈ છે. ઔર હમરકે[4] શ્રી પર્જૂસણા પ્રભમૈ બેલાતેલા, અઠાઈ, સ્વામિવછર પ્રભાવના, પોસા, પડિકમણા ઘણા આડંબરસૂં હુવા છે શ્રી જિન મિંદરે પૂજા અષ્ટ પ્રકારી, સતરે ભેદી, નવપદજીરી, બીજા હી ધર્મકૃત્ય આડબરસૂં સુખે થયા છે, સૂ પન્યાસજીરી વાણિ સૂણને શ્રીસંઘ ઘણો પ્રસન છે. પુન્યાસજીને ચેલા પીણ વાંચણૈ, ભણણ, ગણણ મૈ વિસેસ સાવધાન છે..........ઔર સઘરે આપરા દરસણરી જાદા ઉમેદ છે, સૂ કીરપા કર અઠી પધારણો કમે (?) સૂં કરાવસી, (લખિતગ) સુ **સંઘ હિશ્રીજી** ને વાંદે[5] ઔર કામકાજ કેચેસૂ કૃપા કરને લિખાવસી આપને વાંદસે જિણ દિન (તિ દિન) વડૌ, આણદ હુસી કૃપા પતર[6] દિરાવસી સંવત ૧૮૯૨ રા મહા સૂદ ૫ ॥ ભંડારી સિરદાર મલરી [7]વનણા અવધારસી લલવાણી બાલચંદરી વનણા એકસો આઠવાર અવધારશી.

—શ્રી આત્માનંદ પ્રકાશમાંથી સાભાર ઉદ્ધૃત

---

૧ સમસ્ત ૨ સં અપર ચ, વધારામાં ૩ વધારો. ૪ 'હમારા' એવા અર્થ હશે? ૫ જિન વંદે. ૬ પત્ર ૭ વંદના.

# ચાણસ્માનું પ્રાચીન નામ
## ચાંદ્રસમા

[ લેખક પં૦ લાલચંદ્ર ભગવાન, વડોદરા ]

આજથી ૫૦ વર્ષો પહેલાનું અહીં પ્રાસંગિક સંસ્મરણ કરૂં છું સંવત ૧૯૭૨મા વારાણસીમા શ્રી યશોવિજયજી સં પાઠશાળામા સંસ્કૃત પ્રાકૃત આદિ વિદ્યાભ્યાસ કરતા મને ૯ વર્ષો થવા આવ્યા હતા, છેલ્લે જૈન વ્યાકરણતીર્થની પરીક્ષા આપવા કાશીથી કલકત્તા જવાનુ થયુ હતું કલકત્તાથી કાશી આવતા પૂર્વ દેશના તીર્થોની યાત્રા કરવાની મને ભાવના થઈ, એથી વચ્ચે ગિરડી સ્ટેશને ઉતરી મે સમેતશિખર, રાજગૃહી, પાવાપુરી, ચંપાપુરી આદિ તીર્થ સ્થળોની યાત્રા કરી લીધી ત્યાથી કાશીમા આવતા શ્રી ક્ષમામુનિજી અને કાશીવાળા (જામનગરના) કર્પૂરવિજયજી મહારાજે મને સૂચના આપી કે વીજાપુર (ગુજરાત)થી બુદ્ધિસાગરસૂરિજી મ૦નો પત્ર જૈન પંડિતની આવશ્યકતા માટે હતો અને અમે તમારૂ નામ સૂચવ્યું છે, તમે ત્યા જાઓ તમને દરેક પ્રકારે ત્યા અનુકૂળતા થઇ જશે તમો સાધુ-સાધ્વીઓને અભ્યાસ સારી રીતે કરાવી શકશો અને તેમના સાહિત્ય-સંપાદન-પ્રકાશન કાર્યમા યોગ્ય સહકાર આપી શકશો મે એમા સંમતિ આપી, તેઓએ ત્યા પત્ર, તાર દ્વારા સમાચાર મોકલાવી દીધા મે શ્રી પાર્શ્વનાથ ભગવંતનુ સંસ્મરણ કરી સંવત ૧૯૭૨ના ફાગણ વદિ ૮ (શ્રી આદીશ્વર ભગવાનના જન્મ-કલ્યાણક અને દીક્ષા કલ્યાણક)ના દિવસે કાશીથી પ્રસ્થાન કર્યું, અમદાવાદ થઇ ફા વ. ૧૩ના વીજાપુરમા યોગનિષ્ઠ આચાર્ય મ૦ શ્રી બુદ્ધિસાગરસૂરિજી મ૦ના મે દર્શન કર્યા, તેઓએ પ્રસન્નતાથી મને શુભાશીર્વાદ આપ્યો, ભક્ત શ્રાવકો દ્વારા મારા માટે ઉચિત વ્યવસ્થા કરાવી આપી

મારે થોડા સાધુ-સાધ્વીઓને સં૦ વ્યાકરણ, કાવ્યાદિ અભ્યાસ કરાવવાનો હતો, તે ઉપરાંત, તે સમયમા તેઓ વીજાપુર-વૃત્તાન્ત, ગચ્છ-મત-પ્રબંધ, જૈન-પ્રતિમા લેખ સંગ્રહ, શ્રીમદ્ દેવચંદ્ર આદિ ગ્રંથોની સંકલના કરી રહ્યા

હતા, તેમાં યથાશક્ય સહકાર મારે કરવાનો હતો. તેમની પ્રેરણાથી જૂના **સંઘપુર** જઇ, ત્યાંના ખાલી પડેલા જૈન મંદિરની ભીંતમાં જડેલા ૧૪મી સદીનો શ્લો૦ ૬૬ થી ૧૧૫ના વીજાપુર ઉલ્લેખવાળા અપૂર્ણ શિલાલેખની નકલ હું લઇ આવેલ જે **વીજાપુર**-વૃત્તાંતમાં છપાયેલ છે, તથા **વીજાપુરના** જૈન દેહરાસરોની પ્રતિમાઓના લેખોની નકલ મેં ઊતારી લીધી હતી, તે પણ તેમાં છપાયેલ છે.–**વીજાપુરના** ચોમાસા પછી વિહારમાં **અમદાવાદ** વગેરે સ્થળે જવાનું થયુ, ત્યાંના જૈન દેહરાસરોની પ્રતિમાઓના લેખો લેવાનું કામ પણ મને સોંપાયુ હતું. હંમેશાં સવારે પૂજા કરવા જતાં જૂદા જૂદા દેહરાસરે જઇ લગભગ ૩ કલાક સુધી તાત્કાલિક પેન્સીલથી ૨૫ થી ૩૦ જેટલી પ્રતિમાઓના લેખો ઊતારી લેવામાં આવતા હતા. તેમ જ કડી, **ભોયણી** તરફ જઇ બીજા પણ પ્રતિમા–લેખો મે ઊતારી લીધા હતા. એ રીતે લગભગ બે હજાર પ્રતિમાઓના લેખો મેં લીધા હશે, તેમાં બીજા વિદ્વાન્ મુનિઓએ પણ થોડા લેખો લીધા હતા, સારી પ્રેસ કોપી કરી તેને બે ભાગોમાં સંપાદન–સંશોધન કરવાનું કાર્ય પૂજ્ય આચાર્યશ્રીએ મને સોંપ્યુ હયુ. જૈન પ્રતિમા લેખ સંગ્રહના પ્રથમ ભાગના સંશોધનનું કાર્ય થઇ જતાં સંવત ૧૯૭૩ના વૈશાખમાં મારે અન્યત્ર જવાનું થયુ હતું અને સંવત ૧૯૭૬ના ભાદ્રપદમાં (સન ૧૯૨૦ના ઓકટોબરમાં) મારે **વડોદરા**–રાજ્યની સેન્ટ્રલ લાયબ્રેરીના સસ્કૃત પુસ્તકાલયમાં 'જૈન પંડિત' તરીકે જોડાવાનો યોગ આવ્યો જે પાછળથી પ્રાચ્ય વિદ્યામંદિર તરીકે પ્રસિદ્ધ છે. તે સમયમાં પણ **વડોદરામાં** લુહાણા મિત્ર–સ્ટીમ પ્રિ૦ પ્રેસમાં છપાતા એ જૈન પ્રતિમા લેખ સંગ્રહ (ભાગ બીજા)નુ પણ સંશોધન–કાર્ય મેં સંભાળ્યુ હતું.

અહીં આ પૂર્વ વૃત્તાંત જણાવવાનો આશય એ છે કે–ઉપર્યુક્ત જૈન પ્રતિમા લેખ–સંગ્રહના પ્રથમ–ભાગમાં **ચાણસ્મા**ની મુખ્ય તથા ધાતુની જૈન પ્રતિમાઓના લેખો પ્રકાશિત થઇ ગયા છે, તેમાં માત્ર ૧૯મી સદીના ૧ લેખમાં **'ચાણસ્મા'** નામનો નિર્દેશ છે. **અમદાવાદ**માં રહેલી પ્રતિમાઓના કેટલાક લેખોમાં **'ચાંદ્રસમા', 'ચાંદ્રસમીય'** મારા વાંચવામાં આવતાં તે સંબંધમાં વિચાર કરતાં મને લાગ્યુ કે આમાં જણાવેલ **ચાંદ્રસમા** એ **ચાણસ્મા**નું પ્રાચીન નામ જણાય છે. પ્રાચીન **ચૈત્ર** ગચ્છ, કે જેના **દેવભદ્રસૂરિ** પાસે ઉપ-સંપદ્ ગ્રહણ કરી પૂજ્ય જગચ્ચંદ્રસૂરિએ ક્રિયોદ્ધાર કર્યો અને જે મહાતપસ્વીના



પ્રભાવે, તેમનો મુનિગણ 'તપાગચ્છ' તરીકે પ્રસિદ્ધ થયો,[1] એ **ચૈત્ર** ગચ્છની એક શાખા **ચાદ્રસમીય** તરીકે જાણીતી થઇ લાગે છે, વિકાસની ૧૬ મી સદીના પ્રતિમા–લેખોમા એનો નામ–નિર્દેશ છે મલયચદ્રસૂરિના પટ્ટધર લક્ષ્મી સાગરસૂરિએ સ૦ ૧૫૧૮, ૧૯, ૨૦, ૨૧ અને ૪૭મા પ્રતિષ્ઠિત પ્રતિમાઓના લેખો અહીં આગળ દર્શાવ્યા છે, તે વાચવા–વિચારવાથી એની પ્રતીતિ થશે એ શાખાના મુનિરાજોનો સબધ ચાદ્રસમા=ચાણસમા સાથે રહ્યો હશે–એ સમજી શકાય તેમ છે

–વિક્રમની ૧૭ મીથી ૧૯મી સદીના જે ઉલ્લેખો જોવામા આવે છે, તેમા 'ચાણસ્મા' નામ વાચવામા આવે છે, તે પણ અહીં આગળ દર્શાવુ છુ, વર્તમાનમા **ચાણસ્મા** નામથી જાણીતા એ નગરનુ પૂર્વ નામ લક્ષ્યમા લેવુ જોઇએ **ચૈત્ર** ગચ્છની બીજી શાખા ધારણપદ્રીય તરાકે જણાય છે, તેના લેખો અન્યત્ર પ્રકાશિત છે

## (૧)
## વિક્રમની ૧૬ મી સદીમા

સવત્ ૧૫૧૮ મા **શ્રી**માળી જ્ઞાતિના કુટુબે કરાવેલ અને **ચૈત્ર**ગચ્છમા **ચાદ્રસમી** ભ૦ મલયચદ્રસૂરિના પટ્ટ પર થયેલા લક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ શ્રી **શી**તલનાથબિંબ ખભાતમા, માડવીની પોળમા શ્રી કુથુનાથ જિનાલયમા તેની પાછળનો લેખ આ પ્રમાણે છે—

"सवत् १५१८ वर्षे पोस वदि १२ भूमे श्रीमाल्या रम्यक गोत्रे मत्रि धर्मसी भास रूपणि सुत राणउ परबत फाल्ठ । परबत भा० वाल्ही सुत पोपट गोपउ । फाला भा० पूरी सु० काजउ विजउ सहिजा सहिनन पूर्व० श्रेयों० श्रीशीतलनाथबिंब का० प्रस श्रीचैत्रगच्छे **चाद्रसमी** भ० श्रीमलयचद्रसूरिपट्टे श्रीलक्ष्मीसागरसूरिभि पानशीशा"

—સદ્ગત બુદ્ધિસાગરસૂરિજીના જૈનપ્રતિમા લેખ સગ્રહમા ભા૦ ૨, પૃ૦ ૧૧૯ મા, લે ૬૪૫ તરીકે પ્રકાશિત થયેલ છે

૧ જુઓ મુનિ સુદરસૂરિની ગુર્વાવલી (૫ વિ ગ્ર)

(૨)

સં. ૧૫૧૯ માં **ચૈત્રગચ્છના** શ્રી **લક્ષ્મીસાગરસૂરિના** પટ્ટધર સૂરિજીએ પ્રતિષ્ઠિત કરેલ અમદાવાદમાં શ્રી મહાવીર સ્વામી મૂલ નાયકવાળા **જૈન** દહેરાસરમાં રહેલ શ્રી સંભવનાથબિંબની પાછળ **ચાંદ્રસમા** વા૦ (વાસ્તવ્ય) ઉલ્લેખ છે—

" स. १५१९ वर्षे पोषवदि १३ भौमे श्रीलक्ष्मीसागरसूरिपट्टे लघुशाखायां व्यव० लीवा भा० लखी सुत पेथा भा० मानू आत्मश्रेयार्थं श्रीसंभवनाथबिंबं का० प्र० चैत्रगच्छे श्रीसूरिभिः । **चांद्रसमा** वा० ॥ "

—સદ્‌ગત બુદ્ધિસાગરસૂરિજી મ૦ ના **જૈનપ્રતિમાલેખ** સંગ્રહ (ભા૦ ૧, પૃ. ૧૫૭) માં લે. ૮૬૪ તરીકે પ્રકાશિત છે.

(૩)

વિક્રમ સંવત ૧૫૨૦ માં **ચૈત્રગચ્છના મલયચંદ્રસૂરિના** પટ્ટધર લક્ષ્મીસાગરસૂરિજીએ પ્રતિષ્ઠિત કરેલ શ્રી **શાંતિનાથજીનું** બિંબ, જે **કોબાના** જિનમંદિરમાં છે, તેની પાછળના લેખના અંતમાં **ચાંદ્રસમીય** ઉલ્લેખ છે—

" स. १५२० वर्षे पोष वदि १३ भौमे श्रीश्रीमालज्ञा० गार्गेयगोत्रे महं सिंघा भा० सहजलदे सुत वावू भा० वोइ सुत पाना नरबद हीरू मूढ वनू **हीरा** भार्या २ प्र० हीरदे द्वि७ पूणी सहितेन पूर्व० श्रेयसे श्रीशांतिनाथबिंबं का० प्र० श्रीचैत्रगच्छे मलयचंद्रसूरिपट्टे श्रीलक्ष्मीसागरसूरिभिः **चांद्रसमीय** । घरोसीणावास्तव्य ॥ "

—સદ્‌ગત બુદ્ધિસાગરસૂરિજીના **જૈનપ્રતિમાલેખ** સંગ્રહમાં (ભા૦ ૧, પૃ. ૧૩૭) માં લે. ૭૬૯ તરીકે પ્રકાશિત છે.

(૪)

પ્રતિમાઓમાં સંવત ૧૫૨૧ માં **ચૈત્રગચ્છના લક્ષ્મીસાગરસૂરિજીએ** પ્રતિષ્ઠિત કરેલ, વડનગરના ચૌમુખજીના દેહરાસરજીમાં **રહેલ** શ્રી **પાર્શ્વ**નાથબિંબ પાછળના લેખમાં **ચાંદ્રસમીય** એવો ઉલ્લેખ છે—

" सं. १५२१ वर्षे माघ.......श्रीपार्श्वनाथबिंबं श्रीचैत्रगच्छे श्रीलक्ष्मीसागरसूरिभिः ॥ **चांद्रसमीय** ॥ "

—સદ્ગત બુદ્ધિસાગરસૂરિજીના જૈનપ્રતિમાલેખ સગ્રહ (ભા ૧, પૃ ૯૮) મા લેખાક ૫૫૯ તરીકે પ્રકાશિત છે ત્યા અતમા चासमाय છપાયુ છે, પરતુ 'चाद्रसमीय' વાચવુ જોઇએ

(૫)

સ૦ ૧૫૪૭ મા ચૈત્રગચ્છના લક્ષ્મીસાગરસૂરિજીએ પ્રતિષ્ઠિત કરેલ, અમદાવાદમા શ્રી ચૌમુખજી શાતિનાથજીના દહેરાસરમા રહેલ શ્રી શ્રેયાસનાથ-બિબ પાછળના લેખમા 'ચાદ્રસમીય' ઉલ્લેખ છે—

"स २५४७ वर्षे माघ शुदि १२ रवौ श्रीश्रीमालज्ञातीय श्रे० हला भा० हटकू सु० नीमल भा० पटू सु० जावड भावड सुता सोभागिणि भावड भा० भरयाद सु० वस्ता भा० सोभागिणि तेन श्रीश्रेयासनाथजीवितस्वामिबिंब का० प्र० श्रीचैत्रगच्छे श्रीलक्ष्मीसागरसूरिभि । चाद्रसमीया । ग्वाडाग्रामे ॥"

—સદ્ગત બુદ્ધિસાગરસૂરિજીના જૈન પ્રતિમાલેખસગ્રહમા (ભા૦ ૧, પૃ ૧૬૧) મા લે ૮૮૪ તરીકે પ્રકાશિત છે

## બીજા ઉલ્લેખો

### વિક્રમની ૧૭ મી સદીમા

સવત ૧૬૬૭ મા, તપાગચ્છ-નાયક વિજયસેનસૂરિના સમયમા વિનય કુશલ ગુરુના શિષ્ય શાતિકુશલે રચેલા ગોડીપાર્શ્વનાથ (૧૦૮ નામવાળા) સ્તવનમા 'ચાણસમા' ના શ્રી પાર્શ્વનાથનો નામ-નિર્દેશ કર્યો છે—

"પાલવિહારઇ આગરે, ચાણસમઈ હો બહેડિ અભિરામ"

—પ્રાચીનતીર્થમાળા-સગ્રહ ભા ૧, પૃ ૧૯૯, કડી ૧૧

[સ શ્રી વિજયધર્મસૂરિ, પ્ર શ્રી યશોવિજય જૈન ગ્રથમાળા, ભાવનગર, ૧૯૭૮]

### વિક્રમની ૧૮ મી સદીમા

સવત્ ૧૭૨૧ મા, તપાગચ્છ-નાયક વિજયપ્રભસૂરિના સમયમા પ કૃપાવિજયના શિષ્ય પ કવિ મેઘવિજયજીએ દીવબદરમા ચોમાસું રહી રચેલી શ્રી પાર્શ્વનાથ-નામમાલામા બીજી ઢાલમા 'ચાણસમા' ના 'ભટેવા' પાર્શ્વનાથનું સસ્મરણ કર્યું છે—

પંચાસર નારંગ કોકો કરઈ નવરંગ;
કુંસારી જિન એ ચાંણસમો ધન એ. એ. ૧૨
ભટેવઉ ભગવંત, ખેતલવસઈ ખંત;"

—જુઓ પ્રાચીનતીર્થમાળા—સંગ્રહ ભાગ ૧, પૃ. ૧૫૦

[સં૦ શ્રી વિજયધર્મસૂરિ, પ્ર૦ શ્રી યશોવિજયજી જૈન ગ્રંથમાળા ભાવનગર સં૦ ૧૯૭૮]

—એ જ વિજયપ્રભસૂરિના સમયમાં પં. ચારિત્રસાગરના શિષ્ય કવિ કલ્યાણસાગરજીએ રચેલી પાર્શ્વનાથ—ચૈત્યપરિપાટીની કડી ૨૬ માં **'ચાણસમા'** ના શ્રી પાર્શ્વનાથનું સ્મરણ છે—

"**ચાણસમાં** ચિહું ખંડ જયો, ગુઆલેરે હો મહિમા—મેહ. સં૦ ૨૬"

—પ્રાચીનતીર્થમાળા સંગ્રહ, પૃ. ૭૨ (ય. વિ. ગ્રં. ભા. પ્ર.)

વિક્રમની ૧૮ મી સદીમાં તપાગચ્છમાં થઈ ગયેલા પંન્યાસજી ક્ષમાવિજયજી (ખીમાવિજયજી), જેમણે ૨૨ વર્ષની વયે પં. વૃદ્ધિવિજય પાસે દીક્ષા લીધી હતી, જેઓ ૪૨ વર્ષો ચારિત્ર પાળી ૬૪ વર્ષની વયે અમદાવાદમાં દોશીવાડાના ઉપાશ્રયમાં ચોમાસામાં સંવત ૧૭૮૬ માં આસો શુ. ૧૧ ના સ્વર્ગવાસી થયા હતા. તેમનો નિર્વાણરાસ તેમના શિષ્ય કવિ જિનવિજયજીએ રચ્યો હતો, તેમાં જણાવ્યા પ્રમાણે તેઓ અનેક સ્થળોમાં વિચરતાં **'ચાણસમા** પણ પધાર્યા હતા—

"ખીમાવિજય સિદ્ધપુર મહીસાણા, **ચાણસમે** રાધનપુર સાચોરે રે;
સમીએ સાંતલપુર વારાહી, વાવે અજિત જોહારે રે. ખી૦

—જૈન રાસમાળા ભા. ૧, પ્ર. ૧૯૬૯ અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ, મુંબઇ.
[શ્રી ક્ષમાવિજય નિર્વાણરાસ ઢાળ ૬ ઠી, કડી ૪ મો. દ૦ દેસાઇ સંપાદિત]

## વિક્રમની ૧૯મી સદીમાં

વિક્રમની ૧૯ મી સદીમાં—સં૦ ૧૮૧૪ માં શત્રુંજય—માહાત્મ્ય—બાલાવબોધની ૫૪૧ પત્રવાળી ૧ પ્રતિ, મુનિ કાંતિવિજયજીએ **'ચાણસ્મા'** નગરમાં ભટેવાજીના પ્રસાદથી લખી હતી, તેવો તેના અંતમાં ઉલ્લેખ છે—

"सं० १८१४ माहा व ३ रवौ हीरविजयसूरिशिष्य कल्याण उ० शि साधुविजय ग शि जीवविजय शि प गुणविजय ग शि आणदविजय ग शि देवविजय शि दर्शनविजय शि कांतिविजय लि० चाणसमा नगरे भटेवाजी प्रसादात् ॥" ( આ પ્રતિ બીજાપુરમા છે )

—સદ્ગત સાક્ષર મો દ દેસાઇએ 'જૈન ગૂર્જર કવિઓ' ત્રીજા ભાગના ખડ ૨જામા, પૃ ૧૬૭૮મા તેનો ઉલ્લેખ દર્શાવ્યો છે

વિક્રમની ૧૯ મી સદીમા–સ૦ ૧૮૨૮ મા 'ચાણસ્મા' નગરમા શ્રી શ્રીમાલી જ્ઞાતિના વૃદ્ધશાખાના સદ્ગૃહસ્થે બૃહત્તપાગચ્છના ભટ્ટારક શ્રી વિજયધર્મસૂરિશ્વરના રાજ્યમા પચતીર્થપટ્ટ કરાવ્યો હતો, તેના પર તેવો ઉલ્લેખ છે—

"स, १८२८ वर्षे फाल्गुन सुदि २ भृगुवासरे श्रीचाणसमा नगरे श्रीश्रीमाली ज्ञातीयवृद्धशाखाया व्य० जीवराज तत्पुत्र माण कुटुम्बयुतेन पचतीर्थपट्टः कारितोऽय बृहत्तपागच्छे भट्टारकश्रीश्रीविजयधर्मसूरीश्वरराज्ये ॥"

—સદ્ગત બુદ્ધિસાગરસૂરિજીના જૈન પ્રતિમાલેખ સગ્રહ ભાગ ૧ લા (પૃ ૨૦ થી ૨૫) મા ચાણસ્માના જૈન દહેરાસરની મુખ્યતયા ધાતુપ્રતિમાઓના લેખો ન ૧૦૧ થી ૧૩૨ પ્રકાશિત થયેલા છે, તેમા 'ચાણસ્મા' નગરના નિર્દેશવાળો માત્ર આ એક લેખ ન ૧૩૨ છે

વિક્રમથી ૧૯ મી સદીમા થઈ ગયેલા કવિ ભાણુવિજયે (તપાગચ્છના વિજયપ્રભસૂરિના અનુયાયી પ પ્રેમવિજયના શિષ્યે) અવ (ઓ)ગણાદમા સ ૦ ૧૮૩૦ મા વિક્રમાદિત્યનો વિસ્તૃત રાસ રચ્યો હતો, તેની સ ૧૮૬૧ મા લખાયેલી ૧૧૮ પત્રવાળી પ્રતિ, વડોદરામા પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મ૦ ના શાસ્ત્રસગ્રહ (ન ૨૨) મા છે, તેના અતિમ ઉલ્લેખ પરથી જણાય છે કે તે 'ચાણસ્મા' નગરમા શ્રી ભટેવા પાર્શ્વનાથજીના પ્રસાદથી પ૦ ભક્તિવિજયજી ગણી દ્વારા લખાયેલી હતી—

"सवत् १८६१ वर्षे मासोत्तममासे वैशाखमासे शुक्लपक्षे चद्रवासरे १२ दिने लखित प भक्तिविजयगणी श्रीचाणसमा नगरे श्रीभटेवा पार्श्वनाथजी प्रसादात् श्रेय ।"



સદ્ગત સાક્ષર મો. દ. દેસાઈએ જૈનગૂર્જર કવિઓ (ત્રીજો ભાગ, ખંડ ૨, પૃ. ૧૩૭–૧૩૮) માં એનો ઉલ્લેખ કર્યો છે.

ઉ૦ વિનયવિયજી અને ઉ૦ યશોવિજયજીએ રચેલ **શ્રીપાલરાસ**ના બાલાવબોધની ૫૧ પત્રવાળી ૧ પ્રતિ, વિક્રમની ૧૯ મી સદીમાં સં. ૧૮૭૮ માં '**ચાણસ્મા**' માં **ભટેવાજી** ના પ્રસાદથી લખાયેલી હતી, જશવિ. ના સંગ્રહની એ પ્રતિ પર એવો ઉલ્લેખ છે—

"सं. १८७८ पो. व. ३ शनि **भटेवाजी**-प्रसादात् **चाणसमा** मध्ये लि. पुण्यविजयगणी पं. दयाविजय ग. पं. ऋषभसा. वाचनार्थं. ॥"

—સદ્ગત સાક્ષર મો૦ દ. દેશાઈએ 'જૈન ગૂર્જર કવિઓ (ત્રીજા ભાગના, રજા ખંડમાં, પૃ. ૧૬૯૨) માં તેનો ઉલ્લેખ દર્શાવ્યો છે.

**ત**પાગચ્છના પં૦ **પ્રેમ**વિજયજીના શિષ્ય કવિ **કાંતિ**વિજયે સં૦ ૧૭૭૫માં રચેલા **મહાબલ**–મલયાસુંદરીના રાસની ૧ પ્રતિ ઝીંઝુવાડામાં છે, તે વિક્રમની ૧૯ મી સદીમાં '**ચાણસ્મા**' મધ્યે વિજયજિનેંદ્રસૂરિરાજ્યે (સ૦ ૧૮૪૧ અને ૧૮૮૮ વચ્ચે) '**ચાણશમે**' ચતુર માસે રહેલા પં૦ **ખં**તિવિજયે (ભ૦ વિજયદેવસૂરિ શિ૦ મહો૦ નયવિજય શિ૦ પં૦ ઉદયવિજય શિ૦ પં૦........ શિ૦ રાજવિજયગણિ શિ૦ પં૦ દેવવિજય શિષ્યે) '**શ્રી ભટેવા પાર્શ્વનાથ**–પ્રસાદાત્' લખેલી જણાવેલ છે.

—સદ્ગત સાક્ષર મો૦ દ૦ દેશાઈએ 'જૈન ગૂર્જર કવિઓ'ના ત્રીજા ભાગમાં, બીજા ખંડમાં પૃ૦ ૧૪૩૮–૧૪૩૯માં તેની નોંધ દર્શાવી છે.

—આ ઉપરથી જણાય છે કે વર્તમાનમાં '**ચાણસ્મા**' નામે જાણીતા ગામને ૧૭મી સદીથી ૧૯મી સદીમાં '**ચાણસ્મા**' તરીકે કવિઓએ, વિદ્વાનોએ ઓળખાવેલું છે, તેને જ ૧૬ મી સદીમાં '**ચાંદ્રસમા**' નામથી પ્રસિદ્ધ કર્યું જણાય છે.

સંવત ૧૪૯૭માં કવિ જિનહર્ષગણિએ રચેલા સં૦ **વસ્તુપાલ** ચરિત્રમાં જણાવ્યા **પ્રમાણે** ભત્રીજા **જૈત્રસિંહે** (પેટલાદના સૂબાએ) મં૦ **તેજપાલ**ના સ્મારક તરીકે **ચંદ્રોન્માનપુર**માં જિનમંદિર, સરોવર, ધર્મશાળા, સત્રાલય આદિ કરાવ્યાં હતાં, એ **ચંદ્રોન્માનપુરને** (ચાણસમા ?) શંકા કરી સદ્ગત સાક્ષર શ્રી મો. દ. દેસાઈએ જૈન સાહિત્યના ઇતિહાસ (પૃ૦ ૩૬૦)માં જણાવેલ છે, તે વાસ્તવિક નથી લાગતું **ચાણસમાનું** પ્રાચીન નામ **ચાંદ્રસમા** વાસ્તવિક જણાય છે.

સં૦ ૨૦૨૨ ચૈત્રી પૂર્ણિમા, વડોદરા } **લા. ભ. ગાંધી**

# સોલંકી સમયનુ સારસ્વત મંડલ

અધ્યાપક હરિપ્રસાદ શાસ્ત્રી એમ એ, પીએચ ડી
ઉપાધ્યક્ષ, ભો જે વિદ્યાભવન, અમદાવાદ-૯

સોલકી સમય એ ગુજરાતના ઇતિહાસનો એક સુવર્ણકાલ છે એની જાહોજલાલીનો ઘણો જશ સોલકી વશના રાજાઓને ઘટે છે એ રાજવશની રાજધાની અણહિલવાડ પાટણ હતી

ત્યાના એ રાજવશના બે કુલ થયા એક, મૂળરાજ અને એના વશજોનું અને બીજુ વાઘેલા વીસલદેવ અને એના વશજોનુ

એમની રાજધાની સરસ્વતી નદીને તીરે વસેલી હતી આથી એની આસ પાસનો પ્રદેશ સારસ્વત દેશ તરીકે ઓળખાતો બનાસકાઠા, સાબરકાઠા અને રેવાકાઠાની જેમ કહીએ, તો એ સરસ્વતી કાઠો કહેવાય

સોલકી રાજ્યમા વહીવટ માટે મડલ નામે વિભાગ પાડવામા આવતા તેમા સારસ્વત દેશની ગણના સારસ્વત, સત્યપુર, ખેટક, કચ્છ, સુરાષ્ટ્ર, દધિપદ્ર, લાટ ઇત્યાદિ અનેક મડલ આવેલા હતા એ સહુમા સારસ્વત મડલ એ સમસ્ત સોલકી રાજ્યની રાજધાની ધરાવતું મડલ હોઈ મુખ્ય અને કેન્દ્રસ્થ સ્થાન ધરાવતું

એની ઉત્તરે સત્યપુર (સાચોર-હાલના જોધપુર પાસે) મડલ, પૂર્વે ખેટક (ખેડા) મડલ, દક્ષિણે સુરાષ્ટ્ર (સૌરાષ્ટ્ર) મડલ અને પશ્ચિમે કચ્છ મડલ આવેલુ હતું

આ મડલમા હાલના મહેસાણા જિલ્લાના ઘણાખરા ભાગનો સમાવેશ થતો તેમ જ એની આસપાસના જિલ્લાઓનો પણ કેટલોક ભાગ સમાતો

મડલનો પેટા-વિભાગ 'પથક' કહેવાતો સારસ્વત મડલના અનેક પથક પાડવામા આવેલા સોલકી રાજ્યના જ્ઞાત અભિલેખોમા એમાના સાત પથકોનો ઉલ્લેખ આવે છે

આ અભિલેખો તામ્રપત્રો પર કોતરાયા છે એમાના ઘણા લેખ કડીમાથી મળેલા છે

અણહિલવાડ અને એની આસપાસનાં ગામોનો અણહિલપાટક પથક જેવો પથક કરાયો હોય, તો તેનો ઉલ્લેખ મળ્યો નથી. જ્ઞાત અભિલેખોમાં અણહિલવાડની નજીકનાં કોઈ ગામોનો ઉલ્લેખ આવ્યો નથી.

આ પ્રદેશની ઉત્તરે વાલૌય પથક હતો. એ પથકમાં જણાવેલાં ગામ બનાસ નદીની પૂર્વે અર્થાત્ દક્ષિણ પૂર્વે આવેલાં છે. આ પથકનું વડું મથક વાલૌય તે હાલનું બાલવા હોવા સંભવ છે.

આ ગામો હાલ પાટણ તાલુકાના ઉત્તર ભાગમાં છે. વાલૌય પથક બનાસ અને સરસ્વતી નદીની વચ્ચે આવ્યો હોવાનું માલૂમ પડે છે. આ પથકનો ઉલ્લેખ ભીમદેવ બીજાના સં. ૧૨૮૮ના દાનપત્રમાં આવે છે.

અણહિલપાટક પ્રદેશની દક્ષિણે ગંભૂતા પથક હતો. એનું વડું મથક ગંભૂતા તે હાલ ચાણસ્મા તાલુકામાં મોઢેરા પાસે આવેલું ગાંભૂ ગામ છે. મૂળરાજ પહેલાના સમયના સ૦ ૧૦૪૩ના દાનપત્રમાં મોઢેરકના ૭૫૦ ગામોનો સમૂહ ગણાવ્યો છે, જેમાં વાયવ્યે કંબોઈ સુધીનાં ગામોનો સમાવેશ થતો. ગંભૂતા પથકનો રીતસર ઉલ્લેખ મૂલરાજ બીજાના સં. ૧૨૩૨ના તામ્રપત્રમાં મળે છે. એમાં બાંભણવાડા અને કારોડા ગામનો ઉલ્લેખ આવે છે. એ હાલ ચાણસ્મા તાલુકામાં આવેલાં છે.

ભીમદેવ બીજાના વિ. સં. ૧૨૬૩ના તામ્રપત્રમાં ગંભૂતા પથકના (ઇંદિલા) ગામનું દાન દીધાની હકીકત આપી છે અને એની આસપાસ દેલવાડા (દેલવાડા), કાલ્હરી (કાલરી), દોષદેવતિ, ધારીયાવલિ (ધારિયાલ) ગામ જણાવ્યાં છે.

જયંતસિહના વિ. સં. ૧૨૮૦ના દાનપત્રમાં વર્દ્ધિપથકના સાંપાવાડા ગામનું તથા ગંભૂતા પથકના શેષદેવતિ ગામમાંના ડોડિયા પાટકની ભૂમિનું દાન નોંધેલું છે.

ડોડિયાપાટક તે હાલનું ડોડીવાડા છે. એની આસપાસ આવેલાં ગામોમાં ઇટિલા, કાલ્હરી (કાલરી), ફીંચડી (ફેચડી) અને બહિચર (બેચરાજી) ગામ જણાવ્યાં છે. આમાંનાં ઘણાં ગામ **ચાણસ્મા** તાલુકાના નૈર્ઋત્ય ભાગમાં આવેલાં છે.

સિદ્ધરાજ જયસિહના સં. ૧૧૯૩ના અને કુમારપાલના સં. ૧૨૦૧ના દાનપત્રમાં ગંભૂતા પથકના ભડાણા તથા સંવત્સર નામે ગામનો ઉલ્લેખ આવે છે. આ ગામોનો સ્થળનિર્ણય થયો નથી.

કર્ણદેવ ૧લાના દાનપત્રમા સૂનક ગામનો ઉલ્લેખ આવે છે એની આસ પાસના ગામોમા ડાભી તથા સડેર ગામ જણાવ્યા છે સૂનક અને ડાભી હાલ સિદ્ધપુર તાલુકાના દક્ષિણ-પશ્ચિમ ભાગમા છે જ્યારે સડેર પાટણ તાલુકાના દક્ષિણ પૂર્વ ભાગમા આવેલુ છે કર્ણદેવના દાનપત્રમા સૂનકને આનદપુર (વડ નગર)ને લગતા ૧૨૬ ગામોના સમૂહમા આવેલુ જણાવ્યુ છે, પરતુ એ અને આસપાસના ગામો પછી ગભૂતા પથકમા ગણાયા હોવા સભવ છે

ગભૂતા પથકની દક્ષિણ-પશ્ચિમે વર્દ્ધિ-પથક હતો મૂળરાજ ૧લાના સમયમા એને વર્દ્ધિ-વિષય કહેતા એની અદર આવેલા મણ્ડલી ગામમા મૂલનાથદેવનુ મદિર હતું એ દેવનુ નામ મૂલદેવના નામ પરથી પડયુ લાગે છે

જયતસિંહના સ ૧૨૮૦ના, ભીમદેવ બીજાના સ ૧૨૮૭ તથા ૧૨૯૫ અને ૧૨૯૬ના તેમજ વીસલદેવના સ ૧૩૧૭ના દાનપત્રમા જણાવેલા દાન વર્દ્ધિ-પથકને લગતા છે આ પથકનુ વડુ મથક મણ્ડલી હતુ એ વીરમગામ પાસે આવેલુ માડલ છે વીરમગામને ત્યારે 'ધૂસડી' કહેતા

ત્યા વાઘેલા સોલકી રાણા લવણપ્રસાદના પુત્ર રાણા વીરમે વીરમેશ્વર તથા સૂમલેશ્વરના મદિર બધાવ્યા હતા આ વીરમ તે વીસલદેવનો નહિ પણ વીરધવલનો ભાઈ હતો 'વીરમેશ્વર' નામ એના નામ પરથી પડયુ હાલનુ 'વીરમગામ' નામ પણ એ રાણા વીરમના નામ પરથી પડયુ લાગે છે

'સમલેશ્વર' નામ રાજા ભીમદેવ બીજાના મહારાણી સૂમલદેવીના નામ પરથી છે ભીમદેવની બીજી રાણી લીલાદેવીએ લીલાપુરમા પોતાના પતિના અને પોતાના નામે ભીમેશ્વર તથા લીલેશ્વર મદિર બધાવેલા લીલાપુર ગામનુ નામ પણ રાણી લીલાદેવીના નામ પરથી પડયુ લાગે છે એ ગામને કરીશ (કરેલા) અને માલકતરિ (માલિકા)ની વચ્ચે આવેલુ જણાવ્યુ છે લીલાપુર, કરેલા અને માલિકા હાલ વીરમગામ તાલુકાની દક્ષિણ-પશ્ચિમે સુરેન્દ્રનગર જિલ્લાના લખતર તાલુકામા આવેલા છે ત્યારે આ ગામોનો સમાવેશ વર્દ્ધિ પથકમા થતો હશે

સોલકી રાણ લૂણપસાકે અર્થાત્ વાઘેલા સોલકી રાણ લવણપ્રસાદે સલખણપુરમા પોતાના પિતા આનલ (આનાક) ના નામ પરથી આનલેશ્વરનુ અને પોતાના માતા સલખણદેવીના નામ પરથી સલખણેશ્વરનુ મદિર બધાવ્યુ હતુ

સલખણપુરનું નામ સ્પષ્ટઃ સલખણદેવીના નામ પરથી પડ્યું છે. એ ગામની નજીકમાં આવેલ સાંપાવાડા ગામને વર્દ્ધિપથકમાં ગણાવેલું છે, તેથી સલખણ-પુર પણ ત્યારે એ પથકમાં ગણાતું હશે.

સાંપાવાડા ચાણસ્મા તાલુકાના પશ્ચિમ ભાગમાં રૂપેણ નદીની ઉત્તરે આવેલું છે. એની આસપાસ જણાવેલાં ખાંભિલ (ખભેલ), આદિવાડા (આડી-વાડા), સલખપુર (શંખલપુર) હાંસલપુર અને ફીંચડી (ફેચડી) હાલ ચાણસ્મા તાલુકાના નૈઋત્ય ભાગમાં આવેલાં છે.

એની નજીકમાં શેષ દેવતા અર્થાત્ ડોડિયાપારક (ડાડીવાડા) અને સૂરયજ (સૂરજ) પણ એટલામાં આવેલાં છે. હાજાયાણી (નવિયાણી) હાંસલપુરની નજીકમાં છે. આ પરથી હાલના ચાણસ્મા તાલુકાનો કેટલોક ભાગ સોલંકી સમયમાં વર્ધિપથકમાં ગણાતો હોવાનું માલૂમ પડે છે.

એની દક્ષિણે રાજસીયાણા (રખિયાણા) અને એની આસપાસનાં દાલઉદ્ર (દાલોદ), ઢેઢવસણ (ઢેઢાસણા), રીવડી (રીખડી), લઘુ ઉભાડા (નાનું ઉભડા) અને મંડલી (માંડલ) હાલ વીરમગામ તાલુકામાં ગણાય છે. ત્યારે એ ગામ વર્દ્ધિપથકમાં ગણાતાં.

ઘૂસડી (વીરમગામ) અને એની આસપાસનાં ત્રિહટિ (ગેટ), કુષલોડ (ઉખલોડ), ભોજુયા (ભોજવા), નીલછી (નીલકી), કાંલીયાણા અને ડુચાણા (ડુચાણા) પણ વર્દ્ધિપથકમાં હતાં અને હાલ વીરમગામ તાલુકામાં છે.

આમ વર્ધિપથકનો દક્ષિણ ભાગ આશાપલી (અમદાવાદ) થી બહુ દૂર ન હતો. વીસલદેવના સં૦ ૧૩૧૭ ના દાનપત્રમાં વર્ધિપથકમાંની મંડલીમાં અધિકાર ધરાવતા રાણા સામંતસિંહે આશાપલ્લીમાં બ્રહ્મભોજનનો પ્રબંધ કરેલો.

એ દાનપત્રમાં મેહુણા અને એની આસપાસનાં ગામોનો ઉલ્લેખ આવે છે. આ ગામ તે હાલના સમી તાલુકાનુ મેયના છે.

એની બાજૂનાં ગામોમાં ચૂન્નરિ (ચંદુર), રઉની (રૂણી), ખાંડિહા (ખંડિયા), સુહાલડા (સુશિયા), પલ્લકિકા (પાડવા), દૂધુખા (દૂધુખા) અને નાયકા ઓળખી શકાય છે. આ પરથી વર્ધિપથકનો વિસ્તાર ઉત્તરે હાલના સમી તાલુકા સુધી હોવાનું માલૂમ પડે છે.

વર્ધિપ્રદેશને હાલ વઢીયાર કહે છે.

પાલણપુરમા મળેલા સ૦ ૧૧૨૦ ના તામ્રપત્રમા ધાણુદાહાર પથકનો અને એમાના વરણાવાડા ગામનો ઉલ્લેખ આવે છે એ દાનપત્ર ભીમદેવ ૧ લાના સમયનુ છે ધાણુદ એ પાલણપુરની પૂર્વે દસ માઇલ પર આવેલુ ધાણુદા ગામ છે વરણાવાડા (વરણવાડા) એની દક્ષિણે આવેલુ છે ધાણુદ એ ધાણુદ પથક ઉપરાત ધાણા આહારનુ ય વડુ મથક હતું

આહાર એ મડલથી નાનો અને પથકથી મોટો વહીવટી વિભાગ હતો ધાણુદાહારપથક વાલૌય પથકની પૂર્વે આવેલો જણાય છે હાલ એ પ્રદેશ બનાસકાઠા જિલ્લાના દક્ષિણ ભાગમા આવેલો છે

એની દક્ષિણે વિષય પથક આવેલો હતો એનો ઉલ્લેખ ત્રિભુવનપાલના સ૦ ૧૨૯૯ ના દાનપત્રમા આવે છે એમાના ભાષર ગામની આસપાસ કુરલી, દાસયજ, ત્રિભુ, અરઠઉર, ઉઝા અને કાબલી ગામ હતા આ ગામ હાલના ભાખર, કરલી, દાસજ, તરભ, એઠોર, ઉઝા અને કાબલી છે એમાનુ તરભ વીસનગર તાલુકામા છે, જ્યારે બાકીના બધા સિદ્ધપુર તાલુકાના દક્ષિણ ભાગમા છે

આ પથક ગભૂતા પથકની પૂર્વે હોવાનુ માલૂમ પડે છે આ પથકનુ વડુ મથક જાણવા મળ્યુ નથી શ્રી સ્થલ–સિદ્ધપુર આ પથકમા આવેલુ જણાય છે એ અગાઉ વિષયનુ વડુ મથક હશે ? ને પછી એનુ નામ લુપ્ત થતા એ પથક ‘ વિષય પથક ’ કહેવાયો હશે ?

વિષય પથકની દક્ષિણે દડાહી પથક હતો ભીમદેવ બીજાના સ૦ ૧૨૫૬ ના દાનપત્રમા મહિમાણા (મહેસાણા) નો ઉલ્લેખ આવે છે ત્યાય આનલેશ્વર દેવ મદિર હતું

વર્ધિ પથકનું કડા એની પૂર્વે નવ માઈલને અતરે આવેલુ છે તે હાલ વીસનગર તાલુકામા છે એની નજીકનુ ડોહલિકા (ડેલા) મહેસાણા તાલુકામા છે

યુવરાજ ચામુડરાજના વિ સ૦ ૧૦૩૩ ના દાનપત્રમા જણાવેલ વડ્ડણ શર્મકીય (વડમમા) અને એની બાજૂના લાઘણઈજ્ય (લાઘણજ) તથા જોરનષ (જોરનગ) હાલ મહેસાણા તાલુકામા હોઈ એ સમયે આ પથકમા આવ્યા હશે

ત્રિભુવનપાલના દાનપત્રમા વિષયપથકના ભાષર ગામ ઉપરાત દડાહી પથકના રાજપુરિ ગામનું દાન નોધ્યુ છે એ કડી તાલુકાનુ રાજપુર છે એની આસપાસ કૂલાવસતા (ઝુલાસણ), ડાગરૌઆ (ડાગરવા), ચડાવસતા (ચડાસણ),

ઈંદ્રાવડ (ઇંદરાડ), આહીરાણા (ઈરાણા), સિરસાવિ (સરસાવ), ઊંટઊયા (ઊંટવા), નંદાવસણ (નંદાવસણ) અને કુઈયલ (કૈયાલ) જણાવેલ છે. આ બધાં ગામ કડી તાલુકાના ઉત્તર ભાગમાં આવેલાં છે.

આમ દંડાહી પથકનો વિસ્તાર ઉત્તરે મહેસાણા તાલુકાથી માંડી દક્ષિણે કડી તાલુકા સુધી હોવાનું માલૂમ પડે છે.

દંડાહી પથકની દક્ષિણે ચાલીસા પથક હતો. એનો ઉલ્લેખ ભીમદેવ બીજાના વિ. સં૦ ૧૨૮૨ ના દાનપત્રમાં આવે છે. એમાં નતાઉસી ગામ અને એની આસપાસ ઓંકુરાલ, અવયાણિજ, ચુયાંતિજ અને વડસર ગામ જણાવ્યાં છે.

કલોલ તાલુકામાં વડસર ગામ છે. એની નજીકમાં સાંતેજ ગામ છે તે ચુયાંતિજ હોઈ શકે. કલોલ તાલુકાની પૂર્વે આવેલા દસક્રોઈ તાલુકાના પશ્ચિમ ભાગમાં ઓગણજ ગામ છે તે અવયાણિજ હોવાનું માલૂમ પડે છે. એ ગામનું નામ તામ્રપત્રના સંપાદકે 'અવયાણિજ' વાંચ્યું છે, પરંતુ એનો ખરો પાઠ 'અવઘાણિજ' હોવો જોઈએ.

આ ગામોની નજીકમાં નતાઉલી જેવા નામનું કોઈ ગામ નથી, પરંતુ તે સ્થલે દંતાલી નામે ગામ આવેલુ છે. આ પરથી મને લાગે છે કે 'નતઉલી' ને બદલે ખરો પાઠ 'દંતાઉલી' હોવો જોઈએ. તામ્રપત્ર કે તેનો ફોટો ઉપલબ્ધ નથી, નહિતો બંને નામોની સૂચિત પાઠશુદ્ધિની ખાતરી કરી શકાત. દંતાલીની પૂર્વે કે ઉત્તરે ઓંકુરાલ જેવા નામનું કોઈ ગામ હાલ નથી. એની ઇશાને આવેલું જશપુર ઓંકુરાલનું સ્થળ સૂચવતુ હોવા સંભવે છે. એ પ્રાચીન ગામ અથવા એનું અસલ નામ હાલ લુપ્ત થયું લાગે છે.

આ ગામો અમદાવાદ અને કલોલની વચ્ચે આવેલ અડાલજ–ખોડિયારની પશ્ચિમે આવેલાં છે. આ પરથી ચાલીસા પથકનો વિસ્તાર એ સમયે આશાપલીની એકદમ નજીક હોવાનું માલૂમ પડે છે. ચાલીસા પથકનું નામ ચાલીસા જેવા વડા મથકના નામ પરથી પડ્યું લાગતું નથી, પરંતુ આ પથક ચાલીસ ગામના સમૂહનો બનેલો હશે અને હાલના ચોર્યાસી તાલુકાની જેમ તે ચાલીસા પથક કહેવાયો હશે.

આમ સોલંકી સમયનું સારસ્વત મંડલ ઉત્તરે હાલના પાલણપુરથી દક્ષિણે લગભગ અમદાવાદ સુધી અને પશ્ચિમે સમી, લખતર અને વીરમગામ તાલુકાથી પૂર્વે સિદ્ધપુર અને વીસનગર તાલુકા સુધી વિસ્તૃત હતું.



# 卐 દેવાલય સ્થાપત્ય 卐 વિજ્ઞાન

લેખક પડિત ભગવાનદાસ જૈન

ભારતીય પ્રાચીન સસ્કૃતિઓમા વાસ્તુસ્થાપત્ય કળા એ મહત્વનુ અગ માનવામા આવે છે તેમા દેવાલય સ્થાપત્ય કળા તો અધિક શ્રેષ્ઠતર માનવામા આવે છે દેવાલય શા માટે બનાવવામા આવે છે તેના માટે વાસ્તુશાસ્ત્રકાર લખે છે કે—

'सुरालयो विभूत्यर्थं भूषणार्थं पुरस्य च ।
नराणा भुक्तिमुक्त्यर्थं सत्यार्थं चैव सर्वदा ॥
लोकाना धर्महेतुश्च क्रीडाहेतुश्च स्वर्भुवाम् ।
कीर्तिरायुर्यशोऽर्थं च राज्ञा कल्याणकारक ॥' (अप सू ११५)

મનુષ્યોના આશ્ચર્યની વૃદ્ધિ માટે, નગરના આભૂષણરૂપ શોભાને માટે, મનુષ્યોને અનેક પ્રકારની ભોગસામગ્રી અને મુક્તિને આપનાર હોવાથી, સત્યની સદા પૂર્ણતાને માટે, મનુષ્યોને ધર્મના કારણભૂત હોવાથી, દેવોને ક્રીડા કરવાના સ્થાનરૂપ હોવાથી, કીર્ત્તિ, આયુષ્ય અને યશને વધારનાર હોવાથી અને રાજાઓને કલ્યાણકારક હોવાથી દેવાલય બધાવવામા આવે છે

'प्रासादो वीतरागस्य पुरमध्ये सुखावह ।
नृणा कल्याणकारी स्या–च्चतुर्दिक्षु प्रकल्पयेत् ॥' (प्रासादमडन–अ ८)

વીતરાગદેવોના પ્રાસાદો નગરમા હોય તો સુખકારક છે અને તે મનુષ્યોના કલ્યાણ કરનારા છે, તે માટે તેને ચારે દિશામા બનાવવા જોઇએ

પ્રાચીન આચાર્યોએ દેવાલય નિર્માણના અનેક ગ્રથોની રચના કરેલી છે જેમકે—અપરાજિત પૃચ્છા, સમરાગણ સૂત્રધાર, પ્રાસાદ મડન, દીપાર્ણવ, વૃક્ષાર્ણવ, ક્ષીરાર્ણવ, વાસ્તુસાર પ્રકરણ, પ્રાસાદમજરી આદિ આમા કેટલાક ગ્રથો પ્રકાશમા આવી ગયા છે તે વાચવાથી જણાઇ આવે છે, કે કેટલાક

દેવાલયો આ શાસ્ત્રના નિયમ મુજબ બનેલા ન હોવાથી ત્યાંની સ્થિતિ અવનતિ ઉપર આવી ગયેલી છે. જેથી શાસ્ત્રના નિયમાનુસાર નિર્દોષ દેવાલય બનાવવામાં આવે તો તે સ્થાન ઉન્નતિ પર આવી શકે છે. તે ઘણે ઠેકાણે પ્રત્યક્ષ છે.

દેવાલયના પ્રત્યેક અંગ વિભાગમાં દેવોનો નિવાસ માનવામાં આવે છે.

જેમકે—ખરશિલામાં વરાહદેવ, ભીટમાં નાગદેવ, કુંભામાં જલદેવ, પુષ્પકંઠમાં કિન્નરદેવ, જાડચકુંભમા નદીદેવ, કણિકાઓમાં હરિદેવ, ગજપીઠમાં ગણેશ, અશ્વપીઠમાં અશ્વિનીકુમાર, નરપીઠમાં નરદેવ, ખૂરામાં પૃથ્વીદેવ, ત્રણે ભદ્રોના કુંભામાં સંધ્યાદેવ, કલશમાં પાર્વતીદેવી, કેવાળમાં ગાંધર્વ દેવ, માંઝીમાં સરસ્વતી દેવી, જંઘામાં દિક્પાલો, ડોઢીઆમાં ઇંદ્રિ, ભરણીમા સાવિત્રીદેવી, શિરાવટીમાં ભારાધાર નામની દેવી, કેવાળમાં વિદ્યાધરો, અંતરપત્રમાં કિન્નરદેવ, છજ્જામાં મેઘકુમારદેવ, બારશાખામાં ચંદ્ર અને સૂર્ય, ઓતરંગમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ, ઉંબરામાં યક્ષો, અર્દ્ધ ચદ્રમા (શંખાવટીમાં) અશ્વિનીકુમાર, કોળીમાં ધરાધારદેવ, પાટડામાં ક્ષિતિદેવ, સ્તભોમાં પર્વતદેવ, ઘૂમટમાં આકાશદેવ, ગભારામાં સ્વદેવ, પાણી નીકળવાની નાળીમાં ગંગાજી, શિખરના ઉરૂશ્રૃંગોમાં બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય, ઈશ્વર અને સદાશિવ એ પાંચ દેવ, શિખરમાં ઈશ્વરદેવ, શિખામાં ઇંદ્ર, ગ્રીવામાં અંબરદેવ, આમલસારમાં ચંદ્રદેવ, પદ્મપત્રમાં પદ્માક્ષદેવ, કલશમાં સદાશિવ, ખુણાઓમાં સદ્યદેવ, પઢરામાં માનદેવ, રથિકામાં અઘોર, ઉપરથમાં સત્પુરૂષ અને નદીઓમાં ઈશ, આ પ્રમાણે નવીન બંધાય ને તૈયાર થયેલા દેવાલયના દરેક અંગોમાં દેવોનો વિન્યાસ કરીને પૂજન કરવામાં આવે છે. અને ત્યાર પછી આખા દેવાલયનો અભિષેક થાય છે. આ પ્રમાણે દેવાલયને પવિત્ર બનાવીને પછી ગર્ભગૃહમાં દેવની પ્રતિષ્ઠા કરવામાં આવે છે. કે જેના દર્શન પૂજનથી આત્મા નિર્મલ બની જાય છે, તથા ધર્મ, અર્થ, કામ, અને મોક્ષની પ્રાપ્તિ થાય છે. આવા પવિત્ર દેવાલયને બંધાવવાનું ફલ શાસ્ત્રકાર ફરમાવે છે કે—

" कोटिघ्नं तृणजे पुण्यं मृण्मये दशसगुणम् ।
ऐष्टके शतकोटिघ्नं शैलेऽनन्तं फलं स्मृतम् ॥" (प्रा. मं. अ. ८.)

દેવાલય ઘાસનું બનાવે તો કરોડગણું, માટીનું બનાવે તો દશ કરોડગણું, ઈંટનું બનાવે તો એકસો કરોડગણું અને પત્થરનું બનાવે તો અનન્તગણુ પુણ્ય

મળે છે તથા તે ઘણુ જીર્ણ થઈ ગયુ હોય તેનો જીર્ણોદ્ધાર કરાવવામા આવે તો ઉપરના ફલ કરતા આઠ ગણું ફલ વધારે મળે છે—

'वापाकूपतडागानि प्रासादभवनानि च ।
जीर्णायुद्धरते यस्तु पुण्यमष्टगुण लभेत् ॥' (प्रासादमडन अ ८)

વાવડી, કૂવા, તલાવ, પ્રાસાદ અને દેવભવન જીર્ણ થઇ ગયા હોય તેનો જીર્ણોદ્ધાર કરવાથી નવીન બનાવવાના ફલ કરતા આઠગણુ પુણ્ય વધારે મળે છે જેથી નવીન બધાવતા પહેલા તે સ્થાનમા રહેલ જીર્ણ દેવાલયનો જીર્ણોદ્ધાર અવશ્ય કરાવવો જોઇએ

આવા પવિત્ર દેવાલય બાધનાર શિલ્પીઓનો આદરભાવ રાખવો જોઇએ અને પૂર્ણ બધાઈ ગયા પછી દરેક શિલ્પીઓને ઇનામ બક્ષીસ આપીને સતોષિત કરવા જોઇએ જેથી શિલ્પીઓ દેવાલય બધાવનારને અક્ષય પુણ્ય પ્રાપ્તિનો આશીર્વાદ આપે છે—

'पुण्य प्रासादज स्वामी प्रार्थयेत् सूत्रधारत ।
सूत्रधारो वदेत् स्वामिन् अक्षय भवतात् तव ॥'

દેવાલય બધાવનાર સ્વામી સૂત્રધાર (શિલ્પી)ની પાસે દેવાલય બાધવાના પુણ્યની પ્રાર્થના કરે ત્યારે સૂત્રધાર આશીર્વાદ આપે કે, હે સ્વામિન્! દેવાલય બાધવાનું તમારૂ પુણ્ય અક્ષય થાય

જ્યા સુધી દેવાલય નિર્માણ સબધના પુસ્તકો પ્રકાશમા આવેલ નહી હતા, ત્યારે શિલ્પીઓ એક બીજા શિલ્પીઓની દેખાદેખી કાર્ય કરતા હતા, તે કારણથી દેવાલયોમા અનેક પ્રકારની ભૂલો રહી જવા પામી છે તે અવનતિનું કારણ જણાઇ આવે છે જેથી શાસ્ત્રકાર કેટલીક મુખ્ય મુખ્ય ભૂલોનુ વર્ણન નીચે પ્રમાણે કર છે—

(૧)—પવિત્ર દેવાલયની આશાતના થાય નહીં, તે માટે દેવાલયની ચારે તરફ છૂટી જગ્યા રાખવી જોઇએ તે દેવાલયનો જગતી પીઠ કહેવામા આવે છે–તે જગતી કેટલી રાખવી? આ બાબતમા ઠક્કર ફેરૂ વિરચિત વાસ્તુસાર પ્રકરણ (અધ્યાય ૩ ગાથા ૪૮)મા લખે છે કે—

'जगई पासायंतरि रसगुणा पच्छा नवगुणा पुरओ ।
दाहिणवामे तिउणा इअ भणिअं खित्तमज्झत्थं ॥'

જગતી એટલે દેવાલયની મર્યાદિત ભૂમિ, તે દેવાલયની પાછળ છગુણી, આગળના ભાગમાં નવગુણી, ડાબી અને જમણી તરફ ત્રણ ત્રણગુણી રાખવી.

આજકાલ નવીન બંધાતા કેટલાક દેવાલયોમાં જગતી જોવામાં આવતી નથી. જેથી શિખરની છાયા બીજે કે ત્રીજે પ્રહર કોઈ મકાન ઉપર પડે તે મકાનનો અને ઘરની છાયા દેવાલય ઉપર પડે તો દેવાલયનો ઉદય થતો નથી. આવા કારણે છાયા એક બીજા ઉપર પડે નહિ, જેથી જગતી અવશ્ય રાખવી જોઇએ.

૨—દેવાલય બંધાવતી વખતે તેના આય, વ્યય, ગણ, રાશિ, અંશ, તારા, અને નક્ષત્ર આદિનુ ગણિત કરીને પદ મેળવવું જોઇએ. તે પ્રાયઃ શિલ્પીઓ પ્રારંભમાં મેળવે છે. કદાચ તેઓ ભૂલ કરે તો લાભને બદલે હાનિ થાય છે.

૩—દેવાલયની પીઠ પ્રાસાદના વિસ્તારના અર્દ્ધ ભાગે ઉદયમાં કરે તો ઉત્તમ પીઠ, આ ઉત્તમ પીઠના ચાર ભાગ કરીને ત્રીજે ભાગે ઉદયમાં કરે તો મધ્યમ અને બીજે ભાગે ઉદયમાં કરે તો કનિષ્ઠ પીઠ માનવામાં આવે છે. આજે ત્રણ પીઠના માન વાળી દેવાલયની પીઠ બહુ જ ઓછી જોવા મળે છે.

૪—દેવાલયના બધાં દ્વાર મુખ્ય ગર્ભગૃહના દ્વારના માપના હોવા જોઇએ અને બધાંના મથાળા એક સૂત્રમાં રાખવા જોઇએ.

૫—મૂળનાયક ભગવાનની સૌમ્ય દૃષ્ટિનો દેવાલયની ભીંતમાં અવરોધ થવો જોઇએ નહિ. પરંતુ દેવાલયની બહાર નગર ઉપર દૃષ્ટિ પડવી જોઈએ, જેથી તે નગરનો ઉદય થયા કરે.

૬—દેવાલયના પ્રવેશ દ્વાર સામે જાહેર રસ્તો હોવો જોઇએ. જેથી પ્રવેશ દ્વારની સામે ભીંત કે અન્ય દેવાલય આદિ વેધનો દોષ રહેતો નથી.

૭—મૂળનાયક ભગવાનની દૃષ્ટિ દરવાજાના ચોસઠ ભાગ કરીને પંચાવનમા ભાગમાં દૃષ્ટિ રાખવી શ્રેષ્ઠ છે. પણ ઘણે ઠેકાણે પંચાવન અને છપ્પનની સંધિમાં રાખેલી જોવામાં આવે છે, તે અશુદ્ધ છે.

૮—ગર્ભગૃહની બાહર પાણી નીકળવાની નાળી હોય છે. તે દેવાલયની નાભિ કહેવાય છે. તે કેટલાક દેવાલયોમાં જોવામાં આવતી નથી. તેના દોષથી શાસ્ત્રકાર લખે છે કે **नालीहीने धनक्षयः** નાળી ન હોય તો ધનની હાનિ થાય છે.



૯—દ્વાર માનથી ઓછુ હોય તો નેત્રનો રોગ કરે થાભલાઓ બરાબર પદમા રાખેલા ન હોય તો મહારોગ ઉત્પન્ન થાય થાભલાઓના ઉદયમા અને વિસ્તારમા ન્યૂનાધિક હોય તો કરનારને હાનિ થાય પ્રાસાદની પીઠ ઓછી હોય તા હાથી, ઘોડા, ગાડી આદિ વાહનનો વિનાશ થાય, દેવાલયના રથ ઉપરથ આદિ અગ ઓછા માનના હોય તો પ્રજાને પીડા થાય કોણાનુ માન ઓછુ હોય તો કરનાર અને કરાવનાર બન્નેને હાનિકારક થાય શિખર માપમા ઓછુ હોય તો સતતિ અને ધનની હાનિ થાય અને માપથી અધિક લાબુ હોય તા કુલનો વિચ્છેદ થાય ઇત્યાદિ દોષો જાણવા, માટે જુઓ પ્રાસાદ મડન અધ્યાય આઠ (શ્લોક ૨૨ થી ૨૭)

૧૦—પ્રાચીન દેવાલયોના ગભારાઓ પ્રકાશ વિનાના અધકારમય જોવામા આવે છે ત્યારે આજકાલ ગભારા ઉજાશવાળા જોવામા આવે છે, તેને ભિન્ન દોષવાળા કહેવામા આવે છે—

'भिन्नदोषकर यस्मात् प्रासादमठमंदिरम् ।

मूषाभिर्जालकैर्द्वारैं रश्मिवातै प्रभेदितम् ॥ (प्रासादमडन—अ ८—१७)

દેવાલય મઠ અને ઘર તેના ગર્ભગૃહમા જાલી અથવા દરવાજાથી સૂર્યની કિરણો અને વાયુનો પ્રવેશ થતો હોય તો તે ભિન્ન દોષકારક મનાય છે આવા દોષકારક સ્થાનો ઉદય થતો નથી

૧૧—કેટલાક દેવાલયોમા દરવાજાનો ઉબરો નીચો ઉતરેલો હોય છે તેની સાથે સ્તભની કુભીઓ પણ નીચી ઉતારેલી જોવામા આવે છે આ અશાસ્ત્રીય ગણાય છે

શાસ્ત્રમા દેવાલયની ભીંતના કુભીના થર બરોબર મણીની સ્તભની કુભીઓ રાખવી અને કુભીના ઉદયના માનનો ઉબરો રાખવો એવો સામાન્ય નિયમ છે પણ ગભારામા પ્રવેશ અને નિર્ગમમા અડચણ પડતી હોય તો ઉબરાનો અર્ધો ભાગ, ત્રીજો ભાગ અથવા ચોથો ભાગ ઓછો કરી શકાય છે એ વિશેષ નિયમ છે આ વિશેષ નિયમને અનુસાર ઉબરો ઓછો કરવામા આવે ત્યારે સ્તભની કુભીઓ ઓછી કરવી નહિ જોઇએ કેમકે કુભીઓ બરોબર ઉબરો રાખવાનું શાસ્ત્રોમા કહ્યુ છે તો ઉબરો કુભીની બરોબર વિશેષ નિયમાનુસાર કદાચ ન પણ રાખીએ ત્યારે કુભીઓ ઉબરાની બરોબર નીચી ઉતારી શકાય નહિ અને ભૂલ થાય નહિ માટે શાસ્ત્રકાર સ્પષ્ટ લખે છે કે—

'उदुम्बरोने कृते कुंभीं, स्तंभं कुर्याच्च पूर्वकम् ।
सान्धारे चनिरंधारे कुंभीकृतमुदम्बरम् ॥ (क्षीरार्णवे अ. १०८, श्लो. ८)

ઉંબરો જ્યારે ઓછો કરવામાં આવે ત્યારે કુંભી અને સ્તંભનું માન પહેલાના માને રાખવુ, ઓછું કરવું કરવું નહિં. બાકી સામાન્ય નિયમ એવો છે કે પરિક્રમાવાલા અને વિના પરિક્રમાવાળા બન્ને જાતના દેવાલયોમાં કુંભીની બરોબર ઉંબરો રાખવો જોઈએ.

જો સ્થંભની કુંભીઓ ઉંબરા બરોબર ઓછી કરવામાં આવે તો સ્તંભની લંબાઈ ન વધારવી પડે તે અશાસ્ત્રીય ગણવામાં આવે છે.

૧૨—ભગવાનનું સ્નાત્રજલ જે પ્રાસાદની નાલી વડે બહાર નીકળવું જોઇએ. તે આજકાલ પબાસણ નીચે ગોખલો રાખી તેમાં વાસણ મુકેલું હોય છે તેમાં જાય છે. જેથી નાલી નિરૂપયોગી જણાયાથી નાળી રાખતા પણ નથી. આથી ધનની હાનિ થાય છે. અને પવિત્ર સ્નાત્ર જલનો કોઈ મનુષ્યને સદુપયોગ (આંખે લગાડવું, માથે ચડાવવું અથવા રોગાદિ શાંતિ માટે શરીર ઉપર છંટકાવ કરવો) થઈ શકતો નથી.

૧૩—મંડપમાં મૂર્ત્તિઓ ચારે દિશામાં સ્થાપિત કરવી જોઈએ નહિ. આપણે ચૈત્યવંદન કરવા બેસીએ ત્યારે આપણી પીઠ પાછળ મૂર્ત્તિઓ હોય તો આશાતના થાય. એ માટે મંડપમાં આપણી પીઠ રહે તે દિશામાં મૂર્ત્તિઓ સ્થાપિત કરવી નહિ.

૧૪—કેટલાક પ્રાચીન દેવાલયોમાં પ્રવેશ દ્વાર ઉપર મંડપ બનેલો હોય છે તે ખુલ્લો રાખેલો હોય છે. જેથી મૂલનાયકની દૃષ્ટિનો અવરોધ થતો નથી પણ આજકાલ તે બંધ કરીને તેમાં મૂર્ત્તિઓ રાખવામાં આવે છે. જેથી ભગવાનની દૃષ્ટિ રોકાઈ જાય છે. તે મહાદોષનું કારણ બને છે. જેથી તે ગામનો ઉદય થતો નથી.

ઈત્યાદિ દોષો જે મારા અનુભવમાં આવેલા છે તે જણાવ્યા છે. બાકી એવા દોષો રહેવા પામે નહિ તેવી કાળજી રાખવી જોઇએ. જો દેવાલય શુદ્ધ બનાવવામાં આવે તો અધિક લાભનું કારણ બને છે.



# જૈનદર્શન અને અસ્પૃશ્યતા

લે૰ કપૂરચંદ રણછોડદાસ વારૈયા ૨ જૈન શ્રેયસ્કર મંડળ–પાલીતાણા

જૈનદર્શન મુખ્યત્વે કર્મવાદને માનનાર દર્શન છે વિશ્વતંત્ર કર્મજન્ય વિચિત્રતાને આધારે ચાલી રહ્યું છે કર્મના મુખ્ય આઠ ભેદો છે તેમા એક ગોત્રકર્મ છે ગોત્રકર્મના મુખ્ય બે ભેદો છે (૧) ઉચ્ચગોત્ર અને (૨) નીચગોત્ર નીચકુળમા જન્મ થવો એ પણ કર્મજન્ય છે ઉચ્ચકુળની પ્રાપ્તિ થવી પુણ્યોદયને આભારી છે નીચ કુળમા જન્મ થવો એ પાપોદયને આભારી છે, પુણ્યોદયથી પ્રાપ્ત સામગ્રીનો મદ કરવો ન જોઇએ પોતાનાથી હીન સામગ્રીવાળા ઉપર અસૂયા ન લાવવી જોઇએ એમ જ્ઞાનીપુરુષો ડગલે–પગલે કહી રહ્યા છે, પણ સાથે સાથે દરેકે પોતાની મર્યાદામા રહીને કાર્ય કરવુ જોઇએ, એ પણ નક્કર વ્યવસ્થા છે

આજે કેટલાક ભાઇઓ અજ્ઞાનતાના કારણે કહે છે, કે–" જૈન શાસ્ત્ર ગ્રંથોમા વર્ણવ્યવસ્થા કે સ્પૃશ્યાસ્પૃશ્યત્વ નથી " પણ તેઓની સમજ ભૂલ ભરેલી છે આગમગ્રંથો, પ્રકરણો, ચૂર્ણિઓ અને ટીકા ગ્રંથોમા સ્પૃશ્યાસ્પૃશ્યત્વ અંગેના અનેક ઉલ્લેખો જોવા મળે છે જૈનેતર ગ્રંથોમા પણ સ્પૃશ્યાસ્પૃશ્યત્વ તેમ જ મંદિરપ્રવેશનિષેધ અંગે ઘણા પ્રમાણો મળે છે, તે વિષયના જ્ઞાતા પૂજ્ય પુરુષો પાસેથી કેટલાક પ્રમાણો મેળવી જિજ્ઞાસુવર્ગની જાણ ખાતર અહિ આપવામા આવે છે

## જૈન ગ્રંથોમા આપવામા આવેલ પ્રમાણો

" મૂલ ચાર વર્ણો અને પછીથી તેના સાકર્યથી ( અરસપરસના સમાગમથી ) અનેક જાતિઓ જન્મી છે " ( આવશ્યક નિર્યુક્તિ, અધ્યયન ૧લુ ઉદ્દેશો ૧લો )

( વર્ણવ્યવસ્થા અને જાતિભેદ જેઓ માનવાને તૈયાર નથી તેઓને માટે આ પાઠ બોધરૂપ છે )

" અરિહંત, ચક્રવર્તિ, બળદેવ, વાસુદેવ વગેરે ઉત્તમ પુરુષો ચંડાલ આદિ હલકા કુળમા જન્મ લેતા નથી " (કલ્પસૂત્ર મૂળ–પૃષ્ઠ ૨૨)

( ઉચ્ચ–નીચની વ્યવસ્થા આજની નથી પણ સનાતન છે, એ ઉપરના વાકયથી સાબીત થાય છે )

"સાધુ વગેરે પૂજ્ય પુરુષોની અવહેલના કરવાથી નીચગોત્ર બંધાય છે, અને માતંગ વગેરે હલકા કુળમાં તે ભોગવાય છે."

(ઉત્તરાધ્યયન ચિત્ર-સંભૂતિ અધ્યયન)

(કયા કારણે હલકા કુળમાં ઉત્પન્ન થવું પડે છે, એ પણ સૂત્રપાઠ જણાવે છે.)

"સ્પર્શ્યાસ્પર્શ્ય વ્યવહાર જાળવવામાં ન આવે તો વ્યવહાર દૂષિત થાય છે, વ્યવહારમાં સ્પર્શ્યાસ્પર્શ્યની વ્યવસ્થા માન્ય છે."

(આવશ્યકસૂત્ર મલયગિરિકૃત ટીકા પૃષ્ઠ ૨૭)

"દેવદર્શન કરનારાઓની જે નિંદા કરે છે તે ચંડાળ વગેરે જાતિઓમાં જન્મ લઈને છેવટે નરકમાં જાય છે." (શત્રુંજય માહાત્મ્ય)

"નીચકુળના માણસોને દીક્ષા આપવી, તેના આહારાદિ લેવા, તેના મકાનમાં વસવું, વગેરે જૈન દર્શનમાં નિષિદ્ધ છે." (ઓઘનિર્યુક્તિ પૃષ્ઠ ૧૫૭, ગાથા ૪૪૨)

"ડુંબ, માતંગ, ચંડાળ, ઢેડ વગેરે હમેશના સૂતકી છે, માટે તેની સાથે વ્યવહાર કરવો ન કલ્પે." (વિચાર રત્નાકર પૃષ્ઠ ૧૫૯)

"મનુષ્યો બે પ્રકારના છેઃ-આર્ય અને મ્લેચ્છ. તેમાં પણ જાતિથી આર્ય અને જાતિથી મ્લેચ્છ એમ બે ભેદ છે. યવન-ભિલ્લ-ચંડાળ આદિ જાતિથી મ્લેચ્છ છે." (તત્ત્વાર્થસૂત્ર હારિભદ્રીય ટીકા અ-૩ સૂત્ર-૧૫ પૃષ્ઠ ૧૮૦)

"અશુદ્ધ આચારવાળા માણસો સાથે શ્રાવકોએ સંસર્ગ ન રાખવો, સદાચારી સાથે સંસર્ગ અને સંબંધ રાખવો." (ધર્મબિન્દુ અધ્યયન ૪)

"વિશિષ્ટ જાતિ-કુળમાં જન્મેલાને જ દીક્ષા આપી શકાય, જેની સાથે વિવાહ કરી શકાય તેવા ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલા દીક્ષાના અધિકારી છે."

(ધર્મબિન્દુ અધ્યયન-૪)

દશવૈકાલિક સૂત્રમાં નિષિદ્ધકુળમાં ગોચરી માટે જવાનો સાધુઓને નિષેધ કરેલ છે. નિષિદ્ધ કુળ બે પ્રકારના છે. એક મર્યાદિત કાળના અને બીજા હમેશના અર્થાત્ સદાકાળના. તેમાં પ્રથમમાં જ્યાં વ્યવહાર ચાલુ હોય, છતાં પ્રસૂતિ-મરણ વગેરે કારણે સૂતકવાળા હોય તે, બીજામાં-સદાકાળ જેની સાથે વ્યવહાર ન હોય એવા ઢેડ, ચંડાળ, ડુંબ, ચમાર વગેરે. (દશવૈકાલિકચૂર્ણિ પૃષ્ઠ ૧૭૪)

"જેની સાથે વ્યવહાર ન હોય તેવા કુળમા સાધુ ગોચરી માટે ન જાય"
(દશવૈકાલિક હારિભદ્રીય ટીકા પૃષ્ઠ ૧૬૬)

"જુગિત એટલે નિંદિત કુળો આખી જિંદગી વર્જ્ય છે, તેની સાથે કોઇ પણ જાતનો વ્યવહાર રાખી શકાય નહિં" (નિશીથસૂત્ર ઉદ્દેશો ૪ ગાથા ૧૬૧૦)

"જે સાધુ જુગિત એટલે હલકા કુળમાથી આહાર વગેરે લે, તેને પ્રાયશ્ચિત્ત આવે છે" (નિશીથસૂત્ર ઉદ્દેશો ૧૬)

"જે સાધુ નીચકુળના માણસો પાસેથી વસ્ત્ર વગેરે ગ્રહણ કરે તો તેને પણ પ્રાયશ્ચિત્ત લાગે છે" (નિશીથસૂત્ર ગાથા ૧૬૨૮)

"નીચકુળના મકાનમા રહીને પઠન–પાઠન કરે, ધાર્મિક અનુષ્ઠાનો કરે કે વમે તેને તીર્થંકરની આજ્ઞાનો ભગ કર્યાનુ પાપ લાગે" (નિશીથ–૬૩૭)

"જ્ઞાની હોય છતા પણ જો તે સદાચારી ન હોય તો સેવા કરવા યોગ્ય નથી, જેમ ઠડા પાણીવાળો હોય પણ ચડાલનો કૂવો હોય તો તેનો કુલીન માણસો આશ્રય કરતા નથી" (દશવૈકાલિક–હારિભદ્રીય ટીકા ?)

"શાસનની અપભ્રાજના, નિંદા અને અવહેલના કરનાર આત્મા અનેક ભવો સુધી સારી સ્થિતિમાથી દૂર રાખનાર હલકી જાતિમા જન્મ પામે છે"
(શ્રી હરિભદ્રસૂરિ કૃત અષ્ટક પ્રકરણ–અષ્ટકર્મ અષ્ટક)

"વરૂડ, છીપા, ચમાર, ઢેડ, ડુબ વગેરે જાતિના લોકો સદાકાળ માટેના સૂતકી છે, તેની સાથે સબધ રાખવાથી દુર્ગુણો વધે છે, માટે સબધ ન રાખવો"
(વ્યવહાર ભાષ્યવૃત્તિ ઉદ્દેશો ૧ લો)

"સમાનકુળ અને સમાન આચારવાળો હોય પણ જાતિ વિરુદ્ધ કાર્ય કરતો હોય તેની સાથે વિવાહ સબધ રાખવો નહિ" (ધર્મબિન્દુ અ૦ ૧ સૂત્ર–૧૨)

"હે રાજન્! માનવોમા શ્વપાક–ચડાળ જાતિ અધમ છે જ્યા અમે જન્મ્યા હતા, અને સર્વજનની અવહેલના સહન કરતા હતા પાપકર્મ નિરત એવી શ્વપાકજાતિમા ચિરકાળ રહ્યા અને પૂર્વકૃત કર્મના ઉદયે લોકમા દુગછા અને જુગુપ્સાને પામ્યા" (ઉત્તરાધ્યયન અ૦ ૧૩ ગાથા ૧૮–૧૯)

"એક વખત સાત હજાર માતગ, ઢેડ અને પાચસો ઉક્કડ એક ઢેડના સઘમા શ્રી શત્રુજયતીર્થની યાત્રાએ આવ્યા હતા, પરતુ ગીતાર્થોના કહેવાથી



તીર્થની આશાતના ન થાય માટે શ્રી શત્રુંજય તીર્થને પ્રદક્ષિણા દઇને જ તલેટીમાંથી પાછા વળ્યા હતા.

(રત્નમંદિરગણિકૃત ઉપદેશતરંગિણી–પૃષ્ઠ ૨૫૦)

"કર્મવશ આત્માઓ ઉંચ–નીચ જાતિને પામે છે." (પ્રશમરતિ શ્લો. ૮૧)

"કિલ્બિષિક દેવો અશુભ કર્મના ઉદયવાળા હોય છે, તેઓને ચંડાળ જેવા ગણવામાં આવે છે. (બૃહત્સંગ્રહણી ટીકા પૃષ્ઠ ૫)

"મેતાર્ય ચંડાળ હતા એટલે જ શ્રેણિક રાજાએ પોતાની કન્યા પરણાવવાની ના પાડી હતી. લોકોમાં હીલના પામ્યા હતા. દેવની સહાય હતી. તેથી ક્ષીરસમુદ્રના પાણીથી તેના શરીરને શુદ્ધ કરવામાં આવ્યું. સામાન્યજનોથી ન થઈ શકે તેવા અનેક કાર્યો દેવસહાયથી તેણે કરી બતાવ્યા. અદ્‌ભુત માણસ જાણી જનતાએ તેને વ્યવહારમાં લીધા. મેતાર્યને જનસમૂહ સાથેનો વ્યવહાર તેની જાતિના કારણે થયો ન હતો, પણ અદ્‌ભુતતાના કારણે થયો હતો."

(ભરતેશ્વર–બાહુબલીવૃત્તિ)

"કુતરો, ગધેડો, ચંડાલ, મદ્યનો ઘડો, રજસ્વલા સ્ત્રી, મડદું અને ચામડું એટલાને અડકી જવાય તો વસ્ત્રસહિત સ્નાન કરવું." (કુમારપાલ ચરિત્ર)

"ચંડાલ અને યવન વગેરે મ્લેચ્છના ઘરમાં જો ભોજન કરે તો ૫૦ ઉપવાસ, ૫૦ એકાસણા, પાંચ તીર્થયાત્રા, પાંચ સાધર્મિક વાત્સલ્ય, પાંચ જિનપૂજા શાંતિસ્નાત્ર સહિત કરવી, તથા સંઘભક્તિ વગેરેનું પ્રાયશ્ચિત્ત પૂર્ણ થયા બાદ માટી, જલ અને સર્વૌષધિ મિશ્ર કરીને તેનાથી સ્નાન કરવું તેનાથી તે શુદ્ધ થાય. જો એ પ્રમાણે ન કરે તો જ્ઞાતિ બહાર કરવો અને તેને પોતાની સાથે બેસાડવો પણ નહિ. એ જ પ્રમાણે ભીલ, મોચી વગેરેને ત્યાં ભોજન કરે તો પણ જુદા જુદા પ્રાયશ્ચિત્તો કરાવવા. ચંડાલની સ્ત્રી સાથે સમાગમ કરે તો તેની સાથે વ્યવહાર ત્યાગ કરવો."

(અર્હન્નીતિ–પ્રાયશ્ચિત્ત અધિકાર–શ્લોક ૨ થી ૪૨)

સ્પૃશ્યાસ્પૃશ્યત્વ ફક્ત મનુષ્યોમાં જ છે એમ નથી, દેવોમાં પણ છે, કેમકે કિલ્બિષિક દેવો અસ્પૃશ્યપણાથી જિનેશ્વરદેવોના જન્મ મહોત્સવ, અષ્ટાહ્નિકા મહોત્સવ આદિમાં ભાગ લઈ શકતા નથી, તે અંગે '**લોકપ્રકાશ**' ગ્રંથમાં આ મુજબ છે–

अमी च चाण्डालप्राया निन्द्यकर्माधिकारिण ।
अस्पृश्यत्वादन्यदेवै-र्धिकृतास्तर्जनादिभि ॥८६॥

देवलोके विमानेषु स्वधामुक्पर्षदादिषु ।
कौतुकादिसगतेषु देवाना निकरेषु च ॥८७॥

अष्टाह्निकाद्युत्सवेषु जिनजन्मोत्सवादिषु ।
अप्राप्नुवन्त स्थान ते स्व शोचन्ति विषादिन ॥८८॥

(લોકપ્રકાશ મુદ્રિત પ્રત-પૃ૪ ૩૫૪-૩૫૫)

**ભાવાર્થ** "એ ચડાલ સરખા નિન્દ્યક્રિયા કરનારા કિલ્બિષિક દેવો અન્ય દેવો વડે તર્જના વગેરેથી ધિક્કાર પામેલા અસ્પૃશ્યપણાથી દેવલોકમા, વિમાનોમા, દેવોની પર્ષદામા કૌતુક વગેરેથી ભેગા થયેલા દેવોના સમૂહમા **અષ્ટાહ્નિકા આદિ ઉત્સવમા અને જિનેશ્વરોના જન્મ મહોત્સવ** આદિમા સ્થાનને નહિ પામતા ખેદ પામેલા પોતાની નિંદા કરે છે"

અહિં કોઇકને એવો પ્રશ્ન થાય કે-'કિલ્બિષિક દેવો જન્મથી મરણ પર્યંત અશુદ્ધ આહાર કરનારા હોતા નથી, કારણ કે દેવલોકમા કોલીયાથી ખાવારૂપ કવલાહાર કોઈ દેવોને હોતો નથી દેવો મનોભક્ષી હોય છે, તે પુદ્ગલો પણ અત્યત સ્વચ્છ હોય છે તેમનુ શરીર પણ સુદર હોય છે, વર્ત્તન પણ અહિંના ચડાલોની જેમ નીચ હોતું નથી તો શા કારણથી અસ્પૃશ્યપણું પ્રાપ્ત થયુ?"

તેના ઉત્તરમા પ૦ શ્રી વિનયવિજયજી મહારાજે શ્રી ભગવતી સૂત્રના આધારે લખ્યુ છે કે-'પૂર્વભવમા આચાર્ય-ઉપાધ્યાય વગેરેનો અપયશ કરનારા થયા, મિથ્યાભિનિવેશથી પોતાના આત્માને તથા બીજાના આત્માને પ્રભુ માર્ગથી વિપરીત માર્ગમા જોડનારા થયા, તે મિથ્યાભિનિવેશી જીવો ઘણા વર્ષો સુધી ચારિત્રપર્યાય પાળી મરણપર્યંત તે પાપની આલોચના કર્યા વિના કિલ્બિષિક દેવાયુ બાધી કિલ્બિષિક દેવોમા ઉત્પન્ન થયા એટલે પૂર્વભવમા પૂર્વે કહેલ અઘોર પાપ બાધ્યુ, તે કારણે દેવગતિમા પણ તે દેવો અસ્પૃશ્ય બનવાથી દેવસભા-નાટક સભા-સગીત સભા, શ્રી જિનેશ્વર ભગવતના જન્મ મહોત્સવ આદિમા પ્રવેશ કરી શકતા નથી"

જ્યારે કિલ્બિષિક દેવો દેવભવમા જન્મથી મરણ પર્યન્ત કોઇપણ અશુદ્ધ

ક્રિયા—અશુદ્ધ ભક્ષણુ આદિ કરતા નથી, છતા પૂર્વભવમાં કરેલ કર્મને અનુસારે અસ્પૃશ્ય હોવાથી દેવસભા આદિમા પ્રવેશ કરી શકતા નથી, તો પૂર્વભવમાં કરેલ દેવ-ગુરુ-નિંદા આદિના લીધે નીચગોત્રકર્મ બાંધી ચંડાલ જાતિમાં ઉત્પન્ન થયેલ જીવો પવિત્રતમ શ્રી જિનમંદિરમાં પ્રવેશ ન પામે તે યુક્તિસંગત છે.

શાસ્ત્રતત્ત્વના અજાણુ એવા કેટલાક કહે છે કે—"ભગવંત નિરંજન-નિરાકાર હોવાથી તેમને આભડછેટ લાગતી નથી" તો તે મહાનુભાવોએ જાણવું જોઈએ કે-'અંજનશલાકા-પ્રાણપ્રતિષ્ઠા કરતી વખતે જિનપ્રતિમામાં શાસનરક્ષક દેવાધિષ્ઠિત તત્ત્વસત્તા સ્થાપન કરેલી હોય તે ઢેડ-ચંડાલ આદિના પ્રવેશ થવાથી નષ્ટ થઇ જાય, અને તેમ થવાથી ભક્તપુરુષોની ભક્તિવિશેષનો વ્યાઘાત થઈ જાય તેમ ઉપાધ્યાયજી **શ્રી યશોવિજયજી** વાચક પણ **નયામૃત તરંગિણી** ગ્રંથમાં લખે છે.

આ રીતે શ્રી ભગવતીસૂત્ર, ઉત્તરાધ્યયનસૂત્ર, આવશ્યકટીકા, નિશીથસૂત્ર, દશવૈકાલિકસૂત્ર, વ્યવહારસૂત્ર, ઓઘનિર્યુક્તિ, અષ્ટકપ્રકરણ, તત્ત્વાર્થસૂત્ર, ધર્મબિંદુ, અર્હન્નીતિ, પ્રવચન સારોદ્ધાર આદિ અનેક ગ્રંથોમાં સ્પૃશ્યાસ્પૃશ્યત્વ તથા હરિજન આદિ સાથેની વ્યવહારમર્યાદા અંગેના ઉલ્લેખો મળે છે.

વાસ્તવમાં સ્પૃશ્યાસ્પૃશ્યત્વ એ વૈજ્ઞાનિક છે. તેમાં તુચ્છ મનોવૃત્તિ નથી. પ્રજાકીય શુદ્ધિ વારસાગત ચાલુ રહે એ માટેની સામાજિક વ્યવસ્થા છે. માતા કે સ્ત્રી રજસ્વલા થાય ત્યારે પુત્ર કે પતિ સ્પર્શ કરતાં નથી, તેમાં તેઓ પ્રત્યેની તુચ્છ વૃત્તિ નથી, પણ શુદ્ધિનું ધોરણ સાચવવાનું છે. ડૉકટર દર્દીને તપાસ્યા પછી કેટલીક વખત હાથ સાબુથી ધોઇ સાફ કરે છે, તેનું કારણ પણ એક જાતની શુદ્ધિ જ છે. જે જાતની અસ્પૃશ્યતા હોય તે જાતની શુદ્ધિ કરવી ઘટે. લોહીગત અસ્પૃશ્યતા દૂર કરવામાં ઘણો સમય લાગે.

વાચક વર્ગ સ્પૃશ્યાસ્પૃશ્યત્વને વિજ્ઞાનસિદ્ધ સામાજિક વ્યવસ્થા સમજી કોઇપણ જાતના પૂર્વગ્રહ વિના માનવમાત્ર પ્રત્યે વાસ્તવિક સમભાવ રાખી મહાપુરુષોએ આત્માના વિકાસ માટે બતાવેલી વ્યવસ્થાનું પાલન કરી આધ્યાત્મિક ઉન્નતિ સાધે. એ જ અંતરની અભિલાષા.





# આર્ય સ્કન્દક અને તેમના પાંચ પ્રશ્નો

લે૦ પૂ૦ પ શ્રી હેમચંદ્રવિજયજી મહારાજ

**ઉપક્રમ**

અનાચારનું મૂળ મોહનીય કર્મ છે એ મોહનીય કર્મના ઉપશમ–ક્ષયોપશમ કે ક્ષયથી જ્યા સુધી આત્મા સમ્યગ્દર્શન પ્રાપ્ત ન કરે ત્યા સુધી તે અધર્મને ધમ માને છે અને ધર્મને ધર્મ તરીકે સ્વીકારી શકતો નથી આત્માને સૌ પ્રથમ ખોટી વસ્તુને ખોટી તરીકે સમજવી તે મુશ્કેલ છે, અને એ સમજણ આવ્યા પછી પણ ખોટીવસ્તુનો ત્યાગ કરી સાચી વસ્તુને સ્વીકારવી એ તો અત્યત મુશ્કેલ છે સત્ય વસ્તુનુ જ્ઞાન થતા કદાચ સામાન્ય મનુષ્ય તો પોતાની માન્યતાનો ત્યાગ કરી શકે, પણ જેની સમાજમા સારી પ્રતિષ્ઠા જામેલી હોય, જેના અનેક અનુયાયીઓ હોય તેના માટે પોતે માનેલ અસત્યનો ત્યાગ કરી સત્યને સ્વીકારવાનું કાર્ય ઘણું અઘરૂ છે આવા જ એક મહાપુરૂષ આર્ય સ્કન્દક પરિવ્રાજકનો પ્રેરક જીવન પ્રસગ પરમપવિત્ર પચમાગ શ્રી ભગવતીજી સૂત્રના બીજા શતકના પ્રથમ ઉદ્દેશકમા તાદૃશ રીતે વર્ણવવામા આવેલ છે

**સ્કન્દક પરિવ્રાજક અને તેમનુ પાડિત્ય**

આજથી આશરે પચ્ચીસો વર્ષ પહેલાનો તે સમય હતો મગધદેશમા શ્રાવસ્તી નામની નગરી હતી તેની બહાર સુન્દર ઉપવનમા એક આશ્રમ હતો જે શ્રી ગર્દભાલિના શિષ્ય કાત્યાયન ગોત્રીય શ્રી સ્કન્દક પરિવ્રાજકના નામથી પ્રસિદ્ધ હતો

આર્ય સ્કન્દક મગધ દેશના ખ્યાતનામ પડિત હતા તેઓ સાગોપાગ સરહસ્ય ચારવેદ–ઋગ્વેદ–યજુર્વેદ–સામવેદ–અથર્વ વેદ, ઇતિહાસ, નિઘટુ–શબ્દકોષ વગેરેના પરમજ્ઞાતા હતા પષ્ટિતત્ર–કાપિલીય શાસ્ત્રમા વિશારદ હતા, ગણિતસ્કન્ધ–શિક્ષા–કલ્પ–વ્યાકરણ–છદ–નિરૂક્ત અને જ્યોતિષમા તથા બીજા પણ બ્રાહ્મણ સબધી અને પરિવ્રાજક સબધી અનેક શાસ્ત્રોમા તેઓ પરમનિપુણ હતા તેમને અનેક શિષ્યો અને ઘણા અનુયાયીઓ હતા આ આશ્રમમા રહી તેઓ શિષ્યોને વિદ્યાભ્યાસ કરાવતા અને અનુયાયીઓ ધર્મોપદેશ આપતા

તે અરસામાં શ્રમણ ભગવાન મહાવીરદેવ ગ્રામાનુગ્રામ વિહાર કરતાં શ્રાવસ્તી નગરીની સમીપમાં 'કૃતંગલા' નગરીની બહારના 'છત્રપલાશ' ચૈત્યમાં પધાર્યા. તેમના એક અંતેવાસી પિંગલક નામના નિર્ગ્રન્થ શ્રાવસ્તી નગરીમાં આવ્યા.

### પિંગલક નિર્ગ્રન્થે પૂછેલા પ્રશ્નો

એકવાર પિગલક નિર્ગ્રન્થ—જેઓ વૈશાલિક શ્રમણ ભગવાન મહાવીરના વચન શ્રવણ કરવામાં રસિક હતા. તેઓ સ્કન્દક પરિવ્રાજક આશ્રમમાં જઈ આર્ય સ્કન્દકને આક્ષેપ સહિત પૂછવા લાગ્યા—

હે મગધ ? હું તમને પાંચ પ્રશ્નો પૂછું છું તેના તમો ઉત્તરો આપો.

(૧) શું લોક સાન્ત છે કે અનન્ત ?

(૨) શું જીવ સાન્ત છે કે અનન્ત !

(૩) શું સિદ્ધ સાન્ત છે કે અનન્ત!

(૪) શું સિદ્ધના જીવો સાન્ત છે કે અનન્ત !

(૫) કયા મરણથી મરતો જીવ વધે છે (સંસાર વધારે છે) અને ઘટે છે. (સંસાર ઘટાડે છે.)

### આર્ય સ્કન્દકનું મૌન—

ઉપર પ્રમાણેના પાંચ પ્રશ્નો પિંગલક નિર્ગ્રન્થ પાસેથી સાંભળીને તેના ઉત્તરો નહીં સૂઝવાથી સ્કન્દક કિંકર્તવ્યતા વિમૂઢ બન્યા અને આટલું બધું ભણ્યો હોવા છતાં પણ આ પ્રશ્નોના ઉત્તરો નથી જાણતો એ રીતના કલુષભાવને પ્રાપ્ત થઇ મૌન રહ્યા. બીજી-ત્રીજીવાર પૂછવા છતાં જ્યારે સ્કન્દકે કોઈ ઉત્તર ન આપ્યો ત્યારે પિંગલક નિર્ગ્રન્થ શાંન્તચિત્તે પોતાના સ્થાનમાં ગયા.

પ્રશ્ન પૂછનાર અને ઉત્તર આપનાર બન્ને સુયોગ્ય હતા. પિંગલકના મનમાં સ્કન્દકને હરાવવાની નહીં પણ તેમના મનમાં સત્ય તત્ત્વની જિજ્ઞાસા ઉત્પન્ન કરાવવાની ભાવના હતી. પિગલકના ગયા પછી પણ આર્ય સ્કન્દક આ પ્રશ્નોના વિચારમાં ને વિચારમાં બેસી રહ્યા, કોઈ પણ રીતે આ પ્રશ્નોના ઉત્તરો મેળવવા તેમનું દિલ તલસી રહ્યું હતું. તેવામાં દેશના સાંભળવા જતા આવતા મનુષ્યો પાસેથી કૃતંગલાનગરીમાં શ્રમણ ભગવાન મહાવીર પ્રભુ પધાર્યાના સમાચાર સાંભળી તેઓની પાસે આ પ્રશ્નોના ઉત્તરો મેળવવા તેઓ કૃતંગલાનગરી તરફ જવા તૈયાર થયા.

## પરિવ્રાજકના વિવિધ ઉપકરણો—

આર્ય સ્કન્દક શ્રાવસ્તીનગરીના મધ્યભાગમા થઈ કુત ગલાનગરીના છત્રપલાશ ચૈત્ય તરફ જાય છે તેમણે ધાતુ–ગેરૂથી રગેલા વસ્ત્રો પહેર્યા હતા અને બીજા પણ પોતાના ઉપકરણો જેવા કે–૧ ત્રિદ ડ, ૨ કુ ડિકા (કમ ડલ), ૩ કાચનિકા (રૂદ્રાક્ષની માળા) ૪ કરોટિકા (માટીનુ વાસણ), ૫ બૃશિકા (એક જાતનુ આસન) ૬ કેસરિકા (વાસણોને સાફસુફ કરવાનો પૂ જણીના જેવો કપડાનો કકડો ૬ ષટ્નાલક–(ત્રિકાષ્ઠિકા) ૭ અ કુશક–(વૃક્ષો ઉપરથી પાદડા વગેરેને એકઠા કરવા માટે અ કુશના જેવુ એક જાતનુ સાધન), ૮ પવિત્રક (વીંટી), ૯ ગણેત્રિકા (એક જાતનુ કલાઇનુ આભૂષણ) ૧૦ છત્ર ૧૧ પગરખા અને ૧૨ પાવડી વગેરેને લઈ મહાવીર પ્રભુ પાસે જાય છે

## મહાવીર પ્રભુનુ ગૌતમસ્વામીજીને સ્કેન્દકના આગમન વિષે કથન

ભગવાન મહાવીર સ્વામી પોતાના પ્રથમ ગણધર ગૌતમસ્વામીજીને બોલાવીને કહે છે કે–હે ગૌતમ ! તુ તારા પૂર્વ સબ ધીને જોઈશ આ સાભળી ઉત્સુક ચિત્તવાળા ગૌતમસ્વામીજીએ પ્રભુને પૂછ્યુ હે ભગવન્ ! તે કોણ છે ? અને તેમને હુ ક્યારે અને કેટલા સમયમા જોઈશ ? ત્યારે પ્રભુએ કહ્યુ હે ગૌતમ ! તું આજે જ હમણા સ્કન્દકને જોઈશ. અત્યારે તે શ્રાવસ્તી અને કૃત ગલાની વચ્ચે માર્ગ ઉપર આવી રહ્યા છે ત્યાર પછી પ્રભુએ ગૌતમસ્વામી મહારાજને પિંગલક નિર્ગ્રન્થે પાચ પ્રશ્નો પૂછેલા અને તેના ઉત્તરો મેળવવા તે અહીં આવી રહ્યા છે–વગેરે હકીકત કહી ત્યારે ગૌતમસ્વામીએ પૂછ્યુ હે ભગવન્ ! સ્કન્દક સ યમ સ્વીકારી આપના શિષ્ય થશે કે કેમ ? પ્રભુએ હકારમા જવાબ આપ્યો એટલામા આર્યસ્કન્દક નજીકમા આવ્યાના સમાચાર સાભળી ગૌતમસ્વામીજી જલ્દીથી ઉભા થઈ તેમને સામે લેવા–સ્વાગત કરવા ગયા. આ પ્રસ ગ ઇતિહાસમા એક અજોડ ગણી શકાય તેવો છે તેની પાછળનો આશય સમજાવતા પૂ નવાગીટીકાકાર આ શ્રી અભયદેવસૂરિજી મહારાજ જણાવે છે કે —

એક તો–સ્કન્દક સ યત ન હતા પણ નજીકના સમયમા જ સ યમ સ્વીકારવાના છે એ જાતના પક્ષપાતથી (પોતે હજુ છદ્મસ્થ હોવાથી) સામે ગયાનુ સભવે છે અને બીજુ પિંગલકે પૂછેલા પાચ પ્રશ્નોની હકીકત તેમની

સામે જઈને કહેવાથી ભગવાન મહાવીરનો જ્ઞાનાતિશય પ્રગટ કરી સ્કન્દકને ભગવાન પ્રત્યે અત્યંત બહુમાન ઉત્પન્ન કરાવવાનું કારણ પણ સંભવે છે.

## શ્રી ગૌતમગણધરે સ્કન્દકનું કરેલું સ્વાગત

હે સ્કન્દક! તમારું સ્વાગત થાવ. તમારું સુસ્વાગત થાવ. તમારું અનુરૂપ અહીં આગમન થયેલું છે.

હે સ્કન્દક! તમને પિંગલકે પાંચ પ્રશ્નો પૂછ્યા હતા પણ તેનો ઉત્તર નહીં સમજાયાથી તમે અહીં પ્રભુને પૂછવા માટે આવ્યા છો ને? આ સાંભળી આશ્ચર્યચકિત થયેલા સ્કન્દકે કહ્યું–હે ગૌતમ! શું તમે તેવા જ્ઞાની છો? તપસ્વી છો? જેથી મારા મનના ભાવને તમે જાણો છો. ત્યારે ગૌતમગણધરે કહ્યું હે સ્કન્દક! મારા ધર્માચાર્ય ધર્મોપદેશક શ્રમણ ભગવાન મહાવીર સર્વજ્ઞ સર્વદર્શી છે. તેમના કહેવાથી એ વાતને હું જાણું છું. આ સાંભળી સ્કન્દકે કહ્યુ હે ગૌતમ! ચાલો! આપણે તમારા ધર્માચાર્ય પાસે જઈએ અને વન્દન કરી ઉત્તરો મેળવીએ.

બન્ને જણા પ્રભુની સમીપમાં આવે છે. સ્કન્દક મહાવીર પ્રભુના અત્યંત શોભા સંપન્ન મંગલકારી કલ્યાણકર શરીરને જોઈ અત્યંત ખુશ થયા. પ્રભુને ત્રણવાર પ્રદક્ષિણા દઈ વંદન કરે છે. ત્યારે પ્રભુએ સ્કન્દકને કહ્યું હે સ્કન્દક! પિંગલક નિર્ગ્રન્થે પૂછેલા પ્રશ્નોના ઉત્તરો મેળવવા માટે તમે આવ્યા છો તો તે સાંભળો.

## પ્રભુએ આપેલા પાંચે પ્રશ્નોના ઉત્તરો.

(૧) હે સ્કન્દક! મેં દ્રવ્યથી ક્ષેત્રથી કાળથી અને ભાવથી એમ લોક ચાર પ્રકારે પ્રરૂપ્યો છે. તેમાં દ્રવ્યથી લોક પાંચ અસ્તિકાય રૂપ એક દ્રવ્ય હોવાથી સાંત છે. ક્ષેત્રથી લોક લંબાઈ પહોળાઈ અને ઘેરાવામા અસંખ્યાત યોજન કોડા કોડી છે. પણ તેનો ય અત હોવાથી તે સાંત છે. કાળથી લોક અનંત છે. ભૂતકાળમાં હતો, વર્તમાન કાળમાં છે. અને અને ભવિષ્યકાળમાં પણ હશે. એમ ત્રણે કાળમાં તે વિદ્યમાન હોવાથી ધ્રુવ–નિત્ય–શાશ્વત–અક્ષય–અવ્યય અને અવસ્થિત છે. ભાવથી લોક અનન્તા વર્ણ–ગંધ–રસ–સ્પર્શ પર્યાયો, અનન્તા સંસ્થાન, ગુરુલઘુ અને અગુરૂલઘુ

પર્યાયો હોવાથી તે અનન્ત છે એમ દ્રવ્ય-ક્ષેત્રથી લોક સાત અને કાળ ભાવથી લોક અનન્ત છે

(૨) હે સ્કન્દક! જીવ પણ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવથી ચાર પ્રકારે પ્રરૂપ્યો છે દ્રવ્યથી જીવ એક અને સાત છે ક્ષેત્રથી જીવ અસખ્ય પ્રદેશવાળો અને અસખ્યાત પ્રદેશની અવગાહનાવાળો સાત છે કાળથી જીવ ત્રિકાલવર્તી હોવાથી અનન્ત છે ભાવથી જીવ અનત-જ્ઞાન-દર્શન ચારિત્ર અને અગુરુલઘુપર્યાયવાળો હોવાથી અનન્ત છે

(૩) જોકે સર્વ કર્મના ક્ષયરૂપ અથવા સિદ્ધના આધાર એવા આકાશના ભાગ રૂપ જે સ્થળ તે સિદ્ધિ કહેવાય છે તો પણ અહીં સિદ્ધિ શબ્દથી 'ઇષત્પ્રાગ્ભાર' (સિદ્ધશિલા) પૃથ્વી વિવક્ષિત છે કારણ કે આ પૃથ્વી સિદ્ધના આધારભૂત આકાશાન્ત પાસે આવેલી છે આ સિદ્ધિ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવથી ચાર પ્રકારે છે, દ્રવ્યથી સિદ્ધિ એક અને સાત છે ક્ષેત્રથી સિદ્ધિ પીસ્તાલીશ લાખ યોજન પ્રમાણવાળી-સાન્ત છે ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળમા વિદ્યમાન હોવાથી અનન્ત છે ભાવથી સિદ્ધિ તેના અનન્તા પર્યાયો હોવાથી અનન્ત છે

(૪) હે સ્કન્દક! દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવથી સિદ્ધો ચાર પ્રકારે છે તેમા દ્રવ્યથી સિદ્ધ એક છે અને અત વાળા છે ક્ષેત્રથી સિદ્ધ અસખ્ય પ્રદેશવાળા અને અસખ્ય પ્રદેશથી અવગાહના વાળા છે અને સાત છે કાળથી સિદ્ધ ભૂત-ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણે કાળમા વિદ્યમાન હોવાથી અનન્ત છે અને ભાવથી સિદ્ધ અનન્ત પર્યાય વાળા હોવાથી અનન્ત છે

(૫) હે સ્કન્દક! મે મરણ બે પ્રકારે જણાવ્યા છે એક બાળમરણ અને બીજુ પડિતમરણ તેમા બાલમરણના બાર ભેદ છે વલન્મરણ (તરફડીયા ખાતા મરવું), વશાર્તમરણ (પરાધીનતા પૂર્વક રિબાઈને મરવું,), અત શલ્યમરણ (શરીરમા શસ્ત્રાદિ પેસી જવાથી અથવા અતિચારથી દૂષિત જીવનુ મરવું), તદ્ભવમરણ (જે ભવમા પોતે હોય તે ભવનુ આયુષ્ય બાધીને મરવુ) ગિરિપતન મરણ, તરૂપતનમરણ, જળ પ્રવેશ મરણ, અગ્નિપ્રવેશમરણ, વિષભક્ષણમરણ, શસ્ત્રાવપાટન મરણ

(છરી વગેરે શસ્ત્રથી મરવું), વૈહાનસમરણ (ઝાડ વગેરે સાથે ગળે ફાંસો ખાઇને મરવું), ગૃદ્ધસ્પૃષ્ટ મરણ (ગીધ વગેરે પક્ષીઓથી શરીરને ફાડી ખાવાથી થતું મરણ), એ બાર પ્રકારના બાલમરણ વડે મરતો જીવ અનંતવાર નારકી આદિ ભવોને પામે છે. અનાદિ અનંત કાળ પર્યન્ત ચાર ગતિવાળા સંસારમાં વારંવાર પર્યટન કરે છે. અને એ પ્રમાણે પોતાના સંસારને વધારે છે.

પંડિતમરણ બે પ્રકારનું છે? ૧–પાદપોપગમનમરણ (ઝાડની જેમ સ્થિર રહીને ચારે આહારના ત્યાગપૂર્વક મરવું), અને ૨–ભક્તપ્રત્યાખ્યાનમરણ (હાલવા-ચાલવાની છૂટ સાથે ચારે આહારના ત્યાગ પૂર્વક મરવું). તે બન્નેના નિર્હારિમ અને અનિર્હારિમ એમ બબ્બે ભેદ છે. જે સાધુ ઉપાશ્રયમાં કાળ કરે—પોતાના દેહને છોડે તે સાધુના શરીરને ઉપાશ્રયમાંથી બહાર કાઢી સંસ્કાર કરવામાં આવે તે નિર્હારિમ. અને જે અરણ્યમાં જ પોતાના દેહને છોડે તે અનિર્હારિમ. 'નિર્હાર' શબ્દનો અર્થ બહાર કાઢવું એવો થાય છે, પાદપોપગમન નિયમા અપ્રતિક્રમણ છે. અને ભક્તપ્રત્યાખ્યાન સપ્રતિક્રમણ છે. આ બે પંડિત મરણ વડે મરતો જીવ નરકના અનંત ભવને પામતો નથી. સંસારરૂપી વનને વટી જાય છે, અને એ રીતે સંસારને ઘટાડે છે. આ રીતે હે સ્કન્દક, બાલમરણથી મરતો જીવ વધે છે અને પંડિતમરણથી મરતો જીવ ઘટે છે.

### સ્કન્દકની દીક્ષા અને સાધના—

ઉપર પ્રમાણે ભગવાન મહાવીર સ્વામીના મુખથી યથાર્થ ઉત્તરો સાંભળી સ્કન્દક પરિવ્રાજક બોધ પામ્યા. પ્રભુને કહ્યું "હે ભગવન્! હું આપની પાસે કેવલિપ્રરૂપિત ધર્મ સાંભળવા ઇચ્છું છુ. પ્રભુએ મહાપર્ષદા આગળ ધર્મકથા કહી તે સાંભળી પરમ હર્ષિત થયેલા સ્કન્દકે કહ્યું "હે ભગવન્! નિર્ગ્રન્થ પ્રવચન મને રૂચે છે. તેનો હું સ્વીકાર કરૂં છું. હે ભગવન્! તે સત્ય છે, સંદેહ વિનાનુ છે." આમ કહી ભગવાનને વન્દન કરી ઈશાન ખૂણામાં ગયા. ત્યાં પોતાના ત્રિદંડ–કમંડલુ વગેરે ઉપકરણો એકાંત સ્થાનમાં મૂકી ભગવાન પાસે આવી ત્રણ પ્રદક્ષિણા દઈ બોલ્યા. કે હે ભગવન્! ઘડપણ અને મોતના દુઃખથી આ સંસાર સળગેલો છે. મારો આપ ઉદ્ધાર કરો અને મને ભાગવતી પ્રવ્રજ્યા આપો. ત્યારપછી ભગવાન મહાવીરે આર્ય સ્કન્દકને પોતાના વરદ હસ્તે સંયમ

આપ્યુ અને સર્વ પ્રકારની શિક્ષા આપી સ્કન્દકમુનિ સ્થવિરો પાસે સામાયિકાદિ અગ્યાર અગો શીખ્યા–ભગવાનની આજ્ઞા લઇ સાધુની બાર[1] પ્રતિમા વહન કરી અને 'ગુણરત્ન સવત્સર' નામનો મહાતપ કર્યો બીજાપણ છઠ્ઠ અઠ્ઠમ–દશમ–દ્વાદશ–માસ ક્ષમણ–અર્દ્ધમાસ ક્ષમણ વિ તપો દ્વારા આત્માને ભાવિત કરતા વિહરે છે દેહમા રૂધિર–માસ સૂકાઈ ગયા, માત્ર હાડકાજ અવશિષ્ટ રહ્યા ચાલતા પણ ખડ ખડ અવાજ આવે છે તે સમયે સ્કન્દક મુનિ 'जीव जीवेण गच्छइ' શરીરથી નહીં પણ આત્મબળથી જ ચાલે છે છેવટે ભગવાનની આજ્ઞા લઈ વિપુલપર્વત ઉપર સ્થવિર મુનિઓની સાથે લઈ પાદપોપગમન અનશન સ્વીકારે છે સર્વ જીવરાશિને ખમાવે છે સુકૃતની અનુમોદના દુષ્કૃતની ગર્હા–કરતા માસિક સલેખના વડે આત્માને ભાવિત કરતા આલોચન–પ્રતિક્રમણ કરી કાળ ધર્મ પામી બારમા અચ્યુત દેવલોકમા ઉત્પન્ન થયા, ત્યાથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમા જઈ સિદ્ધ–બુદ્ધ–મુક્ત થઈ સર્વદુખોને અન્ત કરશે

ઉપમહાર—આ રીતે શ્રી સ્કન્દક મુનિનો ઘણોજ પ્રેરક અને અદ્ભુત જીવનપ્રસગ સક્ષેપમા વર્ણવવામા આવ્યો તેમના જીવનમાથી તેમની સત્ય તત્ત્વની જિજ્ઞાસા, એ સમજાયા પછી જરાપણ વિલબ સિવાય તેને સ્વીકારવાની પૂર્ણ તૈયારી, સ્વીકારેલા માર્ગને અણીશુદ્ધપણે પાલન કરવામા અપૂર્વ સાવધાનતા અને શ્રી મહાવીર ભગવાન પ્રત્યેનો અત્યત પૂજ્યભાવ ખૂબજ મનનીય છે, ખાસ કરીને તેમની તપસ્યા ખૂબ જ અનુમોદનીય કેમકે– કરવા યોગ્ય છે તેમણે સાધુની અતિ કઠિન બાર પ્રતિમા વહન કરી હતી અને ગુણરત્ન સવત્સર નામનો મહાતપ આરાધ્યો હતો આ જીવન પ્રસગ વાચી આપણે પણ યત્કિંચિત્ તેવી આરાધના કરવા કૃતલક્ષ્ય બનીએ એજ અભ્યર્થના



1 ભિક્ષુની બાર પ્રતિમા અને ગુણ સવત્સર તપનુ વર્ણન સમજવા જેવુ છે–લેખ બહુ લાંબો થઈ જાય એટલે અહીં આપેલ નથી

# ભારતીય સંસ્કૃતિ અને જૈન ધર્મ

લે. પ્રા. મુગટલાલ પો. બાવીસી એમ. એ.
આર્ટસ કૉલેજ, કપડવંજ.

ભારતીય સંસ્કૃતિ જગતની પ્રાચીનતમ સંસ્કૃતિઓમાંની એક ગણાય છે. ગ્રીસ અને રોમ જ્યારે અંધારામાં આથડતા હતા અને ઈજીપ્તના પિરામીડો નજરે પણ પડતા ન હતા, ત્યારે ભારતીય સંસ્કૃતિ સમૃદ્ધિના શિખરે હતું. પ્રાચીન ભારતે વિશ્વસંસ્કૃતિના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. તે માટે આપણે જરૂર ગૌરવ લઈ શકીએ તેમ છીએ. માનવસંસ્કૃતિની શરૂઆત પૂર્વમાંથી થયેલી છે અને તેણે ધીમે ધીમે પશ્ચિમ તરફ પ્રયાણ કરેલું છે.

ભારતે જગતને વૈદિક, જૈન, બૌદ્ધ અને શીખ ધર્મની ભેટ ધરી છે. ભારતે જગતને મહાવીર સ્વામી ગૌતમ બુદ્ધ, શંકરાચાર્ય, જેવા અને તેજસ્વી મહાપુરુષો આપ્યા છે. ચંદ્રગુપ્ત મૌર્ય, સમ્રાટ અશોક, સમુદ્રગુપ્ત, વિક્રમાદિત્ય અને હર્ષવર્ધન જેવા સમર્થ, શક્તિશાળી અને સંસ્કારી સમ્રાટો ભારતમાં જ થયા હતા, જેમણે જગતને રાજાશાહીનો ઉત્તમ આદર્શ પૂરો પાડયો છે. તેમણે તેમની પ્રજાને આજના કોઈ પણ લોકશાહી દેશ કરતા વધારે સુખ આપ્યુ હતું. રાજાઓ પોતે છૂપા વેશે પ્રજાના દુઃખો જાણવા માટે ફરતા હતા, જ્યારે આજે પ્રજા બૂમો પાડીને ફરિયાદો કરે છતાં તેનો નિકાળ થઈ શકતો નથી. ભારત વિશ્વમાં તેના મહાન અને ઉત્તમ રાજાઓ માટે પ્રસિદ્ધ છે.

સાહિત્યના ક્ષેત્રમાં પણ ભારતે ઘણુ આપ્યુ છે. 'રામાયણ' અને મહાભારત' જગતના ઉત્તમ મહાકાવ્યોમાં સ્થાન ધરાવે છે. કાલિદાસનું 'શાકુંતલ' જગતના શ્રેષ્ઠ નાટકોમાંનું એક ગણાય છે. જર્મનીનો ગેટે નામનો વિદ્વાન એ પુસ્તકને માથે મૂકીને નાચ્યો તત્ત્વજ્ઞાનની બાબતમાં દુનિયાનો કોઇપણ દેશ ભારત સામે હરીફાઈમા ઊભો રહી શકે તેમ નથી. વેદો, બ્રાહ્મણો, દર્શનો ઉપનિષદો ઉચ્ચ કોટિના તત્ત્વજ્ઞાનથી ભરપૂર છે. જૈન ધર્મનું તત્ત્વજ્ઞાન દ્વાદશાંગીરૂપ આગમોમાં વ્યક્ત થાય છે, જ્યારે બૌદ્ધ ધર્મનું તત્ત્વજ્ઞાન પિટકોમાં સંગૃહિત થયેલું છે. જર્મન વિદ્વાન **મેકસમૂલરે** કહ્યું હતું કે **"દરેક ભારતીય જન્મથી જ ફિલસૂફ હોય છે."**



કલાના ક્ષેત્રમા ભારત દુનિયાના કોઈ દેશની પાછળ પડે તેમ નથી અજ ટાના ચિત્રો અને ઇલોરાની ગુફાઓ કલાના ઉત્તમ નમૂનાઓ છે તેમા વૈદિક, જૈન અને બૌદ્ધ એમ ત્રણે કલાશૈલીઓના દર્શન થાય છે પાલીતાણા, જુનાગઢ, આબુ તથા રાણકપુરની શિલ્પ અને સ્થાપત્ય કલાઓ જગતના કલા વિદ્વાનું ધ્યાન ખેચ્યુ છે ઇલોરામા પણ જૈન ગુફાઓ હિંદ અને બૌદ્ધ ગુફાઓ જેટલી જ આકર્ષક છે

વિજ્ઞાનના ક્ષેત્રમા પણ ભારતે એટલો જ વિકાસ સાધ્યો હતો ખગોળ, ગણિત, જ્યોતિષ, રસાયણ વિદ્યા અને વૈદ્યકશાસ્ત્રમા ભારતે ઘણી મહત્ત્વની શોધો કરી હતી અત્યારે એરેબિક આકડાઓ તરીકે જે ઓળખાય છે તેની શોધ ભારતમા થઈ હતી શૂન્ય અને દશાશ પદ્ધતિની શોધ પણ ભારતમા જ થઈ હતી એમ કહેવાય છે કે ગુરુત્વાકર્ષણના સિદ્ધાતનો ખ્યાલ ભારતના પ્રાચીન વિજ્ઞાનીઓને હતો આર્યભટ્ટ, વરાહમિહિર બ્રહ્મગુપ્ત ભારતના મહાન ગણિતશાસ્ત્રીઓ હતા ચરક અને સુશ્રુતે વૈદ્યકશાસ્ત્રમા હજારો ઔષધિઓના શોધ કરી હતી તક્ષશિલા અને નાલદાની વિદ્યાપીઠોએ જગતમા નામના કાઢી હતી અને વિદેશોમાથી પણ વિદ્યાર્થીઓ ત્યા અભ્યાસ કરવા આવતા હતા

પ્રાચીન ભારતે લોકશાહીનો પણ પ્રયોગ કર્યો હતો લિચ્છવી, વજ્જવી, યૌધેય વગેરે ટોળીઆનુ સચાલન લોકશાહી ધોરણે થતુ હતું લોકો સથાગારમા ભેગા થતા અને પોતાનો મત વ્યક્ત કરવા માટે લાલ કે લીલી શલાકાઓનો ઉપયોગ કરતા હતા અત્યારે લોકશાહીમા જે પક્ષાપક્ષી હોય છે તેવી પક્ષાપક્ષી એ વખતે બહુ જૂજ રહેતી હતી આમ ભારતે વિવિધ પ્રકારના રાજ્યતત્રનો અમલ પણ કરી જોયો હતો

ભારતે જેવી રીતે જગતસસ્કૃતિમા ફાળો આપ્યો છે, તેવી જ રીતે જૈન ધર્મ અને સસ્કૃતિએ ભારતની સસ્કૃતિમા મહત્ત્વનો ફાળો આપ્યો છે વૈદિક ધર્મમા જ્યારે યજ્ઞોનુ પ્રમાણ વધી ગયુ અને હિંસાએ પ્રવેશ કર્યો ત્યારે જૈન ધર્મે અહિંસાનો આદર્શ મક્કમ રીતે રજૂ કર્યો વૈદિક ધર્મને હિંસા તરફ આગળ વધતો અટકાવવામા જૈન ધર્મે મહત્ત્વનો ફાળો આપ્યો છે

એ સમયે સસ્કૃત ભાષા માત્ર બ્રાહ્મણો પૂરતી મર્યાદિત થઇ ગઈ હતી ત્યારે વિવિધ લેખોમા સસ્કૃત ભાષાનું સમૃદ્ધ સાહિત્ય તૈયાર કરવામા જૈન

વિદ્વાનોએ મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે. તેજ રીતે અર્ધમાગધી પ્રાકૃત ભાષાને સમૃદ્ધ બનાવવામાં પણ જૈન મુનિઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. માત્ર અર્ધમાગધી પ્રાકૃત જ નહિ પરંતુ ગુજરાતી ભાષાનું શરૂઆતનું સ્વરૂપ ઘડવામાં પણ વિદ્વાન જૈન સાધુઓએ જ ફાળો આપ્યો છે આચાર્ય **શ્રી હેમચંદ્રચાર્ય-જીનું** નામ તેમાં સૌથી મોખરે ગણી શકાય.

કલાના ક્ષેત્રે જૈન ધર્મે જે પ્રદાન કર્યું છે તેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે. અત્યારે જગતને જેની જરૂર છે તે શાંતિ અને અહિંસા તો જૈન ધર્મના પ્રાણ સમાન છે. અહિંસાને અતિ સૂક્ષ્મ સ્વરૂપમાં જૈન ધર્મમાં વણી લેવામાં આવી છે. જૈન ધર્મે માત્ર કાયની શુદ્ધિ નહિ પરંતુ મન અને વચનની શુદ્ધિ પર પણ એટલો જ ભાર મૂક્યો છે.

આજે સંઘરાખોરીને ધિક્કારવામાં આવે છે. પરંતુ જૈન ધર્મે તો સદીઓ પહેલાં અપરિગ્રહને એક વ્રત તરીકે ગણી લીધું છે. સત્ય, સેવા, ત્યાગ વગેરે સદ્ગુણોનું મહત્ત્વ જીવનમાં આદર્શ તરીકે આજે દેખાય છે. પરંતુ જૈન ધર્મના તો એ મૂળભૂત આદર્શો છે.

આજે સ્ત્રીઓના સમાન અધિકારોની બેહૂદી રજૂઆત થઈ રહે છે. જૈન સંઘ પણ સ્ત્રીને પુરુષ જેટલા જ અધિકારો આપવામાં આવ્યા છે. જૈન સંઘમાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનો સમાવેશ થાય છે. મતલબ કે સ્ત્રીઓનું ત્યાં ગૌરવભર્યું સ્થાન છે. ધાર્મિક વિધિઓમાં પણ સ્ત્રીઓ પુરુષો જેટલા જ ઉમંગથી ભાગ લે છે.

જૈન ધર્મ માને છે કે વનસ્પતિમાં પણ જીવ છે. ભારતના જ એક પ્રસિદ્ધ વિજ્ઞાની **શ્રી જગદીશચંદ્ર** બોઝે પ્રયોગો દ્વારા સાબિત કર્યું છે કે વનસ્પતિમાં જીવ છે.

આમ જૈન ધર્મ એ જૂનવાણી સિદ્ધાંતોવાળો ધર્મ નથી. પરંતુ આધુનિક વિચારો અને આદર્શોનો તેમાં સમાવેશ થઈ જાય છે. જગતને જો ખરેખર શાતિ જોઇતી હશે તો જૈન ધર્મનો “ **જીવો અને જીવવા દો** ” નો સિદ્ધાંત અપનાવ્યા સિવાય છૂટકો નથી.



# ※ ભારતીય સંસ્કૃતિ ※

લેખક પ. પ્ર. શ્રી મુક્તિવિજયજી ગણિવર

નાસ્તિકતાના રૂધિર નીતરતા માનવ હૈયા પર આસ્તિકતાની અમીધારા વરસાવતી હે ભારતીય સંસ્કૃતિ ? તું આવા જનસમુદાયને પુણ્યપાપના તત્ત્વ જ્ઞાનનો પરમ રસ તુ પા ! સ્વર્ગ મોક્ષની સત્ય વાતોનો પીયૂષ રસ પાવાને હે ભારતીય સસ્કૃતિ ? તુ નવચેતના બનીને આવ

હે સસ્કૃતિ મા ! તારુ તત્ત્વજ્ઞાન વિશાળ છે તને આસ્તિક કવિઓએ ઓળખી છે, કાવ્યને માડવે ઉતારી છે ચિત્રકારોએ ચિત્રમા ચિતરી છે શિલ્પીઓએ શિલ્પમા કોતરી છે ધડકતા ને ધ્રૂજતા કઠોર કઢગા કાળજાવાળા માનવીને પણ તારી ધૂન લાગે તો માનવ માનવ મટી દેવ બને અરે ! દેવ તો શુ પણ નજીકના ભવિષ્યમા દેવાધિદેવ પણ બને આજે તો લોકોને અણુયુગ ને વિજ્ઞાનયુગની પડી છે ક્યા છે માનવીને ભારતીય તત્ત્વજ્ઞાન જાણવાની તમન્ના ? એને તો વ્યક્તિ એ રસ અને કૌટુમ્બિક ભોગો એ સબરસ વિલાસ વિનાના વિહારમા નથી એને રસ કે સબરસ હે સસ્કૃતિ મા? પ્રસરાવ તારા મોઘા હૈયાની ભેટ ! અને ઝગમગાવ તારી આતમ જ્યોત ?

ભારતીય સસ્કૃતિ એટલે પરમચેતનાની પ્રાણમૂર્તિ અને પ્રાણપૂર્તિ ! પૃથ્વી પરનુ નદનવન ! આત્માનો અવિરામ બાગ !

પ્રભુતાને પ્રસન્નતાના પાઠ શીખવનારી ઓ સસ્કૃતિ મા ! અમારા કાળા ને કઠોર કાળજાને કોમળ કરી પરમ પ્રકાશના પરબ્રહ્મનો દીપક તુ જલાવ !

આત્મા અને આત્માના ગુણોને ખીલવનારી આ સસ્કૃતિ દર્શનવાદના જુદા જુદા રૂપો લઈ એક સમયે ભારતભરમા ફેલાયેલી હતી પછી ભલે તે વેદાન્ત હોય કે વૈશેષિક દર્શન હોય ! ન્યાયદર્શન હોય કે સાખ્યદશન હોય ! પૂર્વમીમાસા હોય કે ઉત્તર મીમાસા હોય ! સ્યાદ્વાદ હોય કે અનેકાન્તવાદ હોય !

વાતો પુણ્ય પાપ અને પરલોકની, આત્મા અને પરમાત્માની, નર કે નરકના ભવની, સ્વર્ગ કે મોક્ષની, આ વિદ્યાનો અભ્યાસ પ્રજામાં કેમ વધે ખીલે ફૂલે અને ફાલે? તે માટે નાલંદા તક્ષશિલા અને વલ્લભીના વિદ્યાલયો એક કાળે આ ભારતમાં ગુંજારવ કરતાં હતાં.

આ તત્ત્વજ્ઞાનના અભ્યાસે કંઈક મુનિઓ અને મહાત્માઓની ભેટ ધરી, સાધુઓ અને સંતો સર્જ્યા, ત્યાગીઓ અને તપસ્વીઓ તૈયાર કર્યા, જેમણે જંગલમાં જઈ ઘોર તપશ્ચર્યા કરી હૃદયની ભૂમિકા ખેડી આત્મામાં અણમોલ પાક પકવ્યો, એ પકવેલા પાકને લોક-કલ્યાણ માટે ઘરગથ્થુ ભાષામાં ગુંથ્યો. અને એના પાનાં અને પુસ્તકોનાં પોટલાં ભારતીય પ્રજાને ભેટ ધર્યા પણ અફસોસ એ પાકની આજે ઉપેક્ષા જ નહિ પણ હાંસી અને મશ્કરી પણ થાય છે.

આજના જડવાદે લોક-હૃદયના સિંહાસન પરથી ઈશ્વરને ખસેડી ભૌતિક તત્ત્વોને સ્થાપન કર્યા છે અને એનું રૂડું રૂપાળું ને રંગીલું વિજ્ઞાનવાદ એવું નામ આપ્યુ છે. ભારતીય સસ્કૃતિ સર્વશ્રેષ્ટ છે, એવું જો ભારતીઓ અભિમાન લેતા હોય તો તે જડતત્ત્વોના વિકાસના આધારે નહિ, દુન્યવી મોજમજાહ રંગરાગ કે વિષય વિલાસના વાતાવરણના આધારે નહિ; પણ આત્મતત્ત્વના પૂર્ણ વિકાસના આધારે છે. આ વાત આજે જાણી જોઈને ભૂલાવી દેવામાં આવે છે અને મોજમજાહ અને વિષય વિલાસની પ્રવૃત્તિને ભારતીય સંસ્કૃતિનું જુઠું લેબલ લગાડી છેતરપીડી કરવામાં આવે છે આ ભુલભૂલામણીમાં કેટલાક મોટા ગણાતા મૂર્ખ માનવીઓ મુંઝાય છે અને ભારતીય સંસ્કૃતિથી દિવસે દિવસે પીછેહઠ કરતા જાય છે.

એક કાળે ભારતીય નારી રાજદરબારમાં કે ચોક્કસ સ્થળે નાચ કરતી તો તે વારાંગના કે વેશ્યા કહેવાતી, જ્યારે આજે ઘરઘરની કુમારિકાઓ હજારો માણસોના ટોળાં વચ્ચે નાચ ને નખરાં કરતી જોવામાં આવે છે. આ વખતે સભામાં બેઠેલાઓની આંખમાં આનંદ હોય છે, હોઠ હાસ્યના હિંચોળે હિંચકા ખાતા હોય છે અને હૈયુ હરખાઇ ઉઠયું હોય છે. પ્રમુખસ્થાને બેઠેલા ઇંદ્રિય રસિક પીઢ પુરુષ આને કળા અને સસ્કૃતિ તરીકે બિરદાવે છે. પોતાની જ બહેન-દીકરીઓને હજારોની હાજરીમાં અર્ધ નગ્ન વેષે નાચ કરતી નીરખનારાઓ

જ્યારે તાળીઓના ગડગડાટથી વધાવી લે છે, ત્યારે તો ખરેખર કોઈ પણ સદાચારી સહૃદય સત્પુરુષને કહેવાનુ મન થઈ જાય છે કે ભારતમા સદાચારને જીવતો સળગાવી દેવામા આવે છે, અને અનાચારને આદરપૂર્વક આમત્રણ આપવામા આવે છે

આ ચેપ જેમ દુન્યવી સસ્થાઓના જાહેર કાર્યક્રમમા ઘુસ્યો, તેમ શિક્ષણ સસ્થાઓમા પણ ઘણો જ ચેપી બન્યો છે સરસ્વતીના ધામ ગણાતા વિદ્યાપીઠો કે મહાવિદ્યાલયો જેને આજની ભાષામા કોલેજો કહેવામા આવે છે, તેમા આજે જે નાટકો—નૃત્યો વાર્ષિક કાર્યક્રમ કે બીજા કોઈ નિમિત્તે ગોઠવાય છે તે તો હોલીવુડના અર્ધનગ્ન નૃત્યો કે ભાડ ચેષ્ટાઓને પણ ટપી જાય તેવા હોય છે તાજેતરમા અમદાવાદની એક કોલેજમા આવા નફટ અને નગ્ન જેવા નૃત્યોમા પ્રોફેસરો અને કુમળી કળીઓ જેવી કોલેજની કુવારી કન્યાઓએ પણ ભાગ લીધો હતો અને સયમ કે સદાચારની સર્વ મર્યાદાઓનો સહાર થાય તેવી કુચેષ્ટાઓ કરી હતી, આને સરસ્વતીનુ ધામ કહેવુ કે શરીર ચુથવાનુ કારખાનુ કહેવુ, કળાનુ મદિર કહેવુ કે અનાચારનો અખાડો કહેવો આવા કાર્યક્રમને સાસ્કૃતિક પ્રોગ્રામ એવુ ભભકાદાર નામ શા માટે આપવામા આવે છે? એ એક ગૂઢ સમસ્યા છે

આ સાસ્કૃતિક પ્રોગ્રામ એટલે ભારતીય સસ્કૃતિનુ ધોળે દહાડે ખૂન, તેના મડદા ઉપર મોજ મ્હાલવાની મ્હેફીલ! ખરુ કહીએ તો ગુલાબની પાખડી જેવી ભારતીય સસ્કૃતિ ઉપર આજે ખેરના અગારા વર્ષાવવામા આવે છે જડવાદની ભૂતાવળ આજે ભારતીય સસ્કૃતિને દાતીઆ કરીને કહે છે કે તને માનનારા તો હવે ગણ્યા ગાઠ્યા જ રહ્યા છે જ્યારે મારી ઉપાસના કરનારો વર્ગ લાખો ને ક્રોડોની સખ્યામા ફુલ્યો-ફાલ્યો જાય છે

આજની પ્રજાના મોટા ભાગને અસલ ભારતીય સસ્કૃતિ ઉપર વિશ્વાસ નથી જેનાથી પોતાનો ભૌતિક આનદ પોષાતો હોય તેવી કોઇ પણ વિકૃતિને ભારતીય સસ્કૃતિનુ તમે નામ આપો તો તે ભૌતિક આનદને સસ્કૃતિ કહેવામા કે માનવમા તેને જરા પણ આચકો આવે એમ નથી પછી તે નફટ ને અર્ધનગ્ન પણે નાચવાની ક્રિયા હોય કે ધોળે દહાડે સાચી સસ્કૃતિનુ ખૂન કરનારી સ્વૈરવેશની પરિધાન ક્રિયા હોય સયમ સુદરીના ચોગ વચ્ચે ચીર ઉતારી તેને

ચાબુક ફટકારવાની ક્રિયા હોય કે આર્યત્વ ઉપર અંગારા મુકનાર વિજાતીય સાથે અંગોને અભડાવનારી ક્રિયા હોય.

આજે પરપુરુષ સાથે સીનેમા નાટક કે હોટલોમાં ભટકવામાં ભારતીય નારી ગૌરવ માને છે. શીળધર્મના સંરક્ષણ ખાતર અગ્નિકુંડમાં ઝંપાપાત કરનારી ચિતોડની સન્નારીઓ ક્યાં ? અને પરપુરુષના સંપર્કમાં આવી પોતાના અંગોને અભડાવનાર આધુનિક ભારતીય અંગના ક્યાં ? આજે ભારતીય નારીનું સ્ત્રીત્વ પડદા પાછળ કચડાઈ રહ્યું છે. વાસનાના ગુલામોએ ઉન્નતિના ઓઠાં નીચે આર્યાવર્તની અંગનાઓના શીલનો શિકાર કરવા માંડયો છે. स्त्रीणा स्वातन्त्र्य नार्हति એ પક્તિની પદે પદે મશ્કરી કરનારા સ્ત્રીઓને સ્વતંત્ર બનાવવાને બદલે સ્વચ્છંદી બનાવવા સાથે વિકાર અને વાસનામાં આગળ ને આગળ ધકેલી રહ્યા છે. ભૌતિક આબાદીમાં ભરમાઈ ગયેલી ભારતની ભામિનીઓ વિકાર ને વાસનાના વમળમાં વધારે ને વધારે ડુબતી જાય છે, તેનો ખ્યાલ આજે ભારતના ઘડવૈયાઓને પણ નથી, એ ઓછા ખેદનો વિષય નથી.

ભારતીય સંસ્કૃતિને પુનર્જીવન આપવું હશે અને ઘર ઘર તેને પ્હોંચાડવી હશે તો દરેકે દરેક ભારતીય ભાગ્યશાલીએ આજની આંધળી અને સમજણ વગરની દોટમાંથી પીછેહઠ કરવી પડશે, આ પીછેહઠ એ પરમાર્થથી પીછેહઠ નથી, પણ પ્રગતિની પરમ રેખા છે. શીલધર્મને સળગાવી નાખે તેવા નૃત્યો કે નાટકો શીખવાડવાનું સ્વ-સંતાનને બંધ કરવું પડશે. કાળજાની કોર ગણાતી પણ કન્યાને કોલેજના કુટિલ-શિક્ષણથી પાછી વાળી તત્ત્વજ્ઞાનની સુધાનું પાન કરાવવું પડશે. સ્વત્વ અને સત્વને નાશ કરનાર કહેવાતા કોઈ પણ શિક્ષણ કે કળાને પ્હેલી તકે દેશવટો દેવો પડશે. જે શિક્ષણ નારી જગતને શીલ ધર્મના સિંહાસન પરથી ગબડાવી નાખે તે શિક્ષણથી ગમે તેવો સારો ગણાતો પણ સુરતીયો મળતો હોય તો તેને જતો કરવો પડશે, પોતાની છોકરીના આધિ ભૌતિક જીવન વિકાસને ગૌણ કરી સાચી સાદાઈ અને સંયમના પાઠ શીખવાડનાર આધ્યાત્મિક વિકાસ પર ભારોભાર ભાર મુકવો પડશે. આ રીતનું જીવન જીવતાં કોઈ રૂઢિચુસ્ત કહે ! અંધશ્રદ્ધાળુ કે ઓર્થોડોક્સ કહે ! તો તે બધા જ આક્ષેપો હસતે હૈયે વધાવી લેવા પડશે.

આત્મા, પુણ્ય-પાપ, પરલોક, સ્વર્ગ, નર્ક અને મોક્ષ જેવા અતીન્દ્રિય

પદાર્થોનો ઊંડાણથી અભ્યાસ કહી હોય, ગ્રેય ને ઉપાદેયનો વિવેક કરી તે મુજબ માતાપિતાએ પોતાનુ જીવન જીવી સ્વસંતાનમા સસ્કારોનો વારસો આપવો પડશે આ પ્રમાણેનું જીવન જે જે ઘરમા ચમકતુ હશે કે ચમકશે તે તે ઘરમા ભારતીય સસ્કૃતિનો વારસો છે, એમ બેધડક માની શકાશે બાકી તો ખોટા સિક્કા પાડનારા ધૂર્તોની માફક વિકાર અને વિલાસના વેગને વધારનારી પ્રવૃત્તિને સાસ્કૃતિક પ્રોગ્રામ જેવુ જુઠુ નામ આપી ભારતના ભોળા લોકોને ભરમાવી તેમની સસ્કૃતિને ભરખી જવાની ભોગના ભિખારીઓની આ ભૂડામા ભૂડી ભવાઈ છે

ભારતીય સસ્કૃતિ મનુષ્ય માત્રને ફરમાવે છે કે—

"હે આત્મન્! તુ સસાર અટવીમા આથડતો એક મુસાફર છે આ જીવનમા તારે પરિમિત વર્ષો સુધી રહેવાનુ છે આયુષ્ય પૂરુ થયે ઈચ્છાએ કે અનિચ્છાએ અહીથી અન્ય ભવમા ચાલ્યા જવાનુ છે આ રખડપટ્ટી તારી દુખપરપરાનુ બીજ છે, જો તારે દુખી ન થવુ હોય તો તારી આ રખડપટ્ટીનો અત આવે એ રીતે આચરણ આચરવા માડ ઐહિક સપત્તિને આદર્શ બનાવી અજ્ઞાનના અધકારમા તુ આથડીશ નહિ, પરમાત્માનુ પુષ્ટાલબન લઈ, આધ્યાત્મિક સપત્તિને આખ સામે રાખી, સદ્ગુરુ નિશ્રાએ પરમ પદના પ્રયાણ માટે પ્રસ્થાન કર! આ રીતનુ પ્રસ્થાન કરનારા પુણ્યશાલીઓ જીવતા શાન્તિ, મરતા સમાધિ, પરલોકમા સદ્ગતિ પામી, અલ્પ કાળમા જન્મ મરણની પરપરા છેદી પરમપદને પામે છે"



**ઉન્નતિની પારાશીશી**

આપણી જાતને સસ્કારોની પક્કડમાથી કર્તવ્યનિષ્ઠ બનાવવાની સફળતા ઉન્નતિની પારાશીશી છે

# આધુનિક વિજ્ઞાન અને જૈન ધર્મ

લેખક : સૂર્યકાંત કાંતિલાલ શાહ ચાણસ્મા
B.Sc (Hons) B.Ad (Hons)

આજનું વિજ્ઞાન એ વીતરાગે ભાખેલા સનાતન સત્ય પદાર્થોમાંના કેટલાક પદાર્થોનું રૂપાંતર છે. કેમકે બ્રિટિશો જ્યારે ભારતમાં સત્તા ઉપર હતા ત્યારે જૈનોના મોટા મોટા ભંડારોમાથી સારાં એવાં પુસ્તકો ઉપાડી જઇ પોતાની ભાષામાં ભાષાંતર કરાવી, તેના અભ્યાસથી આજનું વિજ્ઞાન દિવસે દિવસે ઝડપી પ્રગતિ કરી રહ્યું છે.

શાસ્ત્રોના ઊંડા અભ્યાસથી જાણવા મળે છે છે કે આજનું વિજ્ઞાન એ આપણા જ્ઞાનીઓએ હજારો વર્ષો પહેલા ચિંધેલા સત્યોના હજારમા ભાગે પણ નથી. આજના વિજ્ઞાનમાં અને જૈન ધર્મમાં મને તો માત્ર એટલોજ ફેર લાગે છે કે જૈન ધર્મના સાહિત્યમાં બતાવેલી વસ્તુઓ થીયોરોટીકલ (Theoritical) છે જ્યારે એ થીયોરોટીકલ વસ્તુને આજના વિજ્ઞાને પ્રેકટીકલમાં ફેરવી લોકોને પ્રયોગો દ્વારા પ્રત્યક્ષ બતાવ્યું છે. આજે આપણને ધીમે ધીમે મનમાં શ્રદ્ધા થવા લાગી છે કે આધુનિક વિજ્ઞાન એ વીતરાગે ભાખેલી વાણીનું પરિણામ છે. જેજે વસ્તુઓ આપણા જ્ઞાનીઓ બતાવી ગયા છે, તેજ વસ્તુઓ આપણને આજે વિજ્ઞાન દ્વારા પ્રત્યક્ષ જોવા અને અનુભવવા મળે છે.

પૂર્વોક્ત ફરમાનનુ વર્તમાનમાં પ્રાયઃ કેટલીક વાર વિસ્મરણ જોવા મળે છે. અને તેથી જ એક જ સાધ્યવાળામાં પણ એક બીજાના ઉપદેશો તેમજ વાકયમાં વિસંવાદ સ્પષ્ટ જણાય છે આ ચાલુ જમાનામાં તત્વાતત્વના રહસ્યથી કેટલોક અજ્ઞાત વર્ગ કોઈપણ પદાર્થના નિરૂપણ પ્રસંગે આપ્ત પુરૂષોના અબાધિત સિદ્ધાન્તોને દૂર રાખી માત્ર કલ્પનાના હવાઈ કિલ્લાઓ ખડા કરે છે. પરંતુ કૂપ-મંડૂક ન્યાયથી બુદ્ધિમાન વ્યક્તિને એ માર્ગ સ્વીકારવા લાયક નથી. વીતરાગની વાણીમા વિશ્વાસ એ અગત્યની વસ્તુ છે. આ વિશ્વાસ આપણને

આજના પ્રાયોગિક વિજ્ઞાન દ્વારા પ્રાપ્ત થયો છે આજે આપણને એમ લાગે છે કે આજનુ વિજ્ઞાન એ વીતરાગની ભાખેલી વાણીનુ પરિણામ જ છે મહાન વિભૂતિઓના વચનમા અસત્યનો અશ પણ ન હોય એ નિશ્ચિત છે વિજ્ઞાનની જુદી જુદી શાખાઓને ધ્યાનમા લઇ કેટલીક વિચારવા જેવી બાબતો રજૂ કરૂ છુ

વર્તમાન વૈજ્ઞાનિક પદ્ધતિથી શોધાયેલ રેડિયો–ટેલિફોન–ટેલીગ્રાફ, વાયરલેસ–ફોનોગ્રાફ વિગેરે યત્રોથી શબ્દોનુ પૌદ્ગલિક પણું સિદ્ધ થાય છે 'शब्द गुणकमाकाशम्' શબ્૦ એ આકાશનો ગુણુ છે આ વસ્તુ અત્યારે માન્યતામા શિથિલ થઈ છે વસ્તુના સ્વરૂપને જાણનાર અને આત્મ પ્રત્યક્ષ કરનારા સર્વજ્ઞ ભગવ તોએ હાલની વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રમાણે કોઈપણ પ્રકારના વૈજ્ઞાનિક પ્રયોગો કર્યા સિવાય જ લોકાલોક પ્રકાશક જ્ઞાનના સામર્થ્યથી અનેક વખત ઉદ્ઘોષણા પૂર્વક જણાવેલ છે કે શબ્દ એ આકાશનો ગુણુ નથી, પરતુ પુદ્ગલ સ્વરૂપ છે મહાનુભાવ તીર્થ કર ભગવ તોના જન્મ વિગેરે કલ્યાણુક પ્રસ ગોમા ઇન્દ્ર મહારાજની આજ્ઞાથી હરિણુગમેષિ દેવે વગાડેલ સુઘોષા ઘટનો અવાજ અસખ્યાત યોજન દૂર પ્રભુના કલ્યાણુદિ પ્રસ ગોની જાગૃતિ કરાવે છે આ વૃત્તાતનુ શ્રવણુ કરનારાઓમાથી કેટલીક વિચારશિથિલ વ્યક્તિઓને સુઘોષા ઘટાનો અવાજ સાભળી આશ્ચર્ય થયેલુ, આ આશ્ચર્યને વર્તમાનમા શોધાયેલ રેડિયો વિગેરે યાત્રિક પ્રયોગોએ અમેરિકા–યુરોપ વગેરે દૂર પ્રદેશોમા થતા ભાષણો તથા ગાયનો અહિં રહેલ વ્યક્તિઓને સભળાવી સત્ય હકીકતના રૂપમા ફેરવી નાખ્યુ

ભારતીય વૈજ્ઞાનિક જગદીશચદ્ર બોઝે શોધી કાઢયુ કે વનસ્પતિમા સવેદન શક્તિ છે, જીવ છે, જૈન ધર્મ આ વસ્તુ વર્ષોથી કહેતો આવ્યો છે કે વનસ્પતિ સજીવ છે મનુષ્ય અને પ્રાણી જેવા સઘળા ગુણધર્મો તેમા જોવા મળે છે માત્ર તેને વાચા નથી વીતરાગે આ વસ્તુ માત્ર જણાવી હતી પરતુ વિજ્ઞાને પ્રયોગો દ્વારા સિદ્ધ કરી બતાવ્યુ, તેથી લોકોને વિજ્ઞાન પ્રત્ય ઊડો રસ ઉત્પન્ન થયો અને વિજ્ઞાનમા માનવા લાગ્યા જો વીતરાગની વાણીમા વિશ્વાસ હોત તો આવા પ્રયોગો કરવાની જરૂર પડત નહિ, જે લોકોને વીતરાગની વાણીમા સપૂર્ણ વિશ્વાસ છે, તેમને મન આધુનિક વિજ્ઞાન એ ચમત્કાર નથી

આધુનિક વિનાને બહાર પાડયુ છે કે પાણીના એક ટીપામા અસખ્યાતા



જીવાણુ છે. જ્યારે સૂક્ષ્મદર્શક યંત્ર ( Microrcope ) શોધાયું અને જ્યારે તેમાં હલાવતા ચાલતા જીવાણુ પ્રત્યક્ષ જોવા મળ્યા, ત્યારે લોકો એ વસ્તુને માનતા થયા, આ વાત હજારો વર્ષો પહેલાં વીતરાગે બનાવેલી હતી, પાણીને ઊકાળીને પીવાનો આગ્રહ એટલા માટે રાખતા હતા કે તેમાં ફરીવાર નવા જીવ ઉત્પન્ન ન થાય, હાલનું વિજ્ઞાન એમ માને છે કે પાણી જેટલું જીવનની અગત્યની જરૂરીયાત છે, એટલું જ રોગના ફેલાવા માટે અગત્યનો ભાગ ભજવે છે. ડોકટરો પણ દર્દીને પાણી ઉકાળીને પીવાની સલાહ આપે છે. "Boiled water is the beat remedy for all direares." આ વાત તો અત્યારે વિજ્ઞાન કહે છે, પરતુ વીતરાગે આ વસ્તુ હજારો વર્ષો પહેલાં બતાવેલી.

"Health is Wealth" આરોગ્ય વિજ્ઞાન પણ જૈન ધર્મમાંથી ઉતરી આવ્યું હોય એમ મને લાગે છે, આપણા ઉપવાસ, આપણી તપશ્ચર્યા, આપણી ધાર્મિક વિધિ વિ....નો અભ્યાસ કરવાથી આપણને ચોક્કસ લાગે છે કે ધાર્મિક ક્રિયાઓ દ્વારા પ્રત્યેક વ્યક્તિને પૂરતા પ્રમાણમાં કસરત મળે છે, ઉપવાસ અને તપશ્ચર્યા દ્વારા શરીર સુખી, નીરોગી અને તંદુરસ્ત રહે છે. અત્યારે ડોકટરો તંદુરસ્તી બગડી હોય, રોગ ફેલાયો હોય, ત્યારે ભૂખ્યા રહેવાની અથવા આહાર ઓછો કરવાની અને પાણી ઉકાળીને જ પીવાની સલાહ આપે છે.

" क्षित्यप्तेजोमरूद्व्योम – कालदिग्देहिनो मनः । "

એ વૈશેષિક દર્શનના સિદ્ધાન્તની રૂએ પાણી તેમજ વાયુ પૃથક્ પૃથક્ સ્વતંત્ર જાતિના પરમાણુથી બનેલ દ્રવ્યો હોવાનું પ્રતિપાદન થાય છે. પરંતુ બે ભાગ હાઈડ્રોજન અને એક ભાગ ઑકસીજન મળતાં તુરત પાણી થાય થાય છે, અને પાણીપણે પરિણમેલા અણુઓ પ્રયોગથી હાઇડ્રોજન અને ઓકસીજન સ્વરૂપે પરિણમે છે, એમ વૈજ્ઞાનિક પદ્ધતિથી એકીકરણ તથા પૃથક્કરણ થતું જોવામાં આવતું હોવાથી પૂર્વોક્ત નૈયાયિક સિદ્ધાન્ત અસત્ય ઠરે છે. જે દ્રવ્ય સ્વતોભિન્ન હોય તેનું દ્રવ્યાન્તર રૂપે ત્રણ કાલમા પરિવર્તન થતું નથી. જ્યારે જે વસ્તુને વૈજ્ઞાનિક પદ્ધતિથી અમુક પ્રકારે માનવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. તેજ વસ્તુને મહાનુભાવ સર્વ ભગવતોએ વસ્તુના યથાર્થ બાહ્યથી દેખાતા તેમજ અનુભવાતા તે પાણી તેમજ વાયુના શરીરનો પુદ્ગલ–દ્રવ્યને તેમાં પણ ઔદારિક નામની જાતિમાં સમાવેશ હોવાનું પ્રતિપાદન કરેલ છે.

આધુનિક વિમાનો, રોકેટો વિ ને લોકો વિજ્ઞાનના ચમત્કાર માને છે શાસ્ત્રોના ઊંડા અભ્યાસીઓ તે કદી ચમત્કાર રૂપે નહી માને દેવ વિમાન તો હજારો વર્ષો પહેલા હતાજ, દેવો વિમાનમા બેસીને જ એક જગ્યાએથી બીજી જગ્યાએ પ્રયાણ કરતા, આજના યુગમા એ વસ્તુઓ માત્ર વાચવા જ મળે છે સાભળવા જ મળે છે પ્રત્યક્ષ જોવા નહિ મળતા આજના વિમાનો અને રોકેટો એ લોકો માટે ચમત્કારરૂપ બની ગયા છે

આ પ્રસગે મારે અવશ્ય જણાવવુ પડશે કે સર્વજ્ઞ પ્રભુના સિદ્ધાન્તોમા પ્રત્યેક વસ્તુ સબધી સપૂર્ણ પ્રતિપાદન છતા વસ્તુની શોધ માટે નિર્ણયો લઇ શકતા નથી, તેમા તે સિદ્ધાન્તોના વાચનની-મનનની પુરેપુરી ખામી એજ કારણ છે અનત-જ્ઞાનીઓના અબાધિત-સિદ્ધાન્તો અનાદિ સિદ્ધ હોવા છતા તે જાણવાની બેદરકારી તેમજ તેના જિજ્ઞાસુઓ માટે જોઇતા ઉત્તેજનોના અભાવ વિ કારણોથી જ્ઞાન-સિદ્ધ પ્રયોગો પણ સમજાવી શકાતા નથી તે માટે આપણા સઘમા લગભગ અસ્ત પામેલ જિજ્ઞાસા-વૃત્તિને હવે પ્રગતિ પ્રધાન કહેવાતા યુગમા જાગૃત રાખવાની ખાસ જરૂર છે અને એમ થશે તોજ આપણે આપણા મૌલિક સિદ્ધાન્તોનુ સરક્ષણ કરવા સાથે આપણા હાથેજ વૈજ્ઞાનિક ઉન્નતિ કરી અન્ય જગતને આશ્ચર્ય પમાડવા યોગ્ય પદાર્થ વિજ્ઞાન પૂરુ પાડવા ભાગ્યશાળી બનીશુ

'जय वीयराय।'



**મનનીય સમીકરણ**

જિજ્ઞાસા + તર્ક = તત્ત્વજ્ઞાન
કુતૂહલ + તર્ક = વિજ્ઞાન
તત્ત્વજ્ઞાન + બુદ્ધિ = નમ્રતા
વિજ્ઞાન + બુદ્ધિ = અહકાર

## વિજ્ઞાનવાદની દષ્ટિએ

# શું આત્મા અમર છે?

લેખક : શાહ અમૃતલાલ મ. (વસાઈવાલા)
B.A. (ECOM) S.T.C રત્ન. પંચગની (મહારાષ્ટ્ર)

આજ ભૌતિકવાદમાં માનનાર બુદ્ધિશાળી કહેવાતો વર્ગ જે ફક્ત વૈજ્ઞાનિક દષ્ટિએ પૂરવાર થઇ શકે તે, અર્થાત જે ઘટના કે બાબત નજરે દેખાય અને બુદ્ધિથી સમજી શકાય તે જ વસ્તુ સાચી છે એમ માનવા પ્રેરાય છે, તે શીવાયની અન્ય કોઇ પણ બાબત કે ઘટનાને તે સાચી માનવા તૈયાર નથી. બીજા શબ્દોમાં એવી બધી બાબતો કાલ્પનિક છે, મનના સંતોષ ખાતર ઉપજાવી કાઢેલી છે–એમ જ માને છે. એ રીતે જોતાં પુનર્જન્મ એ માત્ર એક ચર્ચાનો જ વિષય છે, એમ આજ દિન સુધી માનવામાં આવતું.

આજે ઉપલબ્ધ વૈજ્ઞાનિક સાધનો દ્વારા આત્મા છે કે નહિ. છે તો તે કેવો છે? શું તે અમર છે? વગેરે બાબતોમાં સ્હેજ પણ પ્રકાશ પાડી શકાતો નથી. એટલે કે મૃત્યુ પછીનું જીવન કે જન્મ પહેલાંનું જીવન છે કે નહિં વગેરે બાબતમાં વૈજ્ઞાનિકો કંઈજ પ્રકાશ પાડી શકયા નથી, અને ત્યારે એક બાજી હારેલ ખેલાડી જેમ હતાશ નઈને પોતાના સંતોષ ખાતર એમ કહે કે ઇશ્વરે ધાર્યું હશે તે થશે તેમ આજનો વૈજ્ઞાનિક પોતાના સંતોષ ખાતર કહે છે કે માનવે મૃત્યુથી ડરીને આત્માના સંતોષ ખાતર આત્મા અમર છે, એમ માની લીધું છે, આમ જે વસ્તુઓ કે બાબતો વૈજ્ઞાનિક રીતે માપી–તોલી ન શકાય કે પરીક્ષણો વડે ચકાસી ન શકાય ત્યારે તેને અંધવિશ્વાસની સંજ્ઞા આપવી એ સ્વાભાવિક થઈ ગયુ છે.

પરંતુ આજે પુનર્જન્મની ઘટનાઓ વાંચવા–સાંભળવા ઉપરાંત નજરે જોવામાં પણ આવે છે, પણ વૈજ્ઞાનિકો ત્યારે કહે, છે કે આવી ઘટના એ પુનર્જન્મની જ ઘટના છે એમ માનવું ઉચિત નથી. બની શકે છે કે આવી ઘટનાઓ વ્યક્તિના વ્યક્તિત્વનો કોઇ એક પ્રકારનો વિકાર હોય કે ભૂત લીલાનો

પ્રભાવ હોય અથવા વ્યક્તિનો અતીન્દ્રિય જ્ઞાનનો પરિચય પણ હોય એવી સ્મૃતિ પણ હોઇ શકે છે કે જેમા વ્યક્તિએ પોતાની બાલ્યાવસ્થામા કોઈ મૃત મનુષ્યના વિષેની ચર્ચા પોતાના માબાપ દ્વારા સાભળી હોય

આવી ઘટનાઓના અનેક સ્પષ્ટીકરણ આપવામા આવે છે, તેની સાથે સાથે તેનું વૈજ્ઞાનિક ઢબે સશોધન થાય એ હેતુથી રાજસ્થાન વિશ્વવિદ્યાલયના 'પરા મનોવિજ્ઞાન વિભાગ' દ્વારા તેની વ્યાવહારિક બાજુને ધ્યાનમા રાખીને ઉકેલવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે

આ વિષયમા ટર્કીના એક ઇસ્માઈલ નામના બાળકની ઘટના આપણુ ધ્યાન વિશેષ રીતે દોરે છે

રાજસ્થાન વિશ્વવિદ્યાલયના પરા મનોવિજ્ઞાન વિભાગના ડૉ બેનરજી ટર્કીમા આવેલ અદાનામા ગયા, ટર્કી એ મુસ્લીમ દેશ હોઈ તેઓ પુનર્જન્મમા માનતા જ નથી અદાનાના મુસ્લીમોને જ્યારે ખૂબ સમજાવવામા આવ્યુ ત્યારે તેઓ બાળક ઇસ્માઈલ વિષે માહિતી આપવા સમત થયા અદાનની બાજુમા આવેલ બચાહે નામના વિભાગમા રહેતા એબિટ સુજુર્યુસ નામનો એક ધનવાન ખેડૂત રહેતો હતો એણે પોતાના ખેતરમા પુષ્કળ મજૂરોને કામે લગાડયા હતા તેની પહેલી પત્ની હાતિશાથી કોઈ સતાન ન હતુ તેથી તેણે તેની પત્નીને છૂટા છેડા આપ્યા અને પોતાની બાજુના એક મકાનમા રાખી તેનો ખર્ચ પૂરો પાડતો, ત્યાર બાદ તેણે શહીદા સાથે લગ્ન કર્યુ, જેનાથી તેને કેટલાક સતાનો થયા એક દિવસ કેટલાક મજૂરો એબીટ સુજુર્યુસ પાસે મજુરીએ આવ્યા, અને તેણે કોઈપણ જાતના સદેહ વગર તેમને મજૂરીમા રાખી લીધા થોડા દિવસ સારી રીતે વિશ્વાસપૂર્ણ કામ કરી બતાવ્યુ, ત્યાર બાદ એક દિવસે ઘોડાના પગે કઇક વાગ્યુ છે, તે જોવા એબિટને તે આ મજુરો બોલાવી લાવ્યા એબિટ જેવો ઘોડાનો પગ જોવા નીચે નમ્યો કે આ મજૂરોએ તેની નિર્દયતાથી હત્યા કરી નાખી, એબિટની ચીસ સાભળી તેની પત્ની શહીદા તેના બે બાળકો સાથે દોડી આવી, હત્યારાઓએ તેમને પણ મોતને ઘાટ ઉતાર્યા

આ ઘટના પછી કેટલાક મહિનાઓ બાદ બચાહની બાજુના એક ગામમા મેહમત અટિગલિશ કસાઈ પરિવારમા ઇસ્માઈલ નામના બાળકનો જન્મ થયો

વર્ષ દોઢ વર્ષની ઉમ્મરમાં જ તે પોતાના ગયા જન્મની બાબતમાં કહેવા લાગ્યો અને ગયા જન્મના બચારવાળા પરિવારના સભ્યો પાસે લઈ જવા માટે આગ્રહ કરવા લાગ્યો, મુસલમાનો પુનર્જન્મમાં ન માનતા હોઈને તેઓ ભૂતલીલાનો પ્રભાવ માનવા લાગ્યા. અને બચાહ લઈ જવા માટે ઈન્કાર કરતા પરંતુ મહેમત ને તેના મિત્રે સમજાવ્યો એટલે ઈસ્માઈલને બચાહ લઈ જવા માટે તૈયાર થયા, ઈસ્માઈલ તેમને સર્વેને બચાહ લઈ ગયો અને પોતાના ગયા જન્મના પરિવારના સદસ્યેની ઓળખાણ આપી અને તેનાં પ્રથમ પત્ની હાતિશને ગળે લગાડી તેની પુત્રી ગુલશરીન સાથે ખૂબ જ વાતો કરી અને તેની પુત્રીને પણ તેના બોલવા પરથી લાગ્યું કે આ મારા પિતા એબિટ જ છે.

ત્યાર બાદ ઈસ્માઈલ જ્યારે જ્યારે બચાહ જતો ત્યારે પોતાના બાળકો માટે મિઠાઈ વગેરે વગેરે લઈ જતો અને તેમને આપતો.

બાળક ઈસ્માઈલે એબિટના ઘર સુધીનું પોણા માઈલનું અંતરનું જે માર્ગ દર્શન કર્યું એ માત્ર અંદાજ નથી પોતાની જાતને એબિટ જ કહેવડાવવામાં તે પોતાની વફાદારી માને છે અને પોતામાં એબિટના વ્યક્તિત્વને જ ઉભરાતું અનુભવ્યું છે. એબિટના ઘરવાળાઓને તરત જ ઓળખી લેવા, તેનાં બાળકો પ્રત્યે પિતા તુલ્ય વ્યવહાર કરવો, હાતિશાને આંસુ સાથે ગળે લગાડવી, તેમજ બાળકો માટે અવારનવાર ખાવાનુ લઈ જવું વગેરે ભાબતો એ પરિવારની સાથેના વિશિષ્ટ ભાવનાપૂર્ણ સબંધોને પૂરવાર કરે છે.

બંગાળના પ્રોફેસર પ્રણવેંદુ પાલ આ દિશામાં વિશેષ અધ્યન કરી રહ્યા છે. તેઓ પણ નીચેના તથ્યોનું વિશ્લેષણ કરી રહ્યા છે.

પ્રો. પ્રણવેંદુ પાલે બદાયુ જીલ્લાના બિસૌલી નામના ગામમાં પ્રમોદ શર્મા તથા તેના પૂર્વજન્મના માતાપિતાની મુલાકાત લીધી, પ્રમોદના કહેવા મુજબ તેનો પૂર્વજન્મ મુરાદાબાદમાં થયો હતો. તેના કહેવા પ્રમાણે તેને મુરાદાબાદ લઈ જવામાં આવ્યો ત્યારે સૌ પ્રથમ તેણે તેની પત્નિને બોલાવી અને એક કિમતી સાડી વિષે પૂછપરછ કરી કે જે સાડી તે કલકત્તાથી લાવ્યો હતો. પરંતુ તે સાડીમાં એક કાણું નીકળ્યુ તેથી તે સાડી પહેર્યા વગર પેટીમાં મૂકી રાખી હતી. પ્રમોદે તે સાડી પેટીમાંથી કઢાવી, એક મોટું છિદ્ર સહુ ઉપસ્થિત લોકોને બતાવ્યું.

૨૧-વષના પ્રમોદકુમારને પોતાના પૂર્વજન્મની સર્વ બાબતો યાદ છે છે કે જેની ચકાસણી કરવાથી સાચી હોવાનુ જણાયુ છે તેમના કહેવા પ્રમાણે તેમનુ પૂર્વજન્મમા નામ પરમાનદ હતુ અને તેમનુ મૃત્યુ પેટની દર્દનાક પીડાથી થયુ હતુ

પ્રમોદકુમાર તથા તેમના પૂવજન્મના પરિવાર વચ્ચે સારો પ્રેમ છે તેમજ એક બીજાનુ આવવુ-જવુ પસદ કરે છે

એક બીજુ ઉદાહરણ આવે છે કે બદાયુ જજ કોર્ટનો પટાવાળો રમેશ નો ચાર વર્ષનો પુત્ર અનિલ પૂર્વજન્મમા મહસવાન ગામના તેજપાળ વાણીયાનો પુત્ર હતો તેનુ પૂર્વજન્મનુ નામ લાલાજી હવા તેમજ તેના વર્તમાન જન્મની માતા એ એની માતા નથી પરતુ ભાભી છે અને તેમને ભાભી કહીને જ બોલાવે છે તે પોને વર્નમાન જન્મમા હજામ હોવા છતા તે શ્રાવક કહેવડાવવાનુ પસદ કરે છે એનુ કહેવુ છે લગભગ ચાર વર્ષ ઉપર તેના મોટા ભાઈની પત્ની (ભાભી) ને તેડવા એક રિકશામા સહમવાન ગામના આસપાસમા થઈને જઈ રહ્યો હતો ત્યારે માર્ગમા ૩૩૭ નબરના મોટરથી એકિસડટ થયો અને તેનુ મૃત્યુ થયુ, તેના પુરાવામ બદાયુના સુપ્રસિદ્ધ એડવોકેટ શ્રી એલ પી માથુરે મોટર ન ૩૩૭ તથા તેના ડ્રાઇવરનો ચાર વર્ષ પૂર્વે ચાલેલ કેસની હકીકત કહી

તેને સહસવાન લઇ જવામા આવ્યો ત્યારે અનિલ તેના કાકાના છોકરાની ઓળખાણ આપી ઓળખાણ આપ્યા ઉપરાત તેના મોટા ભાઇની બૂટની દુકાનનું વિવરણ આપ્યુ કે જે દુકાનમા તે પોતે પણ બેસતો હતો એ ઉપરાત તેણે તેના પૂર્વજન્મની શાળાના અધ્યાપક તથા તેના પિતાના મિત્રની ઓળખાણ આપી

બીજી ઘટના આપતા જણાવે છે કે સુનીલ દત્ત નામનો બાળક પોતાને શેઠ શ્રી કૃષ્ણ જણાવે છે સ્વ શેઠ શ્રી કૃષ્ણના મિત્રોનુ કહેવુ છે કે બાળકના આચાર-વિચાર તથા વ્યવહાર શેઠ શ્રી કૃષ્ણ જેવો જ છે આ બાળકનુ કહેવું છે કે પૂર્વજન્મમા તેણે બદાયુના કલેકટર જે ડી શુકલના સપર્કમા આવ્યો હતો અને તેમના કહેવા મુજબ બદાયુમા ધર્મશાળા, ઈટર કોલેજ તથા રામલીલા મેદાન માટે પર્યાપ્ત દાન આપ્યુ હતુ અને એક ગ્રુપ ફોટામાથી તેમને ઓળખી બતાવ્યા હતા આ સિવાય અન્ય પરિવારના સભ્યોની ઓળખાણ આપી હતી

આવા કેટલાય મનોરંજક અને આશ્ચર્યજનક પ્રસંગો જાણવા મળે છે. અત્યાર સુધી આ સંબંધમાં શોધ કરવાવાળા હજુ કોઇ નિશ્ચિત નિર્ણય પર પહોંચ્યા નથી કેમકે તેઓ વૈજ્ઞાનિક સિદ્ધાંતની ભ્રમણામાંથી બહાર નથી આવ્યા.

પ્રો. બેનર્જીએ દેશ વિદેશની કેટલીયે ઘટનાઓ ઉપર સફળ સંશોધન કર્યું છે. એમની સંશોધન પદ્ધતિ બહુ જ ઝીણવટ ભરી અને ઊંડી છે. આ સંબંધમાં જે તથ્યો પ્રગટ થયાં છે, તે જાણ્યા બાદ એક વસ્તુ આપમેળે સાબિત થાય છે કે આત્માનું અસ્તિત્વ છે જ અને આ સિદ્ધાંત અનાત્મવાદીઓને ફરી વાર વિચાર કરતા કરી મૂકે છે.

પ્રો. બેનર્જી આ બાબતમાં પૂર્વગ્રહથી મુક્ત બનીને આ બાબતમાં અધ્યયન કરે છે તેમજ આ સમસ્યાના વ્યાવહારિક પક્ષનું અધ્યયન કરી રહેલ છે. તેથી તેઓ આવા પ્રકારની ઘટનાંઓને પુર્નજન્મની ઘટનાઓ તરીકે ઓળખાવવાનું વિશેષ વાજબી માનવાને બદલે એને અતિ–મસ્તિષ્ક–સ્મૃતિ (Extra Cerebral Memory)ની ઘટનાઓ તરીકે ઓળખાવવી વધારે ઠીક માને છે.

આવા પ્રકારની અનેક ઘટનાઓના અધ્યયન દરમ્યાન જ્યાં સુધી કોઇ નિષ્કર્ષ ઉપર ન પહોંચી શકાય ત્યાં લગી એ કહેવું મુશ્કેલ છે કે આવી ઘટનાઓ અસંભવ કે ખોટી છે.



### ગંભીરતાથી વિચારો

- જે જ્ઞાન અહંકાર, કદાગ્રહ અને જાતની ખામીઓ છુપાવવાની કટેવ ઉપજાવે તે ખરેખર અજ્ઞાન છે.
- જાતને શિખામણ આપી કાબૂમાં રાખવી સૌથી કઠણ કામ છે.
- જીભ પર જેનો કાબૂ તો સર્વ વાતે સુખી.



# ભારતીય સંસ્કૃતિમાં જૈન ધર્મનું પ્રદાન

લેખક કીર્તિકુમાર શકરચદ શાહ, એમ એ (સેકન્ડ પાર્ટ)

ભારતીય સસ્કૃતિનો પટ વિવિધરગી છે એમા અનેક ધર્મપરપરાઓના રગ ભરેલા છે એમા પણ ઊડીને આખે બાઝે એવી બે ધર્મપરપરાઓ છે એક બ્રાહ્મણ પરપરા અને બીજી શ્રમણ પરપરા બ્રાહ્મણ પરપરા 'બ્રહ્મન્'ની આસપાસ વિકસી, જ્યારે શ્રમણ પરપરાનો વિકાસ 'શમ-સમ-શ્રમ'ની આજુ બાજુ થયો શ્રમણ પરપરાના આ મૂળમા જ જૈન ધર્મનું સમગ્ર સ્વરૂપ રહેલુ છે બીજા શબ્દોમા એમ કહી શકાય કે જૈન પરપરાનો ઉદ્ભવ શ્રમણ પરપરા માથી જ થયેલો છે "સમ" "શમ" અને "શ્રમ" એ ત્રણેય તત્ત્વો જૈન ધર્મના કેન્દ્રસ્થાને છે

જગતના ધર્મોમા અતિ પ્રાચીન એવી આ પરપરામા અન્ય ધર્મપરપરા ઓની અપેક્ષાએ કેટલીક બેનમૂન વિશિષ્ટતાઓ રહેલી છે આ વિશિષ્ટતાઓને લીધે જ આજે પણ જૈન ધર્મ ભારતમા પોતાનું વર્ચસ્વ ટકાવી રહ્યો છે

જૈન ધર્મની વિશિષ્ટતાઓ પર વિચાર કરતા આપણી સમક્ષ સૌ પ્રથમ તેનું વ્યવસ્થિત આચાર-વિચારોનું માળખુ ખડુ થાય છે 'શક્તિ એટલી ભક્તિ' એ બાબતને લક્ષ્યમા લઈને જૈન ધર્મની આચારસહિતા ઘડવામા આવી છે સાધુ-સાધ્વી અને શ્રાવક-શ્રાવિકા એ બન્ને જૂથો માટે તેનુ અલગ અલગ આયોજન થયુ છે અલબત્ત, એમા પ્રકારભેદ નથી, માત્રાભેદ છે જૈન ધર્મના સાધુઓ અને સાધ્વીઓએ આચારોનું પાલન સપૂર્ણતયા અને સખ્તાઈથી કરવાનું હોય છે, જ્યારે સસારી ધર્માનુયાયીઓ માટે એના પાલનમા જયણા મુખ્ય રાખવામા આવી છે આ બાબતના ઉદાહરણરૂપે કહી શકાય કે પાચ વ્રતો સાધુ-સાધ્વીઓએ સપૂર્ણત અને સખ્તાઈથી પાળવાના હોય છે, એથી એ વ્રતો 'મહાવ્રતો' તરીકે ઓળખાય છે, જ્યારે શ્રાવક-શ્રાવિકાઓને આ વ્રતોનુ અમુક મર્યાદામા પાલન કરવાનું હોય છે તેથી આ વ્રતો અહીં 'અણુવ્રત'

તરીકે ઓળખાય છે. પાંચ મહાવ્રત, ત્રણ ગુપ્તિ, પાંચ સમિતિ, પ્રતિક્રમણ, સામાયિક, દર્શન, ગુરુવંદન વગેરે જૈન ધર્મીઓનાં મુખ્ય આચારો છે. આમ બારીકાઈ, વ્યવસ્થિતતતા અને વ્યાવહારિકતાથી ઘડાયેલું 'આચાર–માળખું' એ જૈન ધર્મની સૌથી મોટી વિશેષતા છે.

'આવાગમન'ના વિષચક્રમાંથી છૂટીને 'મોક્ષ' પ્રાપ્ત કરવો એ જૈન ધર્મનો પાયાનો સિદ્ધાંત છે એના ઉપકરણરૂપે બે બાબતોને જીવનમાં ઉતારવી આવશ્યક ગણવામાં આવી છે: એક છે જયણા અને બીજી છે ઉગ્ર તપશ્ચર્યા. જયણા પાલન કરવી એ પ્રત્યેક જૈનનું મોટામાં મોટું કર્તવ્ય છે. નાનામાં નાના જીવને– ક્ષુદ્રમાથી ક્ષુદ્ર જીવજંતુને પણ જ્યાં સુધી તેનું કુદરતી મૃત્યુ ન આવે ત્યાં સુધી જીવવાનો પૂરેપૂરો અધિકાર છે. જૈન ધર્મના વર્તુળમાં કેન્દ્રસ્થાને છે જયણા. જયણાના આ સિદ્ધાંતનો જૈન ધર્મના ૨૪મા અને છેલ્લા પ્રવર્તક ભગવાન શ્રી મહાવીરે ખૂબ પ્રચાર કર્યો હતો. ભારતીય સંસ્કૃતિના પ્રાણરૂપ અહિંસાનું પાલન જયણાથી સુશક્ય બને છે.

અહિંસા પછી તપશ્ચર્યાનુ સ્થાન છે. કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો તપશ્ચર્યાને માત્ર 'દેહદમન'ના અર્થમાં ઘટાવે છે, પણ તે અપર્યાપ્ત છે. એના બાહ્ય સ્વરૂપની દૃષ્ટિએ તપશ્ચર્યાનો અર્થ 'દેહદમન' જરૂર થાય, પણ એના આંતર-સ્વરૂપ મુજબ તો તપશ્ચર્યા એટલે "એવો સતત પુરુષાર્થ—એવા સતત પ્રયત્નો કે જેના વડે આત્માની મલિનતા ઓગળી જાય, કર્મની અશુદ્ધિ લુપ્ત થાય અને પરિણામરૂપે શુદ્ધતમ આત્મદશા પ્રગટે." આમ, મોક્ષરૂપી સુંદર ઇમારતને વિષય–કષાયરૂપી લાગેલા તાળાને ખોલી શકવાને શક્તિમાન એવી આ 'જયણા' અને 'તપશ્ચર્યા' રૂપી ચાવીઓ એ જૈન ધર્મનું બીજું નોંધપાત્ર લક્ષણ છે.

તત્ત્વજ્ઞાનને ક્ષેત્રે જૈન ધર્મે ભારતીય તત્ત્વજ્ઞાનને 'અનેકાન્તવાદ'નું પ્રદાન કર્યું છે. અન્ય કેટલીક ધર્મપરંપરાઓએ આંશિક રીતે તેનો સ્પર્શ કર્યો હતો, પણ જૈન ધર્મે જે રીતે 'અનેકાન્તવાદ'ની છણાવટ કરી છે અને એની સમજ આપી છે, એ બેનમૂન છે. અનેકાન્તવાદ જૈન દર્શનની વિશિષ્ટ દૃષ્ટિનું દર્શન કરાવે છે. કોઈ પણ એકાદ ઘટના કે પ્રસંગને માત્ર એક જ દૃષ્ટિકોણથી ન જોતાં—પોતાની રીતે જ એનો વિચાર ન કરતાં—શક્ય એટલા અનેક દૃષ્ટિ-બિંદુઓથી તેને તપાસવો તેનું નામ અનેકાન્તવાદ. બીજા શબ્દોમાં કહીએ તે

કોઈપણ પ્રસગે માત્ર આપણા જ વિચાર કે મતવ્યનો ખ્યાલ ન કરતા બીજાના અભિપ્રાયોને પણ જાણવા અને સમજવા વ્યવહારમા જો અનેકાન્તવાદનો ઉપયોગ કરવામા આવે તો—અનેકાન્તવાદના સિદ્ધાતને અપનાવવામા આવે તો સસારમાથી ઘણા કલેશ–કકાશ આપોઆપ લુપ્ત થઈ જાય આમ, 'અનેકાન્તવાદ' એ જૈન ધર્મનું ભારતીય સસ્કૃતિને બહુમૂલુ પ્રદાન છે

પ્રાચીનકાળથી ભારતમા રાજાઓએ, મત્રીઓએ કે શ્રેષ્ઠીઓએ મદિરો બાધાવવાની પ્રણાલી પાડી હતી એ પરપરા અનુસાર જૈન રાજવીઓ, જૈન મત્રઓ અને જૈન શ્રેષ્ઠીઓએ અનેક જૈન દેરાસરો બધાવ્યા હતા જૈન મત્રી વિમલશાહે આબુમા તેમ જ વસ્તુપાળ–તેજપાળ જેવા જૈન મત્રીઓએ દેલ વાડામા બધાવેલા દહેરા ઈતિહાસપ્રસિદ્ધ છે દેલવાડાના દહેરા તો શિલ્પ અને સ્થાપત્યની દૃષ્ટિએ આતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવે છે અનેક પરદેશીઓ ઊડીને આખે બાઝે એવી આ મદિરોની કલા–કારીગરી જોઈને આશ્ચર્યમુગ્ધ થાય છે ઉદયન મત્રીએ સ્તભતીર્થ (હાલનુ ખભાત)મા અનેક જૈન મદિરો બધાવ્યા હતા વનરાજ ચાવડાએ પાટણમા પચાસરા પાર્શ્વનાથનું મદિર બધાવ્યુ હતું આમ જૈન મદિરોની શિલ્પકલા, સ્થાપત્યકલા અને કોતરકામ એ ભારતીય કલાનુ ઝળકતું પાસુ છે ઢાક અને તાલધ્વજ (હાલનું તળાજા)ની જૈન ગુફાઓ ગુફા–સ્થાપત્યમા અનેરી ભાત પાડે છે આમ, કલા–કારીગરીના ક્ષેત્રે જૈન ધર્મે ભારતીય સસ્કૃતિને બહુમૂલુ પ્રદાન કર્યું છે

જૈન ધર્મના પ્રચારકો અને પ્રવર્તકોએ ધર્મોપદેશનુ ઉદ્બોધન માત્ર પ્રજાને જ નહીં, રાજાને પણ કર્યું હતું પ્રતિભાસપન્ન ઉપદેશકોની આ વિશિષ્ટ પ્રણાલી પાછળના સમયમા અનુકરણીય બની ગઈ જૈન ઉપદેશકોના સચોટ ઉપદેશની અસરથી ઘણા રાજવીઓએ જૈન ધર્મ અગીકાર કરી તેને રાજ્યાશ્રય આપ્યાના દાખલા ઇતિહાસપ્રસિદ્ધ છે પ્રાચીન કાળમા એ બાબત સાહજિક હતી કે જે ધર્મને રાજા અપનાવતો તેને સમગ્ર પ્રજા પણ અપનાવતી આથી જ ખારવેલ, સપ્રતિ, કુમારપાલ વગેરે જૈન રાજવીઓના રાજ્યઅમલ દરમ્યાન જૈન ધર્મનો ખૂબ પ્રચાર થયો હતો આમ, રાજવીઓના હૃદયમા ધર્મતત્ત્વ ઠસાવીને તેમના દ્વારા સમગ્ર પ્રજામા ધર્મનો પ્રચાર કરવાની 'શૈલી' એ જૈન ધર્મની વિશિષ્ટતા બની રહી હતી

જૈનધર્મે સહિષ્ણુતાની, સમભાવની, અનુકંપાની ભાવના જે રીતે અને જેટલા પ્રમાણુમાં વિકસાવી છે તે અન્યત્ર જોવામાં આવતી નથી. જૈનધર્મના 'સહિષ્ણુતા'ના આ સંસ્કારને ઘણા રાજવીઓએ પોતાના જીવનમા અપનાવેલો. અશોક, સંપ્રતિ, ખારવેલ, સમુદ્રગુપ્ત, વિક્રમાદિત્ય, કુમારપાળ વગેરે રાજવીઓએ અન્ય ધર્મો પ્રત્યે ઉદાર સહિષ્ણુતા દાખવી હતી. દરેક જીવ પ્રત્યે કરુણભાવ રાખવાનો સિદ્ધાંત એ જૈનધર્મની પાયાની ઈંટ છે. આજના વૈજ્ઞાનિકો માને છે કે વનસ્પતિને પણ 'જીવ' છે, પરંતુ આ વાત તો હજારો વર્ષ પહેલાં જૈન ધર્મે સ્પષ્ટ કરી છે. ડૉ. ટેસિટોરી કહે છે કે, "જેમ જેમ વિજ્ઞાન આગળ વધે છે તેમ તેમ જૈન ધર્મના સિદ્ધાંતો વધારે મજબૂત બને છે."

વ્યવસ્થિત આચારધર્મ, અનેકાન્તવાદ, અહિંસા અને તપશ્ચર્યાનું આચરણ, જૈન ઉપદેશકોની ઉપદેશ આપવાની વિશિષ્ટ પ્રણાલી વગેરે વિશેષતાઓને કારણે જૈન ધર્મ આજે પણ મક્કમ અને અવિચલ સ્થાન ધરાવે છે.

આ રીતે જૈન ધર્મ ભારતીય સંસ્કૃતિના વિશિષ્ટ તત્ત્વોનો પૂર્ણતઃ પૂરક બની રહ્યો છે.



### વિચારવા જેવું

- કષાય દ્વારા પોતાની વાતને સાબિત કરવાનો પ્રયત્ન ખરેખર અણસમજનો નમૂનો છે.
- કષાયોની કોડા મણની શિલા નીચે દબાયેલ આત્માને બહાર કાઢવા મથવું જરૂરી છે.

## સુંદર કલાત્મક ભક્તિના અદ્દ્ભુત પ્રતિકરૂપ
## ભવ્ય ધાતુમુર્તિ



આ ધાતુમૂર્તિ શિવગઢ [રતલામથી ૧૩મા]મા છે આ ધાતુમૂર્તિમા સુદર કલાત્મક કોતરણી સાથે વિશિષ્ટતા એ છે કે આમા નીચે મુજબના તિથકરોના બિંબોનો સમાવેશ છે અદર મૂળનાયક શ્રી આદિશ્વર પ્રભુ અને પરિકરમા શ્રી શાન્તિનાથ, શ્રી નેમિનાથ, શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીર સ્વામીજી છે પરિકરની આસપાસના અર્ધવર્તુળમા ૨૪ તીથકર ૨૦ વિહરમાન અને ૪ શાશ્વતજિનબિંબો મળીને ૪૮ બિંબોની સ્થાપનાવાળી ધાતુમૂર્તિ વતમાન કાળે જ્ઞાન માહિતી મુજબ અપૂર્વ અદ્વિતીય છે

## અતિ પ્રાચીન કલાત્મક ચોવીસી ધાતુ મુર્તિ



આ મુર્તિ રતલામ [ શ્રીગંજ ]ના સ્ટેશન ઉપરની ધર્મશાળામાં નવનિર્મિત દેહરાસરમા (ભૂગર્ભમાંથી મળી આવેલ) હાલમાં છે. આમાં સુંદર કલા કોતરણી છે પ્રભુની જમણે-ડાબે યક્ષ યક્ષિણી કલાત્મક કમળનાભ પદ્મ પર બેઠેલ દર્શાવ્યા છે. મૂળનાયકની ઉપર અને પાર્શ્વભાગે ૨૩ જિનબિંબો છે.

યક્ષ-યક્ષિણી સાથે
શ્રી પાર્શ્વનાથ પ્રભુની ભવ્ય ધાતુમૂર્તિ



શિલ્પકલા તેમજ મૂર્તિશાસ્ત્રની દૃષ્ટિએ વિલક્ષણ અને ૧૫મી સદીની આ પ્રાચીન મૂર્તિના પરિચય માટે જુઓ પૃ ૧૮૦

શ્રી પાર્શ્વનાથ પ્રભુ [ત્રિતીર્થી]



વિ સ ૧૧૧૧ વૈશાખ સુદ ૩ની પ્રાચીન આ પ્રતિમાના પરિચય માટે જુઓ પૃ ૧૭૯

સુંદર કલાત્મક ધાતુ પરિકર



શિરોહી [રાજસ્થાન]ના પ્રાચીન પુરાતત્ત્વ સંગ્રહાલયમાં અત્યંત સૂક્ષ્મ કારીગરીવાળા આ પરિકરના પરિચય માટે જુઓ પૃ. ૧૮૦

ધાતુ પરિકરના પાછલા ભાગનું દૃશ્ય



મોતીના દાણા જેવા સુંદર મરોડદાર અક્ષરોમાં લખાયેલ વિ. સં. ૧૬૩૪ના શિલાલેખના પરિચય માટે જુઓ પૃ. ૧૮૦

કલાત્મક સુંદર ચોવીશી



ફક્ત ચોવીશ પ્રતિમાઓથી બનેલી વિલક્ષણ આ ચોવીશીના પરિચય માટે જુઓ

પૃ ૧૭૯–૮૦

અદ્ભુત–પચતીર્થી



માત્ર ૫ જિનમૂર્તિઓથી બનેલી આ શિલ્પ સમૃદ્ધ પચતીર્થીના પરિચય માટે જુઓ

પૃ ૧૮૦

ચોથા આરાની અતિ પ્રાચીન
શ્રી આદીશ્વરપ્રભુની મૂર્તિ
[દેલવાડા આબુ]



વર્તમાન કાળે ઉપલબ્ધ જિન-
બિંબોમાં અતિ પ્રાચીન અને
વિમળશા મંત્રીને જિનાલયો
બંધાવવા માટે ક્ષુદ્ર ઉપદ્રવોના
નિવારણમાં અતિ ઉપયોગી થયેલ
આ પ્રતિમાના પરિચય
માટે જુઓ પૃ. ૧૭૮

જૈન પુરાતત્વમંદિર શિરોહીની પ્રાચીન
શ્રી પાર્શ્વનાથ પ્રભુ [ત્રિતીર્થી]



પદ્મનાલની વિશિષ્ટ કોતરણીવાળુ
સિંહાસન અને આજુ-બાજુ યક્ષ-યક્ષિણી
તેમજ મધ્ય ભાગે ધર્મચક્ર ધરાવતી આ
પ્રાચીન ધાતુમૂર્તિ છે

આકોટાની પ્રાચીન ધાતુ મૂર્તિ



વિ સં ૧૧૫૯ની પ્રાચીન ખૂબજ ઊંચી
બેઠકવાળી આ ધાતુમૂર્તિ વર્તમાન ઉપલબ્ધ
ધાતુમૂર્તિઓમા વિલક્ષણ છે

કલાત્મક બાર સાખવાળા ગર્ભગૃહનુ દશ્ય



પાલનપુરના શાંતિનાથ જૈન દેહસરના ગભારાની બાર સાખમા ચોવીશ જિનમૂર્તિઓ અંકિત થયેલી છે. જેના ઉપર સુંદર સોનેરી ચિત્રકામ થયેલ છે.

કલાત્મક ચોવીશી



પરિકરની સંયોજનામાં ૨૩ જિન મૂર્તિઓની ગોઠવણી અને મૂળ નાયકની બંને તરફ વિશિષ્ટ રીતે યક્ષ-યક્ષિણીના દશ્યવાળી આ ભવ્ય પ્રાચીન ધાતુમૂર્તિ છે.

પચતીર્થાવતાર ચોવીશી (કપડવજ)



શ્રી સિદ્ધાચલ, ગિરનાર, આબુ અને જીરાવલાજી તીર્થોની સ્થાપનાવાળી આ ભવ્ય ચોવીશીના પરિચય માટે જુઓ પૃ ૧૯૧

જૈન પુરાતત્ત્વ મદિરની શિરોહીની કલા સમૃદ્ધ પ્રાચીન એકતીર્થી



અષ્ટ પ્રાતિહાર્ય, ધર્મચક્ર, યક્ષ–યક્ષિણી અને શ્રાવક શ્રાવિકાઓની અદ્ભુત ગોઠવણી વાળી આ ધાતુમૂર્તિ છે

જૈન પુરાતત્ત્વ મંદિર શિરોહીની સુંદર ત્રિતીર્થી



વિ. સં. ૧૧૩૨ની આ ધાતુમૂર્તિના કંઠમાં મુક્તમાળા અને પૃષ્ઠ ભાગમા સુંદર પુઠિયાના કલાત્મક રેખાંકનવાળી છે.

પરિચય માટે જુઓ પૃ. ૧૮૧

કલાત્મક કલ્પવૃક્ષાદિ સુશોભિત શિલ્પ-પટ્ટિકા



કપડવંજના ગોમુખજીના દહેરાસરમા કલ્પવૃક્ષ નીચે બિરાજમાન જિનમૂર્તિ અને ૨૭ ઈંચના ઇંદ્રાણીના રેખાંકનવાળી શ્યામ પાષાણની આ પટ્ટિકાના

પરિચય માટે જુઓ પૃ. ૧૮૩

તીર્થોની રચનાવાળુ પ્રાચીન તામ્ર પત્ર



સમેતશિખરજી, અષ્ટાપદ, આબુ, ગિરનાર આદિની ભવ્ય રચનાવાળુ આ તામ્ર પત્ર સુરતના શ્રીનન્દીશ્વરજીના દહેરાસરમા છે પરિચય માટે જુઓ પૃ ૧૮૩-૮૪

ત્રણ ચોવીશીનો કલાત્મક પટ



અતીત વર્તમાન અને અનાગત ચોવીશીના જિનબિંબોની સ્થાપના આ પટમાં આઠ જિનબિંબોની ૯ શ્રેણીઓથી કરેલી છે.

કલાત્મક પ્રાચીન ધાતુમૂર્તિ



વિ. સં. ૧૨૬૧ના શિલાલેખવાળી પ્રાચીન ધાતુમૂર્તિના પાછલા ભાગનું આ દૃશ્ય ખૂબ જ સુંદર છે.

# મહત્ત્વની કેટલીક પ્રાચીન મૂર્તિઓ

## (સંક્ષિપ્ત પરિચય)

જૈન શાસનમા આત્મશક્તિના વિકાસને પ્રાધાન્ય આપ્યુ છે પૌદ્ગલિક શક્તિઓનો નિરપેક્ષ વિકાસ આત્મશક્તિઓનો અવરોધક જણાવેલ છે। તેથી "तज्ज्ञेय, तद् भाष्य, तद् कार्य येनात्मशक्ति परिपुष्येत" કહેવત મુજબ જિન શાસનના આરાધકજીવો સઘળી પ્રવૃત્તિઓના કેન્દ્રમા આત્મશક્તિના વિકાસનુ લક્ષ્ય રાખતા હોય છે

આ લક્ષ્યને ટકાવવાના મહત્વપૂર્ણ સાધન રૂપ વર્તમાન કાળે બે સાધન છે

"જિન પ્રતિમા અને જિનાગમ"

કહ્યુ છે કે "વિષમકાળ જિનબિબ જિનાગમ
ભવિયણકુ આધારા"

એટલે પૂર્વના મહાપુરૂષોએ અઢળક ધન અને શક્તિ આ બે સાધનોના સર્જન અને સરક્ષણ પાછળ ખર્ચેલ છે

આજે એવા કાળમાથી આપણે પસાર થઈ રહ્યા છીએ કે યથાર્થ રીતે મળેલ સાધનોના ઉપયોગની દિશા આપણને ન લાધે તો ચોરાશીના ચક્કરમા સરી જતી આપણી જાતને કોઈ શરણ-ત્રાણ રૂપ બની શકે તેમ નથી, તથા ગુરુગમથી આ બન્ને સાધનોનુ યથાસ્થિત મહત્વ ઓળખવાની જરૂર છે જેમા જિનાગમનુ મહત્વ તો તે દ્વારા હેય-ઉપાદેયની પ્રેરણા મેળવવાનું સીધુ સ્પષ્ટ બળ નજર સામે રાખી જ્ઞાન સ્વરૂપે સ્વીકારાય છે પણ જિનમૂર્તિનુ મહત્વ યથાર્થ રૂપે સમજવાની જરૂર છે

આપણા ચલ-વિચલ પરિણામોને એક લક્ષ્યમા સ્થિર કરવા માટે પ્રશસ્ત દ્રવ્ય અને પ્રશસ્ત વાતાવરણની ખાસ જરૂર છે

પૂર્વના પુણ્યાત્માઓએ ભાવોલ્લાસની વૃદ્ધિના ઉચા આદર્શોને નજર સામે રાખી પ્રતિમાઓનુ નિર્માણ શિલ્પ, મુદ્રા, આકૃતિ આદિની વિવિધતા જાળવી કર્યું છે

તેનાથી વીતરાગતાના સંવેદન સાહજિક રીતે થતું હોવાના જ્ઞાનીઓના નિર્દેશો ઘણા છે.

તેથી તેવી કેટલીક સુંદર પ્રાચીન મહત્વની પ્રતિમાઓનો સક્ષિપ્ત પરિચય અહિં આપવા પ્રયાસ કર્યો છે.

**૧. શ્રી આદીશ્વર ભગવાનઃ—**(ચોથા આરાના પ્રાચીન પ્રતિમાજી)

આ ભવ્ય પ્રતિમાજી આબુ–દેલવાડાના જગવિખ્યાત **વિમલવસહી** દહેરાસરમાં પ્રદક્ષિણામાં ડાબે ખૂણે (૨૦મી દેરીમાં) મોટા કક્ષમાં (કે જેમાં ઘણી જ પ્રતિમાઓનો સંગ્રહ છે) ઉત્તર સન્મુખ બિરાજમાન છે.

પ્રતિમાજી શ્યામવર્ણના અને ૪॥ થી ૫ ફૂટના છે. ભવ્ય પદ્માસન અને મનોહર મુખમુદ્રા છે.

પ્રભુજીના પાછલા ભાગે મંડપિકા જેવા બે સ્થંભો અને તેના ઉપર બે ગ્રાસ મુખો છે.

પ્રભુજીના મસ્તકની પાછળ ભામંડળ સુંદર છે. આવું શિલ્પ દશમી સદી પછીની મૂર્તિઓમાં જોવા નથી મળતું. તેથી શિલ્પવિદોના કથન પ્રમાણે મૂર્તિ વિક્રમની દશમી સદી પહેલાંની છે. પરંતુ વિમલશા મંત્રીના ચરિત્ર ગ્રંથો આદિમાં વિમલશાહ મંત્રીએ પૂ૦ **આ૦ ધર્મઘોષસૂરિ** મ૦ના ઉપદેશથી આબૂ ગિરિરાજની પ્રાચીન પવિત્રતાના સ્મારક રૂપે દહેરાસરના નિર્માણ વખતે અંબાજીના સ્વપ્નાનુસાર ચંપકના ઝાડ નીચેથી આ પ્રતિમાજી ભૂગર્ભમાંથી મળેલા અને ચોથા આરાના આ પ્રતિમાજી હોવાની વાત નોંધાયેલ છે.

**૨. યક્ષ યક્ષિણી સાથે**

**શ્રી પાર્શ્વનાથ પ્રભુની ભવ્ય ધાતુ મૂર્તિ**

ભરૂચ (શ્રીમાળી પોળ)માં ચુનીભાઈ શેઠના ઘરની પાસે શ્રી આદીશ્વર પ્રભુના મોટા દહેરાસરમાં સર્વ ધાતુની ૧૦ ઇંચી સુંદર આ પ્રતિમાજી છે.

ધાતુ મૂર્તિના એકતીર્થી, ત્રિતીર્થી, પંચતીર્થી આદિ પ્રકારોથી વિલક્ષણ આ મૂર્તિ છે.

આ મૂર્તિમાં વચ્ચે શ્રી પાર્શ્વનાથ પ્રભુ છે અને ડાબે પાર્શ્વયક્ષ અને જમણે પદ્માવતી યક્ષિણી છે. પાછળ શિલાલેખ નીચે મુજબ છે.

શિલાલેખ

॥ संवत १४९९ वर्षे वैशाख वदी २ सोमे श्री गच्छे श्री देवेन्द्र देव तच्छिष्य श्रीमत् विद्यादेवा , तद् गुरोरुपदेशात् वशे श्रेष्ठी ठा० जैना तरस्र तुसायरभार्या रुपिणी तयो॰ पूत्र पेथा करणसिंह भार्याधरण तयो पुत्र राणसीजिनदास हरिचदको त् पा मा प श्री पार्श्वनाथ बिम्ब कारापित ॥

લેખ આખો પડિમાત્રા લિપિમા સુદર અક્ષરોમા છે, પણ અમુક ભાગને ઘસારો બહુ થયેલ છે

## ૩ શ્રી પાર્શ્વનાથ પ્રભુ-ત્રિતીર્થી

શ્રી જૈન પુરાતત્ત્વ મ દિર શિરોહીના સ ગ્રહમા આ પ્રતિમાજી (ક્રમાક ૫) છે

પ્રતિમાજીનો ચહેરો ઘસાઈ ગયો છે, બે બાજુ કાઉસ્સગિયા છે ઉપર બે ચામરધારી, બે બાજુ સુદર ભાવભ ગીવાળા ચામરધારી છે ઉપર દેવ દુદુભિ છત્ર પણ છે આગળના ભાગે યક્ષ-યક્ષિણી ધર્મચક્ર છે, તેની બે બાજુ નવ ગ્રહ આદિ સુદર રચના છે આના પાછલા ભાગે લેખ છે ખૂબ જ સુદર મરોડવાળી લિપી છે તેનો ફોટો આ સાથે છે, તે જૂઓ લેખના અક્ષરો સાફ છે (ફોટામા સ્પષ્ટ દેખાય છે ) પણ લિપિ એવી છે કે માત્ર सवत ११११ वैशाख सुद ३ આટલુ જ માત્ર વચાય છે

## ૪ સુદર ચૌવીશી—

શ્રી શિરોહી (કે જ્યા શ્રી શત્રુ જય તીર્થની ટૂકની જેમ પર્વતની નીચે એક સાઈડમા ૧૪ દહેરાસરો મોટા મોટા વિશાળ છે)-ના હાથીવાળા દહેરાસરમા એક સુદર ચોવીશી પ્રતિમાજી છે, જેમા પ્રભુજીની બે બાજુ પાચ પાચ અને ઉપરના બે ખૂણે એક એક પ્રતિમાજી, છત્રની આસપાસ બે બે પ્રતિમાજી, તેના ઉપર ચાર પ્રતિમાજી અને મ ગળ ચૈત્યની જગ્યાએ ત્રણ પ્રતિમાજી એમ ૨૩ નો સમાવેશ કરેલ છે

નાચે પ્રભુજીના ડાબે-જમણે સુંદર કમળાકાર રચના બનાવી યક્ષ-યક્ષિણી બનાવ્યા છે પ્રભુજીની બેઠકમા સુદર બે કમળ તેમા બે નાના હ સ અને બે બાજુ

મોટા હંસ બનાવ્યા છે. જે કે અદ્‌ભુત છે. આવી મૂર્તિ આ એક જ છે કે જેમાં પબાસણમાં કમળ–હંસની આકૃતિ હોય! બાકી મોટે ભાગે બે બાજુ સિંહ હોય છે. આગળના ભાગે ધર્મચક્ર અને નવગ્રહની આકૃતિ પુરુષ રૂપે છે. લેખ પાછળ આ પ્રમાણે છે.

सं. १५२१ माघ सुदी ७ वार गुरु प्रतिष्ठाकारक आचार्य श्री आनंदसूर-गच्छे श्री विद्यानंद सूरिभिः–प्रतिष्ठाकारक श्रावक खीमाधन्ना ...।

### ५. સુંદર કલાત્મક ધાતુ પરિકર

જૈન પુરાતત્ત્વ મંદિર શિરોહીના વિશાળ સંગ્રહમાં આ સુંદર કલાત્મક ધાતુનુ ૬×૪ ઇંચનુ પરિકર છે. વચલી મૂર્તિ નથી.

પરિકરમા અષ્ટપ્રાતિહાર્ય, યક્ષ યક્ષિણી નવગ્રહ, ધર્મચક્ર ખૂબ સુંદર છે. ગાદીમાં સિંહ, હાથીનું કોતરકારમ ઉપર શિખર, મોર વિગેરે ખૂબ જ સુંદર છે પાછળ લખે છે.

॥ सं. १६३४ माघ वदी १ शीरोही वा-मा-ज्ञा-दो-तपागच्छे।
श्री अजितनाथ बिम्ब का-प्रा-तपागच्छे श्री हीरविजयसूरिभिः

### ६. શ્રી પાર્શ્વનાથ પ્રભુની અતિ મહત્વની ધાતુની ત્રિતીર્થી

શ્રી પુરાતત્ત્વ મંદિર શિરોહીના વિશાળ સંગ્રહમાં (ક્રમાંક ૧૪) ૯॥×૬ ઇંચની સુંદર શ્રી પાર્શ્વનાથ પ્રભુની ત્રિતીર્થી છે જેમાં અદ્વિતીય વિશેષતા એ છે કે પ્રભુજીને હાર....કડા બાજુબંધ વિગેરે મૌલિક રીતે કોતરીને દર્શાવ્યા છે. ફણા ખૂબ સુંદર ફેલાયેલ છે. પબાસણમાં નાગની આંટી ખૂબ જ સુંદર છે. લેખ ઘસાઈ ગયો છે. માત્ર सं. ११५३ प्र० नाणाकगच्छे એટલું જ વંચાય છે.

### ७. વિશિષ્ટ શિલ્પવાળી અદ્‌ભુત પંચતીર્થી

શ્રી જૈન પુરાતત્વ મંદિર શિરોહીના વિશાળ સંગ્રહમાં ભવ્ય પંચતીર્થી છે કે જે ૬ ઇંચની છે. આનું શિલ્પ અદ્‌ભુત સુંદર છે. કમળના આસન પર મૂળનાયક પ્રભુ ઋષભદેવ છે. બે બાજુ કાઉસ્સગીયા અને ઉપર બે પદ્માસનસ્થ મૂર્તિ છે. ઉપર બે માળાધારી સુંદર ભાવભંગીમાં છે. તે બેની વચ્ચે છત્ર નવી ઢબનું છે.



નીચે પબાસણમા બે સિંહ અને વચ્ચે કમળની એક પાખડી જેવુ છે આગળ વૃષભનું ચિહ્ન સુદર છે લેખ પાછળ વચાતો નથી

### ૮. સુદર ત્રિતીર્થી

શ્રી પુરાતત્વ મ દિર શીરોહીના મ ગ્રહમા (ક્રમાક ૧૦) ૮ાા × ૬ ઇચની સુદર ત્રિતીર્થી છે

મૂળનાયક પ્રભુને છાતી ઉપર હાર જેવુ રેખાકન દેખાય છે પાછળ પુ ઠિયાના ભાગમા સુદર રેખાકન છે ઉપર માળાધારી છત્ર-શિખર વિગેરે છે બે બાજુ ચામરધાર્ગ છે પબાસણના બે બાજુ સિહ છે આગળ યક્ષ-યક્ષિણી અને નવગ્રહો છે લેખ પાછળ ઘસાયેલ જે स. ११३२ प्रतिष्ठा—श्रावक वीरपाल कारित स्थाने વચાય છે

### ૯ સુદર એક તીર્થી પાર્શ્વનાથ

પુરાતત્વ મ દિર ગિરોહીના વિશાળ સ ગ્રહમા ૬ ઇચની ભવ્ય એક તીર્થી **શ્રી પાર્શ્વનાથ પ્રભુ છે** તેમા અષ્ટપ્રતિહાર્ય ધર્મચક્ર યક્ષ-યક્ષિણી આજુબાજુ શ્રાવક શ્રાવિકા છે

પબાસણમા કમળ નાળની સુદર શિલ્પકૃતિ છે બે બાજુ ચામરધારી અને પ્રભુજીની પાછળ મ ડપિકાની બે થાભલીઓ, તેના વચગાળે વિશાળ સુદર ફણાઓનું છત્ર છે એક દર એકતીર્થી તરીકે ખૂબ જ વિશિષ્ટતા વાળી આ મૂર્તિ છે લેખ પાછળ નથી

### ૧૦ અદ્દભુત વિલક્ષણ ચોવીશી

કપડવ જ (જિ ખેડા) મા શ્રી ચિતામણિ પાર્શ્વનાથ પ્રભુના દહેરે ધાતુની ભવ્ય ચોવીશી છે, જે ચોવીશીમા વચ્ચે મૂળનાયક શ્રી મુનિસુવ્રત સ્વામીજી અને ફરતી ૨૩ પ્રતિમાજી છે ઉપરાત શ્રી સિદ્ધગિરિ, ગિરનાર, આબૂ અને જીરાવલાજીની પ્રતીક સ્થાપના રૂપે સુન્દર દર્શ્યો છે

આવા તીર્થોના આ લેખવાળી ધાતુ મૂર્તિ બહુ જ વિરલ જોવા મળે છે

આ મૂર્તિની પાછળ શિલાલેખ નીચે મુજબ છે

॥ स १५३२ वर्षे पौष वदि ६ रवौ मेवाडा ज्ञातीय सो० भोपालभार्या



झमकू पुत्र सो० झूरा ळा० पाछू सो० मांडण भा० डाही पु० सो० रामदास भा० गोरा पुत्र हरदास भा०ही पु० नरसिंह सो० आणंदकेन माणिकयना-पना-सहितेन मूलनायक श्री मुनिसुव्रत विम्बं श्री शत्रुंजय १ गिरनार २ अर्बुदाचल ३ जीराउला ४ तीर्थावतार युतं कारापितं निज श्रेयोर्थे प्रति० तपागच्छेश श्री रत्नशेखर सूरि पट्टे विजयवंत श्री लक्ष्मीसागर सूरिभिः कर्पट वाणिज्य वास्तव्य सो० मांडण ॥

## ११. तीर्थावतार ચોવીશી

ઉપર વર્ણવ્યા મુજબની જ ચોવીશી કપડવંજ મોદીની ખડકીમાં મોદીઓના દહેરાસરમાં મૂળનાયક શ્રી ઋષભદેવ પ્રભુના જમણા હાથે ભીંતમાં સ્થિર કરી દીધેલી ખૂબ જ સુંદર છે.

જેમાં મૂળનાયક શ્રી ઋષભદેવ પ્રભુ અને ૨૩ જિનબિંબો ઉપરાંત શત્રુંજય, ગિરનાર, આબૂ અને જીરાવલાજીના પ્રતીકોની સુંદર રચના સાથે શિલ્પની કલાત્મક કોતરણી છે.

આની પાછળનો શિલાલેખ ભીંતમાં સ્થિર કરતી વખતે સમજણ પૂર્વક આરસમાં કોતરાવીને ચોવીશીની આસપાસ મૂકેલ છે. જે નીચે મુજબ છે.

॥ सं. १५३० वर्षे फागुण सुदि २ दिने कर्पटवाणिज्यवास्तव्यनीमाज्ञातीय दो० भीमा० भा० सि० सुपुत्र दो० साविगेन भा० झमकू-पितृव्य दो० सेता सहितेन मूलनाय श्री आदिनाथ विंबं श्री शत्रुंजय १ गिरनार २ अर्बुदाचल ३ श्री जीराउला ४ तीर्थावतारयुतं निजश्रेयार्थं का० प्रति तपागच्छेश श्री रत्नशेखरसूरिपट्टे श्रीलक्ष्मीसागरसूरिभिः ॥

## ૧૨. મનોહર શ્રી શાંતિનાથ પ્રભુ

પાલણપુરમાં મોટા ઉપાશ્રયની પાછળ અતિ ભવ્ય **શ્રી શાંતિનાથ પ્રભુનું** જિનાલય છે. જેમાં મૂળનાયક તરીકે શ્યામવર્ણનું શ્રી શાંતિનાથ પ્રભુનું ૨૩ ઈંચી બિંબ છે. મુખમુદ્રા ખૂબ જ સુંદર-આહ્લાદક છે.

પ્રભુજીને ફરતું સુંદર પરિકર છે, આગળ મંડપિકા જેવું કલાત્મક તોરણ છે.

ગભારાના દ્વાર ઉપર મગળ ચૈત્ય હોવા ઉપરાત ઉપર અને બન્ને પડખે થઇ સુદર કોતરેલ આખી ચોવીશી છે તેના પર સોનેરી વરખનુ ભવ્ય કામ થયેલ છે

એકદર આ દહેરાસરના ગભારાના દ્વાર ઉપરની આ ચોવીશી ખૂબ જ વિશિષ્ટ નમૂનેદાર છે

## ૧૩ બેનમૂન કલાત્મક શિલ્પવાળી મૂર્તિ

કપડવજમા દલાલવાડામા શ્રી વર્ધમાન તપ આયબિલ ખાતા પાસે ચૌમુખજીના મોટા દેરાસરમા પ્રદક્ષિણામા જમણે ગભારાની પાછળના ભાગે ઓરડીમા પૂર્વ બાજુ અતિ મહત્વની એક શિલ્પ કૃતિ છે, જે પ્રાય બીજે જોવા મળે તેમ નથી શ્યામ રગના ઉભા પાષાણ પર આ કૃતિ છે, જેમા સૌથી મથાળે અશોક વૃક્ષ નીચે વિરાજમાન ભ૦ન જિનપ્રતિમા ૫ ઈચી છે, તેની નીચે ૨૫ થી ૨૭ ઇચના ખૂબ જ સુદર કલાત્મક આભરણ વગેરેના કોતરકામ વાળા ઇન્દ્ર-ઇન્દ્રાણીનું યુગલ ચામરધારી તરીકે ભક્તિભાવમા તન્મય થયેલુ છે નીચે ઉપાસના કરનારા શ્રાવક-શ્રાવિકાઓની બેઠી આકૃતિઓ છે

એકદર પ્રભુભક્તિમા તન્મય થયેલ ઇદ્ર-ઇદ્રાણીના યુગલનુ આવુ દશ્ય તથા જિન પ્રતિમાજીનું આવુ અદ્ભુત શિલ્પ ખરેખર મુગ્ધ કરે તેવુ છે

## ૧૪. પ્રાચીન ભવ્ય તીર્થો આદિની રચનાવાળુ તામ્રપત્ર

સુરત (સૈયદપુરા)મા શ્રી નદીશ્વર દ્વીપના દહેરાસરમા ધાતુનો એક મોટો પટ છે જેમા ઘણી ઘણી આરાધ્ય વસ્તુઓ છે

વચ્ચે વીશ વિહરમાન છે પાચ પાચની ચાર શ્રેણી છે આમ તો સમેત શીખરજી તીર્થના રૂપક તરીકે ૨૦ તીર્થકરો લાગે છે, પણ લછન દરેકના જુદા વિહરમાન પ્રભુને હોય છે તેવા સ્પષ્ટ દેખાય છે તેથી વીશ વિહરમાન પ્રભુજી લાગે છે એના મથાળે ૪ પ્રભુજી જુદી દેરીમા બિરાજમાન વર્તુળાકારે બતાવ્યા છે જેની ચારે બાજુ ચૈત્યવદન મુદ્રાએ બેઠેલા ૪ ભાવિકો દર્શાવ્યા છે

કદાચ ઋષભ-ચદ્રાનન, વર્ધમાન-વારિષેણ આ ચાર શાશ્વતા જિનોનું દશ્ય હોય તેમ લાગે છે

ઉપર ડાબે મોટા પર્વતનું દશ્ય જેમા વચ્ચે જિનાલયમા સુદર પ્રભુમૂર્તિ

અને ફરતા પહાડમાં બધે કાઉ૦ મુદ્રાએ મુનિઓ ઉભા દર્શાવ્યા છે. આ તીર્થાધિરાજ શ્રી સિદ્ધગિરિનું દશ્ય જણાય છે.

જમણે અષ્ટાપદજીનું દશ્ય છે. આઠ પાવડિયા છે. નીચે તાપસો બતાવ્યા છે. એક તાપસને થોડે સુધી ચઢતો પણ બતાવ્યો છે. મંદોદરીના નૃત્યનું અને રાવણની વીણા વાદનની વાત પણ દશ્યના મથાળે ડાબે જણાવી છે.

વચ્ચે વિહરમાન પ્રભુથી ડાબે સિદ્ધચક્રજી જેવું વતુંળ છે. જેમાં વચ્ચે અરિહંત પ્રભુ અને ફરતી આઠ પાંખડીઓમા નવકારના બાકીના આઠ પદો છે. જમણે સિદ્ધચક્રજી છે એમાં પંચ પરમેષ્ઠિએની મૂર્તિ અને બાકી ચાર પદો કોતરેલા છે. આ બન્ને પદની ચારે બાજુ નવકારવાળી ગણુતા ભાવિકોની મૂર્તિઓ કોતરેલી છે.

નીચે વચ્ચે સમોવસરણ છે. ડાબે કોઇ એક પહાડનું દશ્ય છે, નામ કે કંઈ સંકેત નથી, કદાચ આબુ હોય એમ લાગે છે. જમણે ગિરનાર પર્વતની સ્થાપના છે, જેનાં પર્વત દર્શાવી ડાબે ખૂણે જિનાલય, જમણે ઉંચે એક ઊંચી ટૂંક તેની નીચે ગુફા જેવું બતાવી રાજીમતી રથનેમિનું દશ્ય છે.

આ તામ્ર પત્રમાં શિલાલેખ સિદ્ધચક્રજી અને નવકારના કમળની ઉપર નીચે મુજબ છે

संवत १८३३ ना वर्षे महा सुदि ५ वार बुधे श्री वृहत् खरतरगच्छे श्री अष्टापदतीर्थ पट्ट भरापितं

जमणे सो० श्री मोतिचंद सा० जी तस्य भार्या अमृतकुंअर पट्टभिरापितं ॥

## ૧૫. પ્રાચીન ચોવીસવટા

ધાતુ મૂર્તિઓમાં વિવિધ રીતે વિલક્ષણતા તે તે કાળમાં થવા પામી છે. તેવો જ એક ચોવીશ વટો–કે જે હાલ પુરતા પુરાતત્વ સંગ્રહમાં સુરક્ષિત છે. બીજા બધા તેના ભાગો ખંડિત છે, પણ આ ચોવીશ વટાની બેઠક ખૂબ જ ઉંચી છે. જમીનથી પ્રાયઃ ૬ ઈંચ ઉંચી હશે. તેના પર પ્રાચીન લિપિમાં ખૂબ જ ગીચ રીતે કોતરેલ લેખ છે. જેમાંથી શકય એટલો પ્રયત્ન કરતાં નીચે મુજબ વંચાય છે. બાકીનું અસ્પષ્ટ છે.

सवत ११५६ मात्र सुदि ४ शुक्रे



**શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ પ્રભુ**
ગોધરા

શ્રી ગોધરાના વિશાળ જિનાલયમા ડાબે ગભારે પાવાગઢથી પ્રકટેલા પ્રાચીન શ્રી પાર્શ્વનાથ પ્રભુની અદ્ભુત ભવ્ય શિલ્પસમૃદ્ધ પરિકરવાળી મનોહર પ્રતિમા છે, જેના પર હાલમા લેપ થયેલ છે તેથી પ્રતિમાજી ખૂબ જ આહ્લાદક અને મનોહર લાગે છે શિલાલેખ નથી પણ મુદ્રા પરથી ખૂબજ પ્રાચીન હોય તેમ લાગે છે.



**શ્રીઆદીશ્વર પ્રભુજી**
ગોધરા

ગોધરાના મોટા દહેરાસરમા ડાબે ગભારે શ્રી ચિંતામણી પ્રભુજીના બિંબની પાસે જમણે શ્રી કલ્પવૃક્ષ નીચે સુદર દેવ-દેવીઓના દ્રશ્યવાળી આ પ્રતિમા છે આનો પણ હમણા લેપ થયેલો છે

ખૂબ જ ભવ્ય અદ્ભુત મુદ્રા છે

આ પ્રમાણે કેટલીક પ્રાચીન ધાતુ મૂર્તિઓ વગેરેનો સક્ષિપ્ત પરિચય પૂર્વના મહાપુરુષોની ધર્મભાવના અને પ્રભુભક્તિની અનુમોદના આદિ શુભ આશયથી કરાવ્યો છે.



---

**નોંધ :**—આ લેખમા શિરોહીના પુરાતત્ત્વ મંદિરનો જે ઉલ્લેખ વારંવાર છે. તેનુ કારણ એ છે કે શિરોહીમાં હાથીવાળા દહેરાસર પાસે મોટા વિશાળ મકાનમાં ૬૦૦ થી ૭૦૦ ધાતુમૂર્તિઓ (નાની મોટી)નો સગ્રહ છે જે બધી પૂ. તપસ્વી શાસનસુભટ ઉપાધ્યાય ગુરુદેવ શ્રી ધર્મસાગરજી મ સાહેબ સાથે વિ. સં. ૨૦૨૦માં ચાતુર્માસ કર્યું, ત્યારે આ પંક્તિઓના લેખકે વેરવિખેર અસ્તવ્યસ્ત ભંગારની જેમ પડી રહેલી બધી મૂર્તિઓને મહિનાઓ સુધી ઉટકણું કરાવી સ્વચ્છ કરી સાલવારી પ્રમાણે સુંદર ગોઠવી શકાય તેવી ચઢઉતર વાળી બેઠક બનાવી સવતના ક્રમ પ્રમાણે બધી તેમાં ગોઠવી. દરેક મૂર્તિ આગળ એક કાર્ડ રાખીને સવત, નામ, પ્રતિષ્ઠા આચાર્ય અને શ્રાવકનું નામ વગેરે માહિતી નોંધવામાં આવી

આ કાર્યમાં કલ્યાણજી પરમાનંદજી પેઢીના મુખ્ય કાર્યવાહક શ્રી પુખરાજજી સીધી આદિનો નોંધપાત્ર ફાળો રહ્યો.

આ લેખ તૈયાર કરી અહિં આપવા માટે મારી નોંધને તપાસી વ્યવસ્થિત સ્વરૂપ આપવામા ધર્મપ્રેમી શ્રી અચલમલજી મોદીનો પણ સ્મરણીય ફાળો છે. આ પ્રસંગે તેમના ધર્મપ્રેમની અનુમોદના કરવામા આવે છે

# પૂર્વજન્મ સબંધી ચાણસ્માની સત્ય ઘટનાઓ

અધ્યાત્મ–પ્રધાન ભારતવર્ષમા સાસ્કૃતિક તત્ત્વોની સાહજિકતાથી પાશ્ચાત્ય દેશોમા અસભવ જેવી મનાતી વાતો પણ સત્ય ઘટના રૂપે ઢગલાબધ બનતી હોય છે

વિજ્ઞાનવદના અજામણા પ્રચારથી ભારતીયોની બૌદ્ધિક ગુલામી એવી થઇ છે કે એને બે ચાર જેવી વાત પણ વિજ્ઞાનની છાપ ન લાગે ત્યા સુધી માનવાની નૈતિક હિંમત પણ દિવસે દિવસે ઘટતી જાય છે

છાપાઓમા એક નહીં અનેક વિવિધ જાતની જાતિસ્મરણ જ્ઞાનની ઘટનાઓ રોમાચક રીતે મળે છે જે વાચી આત્માના પુનર્જન્મ કે પૂર્વ જન્મની ધારણા અચોટપણે મગજમા ઠસી જાય

છતા હજુ "આ બધુ ભ્રમણા માત્ર" છે ' પૂર્વ જન્મ વૈજ્ઞાનિક રીતે પ્રમાણિત થતો નથી" આદિ શબ્દોથી નવશિક્ષિત જનતાનું માનસ પણ ડોળાય છે

ખરેખર ! તો "બુદ્ધિમા વિકૃતિ આવ્યા પછી સત્યનુ દર્શન વ્યવસ્થિત થઇ શકતું નથી" એ સત્યના આધારે આવી પરિસ્થિતિ તરફ સજાગ રહી મુગ્ધ જીવો ખોટી ભ્રમણામા ન રહે, તેથી આવી ઘટનાઓને વધુ ચોકસાઈ પૂર્વક પ્રસગ આવે જગતમા પ્રચારવી જરૂરી છે

આ શુભ આશયથી **ચાણસ્મામા** જ બનવા પામેલી ત્રણ સત્ય ઘટનાઓ અહિં આપવામા આવે છે

જે ઉપરથી વિવેકી વાચકો જરૂર સત્ય પારખી નવી પ્રજાના માનસમા જરૂરી આત્મતત્વની શ્રદ્ધા માટેનુ વાતાવરણ સર્જી શકશે

## ૧ સેવતિલાલ માણેકલાલ

ચાણસ્મા (વેરાઈ માતાનો વાસ) મા રહેતા સુશ્રાવક શ્રી માણેકલાલ ચતુરચદને ત્યા સુશ્રાવિકા ચપાબેનની કુક્ષીથી વિ સ. ૧૯૮૯ મહા સુદ ૩ ના

રોજ જન્મેલ શાહ સેવતિલાલ જ્યારે કંઈક બોલતો થયેલ તે વખતે કંઈકને અવ્યક્ત પણે બોલતો. તેના પિતાજીએ રાત્રે તેની જોડે પથારી કરી અને તેની ત્રુટક વાણી સાંભળી બરાબર ખ્યાલ ન આવ્યો, પણ કંઇ અવનવું બોલતો લાગ્યો.

બાદ થોડા સમય પછી તેની બા ચપાબહેને કંઈક ચીજ લઇ ઘરના બધા છોકરાંને વહેંચી, તેમાં સેવતીલાલની ચીજ તેની મોટી બ્હેન પાસે હતી છોકરાઓના ટીખળી સ્વભાવ પ્રમાણે બ્હેને ભાઈનો ભાગ ન આપ્યો. એટલે સેવંતી જાણે થોડા ગભીર થયો અને પછી બોલ્યો "અંહ....! તું તો કોળીની છોકરી છે, મારી નોકરડી છે, તું શાની મને આપે!" એટલે તેની બા રસોડામાથી બહાર દોડી આવ્યા અને છોકરાઓનો કજીયો શાંત કર્યો પણ સેવતિને પૂછ્યું કે "તું આને કોળીની છોકરી અને નોકરડી કેમ કહે છે" આવું આપણે બોલાય? એટલે સેવંતિએ કહ્યું...." કેમ ન બોલાય! આ મારી (ગયા ભવની) નોકરડી છે, કોળીની દિકરી છે, હું તો (ગયા ભવમાં) પાટણમાં મોટો શ્રીમત શેઠ હતો મારે ત્યા ઘણા નોકર-ચાકર હતા. મારું નામ કેવળદાસ રાયચંદ હતું. મારા ઘર વચ્ચે આંબલીનું મોટું ઝાડ હતું, મારે બે બૈરી હતી, છ છોકરા હતા, એક દીકરી હતી. જેનું નામ **પસી** હતું આદિ આદિ."



**સેવંતિલાલ માણેકલાલ**

આ બધું સાંભળી તેની બા અચરજમાં પડી ગઇ. તેના બાપાએ તપાસ કરતાં વાત બધી મળતી આવી.



પાટણના કેવળદાસ શેઠના છોકરાના છોકરાની કાપડની દુકાન પૂન (રવિવાર પે ઠ)મા શા મણીલાલ પ્રેમચ દ નામે હતી તેથી તાર કરી તેમને બોલાવ્યા

તેઓ ચાણસ્મા આવ્યા પછી બધી વાત આખી કહી ખાત્રી કરવા છોકરાને પાટણ લઈ ગયા તો ત્યા તેણે પોતાની મેળે જ ઘીમટામા તબોળી વાડમા ઘર શોધી કાઢ્યુ તે બધ હતુ, ચાવી લઈ ઉઘાડ્યુ પોતાની અમુક નિશાની વાળી લાકડા ઓળખી કાઢી, પાણીનુ ટાંકુ બતાવ્યુ

ઘણા લોકો ભેગા થઇ ગયા આ નવાઈ ઉપજે તેવી વાત સાભળી ખૂબ ચકિત થયા

તે વખતે ગાયકવાડી રાજ્ય હતુ તે ઠેઠ વડોદરા આ વાતની ખબર પડવાથી છાપાઓમા ઘણી ચકચાર જાગી, તેથી વડોદરાથી ગાયકવાડ સરકારના ખાસ માણસોએ આવીને તપાસ કરી તો બધી વાત મળતી આવી મેવતિને બરાબર ચોક્કસાઈ પૂર્વક પૂછ્યુ કે "ભાઈ! કેવળદાસ ડોસાને ગુજરી ગયે તો ૬૦ વર્ષ થયા તો તુ વચ્ચે કયા રહ્યો?" તો જાણે એક જુની વાત યાદ કરતો હોય તેમ ખૂબ મહેનતથી યાદ કરી કહેતો કે—"એ બધુ મને ચોખ્ખુ સાભરતુ નથી પણ મહેસાણા પાસેના કોક ગામમા હતો પાટણથી મરાને ત્યા ઉપજેલ ત્યાથી અહિ ચાણસમા આવ્યો છુ" એમ અધકચરી વાતો જણાવેલ પણ પાટણની વિગતો તો સ્પષ્ટ અને આશ્ચર્ય થાય તેવી હતી

આજે આ ભાઈ મુબઈમા સર્વિસ કરે છે ખૂબજ ધર્મપ્રેમી છે અને ધર્મારાધના પણ સારી રીતે કરે છે

**૨ નરેશચદ્ર બાબુલાલ શાહ —**

પૂર્વજન્મ સબધી વધુ રોમાચક એક બીજી સત્યઘટના નીચે મુજબ છે

ચાણસ્મા (નાની વાણીયાવાડ)મા રહેતા શ્રીયુત બાબુભાઈ ડાહ્યાચદના પત્ની સુશ્રાવિકા વસુબ્હેનની કુક્ષીએ વિ૦ સ૦ ૨૦૦૮ કારતવદ ૦)) બુધવાર તા ૧૮-૧૧-'૫૧ના રોજ એ બાલકનો જન્મ થયો

જેનુ નામ નરેશ રાખ્યુ તે છોકરો નાનપણથી જ ખૂબ ચાલાક, વાચા પણ શરુ થઈ ત્યારથી ખૂબ જ છૂટી, બે કે અઢી વષની ઉમરથી તે એમ

બોલવા લાગ્યો કે "હું તો વીરમગામનો છું" પણ મા-બાપે પુરતું લક્ષ્ય તે વખતે નહીં આપેલ.

લગભગ ૩ા વર્ષની વયે તો વધુ વિગત સાથે બોલવા લાગ્યો કે—

"હું તો વીરમગામનો હરગોવન પટેલ છું."

"મારે બે છોકરા હતા," "મારી પટલાણીનું નામ હીરા હતું."

"અમે વીરમગામમાં બોખરીયાવાડ (પરકોટ)મા રહેતાં, અમારે ઘરે ભેંસો દોહી તાંસળામાં અમે દૂધ પીતા, છાબડીમા રોટલા રાખતા, અમારે તો વલોણુ થતું, માખણનુ ઘી ખૂબ બનતું" બાળચેષ્ટા પૂર્વક ભેંસ દોહવાની તથા વલોણાની પ્રક્રિયા હાથવડે કરી બતાવતો.



નરેશચંદ્ર બાબુલાલ શાહ

આ બધું આશ્ચર્યકારક લાગવાથી વિ૦ સ૦ ૨૦૧૨ પોષ સુદ ૭ તા. ૨૧-૧-'૫૬ના રોજ ભોયણી રાત રહી સવારે વીરમગામ તેના બાપા તે છોકરાને લઇને ગયા.

વીરમગામમા કોઈ ઓળખાણ ન હોઈ લૉજમાં ઉતર્યા, પછી વિરમગામના કાલીદાસભાઇને સાથે તેડી નરેશને પટેલોના વાસમાં લઈ ગયા. પણ આખા વાસમાં ઘર નવા સીમેંટના થયેલા તેથી નરેશ ગુંચવાઈ ગયો, કંઈ બતાવી ન શકયો.

ત્યાંથી પાછા આવી દહેરાસર દર્શન કરવા જતાં કાલીદાસભાઈના છોકરા શાંતિલાલ સાથે નરેશને ભાઈબંધી થવાથી નરેશ શાંતિલાલને કહે કે-"ચાલ

હું મારુ ઘર બતાવું !" તેના પિતાએ કહ્યુ કે-"નરેશ ! તો એમ જ બોલે છે ! સવારે લઈ ગયા ! કઈ બતાવી શકયો નહિ" છતા નરેશના દબાણથી અને શાતિલાલની ઉત્સુકતાથી દોરવાઈને ફરીથી તેના પિતાજી વિગેરે પરકોટાના ઓખરીયા વાગમા ગયા, ત્યા અણુસાર ઉપરથી નરેશે કહ્યુ કે "આ ઘર મારુ !" આમપામ તપામ કરતા ખબર પડી કે હરગોવન નામે પટેલ અહીં પ્રથમ જુનુ ઘર હતું તેમા રહેતા હતા હાલ તો તેમના દીકરા બધા અમદાવાદ રહે છે તેઓએ આ ઘર નવું ચણાવ્યુ છે"

પછી પ્રથમથી ખબર આપ્યાથી અમદાવાદથી હરગોવન પટેલના બે દીકરા નાનજીભાઈ ને મણિભાઈ આવી ગયેલ

તેમની સાથે ઘરમા અદર જઈ વચ્ચેના હીંચકા પર નરેશ અને શાતિલાલ બેઠા બીજા બધા આસપામ બેઠા પછી વાતો થવા માડી ૩।। વર્ષના નરેશે ઘણી વાતો બતાવી તે દરેક સાચી પડી જેમકે—

"અમારે એક મેંદ્દ (રેવાલદાર) ઘોડી હતી, તેના ઉપર હુ જ બેસતો બીજા કોઇને ન બેસવા દે એક વખત નાનજીને બેસાડેલો, તો પછાડી દીધેલો"

"દૂરથી એક બળદના એક્કામા પીપમા પાણી લાવતા હતા

"મારુ ૬૫ વર્ષની ઉમરે લકવા થવાથી મરણ થયેલ" "મારે પાસેના લોજવા ગામની પટલાઈ હતી"

કોઈકે પૂછેલ કે "તમે પાઘડી પહેરતા કે ટોપી ?" તો કહે કે-"અમે તો ફાળિયું બાધતા" એમ કહી ગળામા રહેલ મફલરને માથા પર વિંટાળી બતાવેલ"

વિગેરે ઘણી વાતો થઈ કુતુહલથી આસપાસના ઘણા માણસો ભેગા થઈ ગયેલ. બધાને નાના બાળકે વિવિધ સવાલોના યોગ્ય જવાબોથી ખુશ કરેલ

પછી તેના પિતાજી ત્યાથી પાલીતાણાજી ગયા હતા બાદ ચાણસ્મા આવ્યા પછી આખા ગામમા વાત ફેલાયાથી ઘણા લોકો છોકરાની અને તેના મા-બાપની મુલાકાત લેતા

લોકોમા તો આ છોકરો "હરગોવન પટેલ"ના નામે પ્રખ્યાત થઈ ગયેલ

હજુ પણ ચાણસ્માના છોકરાઓ તથા ઘરના કુટુંબીઓ પણ નરેશને 'પટેલ' કહીને જ બોલાવે છે.

નરેશભાઈ ઘરના ધાર્મિક સંસ્કારોથી ખૂબ જ રંગાઈને રોજ પૂજા, સામાયિક પાઠશાળાએ જવું વિગેરે બરાબર કરે છે.

હાલ તે વલ્લભ વિદ્યાનગર (આણંદ)ની યુનિવર્સિટીમાં ફર્સ્ટ ઇયર (કોમર્સ)માં ભણે છે.

હરગોવન પટેલને મર્યાને ૨૦ વર્ષ થયા પછી તે ચાણસ્મામાં જન્મેલ છે. તો વચ્ચે ક્યાંક બીજા ભવમાં હશે, પણ નરેશને તેનો પૂરી યાદી નથી.

એક વાત તેમના માતા-પિતા પાસેથી ખાસ જાણવા મળી છે કે...

પટેલના ભવનું જ્ઞાન થયુ, તેની ૬ મહિના પૂર્વે નરેશ ત્રણ વર્ષની ઉંમરે તેનાથી ત્રણ વર્ષ મોટા અશ્વિન નામના ભાઈ સાથે ગામઠી નિશાળે ગયેલ. ત્યાંથી આવીને બોલવા લાગ્યો કે "મારે રતિલાલ નામે ભાઈબંધ હતો, મારી સાથે નિશાળમાં ભણતો, મારે બંગડીઓની દુકાન હતી. અમે સ્લેટ, પેન, છત્રી, રમકડાં વગેરે રાખતા. મારા બાપા માલ લેવા મુંબઈ જતા, મારા બાપા સાથે હું પાલીતાણા ગયેલો એમ કહીને બાળસુલભ લહેંકાથી એમ ચાળા કરીને બતાવતો-"એં! ઉંચા ઉંચા ડુંગરા ઉપર અધધધ....અહહહ....કેટલાં બધાં દેરાં....એં..કેટલી બધી મૂર્તિઓ....

"હું તો પાટણનો રહેવાસી છું"

પોતાની મોટી બેન હંસાને કહેતો કે "મારી દુકાને રૂમાલ લઈને આવજે હું બંગડીઓ આપીશ." ક્યારેક બંગડીઓ હાથમાં કેમ પહેરાવવી તે પણ કરી બતાવતો વિગેરે....

અમે તે વખતે તેને રતિલાલ કહીને બોલાવતા. આ બધા ઉપરથી હરગોવન પટેલ પછીનો ભવ કદાચ પાટણનો હોય એમ લાગે છે. પણ તે સંબંધી ચોક્કસ વિગતો નરેશને યાદ નથી.*

---

* આ બધી વિગત નરેશના માતા-પિતા પાસેથી અને "કલ્યાણ" (જુન ૧૯૫૬)ના વર્ધમાન તપ વિશેષાંકમાં પૂ૦ આ૦ શ્રી દેવેન્દ્રસાગરસૂરીશ્વરજી (તે વખતે ઉપાધ્યાય) મ૦ના "૪ા વર્ષનો બાળક પોતાના પૂર્વભવની વાત કરે છે" નામના નરેશના ફોટા સાથેના લખાણથી તારવીને આપી છે એકંદરે હકીકતો બધી સત્ય છે

### ૩ જિતેન્દ્ર કાંતિલાલ શાહ

ચાણસ્મા (મોટી વાણિયાવાડ) મા રહેતા સુશ્રાવક કાન્તિલાલ નથુચદને ત્યા તા ૧-૬-૫૪ ના રોજ જન્મેલ **જિતેન્દ્ર કુમાર** ત્રણ વર્ષની ઉમરે બોલવા લાગ્યો કે "હુ તો પાલીતાણાનો બ્રાહ્મણ છુ" આ વાત બહુ બોલ્યા કરે માતા પિતાએ કઈ ખાસ લક્ષ્ય ન આપ્યુ

૫ વર્ષની ઉમરે તે બહુ બોલ બોલ કરવા લાગ્યો કે "મારુ ઘર આ નથી, મારે અહિ નથી રહેવુ, મારે પાલીતાણા જવુ છે, હુ તો પાલીતાણાનો બ્રાહ્મણ છું, મને મારે ઘેર લઇ ચાલો"



જિતેન્દ્ર કાંતિલાલ શાહ

એટલે તેના પિતાજી અખાત્રીજના પ્રસગે પાલીતાણા છોકરાને લઈ ને ગયા

ત્યા ધર્મશાળમા ઉતર્યા પછી "કયા છે તારુ ઘર? બતાવ!" એમ કહીને તેને તળેટી તરફ લઈ જવા માડ્યો, તો કહે કે—"ના! આ બાજુ નહીં! આમ ચાલો!" એમ કહી પાલીતાણા શહેર તરફ લઈ ગયો

અટપટા વળાંકોમાથી પસાર થઈ છોકરો પાલીતાણા શહેરના મધ્ય ભાગે ગોડીજીના મોટા દહેરાસર આગળ જ્યા આજે આ ક ની પેઢી છે, ત્યા લઈ ગયો પણ ત્યા આસપાસ નવા મકાનો જોઈ ગુચવાઇ ગયો

ત્યાંના રહેવાસીઓને પૂછ્યું તો જણાવ્યું કે "અમુક વર્ષો પહેલાં અહીં બ્રાહ્મણોના ઘણા ઘર હતા, કાળક્રમે બધા મરી ખૂટ્યા કે દેશાવર ગયા હવે અહીં બીજી વસ્તી રહેવા માંડી છે."

આ રીતે તે છોકરાને વધુ સ્પષ્ટ જ્ઞાન ન હોઈ બીજી કોઈ માહિતી–નિશાની ન બતાવવા છતાં જગ્યાની ભાળ પૂર્વજન્મના સંસ્કારોના આધારે શોધી કાઢી.

આ રીતે ચાણસ્મામાં આ ત્રણ ઘટનાઓ ખરેખર! ભટ્ટેવાદાદાના સાનિધ્યથી સર્જાયેલા ધાર્મિક વાતાવરણને અનુરૂપ બની હોય તેમ લાગે છે.

આવી ઘટનાઓ કવચિત જ થાય છે. તેમાં એક ગામમાં નજીકના ૮ કા ગાળામાં ખૂબ જ ચોક્કસ માહિતીવાળી થઇ તે ખરેખર ક્ષેત્રની વિશિષ્ટતાને આભારી છે.

સૌ ધર્મપ્રેમી આ બધું વાંચી વિચારો આજના ભૌતિકવાદના શિક્ષણના જોરે ધ્વસ્ત થઇ રહેલી આસ્તિકતાના કારણે પુનર્જન્મ, પરલોક આદિની વાતો પરની શ્રદ્ધામાં થતા ઘટાડાને રોકવા યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ.

છેવટે આ રીતે તર્ક અને પ્રત્યક્ષના સુમેળ વાળા ઘટનાઓના મર્મને લક્ષ્યમા રાખી આત્માને કર્માનુસાર તે તે યોનિમાં ઉપજતો માની સત્કર્મોના બળે કર્મોના મૂળને ધ્વસ્ત કરી જન્મ–જરા–મરણાદિથી હંમેશને માટે છૂટકારો મેળવી પરમપદ, અવિચળ, અવ્યાબાધ સુખના ભાગી સહુ જીવો બનો એજ મંગળ કામના.



# શ્રી યશોવિજય સ્મારક ગ્રંથના ભ્રામક લેખની ચકાસણી

લેખક ડૉ રુદ્રદેવ ત્રિપાઠી, M A PH D, દિલ્હી

[ થોડાક વર્ષો પૂર્વે પ્રગટ થયેલ શ્રી યશોવિજય સ્મૃતિગ્રથ (ભા ૨)મા "અહિંસા ધર્મ અને તેનો સસ્કૃતિના વિકાસ ક્રમમા ઉપયોગ" લેખ પ્રકાશિત થયો છે

જેના લેખક શ્રી પ્રહલાદ ચદ્રશેખર દિવાનજી M A L.L M મુબઈ છે

લેખક પોતે જૈનેતર હોય તેમ લાગે છે, તે કારણે લેખમા કેટનીક ગેરસમજો થઇ હોય તેમ લાગે છે પણ વધુમા ઇતિહાસ સિદ્ધ વસ્તુની પણ વિકૃત રજુઆત તથા ધર્મને રાજકારણ સાથે ભેળસેળ બનાવી શાસ્ત્રના પદાર્થોની શ્રદ્ધાને આજના સ્વચ્છદવાદના સમર્થક તત્ત્વો દિશામા વાળવાનો જે અનુચિત પ્રયાસ થયો છે તે બદલ લેખકની વિદ્વત્તા પર લાગણી જન્મે છે

વધુમા સમ્પ્રદાયવાદના વહેણમા વહેતા કેટલાક પૌરાણિક તત્ત્વોની પ્રધાનતાએ જૈનધર્મના આ અવસર્પિણીના આદ્યતીર્થંકર મહાપવિત્ર જીવનવાળા શ્રી ઋષભદેવ પ્રભુ સાથે નામસામ્યથી ભરમાઈને શ્રીમદ્ ભાગવતના અવતારી ઋષભદેવ સાથે ઘણી વિસગત વાતો ચઢાવી જૈન શ્રી સઘની ઘણી ઘણી લાગણી દુભાવવાનું કામ અજાણતા પણ લેખકના હાથે થયુ છે

ગ્રથના સપાદકે આ બધી પરિસ્થિતિનો યોગ્ય વિચાર કરી લેખને ગ્રથમા સ્થાન આપવાની જરૂર હતી

છતા અજ્ઞાત ગમે તે કારણથી આવો વિચાર કર્યા વિના જૈન માત્રની લાગણી દુભવનાર આ લેખને સ્થાન અપાયુ છે

લેખની વાધાભરી વિગતોનો ઉહાપોહ જૈન સઘમાથી જ્યારે વધુ પડતો થયો અને સપાદક-પ્રકાશક ઉપર જ્યારે દબાણ કરવામા આવ્યું ત્યારે પાછળથી એક સ્લીપ બાકી રહેલા પુસ્તકોમા ચોડવામા આવી જેમા કે—

"આ લેખમા કેટલીક હકીકતો જૈનશાસ્ત્ર અને ઇતિહાસથી તદ્દન વિરુદ્ધ છે" વગેરે લખાણુ છે

પરંતુ લેખના મુદ્દાઓના યોગ્ય સ્પષ્ટીકરણ સાથે સમીક્ષાની જરૂર હતી.

પ્રસ્તુત સ્મારક ગ્રન્થની યોજનાએ જ્યારે આકાર લીધો ત્યારે આ લેખની સમીક્ષા કો'ક જૈનેતર વિદ્વાન પાસે લખાવી સ્મારક ગ્રંથમાં મુકવો એવો વિચાર થયેલ, તે મુજબ **દિલ્હી સંસ્કૃત વિદ્યાપીઠના પ્રોફેસર ડૉ. રૂદ્રદેવ ત્રિપાઠી,** M. A PH. D, પાસે લેખ લખાવીને અહીં પ્રકટ કરવામાં આવે છે. **सं.** ]

શ્રી પ્રહલાદ ચંદ્રશેખર દિવાનજીના અહિંસા ધર્મ સંબધી લેખમાં ખરેખર અનેક ભ્રમણાઓ તથા કેટલલીક તદ્દન વિરુદ્ધ માન્યતાઓનું પ્રકાશન થયુ છે. તે અગે વિચાર કરતા નીચે પ્રમાણે મુદ્દાઓ ચિંતનીય લાગે છે.

## ૧. અહિંસાધર્મ એટલે શું ?

આ વિષય ઉપર લેખકે અહિંસા અને ધર્મ આ બને શબ્દોની વ્યુત્પત્તિ તથા પરિભાષા કરી સ્પષ્ટ કર્યું છે કે–'અહિંસાધર્મ એટલે હિંસા કરવી નહીં એ આચરણ માટેનો અનુલ્લંઘનીય નિયમ' પરંતુ આવા સ્પષ્ટીકરણમાં લેખકે મનસ્વીતાને જ પ્રશ્રય આપ્યો છે, કોઈ આગમ કે શાસ્ત્રનું પ્રમાણ રજુ કર્યું નથી. તેથી 'અહિંસા' અને 'ધર્મ' બને શબ્દોના અર્થનો સંકોચ કરી રાખવામાં તથા વ્યાપક અર્થોના નિરાકરણમાં કયા હેતુઓ રહેલા છે ? તે જાણી શકાતા નથી.

વળી 'અહિસાધર્મ' શબ્દ જૈન શાસનમાં ક્યાય વપરાતો નથી. જૈનાગમોમાં '**જયણાધર્મ**' શબ્દ આવે છે. જેમકે—

**जयणामयो धम्मो, जयणा य धम्मजणणी, जयणासरूवो धम्मो** વગેરે. એટલે જૈન શાસનની સાથે અહિંસા ધર્મની સંગતિ કોઈ રીતે બંધબેસતી નથી. 'અહિંસા' એ વૈદિક ધર્મનો પ્રચલિત શબ્દ છે, તથા તેઓએ ધર્મના દસ લક્ષણોમાં અહિંસાનો સમાવેશ કર્યો છે.

## ૨. અહિંસા ધર્મની શોધ કોણે કરી ?

આ વિષય ઉપર લેખકે પોતાનો મત જાહેર કરવામાં ડાર્વિનની થીએરીનો આસરો લીધો છે અને 'માત્સ્ય–ન્યાય'ને સમજાવી પ્રાચીન કાળના માનવીને અન્નઉત્પાદન–જ્ઞાનશૂન્ય બતાવી માંસાહારી સિદ્ધ કર્યો છે. તે ખરેખર આજના ધુરંધર વૈજ્ઞાનિકો–વિદ્વાનો પણ માનતા નથી. ખરેખર આવી વિચારણાઓમાં



છુપાએલ પાશ્ચાત્યોની અંધભક્તિ જ મોખરે છે અને તેનું ખંડન અનેક સ્થળે કરવામાં આવ્યું છે તે સહેજે જોઈ શકાય છે

તેની સાથે જ 'પુરાણા સાહિત્યની શોધ'ના નામે લેખકે જણાવ્યું કે 'સાંખ્ય શાસ્ત્ર'ના મુખ્ય પ્રવર્તક કપિલમુનિ જ જીવને મોક્ષ મેળવવાનો માર્ગ શોધી આપનારા હતા અને તેની સાક્ષીમાં 'શ્વેતાશ્વરોપનિષદ્'નું માત્ર નામ ટિપ્પણમાં આપ્યું છે એટલું જ નહીં આગળ લેખક મહાશય પોતાની સર્વજ્ઞતા જાહેર કરવા માટે 'ભગવદ્ ગીતા', 'શ્રીમદ્ ભાગવત' અને 'ત્રિષષ્ટિશલાકા–પુરુષ ચરિત્ર'ના આધારે કપિલની વ્યાપકતા બતાવી 'ઋષભદેવ' (જૈન તીર્થંકર) અને પૌરાણિક ગ્રંથોમાં આવતા વિષ્ણુના અવતારરૂપ ઋષભદેવમાં સામ્ય દર્શાવવાનો અનુચિત પ્રયાસ કર્યો છે

અહીં પ્રશ્ન એ થાય છે કે વૈદિક સમ્પ્રદાયમાં આલેખાયેલ અવતારો અને અને જૈન શાસનમાં આવતા તીર્થંકરોની જો એકરૂપતા હોય તો ઋષભદેવ આદિ તીર્થંકર કેમ મનાય છે? પછી તો વિષ્ણુના અન્ય અવતારોમાં સમાનતા આવવી જોઈએ? તથા 'ત્રિષષ્ટિ શલાકા પુરુષચરિત્ર'માં આલેખાયેલ વર્ણનમાં જે તફાવત આવે છે, તે પુરાણોમાં સંપ્રદાયવાદથી દોરવાઈ નકલ કરી નામ–કર્મમાં પરિવર્તન કર્યું હોય તેમ સમજાય છે એટલે અહીં એમ કહેવું ઠીક લાગે છે કે–આવા વિચારો રજૂ કરી લેખક પોતે ભરમાયો છે અને પાઠકોને પણ ભ્રમમાં નાખવાનો પ્રયાસ કર્યો છે, તે કોઈ રીતે યોગ્ય ન કહેવાય

### ૩ ભાગવતના 'ઋષભદેવ' અને 'શ્રીતીર્થંકર ઋષભદેવ?

શ્રીમદ્ ભાગવત પુરાણમાં વર્ણવેલ અવતારભૂત ભગવાન ઋષભદેવ અને આદ્યતીર્થંકરરૂપ ભગવાન્ ઋષભદેવના નામોમાં સામ્ય જોઈ તેમને વસ્તુ સામ્યની કોટિમાં લાવવાનો પ્રયાસ કરવો એ આવકાર યોગ્ય કહી શકાય તેવો નથી જો કદાચ દુરાગ્રહવશ માની પણ લઈએ તો તેમાં આવતી બીજી બધી બાબતોમાં પણ એકવાકયતા જાળવવી જોઈએ? પણ તેમ દેખાતું નથી જેમકે ઋષભદેવે મૌન રહેવા માટે મોઢામાં અયોગોલક રાખેલ તેમજ ઉદાસીન અવધૂત વૃત્તિના વર્ણન પ્રસંગે અચિલ–ગાંડાપણાની ચેષ્ટા તથા જંગલમાં ભટકતા વન દાહમાં સળગી મર્યા આદિ આદિ વાતો લેખકે જણાવી છે, પણ જૈનતીર્થંકરોના વર્ણનમાં આવું કયાંય લખાયું નથી

તેમ જ અર્હદ્ રાજાનો ઉલ્લેખ પણ ભાગવત અને જૈન માન્યતાવાળા ઋષભદેવનાં ચરિત્રમા પાર્થક્ય પૂરવાર કરે છે. કેમ કે જૈનસંપ્રદાયના આગમોમાં કોઇપણ સ્થળે આવું લખાણ આવતું નથી કે અર્હદ રાજાએ જૈનધર્મનો પ્રચાર કર્યો હતો. જૈનોમાં જે અર્હત્નું નામ પંચપરમેષ્ઠીમંત્રમાં આવે છે, તે માત્ર 'પૂજ્ય' માટે વપરાયેલો છે તેથી એમ કરવાનો પ્રયાસ માત્ર–'અર્ધં કુક્કુટયાઃ શાકાય અર્ધં કુક્કુટયાઃ પ્રસવાય' વાળા ન્યાયને અનુસરે છે. જેમાં પોતાની ઈચ્છા મુજબ વર્તન કરવું અને એક મરઘીનાં અગ્રભાગને ખાવાના કામમાં અને પાછળના ભાગને પ્રસવ માટે રાખવાની વાત–જે સર્વથા અશકય છે. તે સિદ્ધ કરવાનો પ્રયત્ન થયો છે. નામસામ્યથી વસ્તુસામ્યને પણ સત્ય માનવું કોઈ પણ રીતે ઉચિત ન લેખાય.

## ૪. વદતો–વ્યાઘાત.

લેખકે પોતાની માન્યતાને સિદ્ધ કરવાની ધૂનમાં પૂર્વાપરકથન ઉપર ધ્યાન ન આપતાં પોતે કહેલી વાતનું જ બીજા સ્થળે ખંડન કર્યું છે. કપિલમુનિને અહિંસાના આદિ પ્રવર્તક માની તેના પ્રમાણો એક સ્થળે આપ્યાં છે જ્યારે બીજા સ્થળે વ્યાસજીને જ અહિંસાધર્મના વ્યવસ્થાપક–સંસ્થાપક બતાવ્યા છે. એટલે કપિલમુનિ અને વ્યાસજી એ બંનેમાં કોણ અહિંસાધર્મના સંસ્થાપક હતા? તેમાં ભ્રમણા ઉત્પન્ન થાય છે અને લેખકના કથનનું જ ખંડન થઈ જાય છે. તેમ જ કપિલમુનિ જ અહિંસાની ખોજ કરનાર હતા તેની સાક્ષી કોઈ પણ બીજા ગ્રંથમાં મળતી નથી, તે માત્ર કલ્પનાને જ અવલંબે છે. એમ પંડિતજીના લખાણથી સમજાય છે.

## ૫. હિન્દુ ધર્મ કે વૈદિક ધર્મ?

ચોથા શીર્ષકમાં 'જૈનધર્મ અને બૌદ્ધધર્મમાં અહિંસાનુ સ્થાન' ઉપર વિચાર કરતાં 'હિન્દુધર્મ' શબ્દનો પ્રયોગ કર્યો છે ત્યાં 'વૈદિક ધર્મ' શબ્દનો પ્રયોગ થવો જોઈએ. હિન્દુ શબ્દ સામાજિક વ્યવસ્થાનો સૂચક છે તે ધર્મનો સૂચક નથી.

આગળ લેખકે જણાવ્યું છે કે—'અરિષ્ટનેમિ શ્રીકૃષ્ણની દેખરેખ નીચે રહીને વિદ્યાભ્યાસ કરતા.' આ વાત તદ્દન શાસ્ત્રવિરુદ્ધ છે, કેમકે તીર્થંકરો

જ્યારે જન્મે છે, ત્યારે તેઓ ત્રણ જ્ઞાન સહિત જ હોય છે એટલે આ કથન નિરાધાર છે

તે પછી લખ્યુ છે કે 'નેમિનાથના લગ્નની વ્યવસ્થા થઈ અને તેઓ સસરાને ત્યા પશુઓની હિંસા થવાની છે એમ જાણીને શ્વસુર ઘરથી પાછા ફર્યા તે પછી એક વર્ષ સુધી વ્રતો પાળીને યોગ્યતા મેળવી તેણે યતિધર્મ સ્વીકાર્યો' આ રીતે કહી લેખકે પોતાનુ આગમ વિષયક અજ્ઞાન ઉઘાડયુ છે તીર્થંકર શ્રી નેમિનાથ પ્રભુએ જ્ઞાનથી બધુ જાણી પોતાના કલ્પપ્રમાણે સ૦ દાન આપી દીક્ષા સ્વીકારી હતી એટલે લૌકિક રીતે આવુ કથાનક કલ્પિત કરવામા આવ્યુ છે, તે વાસ્તવિક તો નથી જ તેવી જ રીતે એક વર્ષ સુધી યોગ્યતા મેળવવા માટે વ્રતો પાળવાની વાત પણ બનાવટી અને ભ્રમણારૂપ છે તીર્થંકરોને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હોય છે, તે કઈ બહારથી આવતો નથી કે કોઈ નિમિત્તથી પેદા થતો નથી તેજ સ્થળે જણાવ્યુ છે કે 'નેમિનાથે જૈન ધર્મમા પ્રવેશ કર્યો' આ વાકય પણ વિકૃત અને અસગત છે વળી આવા આખ્યાનને પ્રમાણુસિદ્ધ બતાવવા માટે જે જે ગ્રથોના નામો આપ્યા છે તેઓમા આવુ વર્ણન છે જ નહીં તેથી એમ જણાય છે કે 'આગમ ગ્રથોનુ અધ્યયન કર્યા વગર જ આ બધુ લખાયુ છે'

## ૬ સમ્રાટ્ અશોકે તેનો કરાવેલો પ્રચાર

ઉપર્યુક્ત પ્રકરણમા જે લખાયુ છે તેને આજે ઇતિહાસકારો માન્યતા આપતા નથી અનેક ઇતિહાસવિદોએ સિદ્ધ કર્યુ છે કે–અશોકના પૌત્ર સમ્પ્રતિ રાજાએ ધર્મનો પ્રચાર કર્યો હતો તેમા ડો ત્રિભોવનદાસ લહેરચદ શાહે અનેક અકાટચ તર્કોના આધારે જે છ ભાગોમા ઇતિહાસ લખ્યો છે, તે પ્રમુખ છે તેથી સિદ્ધ થાય છે કે લેખકે વિદેશી વિદ્વાનોવડે લખાયેલ ઇતિહાસને જ પ્રધાનતા આપી છે

## ૭. કુમારપાળના રાજ્યશાસનમા તેનો થયેલો પ્રચાર

ઉપર લખેલા પ્રકરણમા લેખકે જણાવ્યુ છે કે–'ચદ્રગુપ્ત શ્રવણબેટગોલામા રહ્યો હતો, આ વાતને ઘણા ઇતિહાસકારો માનતા નથી'–પણ સત્ય તેનાથી વિરુદ્ધ છે, કેમકે ઘણા ઇતિહાસકારો ચદ્રગુપ્ત શ્રવણબેગોલામા રહ્યો હતો આ વાતને જ સિદ્ધ કરે છે



ભાગવતમાં આવેલ આદિ-તીર્થંકરનું વર્ણન માનવામાં આવે તો તેની સાથે જ ભવિષ્યવાણીમાં કહેલ 'પાખંડ-ધર્મ'નું પ્રવર્તન જૈન ધર્મરૂપમાં છે તેમ પણ માનવું જોઈએ. તેમ કરતાં એક ધર્મની માન્યતા ઉપર પ્રહાર થાય છે, તે ઈષ્ટ નથી.

આગળ જતાં લેખકે જણાવ્યુ છે કે—'વલભીવંશની શરૂઆત પાંચમા સૈકામાં થઈ હતી.' તે યોગ્ય નથી. પાલીતાણા અને ગિરનારમાં મળેલા કેટલાય શિલાલેખોથી પુરવાર થાય છે કે-વલભીવંશ પાંચમાં સૈકામાં નહીં પણ તેનાથી પહેલાં અસ્તિત્વ ધરાવતો હતો. એટલે આ રીતે ઐતિહાસિક તથ્ય ઉપર કુઠારાઘાત કર્યો છે.

## ૮. ગાંધીજીની અહિંસા

અંતમા લેખકે અહિંસા અંગે વિચાર કરતાં જણાવ્યુ છે કે—"વૈષ્ણવ અને જૈન ધર્મના મિશ્રિત સંસ્કારોને લીધે ગાંધીજીએ અહિંસાનો આસરો લીધો અને તેનો પ્રચાર કર્યો" વગેરે પણ ગાંધીજીની જે અહિંસા હતી તે તો સ્પષ્ટ રીતે રાજદ્વારી હતી. તે અહિંસાનો ધર્મની અહિંસા સાથે સરખામણી કરી ગાંધીજીને અહિંસા-પ્રચારક માનવા કોઈ અંશે યોગ્ય ન લેખાય. જો એમ જ હોય તો બીમાર ગાયના વાછરડાને ઈંજેકશન દઈ મરાવવામાં પણ અહિંસા જ છે, એમ માનવું પડે.

ગાંધીજી પોતે કહેતા હતા કે—"મારી અહિંસા ધાર્મિક કોટિની નહીં પણ રાજકીય કોટિની છે" અને તેમની રાજકીય અહિંસાની હવા દુનિયા પર ફેલાઈ ગઈ તેનું કારણ, હિંદના છેલ્લા વૉઈસરોય લૉર્ડમાઉન્ટ બેટનના શબ્દોમાં 'પાચમી સત્તાનું સ્થાન ધરાવતા અખબારોને આભારી છે. આધુનિક 'પંચશીલ' વગેરે પણ વ્યામોહરૂપ પ્રચારબળે ભ્રામકરૂપે ફેલાયા છે.

## ૯. ઉપસંહાર

નિબંધકાર પોતાની માન્યતાઓને સમાજની આગળ પ્રસ્તુત કરવા માટે સ્વતંત્ર છે, પણ કોઈ બીજાની માન્યતાને ખેંચી-તાણી પોતાની મરજી મુજબ રજૂ કરે તે તો ન જ ચાલે. આવા શાસ્ત્રીય વિષયો ઉપર ભ્રમણા ફેલાવનારા વિચારો કાં તો પરસ્પર દ્વેષને ઉપજાવે છે અથવા તો ભાવી પેઢીના બાળકોને

મુઝવણુમા નાખે એટલે માત્ર નામસામ્ય કે કેટલાક અંશે કથા સામ્યને જોઈ આબાલગોપાલ પ્રચલિત સત્ય ઉપર પ્રહાર કરવા ઉચિત નથી

જેમ વૈદિક પરપરા સ્વતત્ર છે, તેમજ જૈન પરપરા પણ સ્વતત્ર છે આપણે ત્યા વિદેશીઓની કૃપા (!) થી પ્રસરેલા ઇતિહાસોમા પણ આવી જ કેટલીય ભ્રમણાઓ જાણીજોઈને ઉભી કરેલી છે જેમા મહત્ત્વપૂર્ણ ઘટનાઓને વિકૃત બનાવી દીધી છે

તેથી નમ્ર નિવેદન છે કે સત્યની શોધ કરનારાએ આત્મ પ્રતીતિ અને શાસ્ત્ર પ્રતીતિની સાથે આતરિક પ્રામાણિક અને બાહ્ય પ્રત્યક્ષના તાલમેલને જ્ઞાની ગુરુની ઉપાસનાના આધારે શોધવા પ્રયત્ન કરવો જોઈએ



### લોકોત્તર ભાવના

જો શક્તિ મુજને મળે, (તો) આપુ સહુને સુખ ।
કર્મના બધન ટાળીને, કાપુ સહુના દુખ ॥

મુજને દુખ આપે ભલે ! તો પણ હું ખમું તાસ ।
સુખ પીરસવા સર્વને, છે મ્હારો અભિલાષ ॥

જગના પ્રાણી માત્રને, વ્હાલા છે નિજ પ્રાણ ।
માટે મન વચ કાયથી, સદા કરૂ તસ ત્રાણ ॥

આશીર્વાદ મુજને મળો ભવોભવ એ મુજ ભાવ ।
ત્રસ સ્થાવર જીવો બધા, દુખીયા કોનવિ થાય ॥

ભવોભવ એ મુજ ભાવના, જો મુજ ધાર્યું થાય ।
(તો) શ્રી જિનશાસન વિષે, સ્થાપુ જીવ બધાય ॥

# જૈન વાઙ્મય અને મુનિપુંગવોનું પ્રદાન

લેખક : કુમારપાળ સોમચંદ શાહ (બી એ. ઑનર્સ)
ચાણસ્મા

જૈનોએ આર્ય–સંસ્કૃતિની ભવ્ય ઇમારતમાં મહાન ફાળો આપ્યો છે. અલબત્ત જૈનોનું જેટલું સાહિત્ય પ્રકટ થયુ છે, તેથી અનેકગણુ સાહિત્ય અપ્રસિદ્ધ રહ્યુ છે. જૈન ધર્મ અને એના સાહિત્ય સબંધી ભ્રામક વિચારો, અજાણપણું, પૂર્વગ્રહ, સાંપ્રદાયિક અસૂયાના પરિણામે જૈનધર્મ અને જૈન સાહિત્ય આજે અન્ય ધર્મોની જેમ પ્રકાશમાં આવ્યું નથી. સંસ્કૃત ને ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં જૈન કૃતિઓનો–સાહિત્યની દષ્ટિએ ઉત્તમ હોવા છતાં તે જૈનો રચિત હોવાના કારણે–અવગણના કરવામાં આવી છે. ગમે તે હો, 'જ્યારે ધુમ્મસ ઊડી જશે ને વાતાવરણ સ્વચ્છ થશે ત્યારે જૈન વાઙ્મયના વિશાળ ને અમૂલ્ય ફાળાનો ખ્યાલ આવશે જ.'

'જૈન સાહિત્ય'—એ નામ બે અર્થમાં વાપરી શકાય. એક જૈનધર્મના સિદ્ધાંતો સમજાવતું સાહિત્ય, ને બીજું જૈનધર્મના અનુયાયીઓએ–સાધુ–શ્રાવકોએ–રચેલુ સાહિત્ય.

હિંદુઓને વેદ, બૌદ્ધોને ત્રિપિટક, ખ્રિસ્તીઓને બાઇબલ, મુસ્લિમોને કુરાનેશરીફ, પારસીઓને ખુદે અવસ્તા, તેમ જૈનોના પરમ પવિત્ર શાસ્ત્રોને 'આગમો' કહે છે.

ભગવાન મહાવીરે પોતાના ગણધરો–શિષ્યોને જે ઉપદેશ આપ્યો તે આજે શ્રુતરૂપમાં આગમોમાં સચવાયેલો છે. આચાર્ય ભદ્રબાહુએ આગમ–શ્રુતની ઉત્પત્તિ માટે એક સુંદર રૂપક યોજ્યુ છે.

> " तवणियमणाणरुक्खं आरुढो केवली अमियणाणी ।
> तो मुयइ णाणवुट्ठिं, भवियजणविबोहणट्ठाए ॥
> तं बुद्धिमएण पडेण, गणहरा गिण्हिउं णिरवसेसं ।
> तित्थयरभासियाइं, गंथंति तओ पवयणट्ठा ॥
>
> आवश्यक निर्युक्ति गा० ८९–९०

ભગવાન મહાવીરે પોતાના ગણધરોને ઉપદેશ આપ્યો પરંપરાએ તે જ્ઞાન છ પાટ સુધી ચાલ્યુ દુકાળાદિ કારણોથી અસ્તવ્યસ્ત અને છિન્નભિન્ન થયેલા કંઠસ્થ જ્ઞાનને બીજા સૈકામા પૂ૦ આ૦ ભદ્રબાહુસ્વામીએ પાટલીપુત્રમા એકત્રિત કર્યું તે પછી છઠ્ઠા સૈકામા સ્કંદિલાચાર્યના પ્રમુખપણા નીચે દુષ્કાળ આદિથી માડમાડ બચી રહેલા શ્રુતનો 'માથુરી વાચના' દ્વારા ઉદ્ધાર થયો આફતો આવતી ગઈ, શક્તિઓ ઘટતી ગઈ ને કંઠસ્થ કરેલા પાઠો ભૂલાવા લાગ્યા, ત્યારે વીર સંવત ૯૮૦ (વિક્રમ સંવત ૫૧૦)મા દેવર્દ્ધિં ક્ષમાશ્રમણે વલભીપુરમા જૈન આગમિક સાહિત્યનું છેલ્લુ સંસ્કરણ કર્યું આગમિક સાહિત્યનું વર્ગીકરણ આ પ્રમાણે કરવામા આવ્યુ છે

અગિઆર અંગ—(૧) આચારાગ (૨) સૂત્રકૃતાગ (૩) સમવાયાગ (૪) ઠાણુાગ (૫) ભગવતીજી (૬) જ્ઞાનાધર્મકથાગ (૭) ઉપાસક દશાગ (૮) અંતકૃદ્ દશાગ (૯) અનુત્તરૌપપાતિક દશાગ (૧૦) પ્રશ્ન વ્યાકરણાગ (૧૧) વિપાકશ્રુત (૧૨) દૃષ્ટિવાદ (હાલ જે વિચ્છેદ ગયુ છે)

બાર ઉપાગ—(૧) ઔપપાતિક (૨) રાજપ્રશ્નીય (૩) જીવાજીવાભિગમ (૪) પ્રજ્ઞાપના (૫) જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ (૬) ચંદ્રપ્રજ્ઞપ્તિ (૭) સૂર્યપ્રજ્ઞપ્તિ (૮) નિરયાવલિકા (૯) કલ્પાવતંસિકા (૧૦) પુષ્પિકા (૧૧) પુષ્પચૂલિકા (૧૨) વૃષ્ણિદશા

ચાર મૂલસૂત્ર—(૧) આવશ્યક (૨) દશવૈકાલિક (૩) ઓઘનિર્યુક્તિ-પિંડનિર્યુક્તિ (૪) ઉત્તરાધ્યયન

છ છેદસૂત્ર—(૧) નિશીથ (૨) મહાનિશીથ (૩) વ્યવહાર (૪) દશાશ્રુત સ્કંધ (૫) બૃહત્કલ્પ (૬) જીતકલ્પ

દસ પ્રકીર્ણક—(૧) ચતુ શરણ (૨) આતુરપ્રત્યાખ્યાન (૩) ભક્તપરિજ્ઞા (૪) સંસ્તારક (૫) તંદુલવૈચારિક (૬) ચંદ્રવેધ્યક (૭) દેવેન્દ્રસ્તવ (૮) ગણિ વિદ્યા (૯) મહાપ્રત્યાખ્યાન (૧૦) મરણસમાધિ

બે ચૂલિકા સૂત્રો (૧) નંદીસૂત્ર (૨) અનુયોગદ્વારસૂત્ર

આ આગમો એટલે જૈનોનું દાર્શનિક સાહિત્ય છે કોઈપણ ધર્મના દાર્શનિક સાહિત્યની હરીફાઈ કરતુ ને ઉન્નત મસ્તકે ઊભા રહી આત્મતત્ત્વનો

સાચો પરિચય કરાવી જીવનના અંતિમ ધ્યેય તરફ પહોંચાડતું આ સાહિત્ય ભારતીય સંસ્કૃતિના ધર્મ–સાહિત્યનુ શિરમોર બની રહેલું છે.

હવે જૈનોએ રચેલા વિવિધ સાહિત્યની ઝાંખી કરીએ !

'**नहि धर्मो धार्मिकैर्विना**'—દરેક ધર્મનો આધાર તેના અનુયાયીઓ ઉપર હોય છે તે પ્રમાણે ધર્મના સાહિત્યનું સર્જન, રક્ષણ અને પોષણ ધર્મના અનુયાયીઓથી થતું હોય છે. જૈન સાહિત્યના સર્જકો વિશેષતઃ જૈનાચાર્યો જ છે. જૈન મુનિઓ ઉપાશ્રયની ચાર દિવાલો વચ્ચે તપ–જ્ઞાનની આરાધનામાં 'સ્વ' હિત સાધી નિષ્ક્રિય બેસી રહ્યા નથી. અણહિલપુર, ભરૂચ, ખંભાત, કપડવંજ, કર્ણાવતી, ડભોઈ, વડોદરા, સુરત, પાલણપુર, પાટડી, ચંદ્રાવતી, ઈડર, વડનગર, જેસલમેર, જોધપુર, બિકાનેર, નાગોર, મેડતા, રતલામ, ઉદેપુર ઉજ્જૈન વગેરે ગુજરાતના અને દેશના મધ્યકાલીન શહેરોના ઉપાશ્રયમાં રહીને જૈન-મુનિઓએ અસંખ્ય સંસ્કૃત પ્રાકૃત સાહિત્યની રચના કરી છે. અનેક સાહિત્ય પ્રદેશોમાં વિહરી તે તે વિષયની–કાવ્ય, મહાકાવ્ય, નાટક, કથા, વ્યાકરણ, છંદ, કોશ, જ્યોતિષ, તત્ત્વજ્ઞાન, ન્યાય–તર્ક, ભૂગોળ, ગણિત, છંદ વગેરે વિષયની કૃતિઓનું પ્રદાન કર્યું છે.

જીવનને ઉન્નત અને ચારિત્ર્યશાળી બનાવવાની નૈતિક પ્રેરણા આપનારી તેમજ સામાજિક અને સાંસ્કૃતિક ઇતિહાસની વિવિધ કડીઓ પૂરી પાડનારી અનેક જાતની કથાઓ, રસિક કહાણીઓ, અદ્ભુત કિસ્સાઓ વડે જૈનમુનિઓએ કથાસાહિત્યને પણ સમૃદ્ધ બનાવ્યું છે. જૈન વાઙ્મયના આ સમગ્ર વિભાગને ધર્મકથાનુયોગ તરીકે ઓળખવાય છે. '**णायाधम्मकहा**' એ એનો બેનમૂન નમૂનો છે. પૂ. આ. શ્રી વિમલસૂરિનું 'પઉમચરિય' ઉપલબ્ધ સાહિત્યની દૃષ્ટિએ અગ્રિમ સ્થાન ભોગવે છે. સાક્ષરો એને 'oldest available Jain epic' તરીકે ઓળખાવે છે. બાણભટ્ટની કાદંબરીનુ સ્મરણ કરાવે તેવી પૂ. આ. શ્રી હરિભદ્ર-સૂરિકૃત 'સમરાઇચ્ચકહા,' પૂ શ્રી હેમચંદ્રાચાર્યકૃત 'ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર, પૂ. શ્રી પાદલિપ્તાચાર્યની તરંગલોલા, પૂ શ્રી સિદ્ધર્ષિગણિની ઉપમિત્તિભવ–પ્રપંચકથા વગેરે મુખ્ય છે.' પૂ. આ૦ જિનભદ્રસૂરિ રચિત સુરસુંદરીકહા 'માલતી માધવમ્'નું સ્મરણ કરાવે છે. આ કૃતિ Romantic કથા છે.

સાહિત્યનો એક પ્રકાર–રાસ–એટલે કે દૂહા, ચોપાઈ, કે દેશીઓમાંના



કોઇ એક રાગમા રચાયેલુ ધર્મ અને નીતિવિષયક, કથાત્મક અને ચરિત્રાત્મક છતા બોધદાયક વર્ણન આપતુ ગાઈ શકાય તેવુ લાબુ કાવ્ય મધ્યકાળમા ખૂબ પ્રસિદ્ધ પામેલા આપણા કડવાબદ્ધ આખ્યાન કાવ્યોને રચનાકાળની દૃષ્ટિએ જો સીધો વારસો મળ્યો હોય તો તે જૈન-મુનિઓના આ રાસ-સાહિત્ય પાસેથી મળ્યો છે રાસયુગનુ સાહિત્ય એ જૈનમુનિઓનુ વિશિષ્ટ પ્રદાન છે રાસ ગેય અને અભિનયક્ષમ પ્રાચીન ગુજરાતી સાહિત્યનો પ્રકાર છે પૂ આ શ્રી શાલિભદ્રસૂરિકૃત ભરતેશ્વર બાહુબલિરાસ (સ ૧૨૪૧) રાસ કાવ્યોમા પ્રાચીનતમ છે પૂ આ શ્રી અબદેવસૂરિકૃત સમરારાસો, પૂ આ શ્રી વિજયસેનસૂરિકૃત રેવતગિરિ રાસ, પૂ શ્રી વિનયપ્રભકૃત ગોતમસ્વામીરાસ, પૂ શ્રી સોમમુનિકૃત પૂ શ્રી જિનેશ્વરસૂરિ દીક્ષાવિવાહરાસ, મયણરેહારાસ, પેથડરાસ, જાવડ-ભાવડરાસ-આદિ અસખ્ય રાસાઓ જુદી જુદી સદીઓમા મુનિપુગવોએ આપણને આપ્યા છે

'ફાગુ'—ગુજરાતી કાવ્ય સાહિત્યમા વસતઋતુ વિષયક શૃગારમય કાવ્ય પ્રકાર છે માનવજીવન અને પ્રકૃતિસૌદર્યનો સુભગ સમન્વય ફાગુમા આવ્યો છે પૂ શ્રી જિનપદ્મકૃત સ્થુલભદ્ર ફાગુ, પૂ શ્રી સોમસુન્દરકૃત નેમિનાથ નવરસ ફાગુ,—વગેરે ફાગુ કાવ્યો ઉલ્લેખનીય છે

બારે માસ સર્વ ઋતુઓનુ ગેયતા અને ઢાળથી વિપ્રલભ શૃગારથી ભરપૂર કાવ્યો—બારમાસી કાવ્યો—જેમા નાયક-નાયિકાનો વિરહ અને અતે મિલનનો સુભગ સમન્વય કરવામા આવે છે તેવા બારમાસી કાવ્યોનો પણ ઉલ્લેખ કરવો રહ્યો વિજયચદ્રસૂરિકૃત નેમિનાથચતુષ્પદિકાનુ સ્થાન ગુજરાતી સાહિત્યમા બારમાસી કાવ્ય તરીકે પ્રથમ છે ઉપરાત નેમિનાથ-રાજિમતી, નેમ-રાજુલ સદેશ જાણીતા છે સામાન્ય વ્યવહારમાથી ઉદાહરણો લઈ રૂપક દ્વારા વક્તવ્ય દૃઢ કરવા રૂપક કાવ્યો પણ રચાયા જિનપ્રભાચાર્યકૃત ભવ્યચરિત રૂપક પ્રાચીન છે

વેદની ઋચાઓમા ભવ્ય કલ્પના, તીવ્ર મનોવેગ, ચિત્તનો ઉલ્લાસ, પ્રવાહિતા ને સુદરતાનો અનુભવ કરીએ છીએ એ બધુ જ જૈન કાવ્ય સાહિત્યમા સ્થળે સ્થળે પડ્યુ છે નૈષધચરિત મહાકાવ્ય સાથે સ્પર્ધા કરતુ હીરસૌભાગ્ય મહાકાવ્ય, કાલિદાસના રઘુવશની હરીફાઈ કરતુ પૂ શ્રી હેમવિજયજીનુ વિજય પ્રશસ્તિ કાવ્ય અને પૂ આ શ્રી જયશેખરસૂરિકૃત જૈનકુમારસભવ, પૂ આ શ્રી બાલચદ્રસૂરિનુ વસતવિલાસ, પૂ આ શ્રી મેરુતુગસૂરિનુ જૈન મેઘદૂત, પૂ આ અભયદેવસૂરિનુ જયતવિજય વગેરે કાવ્યો મુનિસમ્રાટોની મહાન પ્રસાદી છે

ગુજરાતની વિદ્વત્તાની ક્રૂર મશ્કરી થઈ રહી હતી, ત્યારે પાણિનીના સંસ્કૃત વ્યાકરણની સ્પર્ધા કરે તેવું 'સિદ્ધહેમ' વ્યાકરણ મા ગુર્જરીના ચરણે ભેટ દેવાનુ ભગીરથ કાર્ય કળિકાળસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે કર્યું. આ વ્યાકરણ ગ્રંથને સંસ્કૃત–પ્રાકૃત–અપભ્રંશરૂપ ત્રિવેણીનું સંગમસ્થાન બનાવ્યુ. અપભ્રંશ ભાગમાં એમણે જે પદ્યભાગ આપ્યો છે તે ભાષાશાસ્ત્રમાં વિશિષ્ટ સ્થાન લે છે. પૂ. શ્રી બુદ્ધિસાગરાચાર્યનું બુદ્ધિસાગર વ્યાકરણ, પૂ શ્રી જ્ઞાનવિમલ ગણીનું શબ્દ પ્રતિભેદ વ્યાકરણ, પૂ આ. શ્રી વિદ્યાનંદસૂરિનું સિદ્ધસારસ્વત વ્યાકરણ પણ ઉલ્લેખનીય છે. તામીલને કાનડી ભાષાનાં મૂળ વ્યાકરણો જૈનાચાર્યોએ જ રચ્યાં છે.

જૈનદર્શન પ્રમાણે જ્ઞાન સ્વતંત્ર રીતે ઉપયોગી નથી, પણ જ્ઞાનનું ફળ વિરતિ છે. આથી કથાત્મક સાહિત્ય જ નહીં, પણ ઔપદેશિક અને તાત્ત્વિક સાહિત્ય તરફ જ વિશેષ ઝોક અપાયેલો છે. જૈન તત્ત્વજ્ઞાનમાં કર્મવાદ, ફિલોસોફી, અનેકાંત, નયવાદ, ગુણસ્થાનકો, યોગ, પ્રમાણમીમાંસા, પંચમહાવ્રતો વગેરે વિશિષ્ટ તત્ત્વોનો સમાવેશ થાય છે.

જૈન તત્ત્વજ્ઞાન, આચાર, ભૂગોળ, ખગોળ, તત્ત્વવિદ્યા, પદાર્થવિજ્ઞાન વગેરે વિષયોનુ સંક્ષેપમાં નિરૂપણ કરતો ગ્રંથ 'તત્ત્વાર્થાધિગમસૂત્ર'નું પૂ. આ. શ્રી ઉમાસ્વાતિનું પ્રદાન વિશિષ્ટ છે. અન્યદર્શનીઓ જ્યારે પોતાના સિદ્ધાંતોની સત્યતા અને યથાર્થતા સાબિત કરી રહ્યા હતા, ત્યારે પૂ. આ. શ્રી સિદ્ધસેન દિવાકરે નયવાદ, અનેકાંતવાદ વગેરે સિદ્ધાંતોની ખૂબીઓ બતાવી. આ દૃષ્ટિએ એમના સન્મતિતર્ક, બત્રીશીઓ ન્યાયાવતાર વગેરે ગ્રંથો મહત્ત્વના છે. દાર્શનિક ક્ષેત્ર પરત્વે પૂ. આ શ્રી હરિભદ્રસૂરિએ શબ્દદેહે નાનો છતાં અર્થદેહે અતિ મહત્ત્વનો ફાળો ષડ્દર્શન સમુચ્ચય ગ્રંથ દ્વારા આપ્યો છે. અનેક વિદ્વત્તાભર્યા ગ્રંથોની રચના કરનાર અને જૈન વાઙ્મયને ઉન્નત ભૂમિકા પર સ્થાપનાર પૂ ઉપા૦ શ્રી યશોવિજયજીએ જાણે કે 'યશોવિજય યુગ' જ શરૂ કર્યો.

વિશેષાવશ્યક ભાષ્ય, પરીક્ષાસૂત્ર, લઘુવૃત્તિ, પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર, તર્ક રહસ્ય દીપિકા વગેરે જૈન તત્ત્વજ્ઞાનના મહાન ગ્રંથો છે. કળિકાળ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે પ્રમાણ–મીમાંસા, અન્યયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા જેવા અભ્યાસીઓ માટે કીમતી એવા ગ્રંથો આપ્યા છે.

છદશાસ્ત્રની દૃષ્ટિએ જોઈએ તો જૈનમુનિઓનો પણ મહત્વનો ફાળો છે કળિકાલ સર્વજ્ઞ આ શ્રી હેમચદ્રસૂરીશ્વરે આઠ અધ્યાયનુ સર્વાગ સ પૂર્ણ છદોડનુ શાસન રચના કરી તમામ છદશાસ્ત્રના વિષયને આવરી લઈ એક જ ગ્રથમા છદને લગતી ભરપૂર સામગ્રી આપી છે પૂ આ શ્રી બુદ્ધિસાગરસૂરિએ પણ છદશાસ્ત્ર રચ્યુ હતુ રત્નશેખરસૂરિની છદકોશકૃતિ અભ્યાસ માટે મહત્વની છે અક્ષર મેળ અને માત્રા મેળ છદોના પ્રચુર પ્રયોગો જૈન સાહિત્યમા ઠેરઠેર જોવા મળે છે આચારાગ અને સૂત્રકૃતાગમા અનુષ્ટુપ્, ત્રિષ્ટુભ્, વૈતાલીય વગેરે છદના પ્રયોગો થયા છે 'પ્રશ્નવ્યાકરણ' અગમા 'વેઢ' છદનો સુન્દર ઉપયોગ થયો છે 'પઉમચરિય'મા ઇન્દ્રવજ્રા ઉપજાતિ, ઉપેન્દ્રવજ્રા, તોટક, દ્રુત વિલબિત, મદાક્રાતા, માલિની, રુચિરા, વશસ્થ, વસતતિલકા, સ્રગધરા, શાર્દૂલ વિક્રીડિત વગેરે છદોનો ઉપયોગ થયો છે

રઘુવિલાસ, પ્રબોધચદ્રોદય, કૌમુદીમિત્રાનદ, હમીરમદમર્દન, રભામજરી વગેરે નાટકો દ્વારા નાટ્યક્ષેત્રે, પૂ શ્રી પાર્શ્વદેવ નામના આચાર્યે સગીત સમયસાર લખી સગીતક્ષેત્રે, ભદ્રબાહુસહિતા ગ્રથથી પૂ આ શ્રી ભદ્રબાહુએ જ્યોતિક્ષેત્રે, પૂ શ્રી મહાવીરાચાર્યના ગણિતસારસગ્રહથી ગણિતક્ષેત્રે સુદર ફાળો આપ્યો છે

ઉપરાત આયુર્વેદ, શિલ્પશાસ્ત્ર, ધનુર્વિદ્યા, અશ્વવિદ્યા, રત્નપરીક્ષા, રસાયણ શાસ્ત્ર, ભૂગોળ વગેરે વિવિધ વિષયો પર વિવિધ ગ્રથો લખી જૈન મુનિઓએ આપણા સાહિત્યને અમર બનાવ્યુ છે

જૈન વાઙ્મયને આભરણોથી અલકૃત કરનાર વિષય–વૈવિધ્યથી સુશોભિત કરનાર મહાન મુનિપુગવોમા વિશેષ ગણનાપાત્ર પૂ આ શ્રી ઉમાસ્વાતિ પૂ આ શ્રી હરિભદ્રસૂરિ, પૂ આ શ્રી સિદ્ધસેન દિવાકર, પૂ આ શ્રી વિજયસેનસૂરિજી, પૂ આ શ્રી મુનિનરચદ્રસૂરિ, પૂ આ શ્રી ચદ્રસૂરિજી, પૂ આ શ્રી જયસિહ સૂરિજી, પૂ આ શ્રી માણિક્યચદ્રસૂરિજી, પૂ આ શ્રી રત્નશેખરસૂરિજી, પૂ આ શ્રી માનતુગસૂરિ વગેરે હતા

છેલ્લા સૈકામા પૂ શ્રી આનદઘનજી, યશોવિજયજી, જ્ઞાનવિમલસૂરિ, ઉત્તમવિજયજી, પદ્મવિજયજી, રૂપવિજયજી, મોહનવિજયજી, વીરવિજયજી

ધર્મસ્થાનો અને ધર્મના અનુષ્ઠાનો તરફ અનાદરવાળો અને છૂપી રીતે પણ તે બધું હંબગ-કલ્પનામય માનતો થઈ જાય છે.

આ પરિસ્થિતિના સર્જનના પ્રતાપે 'ધર્મમાં વિશ્વાસ ન રાખવો' એ એક જાતની સિવિલાઈઝેશન કે નવી ફેશનનો નમૂનો બની રહ્યો છે, જે નમૂનાનો માલ લગભગ બધા શિક્ષિતો પાસે ઓછો કે વધારે ગુપ્ત કે જાહેર હોય છે જ!

તેથી અહીં જરા વિચાર કરવાની જરૂર છે કે હકીકતમાં ધર્મ એ શું વહેમોનો ભંડોળ છે? ધર્મ એ શું કલ્પના-સૃષ્ટિની ચીજ છે?

વાત એ છે કે ભારતમાં શક, મુસલમાન, આદિ ઘણા વિદેશીઓના આક્રમણો આવ્યા, પણ તેઓ સ્થૂલ સંપત્તિ લુટી ગયા, કતલ કરીને સ્થૂલ પ્રાણોનું નુકશાન કર્યું, પણ પ્રજાની નસેનસમા ઝણઝણી રહેલું સાંસ્કૃતિક ખમીર તેવું જ બલ્કે આવા અત્યાચારોથી વધુ પ્રબલપણે ટકી રહ્યું, પરિણામે ગમે તેવી માંધાતા પ્રબળ પણ વિદેશી સત્તાને છેવટે અહીંથી ઉખડી જવું પડ્યું, કોઈ સ્થિર ન થઈ શકી.

પાશ્ચાત્યોએ આ વસ્તુનો ખૂબ વ્યવસ્થિત અભ્યાસ કરી પોતાની સત્તાને ચિરસ્થાઈ બનાવવા શરૂઆતમા એલચી રૂપે, પછી વ્યાપારી કંપનીરૂપે, તેમાંથી પચાવી પાડનાર સત્તાધીશરૂપે, છેવટે સર્વ સત્તાધીશ બની જવાની પેરવી કરતા રહ્યા, બીજી બાજુ પ્રજાને "અમે તમારા ધર્મને જરા પણ ડખલ નહીં કરીએ" એમ વિશ્વાસ પમાડવા ૧૮૫૭ ના વિપ્લવ બાદ ઢંઢેરો જાહેર કરીને શિક્ષણ-ક્ષેત્રમાં લોર્ડ મૅકોલેની નીતિ પ્રમાણે વિવિધ શિક્ષણ આપવાના નામે તેઓએ પોતે ઘડી કાઢેલા કલ્પનામય વિકૃત અસત્યોનો સુગરકવોટેડ પોઈઝનની પદ્ધતિએ વિદ્યાર્થીઓના માનસમા પ્રચાર કર્યો.

જૂઓ તે વખતના લોર્ડમેકોલેના શબ્દો:

"It is My Firm Belief, That if Our plen of Education ..Tollo a Single Idolat . in Bangal 30 Years Hense.'

(આ શબ્દો ઈ. સ. ૧૮૩૬ માં બંગાળમાં અંગ્રેજી કેળવણીની પહેલી વાર શરૂઆત કરી, ત્યારે ઇંગ્લેન્ડ પોતાની માતાને ૧૨-૧૨-૩૬ દિવસે લખેલ પત્રના આધારે ટાંકયા છે.)

આ ઉપરથી વિદેશીઓના ગૂઢ મલિન આશય સ્પષ્ટ સમજાઈ જાય છે કે ભારતીય સાસ્કૃતિક સત્યોના અવમૂલ્યન કરી ભારતીય પ્રજાના માનસમા તે સબધી વિકૃત છાપ ઉપજાવી નવી પ્રજાને સાસ્કૃતિક અસ્મિતાથી વચિત રાખવા માટે જ જાણી જોઈને તેઓએ વિરૂપ અસત્યો શિક્ષણમા વિવિધ રીતે પેસાડયા

જેનું ફળ આજે આપણે અનુભવીએ છીએ, ઉદાહરણ તરીકે ભૂગોળની વર્તમાન ધારણાઓના પાયામા "પૃથ્વી ગોળ–અદ્ધર આકાશમા લટકતો ગોળો સૂર્યમાળાનો ગ્રહ છે, અને તે સૂર્યની આસપાસ બીજા ગ્રહોની જેમ ફરે છે" આદિ વાતો પ્રચાર–બળે જામી પડી છે

ખરી રીતે વિચારતા આ વાત વિદેશીઓએ જાણી જોઇને નાસ્તિકવાદના પાયા મજબૂત કરવા માટે કેવળ કલ્પના અને અડસટ્ટા ઉપર નિર્ભર બનીને ઉપજાવેલી છે

કેમકે આજે પ્રયોગ દ્વારા પૃથ્વી ગોળ કે ફરતી હોવાની એકપણ બાબત તર્કશુદ્ધ ટકતી નથી

તેથી આધુનિક ભૂગોળની માન્યતાઓ સામે જૈનધર્મના નક્કર સત્યો દીવાદાડી રૂપ કે લાલબત્તી રૂપ છે

વિજ્ઞાનવાદનો આશ્રય લઈ નાસ્તિકવાદમા પરિણમનારી આજની ભૌગોલિક બાબતો હકીકતમા નક્કર નથી

આ વાત આગળના લેખોમા જોવા મળશે

એટલે આપણે એ વિચારવાનુ છે કે જો પૃથ્વી અદ્ધર આકાશમા લટકતો સૂર્યમાળાનો ગ્રહ જ હોય અને તે સૂર્યની આસપાસ કલાકના ૧૦૦૦ મા, (દૈનિક ગતિ) ૬૬૦૦૦ મા (વાર્ષિક ગતિ) થી અને ૭,૨૦,૦૦૦ મા (સૂર્યની–ગ્રહમાળા સાથે પોતાની ગતિ) થી ઝપાટાબધ ફરતો જ હોય તો પછી પુનર્જન્મ, પરલોક, સ્વર્ગ, નરક, મોક્ષ એ બધુ હબગ જ ને! અને જો તેમજ હોય તો પુણ્ય–પાપ કે ધર્મ–અધર્મ કે આત્મા, પરમાત્મા જે કે ભારતીય સસ્કૃતિના તાણાવાણા રૂપ છે તે બધુ અશ્રધ્ધેય થયુ ને!

આ રીતે વિદેશીઓએ ડબલ સોગઠી મારી કે શિક્ષણક્ષેત્રે પોતાની મન ઘડત રીતિ–નીતિ અપનાવી પોતાની રાજસત્તાનો પગદડો મજબુત કર્યો અને

પ્રજાના માનસમાંથી પ્રાણપ્રિય સંસ્કૃતિને ભૂંસવાની કુચેષ્ટા કરી, જેમાં કે કાળબળે પાશ્ચાત્યો ઘણેખરે અંશે ફાવ્યા હોય, એમ અત્યારે લાગે છે.

આ રીતે આધુનિક ભૂગોળ એ ખરેખર ધર્મ–સંસ્કૃતિના પાયાને હચમચાવવા માટે કાતીલ સુરંગની જેવી બીજી ઘણી વસ્તુઓની જેમ વિષમ અનર્થકર વસ્તુ છે.

સુજ્ઞ વિવેકી જનતાએ ખૂબ જ વ્યવસ્થિતપણે ભારતીય સાંસ્કૃતિક તત્ત્વોનો માર્મિક પરિચય મેળવી જગતના પ્રાણીમાત્રનું હિત જેમાં સમાયેલું છે, તેવી સર્વહિતકર આર્યસંસ્કૃતિના પાયાને સુદૃઢ રીતે ટકાવવાના વિવિધ પ્રયત્નો કરી ભૂગોળની ભ્રામક માન્યતાઓને ઝીણવટથી તપાસી સત્ય તત્ત્વને જાહેરમાં આણવા પ્રયત્ન કરવો જોઈએ.

॥ भद्रं भूयात् सकलजन्तूनां ॥



### વિજ્ઞાનનો દુરૂપયોગ

વિજ્ઞાન એટલે વિવેકવાળું જ્ઞાન વગર વિશિષ્ટ જ્ઞાન.

તત્ત્વજ્ઞાન દ્વારા પ્રરૂપાયેલ પદાર્થોનું અમુક ચોક્કસાઈ પૂર્વકનું જે જ્ઞાન તે **વિજ્ઞાન**, સત્યને જાણવા માટે **વિજ્ઞાન** અમુક પદ્ધતિ પૂરી પાડે છે.

પણ માનવની ભૌતિકવાદ તરફ વધુ પડતી ઢળેલી બુદ્ધિએ આજે વિજ્ઞાનનો દુરૂપયોગ શીખવાડયો છે

જીવનશુદ્ધિના માર્ગે ઉપયોગી તત્ત્વજ્ઞાન સામે બાથ ભીડી તેને અનુપયોગી સાબિત કરવાનું દુસ્સાહસ વિજ્ઞાનવાદને નામે આજે થઇ રહ્યું છે.

# શુ ખરેખર પૃથ્વી ગોળ છે ?

આજે વિજ્ઞાનવાદના અજામણા પ્રકાશમા ઘણાખરા લોકોના મનમા "પૃથ્વી ગોળ છે" એ વાત સિદ્ધ હકીકત રૂપ બની ગઈ છે

પાયાની દલીલો મજબુત ન હોવા છતા પ્રચાર અને બાહ્ય ફટાટોપ વિશાળ પાયા પર હોઈ સમજદાર બુદ્ધિશાળી લોકો પણ 'પૃથ્વી ગોળ છે' એમ માનવુ તે ફેશનરૂપ માનતા થયા છે

આજે તો આ સબધી વ્યવસ્થિત તર્કબદ્ધ રીતે વિચાર કરવો પણ હાસ્યાસ્પદ ગણાય છે, અને "પૃથ્વી ગોળ નથી" એમ કહેનારાનુ ભેજુ ચસ્કેલુ માનવામા આવે છે

આ બધી પરિસ્થિતિનુ કારણ ખરેખર તો રેટને, એરોપ્લેનો, રોકેટો જેટ વિમાનો, રેડીઓ, ટેલિવિઝન, ફોટોગ્રાફી, એક્સરે આદિ અમુક દેખીતી સિદ્ધિઓના આધારે વિજ્ઞાનવાદે લોકોના માનસ પર પ્રભુત્વ જમાવ્યું છે

જેથી કે લોકો એમ માનતા થયા છે કે હકીકતમા પ્રયોગ કરીને જ "પૃથ્વી ગોળ છે" એમ નક્કી કરાયુ હશે

પણ અહીં જ હકીકત જુદી પડે છે

પૃથ્વી ગોળ હોવા માટેના વ્યવસ્થિત તર્કશુદ્ધ મચોટ પ્રયોગો કોઇએ કર્યા નથી, અમુક ધારણાઓને આગળ રાખી તદનુરૂપ સભાવનાઓને આગળ કરી મુગ્ધ જનતાને "પૃથ્વી ગોળ છે" એમ સમજાવવાનો પ્રયત્ન કરાયો છે તેમા પ્રોપેગેડા અને બાહ્ય સાધનોની વિપુલતા પ્રયોગ, પરીક્ષણ આદિનો ફટાટોપ આદિથી બુદ્ધિવાળા લોકો પણ દોરવાયા છે

હકીકતમા પૃથ્વી ગોળ હોવા સબધે એક પણ નક્કર કોઈ દલીલ નથી, ઉલટુ પૃથ્વી ગોળ હોય તો ઘણી મુશ્કેલીઓ છે તે નીચે પ્રમાણે —

**(૧) જો પૃથ્વી ગોળ હોય તો**

દૂરથી આવતી સ્ટીમર જ્યારે નરી આખે એકલુ ઉપરનું તુતક દેખાય છે એવુ લાગે છે, ત્યારે પણ ટેલિસ્કોપથી આખી દેખાય છે એમ કેમ ?

સ્કૂલોના પાઠ્ય પુસ્તકોમાં ભણાવાતા સ્ટીમરના પ્રયોગમાં અમુક અંતરે પૃથ્વીની ગોળાઈનો ભાગ આડો આવવાથી સ્ટીમર આખી નથી દેખાતી. માત્ર ઉપરનું તૂતક જ દેખાય છે. એ વાત તો ટેલિસ્કોપથી ખોટી ઠરે છે ને ?

### (૨) જો પૃથ્વી ગોળ હોય તો

હેટેરાશ (અમેરિકા)ની દીવાદાંડી ૪૦ માઈલ દૂરથી કેમ દેખાય છે ? કેમ કે ૪૦ માઈલમાં પૃથ્વીનો વળાંક ૯૦૦ ફૂટ (?) થય અને હેટેરાશની દીવાદાંડી ૩૦૦ ફૂટ જ ઉંચી છતાં આખી કેમ દેખાય છે ?

### (૩) જો પૃથ્વી ગોળ હોય તો

એક જ સરખા અંતરે સમુદ્રમાં એક એક માઈલના અંતરે રાખેલ ત્રણ વાંસમાથી પ્રથમ વાંસ ઉંચો અને ત્યાર પછીના નીચા કેમ દેખાય છે ?

### (૪) જો પૃથ્વી ગોળ હોય તો

વિષુવવૃત્તની ઉત્તરમાં રહેલી નદીઓ દક્ષિણથી ઉત્તર તરફના વહેણ વાળી હોવી જોઈએ. અને વિષુવવૃત્તથી દક્ષિણમાં રહેલી નદીઓ ઉત્તરથી દક્ષિણ તરફના વહેણ વાળી હોવી જોઈએ.

પણ હિમાલય નીચેની ઘણીખરી નદીઓ ઉત્તરથી દક્ષિણ તરફ પણ વહે છે. આમ કેમ ?

### (૫) જો પૃથ્વી ગોળ હોય તો

અમેરિકન એસ્ટ્રોનોમિકલ બ્યૂરો તરફથી પ્રકાશિત રિપોર્ટમાં નોંધાયેલ છે કે–ઈ. સ ૧૯૦૫નું થયેલું સૂર્યગ્રહણ પશ્ચિમ–ઉત્તરી આફ્રિકા, ઉત્તરીય અંધમહાસાગર, ગ્રીનલેન્ડ, આઇસલેન્ડ, ઉત્તર એશિયા અને બ્રિટિશ અમેરિકામાં દેખાયુ તો અમેરિકા અને એશિયામાં સૂર્યગ્રહણ એક સાથે કેવી રીતે દેખાયુ ?

### (૬) જો પૃથ્વી ગોળ હોય તો

સુએઝની નહેર ૧૦૦ માઈલની છતાં પૃથ્વીની ગોળાઈના પ્રમાણમાં દર માઈલે ૩ ફૂટની ઉંડાઈ વાળી કેમ નથી ?

વધુમાં ઇ. સ. ૧૮૭૭ના બ્રિટિશ પાર્લામેન્ટના ધારામાં ફ્રેંચ ઇજનીયરોએ '**પૃથ્વી ગોળ નથી**' એમ ધારીને જ સુએઝનહેર બાંધ્યાનો ઉલ્લેખ કેમ ?

(૭) જો પૃથ્વી ગોળ હોય તો

પાણી હમેશા સરખી સપાટીએ જ રહે તો પછી સમુદ્રોનું પાણી ચારે બાજુ શી રીતે ટકી શકેલ છે?

(૮) જો પૃથ્વી ગોળ હોય તો

વિષુવવૃત્ત રેખા ઉપરથી ઉપરથી ઉત્તરધ્રુવની ઉપર થઈ અમેરિકામા થઇ દક્ષિણ ધ્રુવમા થઈ પાછા વિષુવવૃત્ત રેખા પર કેમ ન આવી શકાય ?

(૯) જો પૃથ્વી ગોળ હોય તો

આજ સુધીની બધી પ્રદક્ષિણા-યાત્રા-પ્રવાસો વગેરે પૂર્વ-પશ્ચિમ જ કેમ થાય છે?

(૧૦) જો પૃથ્વી ગોળ હોય તો

કેપ્ટન જે રાસ ઇ સ ૧૮૩૮મા કેપ્ટન ક્રેશિયર સાથે દક્ષિણ મહા સાગરમા દક્ષિણ ધ્રુવ બાજુ જેટલે સુધી જવાયું ત્યા સુધી ગયા, ત્યા તેઓને ૪૫૦ થી ૧૦૦૦ ફૂટ સુધી ઉચી પાકી બરફની દિવાલ મળી, જેના પર ખાડો કે તરાડ જેવુ કાઈ ન હતું

તેના ઉપર તેઓ ખૂબ જ ઉત્સાહથી સશોધન દ્રષ્ટિએ ચાલ્યા સતત ચાર વર્ષ સુધી ચાલ્યા ૪૦,૦૦૦ માઈલની મુસાફરી થઈ પણ તે ભીંતનો છેડો ન આવ્યો, આમ કેમ બન્યુ ?

દક્ષિણમા જે સ્થાને આ બરફની દિવાલ મળી ત્યા પૃથ્વીની પરિધિ માત્ર ૧૦૭૦૦ માઈલની જ છે તો વગર વળાકે એક સ્થાનેથી નિકળતા ને ત્યા પાછા આવી જાય તે સિદ્ધાત મુજબ તેઓ તે જ જગ્યાએ ચાર વખત આવવા જોઇએ

તેના બદલે તેઓને પાછા વળવુ પડયુ અને તેમા તેઓને અઢી વર્ષ લાગ્યા, આમ કેમ ?

(૧૧) જો પૃથ્વી ગોળ હોય તો

ધ અમેરિકન સર્વે કપનીના રિપોર્ટના આધારે

વિષુવવૃત્તથી ૨૩ા અશ ઉત્તરે એક રેખાશ ૪૦ માઈલનો અને પછી આગળ તે ૩૫, ૩૦, ૨૫, એમ થતા થતા ૦ પોઈન્ટ પર ઉત્તર ધ્રુવમા બન્ને

રેખાઓ મળી જાય છે, જ્યારે વિષુવવૃત્તથી ૨૩ાા અંશ દક્ષિણે એક રેખાંશ ૭૫ માઈલ લગભગ પહોળો જણાયો. પછી તે રેખાંશ આગળ આગળ વધુ પહોળો થતાં નીચે દક્ષિણ તરફ તે ૧૦૩ માઈલ સુધી પહોળો મપાયો છે. આમ-કેમ ?

### (૧૨) જો પૃથ્વી ગોળ હોય તો

વિષુવવૃત્ત રેખાથી નીચે જનારાને ધ્રુવનો તારો દેખાવો ન જોઈએ, પણ તે બાજુ સાહસયાત્રા કરનાર કેપ્ટન મીલે વિગેરેને દક્ષિણમાં ૩૦ અક્ષાંશ સુધી ધ્રુવનો તારો કેમ દેખાયો ?

### (૧૩) જો પૃથ્વી ગોળ હોય તો

ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ બન્ને તરફ ત્રણ મહિનાની રાત અને ત્રણ મહિનાનો દિવસ સરખો થવો જોઈએ, પણ વોશિંગ્ટનના બ્યૂરો ઓફ નેવિગેશન પ્રકાશિત નોટિકલ-એલમેનકમાં બતાવ્યા મુજબ દક્ષિણના ૭૦ અક્ષાંશ ઉપર શેટલૅન્ડ ટાપૂ પર સૌથી મોટો દિવસ ૧૯ કલાક ૫૩ મિનિટનો થાય છે. જ્યારે ઉત્તરમાં ૭૦ અક્ષાંશ ઉપર નોર્વેમાં સૌથી મોટો દિવસ ત્રણ મહિનાનો થાય છે.

### (૧૪) જો પૃથ્વી ગોળ હોય તો

હારપર્સ વિકલી (અમેરિકન સાપ્તા૦ પત્ર) તા. ૨૦-૧૦-૧૮૩૪માં જણાવ્યા મુજબ "ઉત્તરમાં કોલોરેડો ઇલેકશન પેમાઉટ ડન કમ્પ્રેગીથી (૧૮૩મા દૂર) માઉંટએલન સુધી હેલિયોગ્રાફની સહાયતાથી સમાચાર શી રીતે મોકલી શકાયા ?

કેમકે ૧૮૩ માઈલમાં પૃથ્વીની ગોળાઈ વચ્ચે ૨૨૩·૯ ફૂટની આડી આવે.

આવા આવા અનેક તર્કબદ્ધ પ્રમાણો છે.

આ સંબંધી વધુ જિજ્ઞાસા હોય તેમણે નીચેના સરનામેથી આ સંબંધના પ્રગટ થયેલા ૧૭ પુસ્તકો જોવા. તેમજ મહેસાણા સરનામે પત્રવ્યવહાર કરવો.

| (૧) | (૨) | (૩) |
| --- | --- | --- |
| **ભૂ-ભ્રમણ શોધ સંસ્થાન** | **જંબૂદ્વીપ નિર્માણ યોજના** | **જંબૂદ્વીપ સાહિત્ય પ્રચાર કાર્યાલય** |
| રતિલાલ ચી. દોશી | વ્ય. પૂનમચંદ પી. શાહ | વ્ય. પરી દિનેશચંદ્ર N. શાહ |
| ૩/૧૪૧૩ સ્ટેશનરોડ | ઠે. દલાલ વાડા | ઠે. કાપડ બજાર |
| મુ. **મહેસાણા** (ઉ. ગુ.) | મુ. **કપડવંજ** (જિ. ખેડા) | મુ. **કપડવંજ** (જી. ખેડા) |

# 卐 શું ખરેખર પૃથ્વી ફરે છે? 卐

આજે જગતપર પોતાનુ વર્ચસ્વ જમાવી રાખવા મથતા વિજ્ઞાનવાદની કેટલીક તદ્દન વિસવાદી ભ્રામક વાતો પણ બાહ્ય આડબર અને પ્રચારના બળે જનતાના માનસમા સ્થિર થવા પામી છે, તેમાની એક વાત એ છે કે **"પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે"**

પરતુ વિજ્ઞાન એ પ્રયોગસિદ્ધ મનાય છે જ્યારે "પૃથ્વી ફરે છે" તે બાબત કોણે કયા પ્રયોગથી નક્કી કર્યુ ? એ જ વાત પ્રમાણ સિદ્ધ નથી, માત્ર કલ્પનાના ઘોડા દોડાવીને આ વાત લોકોના માનસમા ડોળાણ ઉભુ કરે તે રીતે રજુ થાય છે

પૃથ્વીની ગતિ વિજ્ઞાનની દૃષ્ટિએ ત્રણ જાતની મનાય છે

(૧) ધરી પરની ગતિ, જેનાથી દિવસ રાત થાય છે, તે કલાકના ૧૦૦૦ માઈલની

(૨) સૂર્યની આસપાસ ગતિ, જેનાથી ઋતુઓ થાય છે તે કલાકના ૬૬૦૦૦ માઈલની

(૩) સૂર્ય સાથેની ગતિ, કલાકના ૭,૨૦,૦૦૦મા ની, કેમકે સૂર્ય પણ શૌરી નામના ગ્રહ તરફ સેકડના ૨૦૦ મા ની સ્પીડથી પોતાની આખી ગ્રહમાળાને લઇને ધસી રહ્યો છે

આ ત્રણ જાતની ગતિનો સુમેળ રાખી પૃથ્વી ગતિ કરે છે અહીં સવાલ મહત્ત્વનો એ થાય કે કલાકે ૭,૨૦,૦૦૦–૬૬૦૦૦–૧૦૦૦ મા ની ઝડપથી ફરનારી પૃથ્વી પરના પદાર્થો બધા વ્યવસ્થિત શી રીતે રહે ?

* વળી આટલી ઝડપથી પૃથ્વી પશ્ચિમથી પૂર્વમા જતી હોય તો સદા માટે પૃથ્વી પર પવનનો સામી દિશાનો ધસારો કેટલો બધો અનુભવાય ?
* પૃથ્વી આટલી ઝડપથી ફરતી હોય તો આકાશમા ઉડેલ પક્ષી પાછુ પોતાના માળામા શી રીતે પહોચી શકે ?

* અગર જમીન પર ઊભો રહેલ શિકારી અચૂક નિશાન શી રીતે સાધી શકે ?

આના સમાધાનમાં અપાતી દલીલ "વાતાવરણ પણ પૃથ્વી સાથે ફરે છે. એ વાત પણ વાહિયાત છે કેમકે સંસારમાં કોઈપણ વાહન, ગાડી, મોટર કે પ્લેન પોતાની સાથે વાતાવરણને પણ લઈને દોડતું હોય એ સંભવિત નથી.

વળી તા ૨૦-૧૨-૧૯૬૭ ના ટાઈમ્સ ઓફ ઈંડીયામાં પ્રકાશિત ઈંડીયા સાયન્સ એકેડેમી દિલ્હી તરફથી યોજાયેલ બેંગલોરની મિટીંગમાં નોબેલ પુરસ્કાર વિજેતા પ્રખ્યાત વૈજ્ઞાનિક સી.વી. રામને **"પૃથ્વી સાથે વાતાવરણ નથી ફરતુ"** એવી વૈજ્ઞાનિક શોધ ઉપર મહત્ત્વના આપેલ પ્રવચન ઉપરથી તો સ્પષ્ટ સાબિત થાય છે કે —

**"પૃથ્વીની ગતિ અને વાતાવરણની ગતિ ભિન્ન છે."**

એટલે તો પછી પૃથ્વી પરથી ઉડેલું પંખી માળામા શી રીતે પાછું આવી શકે ?

કેમકે પૃથ્વી તો કલાકે ૧૦૦૦ મા. દોડે છે.

* વળી પૃથ્વી ગતિશીલ હોય તો એરોપ્લેનમાં બેસી અદ્ધર આકાશમાં સ્થિર થઇ કલાકના ૧૦૦૦ માઈલના વેગથી પૃથ્વીનો ગોળો ફરે તો જ્યાં ઇચ્છા હોય ત્યાં ઉતરી શકાય. તો પછી પ્લેનને ગતિશીલ કરવાની જરૂર શી ?

* વળી પૃથ્વી સૂર્યના ગુરૂત્વાકર્ષણથી બંધાયેલી છે. અને સૂર્ય શૌરી ગ્રહ તરફ ગુરુત્વાકર્ષણથી ખેંચાઇને પોતાની આખી ગ્રહમાળા લઈને ધસી રહ્યો છે, તો પૃથ્વી ડિસેં. થી જૂન તો સૂર્યની સાથે ખેંચાતી સૂર્યની આસપાસ ફરી શકે, પણ જૂનથી ડિસેંબરમાં પૃથ્વી તો પૂર્વથી પશ્ચિમમાં જાય અને સૂર્ય તો ૨૦ ક્રોડ વર્ષે એક ચકાવો પૂરો કરતો હોઈ ૧૦ ક્રોડ વર્ષ બાદ પૂર્વથી પશ્ચિમમાં આવે ત્યાં સુધી તો પશ્ચિમથી પૂર્વમાં જાય તો પૃથ્વી જૂનથી ડિસેમ્બરમાં પૂર્વથી પશ્ચિમમાં ૬૬૦૦૦ માઇલી સ્પીડે જાય અને સૂર્ય તેને પોતાના ગુરૂત્વાકર્ષણથી પોતાની સાથે (એટલે ૧૦ ક્રોડ વર્ષ સુધી પશ્ચિમથી પૂર્વમાં જતો હોઈ) ૭,૨૦,૦૦૦ મા. ની ઝડપે ખેંચે, આ ખેંચાખેંચીમા બિચારી પૃથ્વી ગતિ જ શી રીતે કરી શકે ? ખૂબજ ગંભીરતાથી વિચારવા જેવું છે.

* જો પૃથ્વી ખરેખર ફરતી હોય તો ધ્રુવનો તારો બારે મહિના એક જ સ્થાને એક જ સરખી રાતે કેમ દેખી શકાય?

કેમકે ૨૧ જૂન કે ૨૧ ડિસેમ્બર તો પૃથ્વી ૨૧ માર્ચના સ્થાન કરતા ૧૮ ક્રોડ માઇલ દૂર હોય તો ધ્રુવના તારાનો ખૂણો ત્રાસો થવો જોઈએ

આજે તો ૨૦૦ ઈંચના વ્યાસના વિરાટકાય દુર્બિનો શોધાયા છે જેમા ઝીણામા ઝીણી ચીજનુ અતર પણ જાણી શકાય છે, તો ૧૬ ક્રોડ મા દૂર રહેલ પૃથ્વી ઉપરથી ધ્રુવના તારાનું થતું નિરીક્ષણ ધ્રુવના તારાની સીધી લીટીએ રહેલ પૃથ્વી પરથી થતા નિરીક્ષણને મળતું આવે એ સભવે ખરુ ?

આ ચોકખો પ્રત્યક્ષ દાખલો છે કે પૃથ્વી નથી ફરતી!

વળી પૃથ્વી ફરતી હોય તો આજે વૈજ્ઞાનિક જગત સામે નીચેની બાબતો પ્રશ્નચિહ્નરૂપ છે જે બાબતોના તર્કશુદ્ધ જવાબો આજે સમર્થ વૈજ્ઞાનિકોની પાસે પણ નથી

(૧) પૃથ્વી ફરે છે એની નક્કર સાબીતી શી ?

(૨) પૃથ્વી જો ફરતી હોય તો પૃથ્વી ઉપરની તમામ વસ્તુઓ વેર-વિખેર કેમ ન થઈ જાય ?

(૩) સમુદ્રનું પાણી, નાના મોટા મકાનો, વિરાટકાય પર્વતો અને વિવિધ પ્રકારની જીવસૃષ્ટિ આ બધુ પૃથ્વી અવળી થાય ત્યારે ખરી કેમ નથી પડતું ?

(૪) પૃથ્વીની ભ્રમણકક્ષા અડાસરે-લબગોળ શા માટે ?

(૫) અડાકાર પરિભ્રમણની મર્યાદાનુ નિયત્રણ કોણ કરે છે? શાથી એમ થાય છે?

(૬) પૃથ્વી અદ્ધર આકાશમા શી રીતે રહી શકી છે ?

(૭) ખરેખર જો પૃથ્વી ફરે છે તો તે પૃથ્વીને ફેરવે છે કોણ ? કર્તા વિના ક્રિયા શી રીતે થાય ?

(૮) બરાબર ૨૪ કલાકમા પૃથ્વી પોતાની ધરી પર ફરતી જ રહે અને તેની સાથે તે સૂર્યના આજુબાજુ પણ ફરતી રહે, આ બાબામા વચ્ચે ક્યારેય પણ ગરબડ ન થાય, બરાબર બધુ ચાલતું રહે-આ નિયત્રણ કોણ કરતું હશે ?

(૯) પૃથ્વી સતત વેગથી ફરતી હોય તો પૃથ્વીથી અદ્ધર એરોપ્લેન કે બીજા કોઈ સાધન દ્વારા જઈ બીજા કોઈ સ્થળે તુર્ત ઉતરીને પહોંચી શકાય ખરૂ ? જો આમ થઈ શકે તો રોકેટોને પૃથ્વીની આજુબાજુ ફરવાની શી જરૂર ?

(૧૦) પૃથ્વીની દૈનિક ગતિ કેટલી ? અને તે નક્કી કયા સાધનથી કરી ?

(૧૧) પૃથ્વીની વાર્ષિક ગતિ કેટલી ? તેનુ ધોરણ શા આધારે ?

(૧૨) સૂર્ય પણ પોતાના સમસ્ત પરિવાર (ગ્રહમાળા) સાથે અત્યંત વેગથી કોઈ એક બીજા બિંદુ તરફ ધસી રહ્યો છે. તે બિંદુ શી રીતે જાણ્યુ ? તથા તે ધસારાનો વેગ કેટલો અને શી રીતે નક્કી કર્યો ? તેમ જ "પોતાના સમસ્ત પરિવાર સાથે" એટલે શું ?

(૧૩) સૂર્ય ગતિશીલ છે. તેની સાબીતી શી ?

(૧૪) પૃથ્વી ૬૬॥ ડિગ્રીનો ખૂણો બનાવી સૂર્યની આસપાસ ફરે છે. એ શી રીતે નક્કી કર્યું ?

(૧૫) ૬૬॥ ડિગ્રી શી રીતે જાણી ? ઓછીવત્તી કેમ નહીં ?

(૧૬) પૃથ્વી ૬૬॥ ડિગ્રીથી ઓછો કે વધુ ખૂણો ન કરે એવું નિયંત્રણ શાના આધારે અને કોણ કરે છે ?

(૧૭) પૃથ્વી જો ખરેખર વેગથી ફરતી હોય તો હવા-પવનનો ધસારો કેટલો બધો રહે ? અને તે પણ પશ્ચિમથી પૂર્વે જ રહેવો જોઇએ.

આ ઉપરથી નક્કરપણે સમજી શકાય તેમ છે કે **"પૃથ્વી નથી જ ફરતી."**

પરંતુ આજે વૈજ્ઞાનિક વાતાવરણમાં રંગાઈ ગયેલ હાલના શિક્ષિતોના મગજમાં એકતરફી વલણની નીતિ ખૂબ સ્થાન પામતી જાય છે.

તેથી સત્ય પણ ઘણી વાર લોકોના અનાદરનો વિષય બની જાય છે.

તેથી વર્તમાનકાળે સત્યની જિજ્ઞાસાને યોગ્ય રીતે કેળવવા માટે પ્રસ્તુત લેખના માધ્યમથી વિચારક વિદ્વાનોનું લક્ષ્ય આવી બાબતો તરફ ખેંચ્યુ છે.

સહુ તટસ્થ રીતે સત્યની જિજ્ઞાસા સાથે વાસ્તવિકતાને ઓળખે એ શુભાભિલાષા.



# જૈન શાસ્ત્રો અને આધુનિક વિશ્વ

માનવીની જ્ઞાનશક્તિ સાધનો પર અવલંબિત છે જેવા અને જેટલા સાધનો મળે તે આધારે જ્ઞાનનું ક્ષેત્ર લાંબુ-પહોળુ થાય છે

તેથી એક કાળ હતો કે ભારતના વહાણવટાના નિષ્ણાતો, વ્યાપારીઓ, અને સાહસિકો સાહસ અને ધીરજના ભાથાને લઈ "દરીયા લાલકી જે" બોલતા અફાટ સાગરમા ઝુકાવી દઈ રત્નદ્વીપ, બર્બરદ્વીપ જેવા દૂર સદૂરના પ્રદેશો સુધી પહોચી સફળ વ્યવસાય કરી અનર્ગલ લક્ષ્મી લઇ પાછા ફરતા

અદ્યતન યાંત્રિક યુગ જેવી સાધન સામગ્રી તે વખતે નહીં, સઢ, હવા, હલેસા, અને ભાગ્યની ચોકડીની રમત દરીયાના ઝઝાવાત અને ભીષણ તોફાનો વચ્ચે પ્રાણોની સટોસટી સાથે રમાતી, પણ ખેલદીલીવાળા સાહસિક વેપારીઓ દરીયાના ક્રોધાવેશના ભીષણ ઝપાટામા વહાણના ભાગીને ભુક્કા થઇ જાય, અને પાટીયુ હાથમા રહે તો પણ તેના વડે જીવતા કિનારે આવી ફરી હિમ્મત-સાહસની મુડી પર બધી સામગ્રી ભેગી કરી સમુદ્રયાત્રાનો લહાવો લેતા, આવી વખતો વખત મોતના મ્હોમા જવારૂપ સાહસયાત્રાઓ થતી

પ્રાચીન ગ્રથોમા કોઈએ સાતવાર તો કોઈએ અગ્યાર વાર આવી સાગર-યાત્રાઓ મોતને હથેલીમા રાખી કર્યાના દાખલા મળે છે

પ્રસ્તુતમા વિચારવાનું એ છે કે આવી સાહસ યાત્રાઓની રોમાચકતાથી ભરપુર કાળમા તે વખતના સસ્કૃતિ સપન્ન માનવની જ્ઞાનશક્તિ ભારતથી હજારો નહીં બલ્કે લાખ્ખો માઈલ દૂર સુધીના પ્રદેશો સુધી ફેલાએલી હતી

પરતુ ઇ સ ની ચોથી સદી પછી કાળક્રમે આવા સાહસો માટે જોઈતા ખમીરવાલા માનવીઓની અછત થવાથી સમુદ્રના તેવા વિકટ રસ્તાઓની જાણકારી તે તે કુશળ નાવિકો-ખલાસીઓ પાસે જ રહેવા પામી, તેઓના મૃત્યુ પછી ધીમે ધીમે ભીષણ-પ્રચડ સાગર વધુ દુર્લંઘ્ય-અગમ્ય બનતો ગયો

છેવટે પરિસ્થિતિ એ આવી કે ભારત બહાર થોડે દૂર પણ વ્યાપારાર્થે જવાની હિમ્મતનો અભાવ થવા લાગ્યો.

તે અવસરે કૂટનીતિજ્ઞ પાશ્ચાત્યોના વેપારી માનસમાં કંપનીમાંથી રાજ-સત્તાના સિંહાસને ચઢી જવાની મેલી મુરાદ ઉપજી, તેના પૂર્વ કાર્યક્રમ તરીકે ઇ. સ. ૧૪૯૨ ના તે વખતના ધર્માધિકારી પોપે આખા વિશ્વની જે વહેંણી કર્યાની વાત આજે કોલેજોના પાઠ્યપુસ્તકોમાં આવે છે તે આધારે અખિલ વિશ્વને પોતાની માલિકીનું માનવાની ઘેલછા મુજબ તેઓ ભિન્ન ભિન્ન સ્થળે ભિન્ન ભિન્ન રીતિઓ અજમાવવા લાગ્યા.

તેમાં ભારતમાં પ્રકટેલા પણ નાસ્તિકવાદના પાયા પર નિર્ભર હોઈ ફેંકાઈ ગયેલા "**પૃથ્વી ગોળ છે અને ફરે છે**" તે સિદ્ધાંત પોતાની ધારણા બર લાવવા માટે ઉપયોગી સમજી વિજ્ઞાનવાદનો ઓપ આપવા પૂર્વક ભારતીયોના મગજમાં કાળબળે આવેલી નૈતિક કાયરતા, બૌદ્ધિક કાયરતાનો લાભ લેવા માટે સ્કૂલોના પાઠ્યપુસ્તકોના માધ્યમથી પ્રચારવો શરુ કર્યો.

તેથી આજે લગભગ મોટાભાગની એવી ધારણા થવા પામી છે કે–"બસ ! જે કંઇ છે તે આટલી જ દુનીયા છે ! પૂર્વ ગોળાર્ધમાં પાંચ ખંડ અને પશ્ચિમ ગોળાર્ધમાં અમેરિકા ખંડ–બસ ! આ છ ખંડની દુનિયા છે. બીજુ કંઈ નથી."

એટલે પ્રાચીન ભારતીયોની સાગરયાત્રાના સાહસિક વૃતાંતો અને ભારતથી લાખ્ખો માઈલ દૂરના દ્વીપોમાં ભારતીયોએ ફરકાવેલા ધ્વજોની વિજયગાથા આદિ બધું અરેબિયન નાઈટ્સની વાતો કે શેખચલ્લીના તરંગોની જેમ ગણાવા માંડયું છે.

વિદેશીઓએ શિક્ષિતોના માનસમાં એવી છાપ ઉપસાવી છે કે "જૂઓને ? આ વિદેશીઓ, કોલંબસ, મેગેલન જેવા કેવા સાહસિક યાત્રીઓ છે. જેઓ કે પ્રાણની પણ પરવા કર્યા વિના સાગરને ખેડી નવી નવી શોધ કરે છે. અને આપણે કંઈ કરેલ નથી, કરી શકીએ એમ નથી."

આવી લઘુતાગ્રંથિનું સર્જન શિક્ષણ અને પ્રચારના બળે વિદેશીઓએ કર્યું છે.

પણ હકીકતમાં આ બધી સ્વાર્થમેલી રમત છે.

અત્યારની દેખીતી પૃથ્વી માત્ર ૮૦૦૦ માઈલની છે ૨૫૦૦૦ મા ની પરિધિ વાળી છે આટલામા કઈ ભારતની સમૃદ્ધિના દર્શન શકય નથી

ભારત તો બહુ જ વિશાળ છે

જૂઓ આ માટે શાસ્ત્રીય માન્યતા શી છે? તે વિચારીએ?

આખુ વિશ્વ કેડે હાથ દઈ પગ પહોળા કરી ઊભા રહેલ પુરુષના આકારે છે અને તેનુ પ્રમાણ ૧૪ રજ્જુ છે

૧ રજ્જુ=અસખ્ય કોટાકોટી યોજનનું માપ

તે ૧૪ રજ્જુ પ્રમાણ વિશ્વમા મધ્યભાગે અસખ્ય દ્વીપ સમુદ્રોનુ વર્તુલ છે

તે બધામા મધ્યભાગે જબૂદ્વીપ છે જેનુ પ્રમાણ પૂર્વ–પશ્ચિમ, ઉત્તર–દક્ષિણ ૧ લાખ–યોજનનું છે

તે જબૂદ્વીપમા મધ્ય ભાગે મેરૂ પર્વત છે તેની પૂર્વ પશ્ચિમ બાજુ મહાવિદેહ ક્ષેત્ર છે અને ઉત્તરમા એક પર્વત એક ક્ષેત્ર એમ ત્રણ પર્વત, ત્રણ ક્ષેત છે આ રીતે દક્ષિણમા પણ એક પર્વત એક ક્ષેત્ર એમ ત્રણ પર્વત ત્રણ ક્ષેત્ર છે એમ કુલ જબૂદ્વીપમા સાત ક્ષેત્ર અને ૬ પર્વત છે

તેમા દક્ષિણ બાજુ છેલ્લુ જે ક્ષેત્ર છે તેનું નામ ભરતક્ષેત્ર છે જેનુ કે પૂર્વ–પશ્ચિમ પ્રમાણ ૧૪૪૭૧ યો ૫/૧૯ છે અને ઉત્તર–દક્ષિણ પ્રમાણ ૫૨૬ યો ૬/૧૯ છે તે ભરત ક્ષેત્રના મધ્ય ભાગે વૈતાઢય પર્વત છે જેની ઉચાઈ ૨૫ યો છે ઉત્તર–દક્ષિણ પહોળાઈ ૫૦ યોજન અને પૂર્વ પશ્ચિમ લબાઈ ૧૦૭૨ ૧૨/૧૯ પ્રમાણ છે

તેનાથી ભરત ક્ષેત્રના બે ભાગ પડયા છે ૧ ઉત્તરાર્ધભરત ૨ દક્ષિણાર્ધભરત

દક્ષિણાર્ધ ભરતનુ પૂર્વ–પશ્ચિમ પ્રમાણ યોજન ૯૭૪૪ ૧૨/૧૯ છે અને ઉત્તર દક્ષિણ પ્રમાણ યો ૨૩૮ ૩/૧૯ છે,

આ દક્ષિણાર્ધ ભરતના બરાબર મધ્યભાગે એટલે વૈતાઢય પર્વતથી ૧૧૪ યો ૧૧/૧૯ દૂર અયોધ્યા નગરી છે તેનાથી નૈઋત્ય (દક્ષિણ–પશ્ચિમ વચ્ચે) ખૂણે ૧,૮૫૦૦૦ ગાઉ દૂર આપણે રહેલા છીએ, તે વર્તમાન વિશ્વ વિશાળ સમુદ્ર વચ્ચે નાના મોટા અનેક દ્વીપોના સમૂહો જેવુ છે

આ માટે કવિ બહાદૂર ધુરધર વિદ્વાન શ્રી દીપવિજય કવિરાજ કૃત શ્રી અષ્ટાપદજી મહાતીર્થની પૂજામા નીચે પ્રમાણે ઉલ્લેખ છે કે—

"સિદ્ધગિરિથી છે વેગલો રે, એક લાખ ગાઉ પચ્યાશી હજાર રે ।"

આ ઉપરથી આપણે રહેલા છીએ તે ૮૦૦૦ માઈલનો મનાતો ગોળો દક્ષિણભરતના મધ્યબિંદુરૂપ અયોધ્યાથી નૈઋર્ત્ય ખૂણે ૧,૮૫૦૦૦ ગાઉ (૧ ગાઉ=૨ા માઈલની ગણત્રીએ ૪૬,૫૦૦૦ માઈલમાં અને ૧ ગાઉ=૨ાા ની ગણત્રીએ ૫૧,૧૨૫૦ માઈલ) દૂર ચારે બાજુ પાણીથી વીંટળાયેલ નાના મોટા અનેક દ્વીપોના સમૂહરૂપ વર્તમાન વિશ્વ છે એમ નક્કી થાય છે.

ખરેખર તો શાસ્ત્રની મર્યાદા પ્રમાણે ભરતક્ષેત્રમાં ખારૂં પાણી હોય જ નહીં, સમુદ્ર તો દ્વીપની બહાર હોય છતાં આજે આપણી દુનિયા આસપાસ ખારૂં પાણી દેખાય છે તે શું? તે સમજવા માટે નીચેની બે ઘટનાઓ વિચારવા જેવી છે.

બીજા તીર્થંકર શ્રી અજિતનાથ પ્રભુના વખતે બીજા ચક્રવર્તી સગર મહારાજાના ૬૦ હજાર પુત્રોએ અષ્ટાપદ તીર્થની સુરક્ષા માટે દંડરત્નથી ચારે બાજુ ખાઈ ખોદી તેમાં ગંગા નદીમાંથી નહેરની જેમ પાણી લાવી ભર્યું, તેવામાં નાગકુમારના ભવન સુધી તે પાણી પહોંચવાથી છછેડાએલા નાગકુમારના ઈન્દ્રે આવી ૬૦ હજાર પુત્રોને બાળીને ભસ્મ કરી દીધા બાદ કોઈ વાળનાર ન હોઈ તે ગંગાના પાણીએ ખાઈમાંથી ઉભરાઈને ચારે બાજુ પ્રલયતાંડવ કરવા માંડયું.

પછી ભગીરથે સગર ચક્રવર્તીની આજ્ઞાથી તે ગંગાના પ્રવાહને પોતાના પુત્રોએ જેમ પ્રાણના ભોગે પણ ગંગા નદીના પ્રવાહને લાવી અષ્ટાપદની રક્ષા કરી તેમ સગર ચક્રવર્તીને શ્રી શત્રુંજયની રક્ષા કરવાના કોડ જાગ્યા, તે મુજબ પોતાના તાબે રહેનારા વ્યંતર દેવોને જંબૂદ્વીપની જગતી (કોટ) ના દક્ષિણ દ્વારથી લવણસમુદ્રને લાવવા હુકમ કર્યો, તે મુજબ તે સમુદ્ર દેવશક્તિથી ભરતક્ષેત્રમાં નાના મોટા ટંકણ, બર્બર, ચીણ, ભોટ આદિ નાના મોટા દેશોને બરબાદ કરવા પૂર્વક શત્રુંજય ગિરિ તરફ ધસધસાટ આવવા લાગ્યો. એટલામાં સૌ ધર્મેન્દ્રનું આસન ચલાયમાન થયું, દોડતા આવી સગર ચક્રીને આવું ન કરવા સમજાવ્યા. આમ કરવાથી શ્રી અષ્ટાપદ તીર્થની જેમ શ્રી શત્રુંજય ગિરિ પણ અગમ્ય અને સામાન્ય જીવોને દુર્લભ થઈ પડશે, જેથી સગર ચક્રીએ સમુદ્રને ત્યાં જ રોકી દેવા દેવોને હુકમ કર્યો.

## ૧૪ રાજલોક સંપૂર્ણ વિશ્વ



સમસ્ત વિશ્વની આકૃતિ કેડે હાથ દઈને બે પગ
પહોળા કરી ઉભા રહેલ પુરૂષ જેવી છે

( આ માટે જૂઓ પૃ ૨૨૩ )

## જંબૂદ્વીપનું પ્રમાણયુક્ત ચિત્ર




જંબૂદ્વીપ મધ્યબિંદુથી ચારે બાજુ ૫૦ હજાર યોજન લાંબો – પહોળો છે. એક ઈંચના દશ ભાગ કરી તેવા ૧૯ દોરાનુ આ ચિત્ર સ્કેલ મુજબ બનાવ્યુ છે (આ માટે જૂઓ પૃ. ૨૨૩)

## ભરત ક્ષેત્ર




આ ભરત ક્ષેત્રના મધ્યબિંદુથી ડામે ખૂણે ( નીચે ) સમુદ્રમાં અનેક દ્વીપોના સમૂહ જેવું વર્તમાનવિશ્વ છે

( આ માટે જૂઓ પૃ ૨૨૩ )

# વૈજ્ઞાનિક સત્યો (?) સામે લાલબત્તી

## અદ્યાવધિ ઇતિહાસમાં નહિ બનેલ

## અભૂતપૂર્વ રચના

પાલીતાણા (સૌરાષ્ટ્ર)માં તળેટી રોડ ઉપર જૈન સોસાયટીની સામીબાજુ આશરે ૨૭૦૦૦ વારના મોટા પ્લોટમાં ૧૯૦×૧૯૦ ફૂટના વિશાળ માપમાં જંબૂદ્વીપની, ભવ્ય-સુંદર ઉત્તમ પાષાણ-આરસ આદિથી રચના આબેહૂબ શાસ્ત્રીય પદાર્થોને અદ્યતન સ્કેલ પદ્ધતિથી ( પર૬ $\frac{6}{19}$=૧૦૦૦૦ કળા =૧ ફૂટ ) બનાવવાની તૈયારીઓ ચાલે છે.

જે તૈયાર થયેથી સૂર્ય-ચંદ્ર શી રીતે ફરે છે? દિવસ-રાત શી રીતે? ચંદ્રની કળાની હાનિ-વૃદ્ધિ શી રીતે? ઋતુઓ શી રીતે? સ્વીડન-નોર્વેમાં બે મહિનાના રાત-દિવસ કેમ? ધ્રુવ પ્રદેશમાં ૬ મહિનાના રાત-દિવસ કેમ? ઓસ્ટ્રેલિયા ને ભારત વચ્ચે ઋતુભેદ કેમ? આદિ આદિ વિગતો.

શાસ્ત્રીય દૃષ્ટિએ પ્રયોગાત્મક જાણવા-સમજવા મળશે

સૂર્ય-ચંદ્રની ગતિ યાંત્રિક રીતે બતાવાશે

દરેકને યોગ્ય સક્રિય સહકાર આપવા ભલામણ છે.

નિવેદક :

**પૂનમચંદ પાનાચંદ શાહ**

કાર્યવાહક :

**શ્રી જંબૂદ્વીપ નિર્માણ યોજના**

**મુ૦ કપડવંજ ( જિ. ખેડા, ગુજરાત )**

પરિણામે જેટલો સમુદ્ર ભરત ક્ષેત્રમા આવી ગયો તેટલો રહ્યો, તે જ કાલક્રમે ખૂબ જ ફેરફાર થઈને આજે ઉત્તર-દક્ષિણ ધ્રુવના અફાટ અને દુર્ગમ્ય બરફ વિસ્તારો અને પેસિફિક એટલાટિક વગેરે સમુદ્રો રૂપે થયા,

આ બને ઘટના ઉપરથી વર્તમાન વિશ્વ ટેકરારૂપ ચોપાસ સમુદ્રથી વીંટળાયેલ નાના-મોટા અનેક દ્વીપોના સમૂહરૂપ છે અને તે પૃથ્વી આપણી જ્ઞાનસીમાની ટુકી મર્યાદારૂપ હાલ બનેલી છે

**આ ઉપરથી સ્પષ્ટ સમજાયુ હશે કે—૮૦૦૦ મા. ના વ્યાસવાળી અને ૨૫૦૦૦ મા ની પરિધિવાળી વર્તમાન દેખાતી દુનિયા—**

**"અખિલ વિશ્વ (૧૪ રજ્જુ પ્રમાણ)ના મધ્યભાગે રહેલ અસખ્ય દ્વીપ સમુદ્રોના મધ્યબિંદુરૂપ જબૂદ્વીપના દક્ષિણછેડે આવેલ દક્ષિણાર્ધ ભરતક્ષેત્રના મધ્યબિંદુથી નૈઋત્ય ખૂણે ૧,૮૫૦૦૦ ગાઉ દૂર હોય એમ લાગે છે"**

આ રીતે શાસ્ત્રીય માન્યતાને યોગ્ય રીતે સમજી વૈજ્ઞાનિક કલ્પના-ધારણાઓના વ્યામોહમા વિદેશીઓએ ઘુગવેલી અને લઘુતાગ્રંથિના બીજરૂપ માન્યતાઓને ફગવી દઈ સત્ય યથાર્થ રીતે આપણે કયા છીએ? એ પ્રશ્નનો ભૌગોલિક દષ્ટિએ સાચો ઉકેલ મેળવવા પ્રયત્ન કરવો જોઈએ



**તત્ત્વજ્ઞાન-વિજ્ઞાનની ભેદરેખા**

સિદ્ધાતોને તર્કની કસોટીએ ચઢાવી શ્રદ્ધાના ટકા પ્રમાણે યોગ્ય રીતે મૂળવણી કરવાની ભેદરેખા તત્ત્વજ્ઞાન-વિજ્ઞાન વચ્ચે હોય છે

# ભારત અને અમેરિકા વચ્ચે સૂર્ય-પ્રકાશમાં ૧૧ કલાકનું આંતરૂં કેમ ?

શાસ્ત્રો ઉપર શ્રદ્ધા-વિશ્વાસ રાખનારા પુણ્યાત્માઓને પણ સમ્યકત્વ મોહનીયના કારણે કાળ પ્રભાવે તેવા તેવા નિમિત્તોથી સમ્યક્ત્વમાં અસ્થિરતા આવી જવા સંભવ છે.

પણ તેવે વખતે જિજ્ઞાસા પૂર્વક યોગ્ય ગીતાર્થ મહાપુરુષોની નિશ્રાએ જ્ઞાનીઓના વચનોની સંગતિ માટે પ્રયત્ન કરાય તો પોતાના સમ્યક્ત્વની નિર્મળતા સાથે બીજા અનેકના મનમાં સર્વજ્ઞ-કથિત વચનો પર અનાસ્થાને ઉપજાનાવનારી આછી-ઘેરી શંકા-કુશંકાઓનું પથરાતું જાળું હઠી શકે.

આ મુજબ ગીતાર્થ પુરુષોના ચરણે બેસી આ પ્રશ્નને પણ ખૂબ ગંભીરતાથી વિચારવા જેવો છે. કે

"સૂર્યની ગતિ (સર્વાભ્યંતર મંડળે) ૫૨૫૧ યો. ની એક મુહુર્તમાં છે.

આ યોજન પણ પ્રમાણાંગુલના શાસ્ત્રીય છે, એટલે ૪૮ મિનિટમાં સૂર્ય ૫૨૫૧ યોજન જાય તો ભારતથી અમેરિકા લગભગ ફક્ત ૧ યોજન જ દૂર છતાં ૧૦॥ થી ૧૧ કલાકનું સૂર્ય પ્રકાશમાં આતરૂં કેમ ?"

દેવગુરુ કૃપાએ આ સંબંધી ઘણા ગીતાર્થ મહાપુરુષોના અનુગ્રહથી એમ સમજાય છે કે શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિ, શ્રી ભગવતી સૂત્ર, બૃહત્ સંગ્રહણી, મંડલ પ્રકરણ, જ્યોતિષ્કરંડક, કાલલોકપ્રકાશ આદિ ગ્રંથોના સૂર્યના મંડળ અને પ્રત્યેક મંડળની મુહુર્ત ગતિ આદિનો ઉપલક દૃષ્ટિએ વિચાર કરતાં ગૂંચ જેવા લાગતા આ પ્રશ્ન વિગેરે.

"**जिन खोजा तिन पाइया गहरे पानी पैठ**" ની જેમ જરાક ઉંડાણમાં જતાં ગીતાર્થ મહાપુરુષોની સેવાના પ્રભાવે તત્વદૃષ્ટિનો ઉદય થવાથી ઉકેલ જણાઈ આવે છે કે—

"શાસ્ત્રના વર્ણનો અમુક ચોક્કસ વિવક્ષાના છે, તે જે વિવક્ષાથી છે તે વિવક્ષાને આપણા ધ્યાનમાં ન લેતાં આપાતતઃ અર્થ કરવા જઈએ તો બુદ્ધિના ગુંચાળાં વળી જાય અને શ્રદ્ધાને ટકવા માટે મુશ્કેલી થઈ જાય ?

એક મહત્ત્વની વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે-'શ્રી નદીસૂત્ર આદિ આગમોમા એમ જણાવ્યુ છે કે-દ્વાદશાગી દ્રવ્યાર્થિક નયથી (અર્થથી) ક્યારેય ન હતી નથી કે નહીં હોય એ બનતું નથી, ત્રણે કાલમા અર્થથી દ્વાદશાગી નિત્ય છે

જ્યારે પર્યાયાર્થિક નયથી (શબ્દથી) દ્વાદશાગી તે તે તીર્થંકરોના શાસન કાળમા રચના-સકલના રૂપે નવી થાય છે

એટલે શબ્દથી દ્વાદશાગી અનિત્ય છે

આ ઉપરથી અર્થથી દ્વાદશાગી જો છે, છે, અને છે, એટલે અનત ચોવીશી પૂર્વના તીર્થંકરોએ ભાખેલ કે વર્તમાન કાળે ચરમતીર્થપતિ પ્રભુ **મહાવીર પરમાત્માના** આગમો તેમજ મહાવિદેહ ક્ષેત્રમા વિહરમાણ તીર્થંકર **શ્રી સીમધરસ્વામી** આદિના આગમો કે ભવિષ્યમા થનાર **શ્રી પદ્મનાભાદિ** તીર્થંકરોના આગમો અર્થથી એકસરખા જ રહેવાના, એ વાત સ્પષ્ટ થાય છે

તેથી આગમોમા તે તે પદાર્થોનુ વર્ણન અમુક મર્યાદાથી નક્કી હોય છે, તેમા દેશકૃત કે કાળકૃત પરિવર્તનોની નોધ ન હોય એ સ્વાભાવિક છે, વળી તેમ કરવા જતા તે તે સમયના દેશ, કાળ અને તે તે સ્થળના નામો પરિવર્તન શીલ હોઈ આગમો અર્થથી શાશ્વત ન રહી શકે

આ મુદ્દાને સામે રાખી "ભારત-અમેરિકા વચ્ચે ૧૧ કલાકનું સૂર્ય પ્રકાશનનુ આતરૂ કેમ?" એ પ્રશ્નનો વિચાર કરતા એમ લાગે કે-આગમોમા વર્ણવાએલ ક્ષેત્રાશ્રયી સૂર્યપ્રકાશની વ્યવસ્થા અમુક નિશ્ચિત રેખાની અપેક્ષાએ જાણવી

તેથી ભરતમા દિવસ ત્યારે મહાવિદેહમા રાત, મહાવિદેહમા રાત ત્યારે ભરતમા દિવસ, એ વાતના આધારે આજના ભારત-અમેરિકા વચ્ચે દિવસ-રાતની તફાવત ઉપરથી, અમેરિકાને મહાવિદેહ માની લેવાની ઉતાવળ કે શાસ્ત્રીય વ્યવસ્થાની અનિશ્ચિતતાની શકા ન કરવી

કેમકે જે રીતે આજે વિષુવૃત્તરેખા અને કર્ક રેખા-મકર રેખાના નિશ્ચિત પોઈંટોના આધારે અમુક ચોક્કસ ગણિત કરાય છે

બાકીના સ્થળે પ્લસ-માઇનસની પદ્ધતિ અપનાવાય છે તથા ગ્રીનવીચનો સમય સ્ટેંડર્ડ ગણી દરેક ઠેકાણે લોકલ (સ્થાનિક) સમય જુદો છતા એક સરખુ ધોરણ ઘડિયાળોમા જળવાય છે

તે રીતે જ્ઞાનીઓએ દક્ષિણાર્ધ ભરત ક્ષેત્રના કેંદ્રમાં રહેલ અયોધ્યા ઉપરથી પસાર થતી રેખાને સ્ટેંડર્ડ ગણી તેની વિવક્ષાએ સૂર્ય–ચંદ્ર આદિ બધા જ્યોતિષીઓનું ગણિત જણાવ્યું છે. તેમાં આપણને આજે ઘણો ફરક લાગે છે. તે આપણે એ શોધી કાઢવાની જરૂર છે કે તે નિશ્ચિત રેખાથી આપણે પૂર્વમાં છીએ કે પાશ્ચમાં છીએ? ઉત્તરમાં છીએ કે દક્ષિણમાં?

તે પ્રમાણે શાસ્ત્રીય ગણીતમાં પ્લસ–માઇનસ કરી સમન્વય સાધવો જોઈએ.

વળી બીજી પણ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે શાસ્ત્રોમાં એક મુહુર્તમાં ૫૨૫૧ યોજનની ગતિ બતાવી છે. તે સૂર્યની છે. પણ સૂર્યના પ્રકાશની ગતિ તો જે જે ક્ષેત્ર કે ચીજ પર તે પ્રકાશ પડે તેના નાના–મોટા કદના આધારે ભિન્ન ભિન્ન રૂપે આવે.

જેમકે ઘડો અને કોઠીને વચ્ચે રાખી કોઈ માણસ દીવો લઇને ગોલ ફરે તો માણસની ગતિ એક સરખી છતાં ઘડાનો પડછાયો જલ્દી ફરશે અને કોઠાંનો પડછાયો ધીમે ધીમે ફરશે.

આ ઉપરથી પ્રકાશ્યની ગતિ કરતાં પ્રકાશની ગતિ સ્વતંત્ર જણાય છે.

તો શાસ્ત્રીય માપ સૂર્યની ગતિનું બરાબર હોવા છતાં આપણે જે દુનિયામાં છીએ તે દુનિયા દક્ષિણાર્ધ ભરત ક્ષેત્રના મધ્ય બિંદુથી નૈઋત્ય ખૂણે ૧,૮૫૦૦૦ ગાઉ દૂર ચારેબાજુ સમુદ્રથી વિંટાયેલ અનેક દ્વીપોના સમૂહ જેવી છે.

તેને લઇને સૂર્યની ગતિ એક સરખી છતાં તે તે સ્થળે સૂર્યનો પ્રકાશ વહેલો મોડો પહોંચે તે સંભવિત છે. વિશેષમાં આ વાત રૂબરૂ પ્રયોગાત્મક સાધનોથી વધુ સ્પષ્ટ સમજી શકાય તેવી છે. આ તો માત્ર સુજ્ઞ જનતાના હિતાર્થે કંઈક રૂચિ ઉત્પન્ન કરવા આ વિકટ પ્રશ્નને ઉકેલવાની બહુ સ્થૂલ રૂપરેખા જણાવી છે.

બીજી પણ કેટલીક બાબતો આમાં વિચારી શકાય તેવી છે.

આજે શિક્ષણ અને ભૌતિકવાદના પ્રતાપે નવી પ્રજાના માનસમાં એવું ઠસેલું હોય છે કે "શાસ્ત્રો તો બુદ્ધિના આધારે લખાએલા એટલે તે વખતે જેટલું તે વખતના ઋષિ–મુનિઓ જાણતા તેટલું લખ્યુ, તેથી શાસ્ત્રો જુગજુના આજના પ્રગતિશીલ કાળમાં ઉપયોગી નહીં આદિ"



પણ ખરેખર તો વિજ્ઞાન એ તો ધર્મના પાયા સમાન તત્ત્વજ્ઞાનનો એક હજારમો પણ ભાગ નથી તત્ત્વજ્ઞાન એ જગતના અનેક સિદ્ધાતોનો સમૂહ છે જ્યારે વિજ્ઞાન તો સાધનો અને શક્તિની સીમા પર અવલ બિત છે અમુક બાબતોના કરેલ પ્રયોગોના સમૂહ સ્વરૂપ છે તેથી વિજ્ઞાનમા જે છે તેટલુ શાસ્ત્રોમા બીજરૂપે હોય જ ! તત્ત્વજ્ઞાનની ઘણી ખરી બાબતોને સમજવા હજી વિજ્ઞાનને ઘણુ મથવુ પડશે

આ વાત સ્પષ્ટપણે સમજાવવા માટે પચપરમેષ્ઠિઓના પ્રતાપે દેવગુરૂની કૃપાના આધારે અને શાસ્ત્રીય સૂઝવાળા ગીતાર્થ મહાપુરુષોની દોરવણી બળે વિ સ ૨૦૨૨ના શ્રા સુ, ૧૦ના મ ગળ દિવસે આગમમમ જ્ઞ, આગમસમ્રાટ્ ધ્યાનસ્થ સ્વ આગમોદ્ધારક **પૂ આ ભગવ ત શ્રી આન દસાગર સૂરીશ્વરજી મહારાજના** પટ્ટધર, વાત્સલ્યસિંધુ, ગાઢ્ઢૈદમ્પર્યબોધક, પૂજ્યપાદ શાતમૂર્તિ **ગચ્છાધિપતિ શ્રી માણિક્યસાગર સૂરીશ્વરજી ભગવ** તના મ ગલ આશી ર્વાદથી કપડવ જ જૈન શ્રી સકલ સ ઘે ચતુર્વિધ શ્રી સ ઘના સહકારથી **"જ બૂદ્વીપ નિર્માણ યોજના"**નું મ ગળ મુહૂર્ત શ્રી સિદ્ધક્ષેત્ર પાલીતાણામા તળેટી રોડ પર (જૈન સોસાયટીની સામી બાજુ) ૨૭૦૦૦ વારના મોટા પ્લોટને ખરીદીને કર્યું છે

જ્યા શાસ્ત્રીય પદ્ધતિએ જ બૂદ્વીપનુ પ્રમાણબદ્ધ રીતે ૧૯૦×૧૯૦ ફુટના માપમા સુદર પાષાણાદિ ઉત્તમ દ્રવ્યોથી સુદર રચના બનાવવામા આવશે

જેના ઉપર યાન્ત્રિક પદ્ધતિએ સૂર્ય ચ દ્ર આદિ પ્રમાણબદ્ધ રીતે ફરતા બતાવી દિવસ રાત શી રીતે થાય ? ભારત અમેરિકા વચ્ચે ૧૦॥ કલાકનુ સૂર્ય પ્રકાશનુ આતરૂ કેમ ? ભારત આસ્ટ્રેલિયા વચ્ચે ઋતુભેદ કેમ ? ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવમા છ મહિના સુધી પ્રકાશ–અ ધકાર કેમ ? વગેરે દરેક પ્રશ્નોના સાચા શાસ્ત્રીય ઉકેલ પ્રયોગાત્મક રીતે અને તર્કબદ્ધ શૈલીથી સમજુ વિચારકોને સમજી શકાશે

આ કાર્યની રૂપરેખા બહુ વિશાળ છે પણ હાલના તબકકે જનતામા આ વિષયની રસવૃત્તિ ઉત્પન્ન કરવા આ સ બ ધી સાહિત્યના પ્રચાર માટે વિ સ ૨૦૨૩ શ્રાવણ સુદ ૫ ના મ ગળ દિને **"ભૂ ભ્રમણ શોધ મ સ્થાન"**ની સ્થાપના કરવામા આવી છે જે મારફત **ભૂ ભ્રમણ શોધ ગ્ર થમાળા** હસ્તક નીચે

મુજબના પુસ્તકોનુ પ્રકાશન થઈ ગયું છે. બીજા કેટલાક પુસ્તકો પ્રેસમાં છે, કેટલાક લખાયા છે અને કેટલાક લખાઇ રહ્યા છે.

૧ A Questionnaire–અંગ્રેજી પ્રશ્નાવલી
૨ પ્રશ્નાવલી હિન્દી
૩ ભૂગોળ વિજ્ઞાન સમીક્ષા ,,
૪ કયા પૃથ્વીકા આકાર ગોલ હૈ? ,,
૫ સોચો ઓર સમઝો ,,
૬ કયા યહ સચ હોગા? ,,
૭ પૃથ્વીકા આકાર નિર્ણય ,,
૮ કૌન કયા કહતા હૈ? ભા–૧ ,,
૯ પૃથ્વીકી ગતિ, એક સમસ્યા ,,
૧૦ પ્રશ્નાવલી ગુજરાતી
૧૧ શું એ ખરું હશે? ,,
૧૨ કોણ શું કહે છે? ભા–૧ ,,
૧૩ પૃથ્વી ખરેખર ગોળ નથી! ,,
૧૪ શું પૃથ્વી ખરેખર ફરે છે? ,,
૧૫ પૃથ્વીના આકાર સંબંધી તટસ્થ સમીક્ષા ,,
૧૬ भू-गोल-भ्रम भञ्जनी (સંસ્કૃત) ગુજરાતી અનુવાદ સાથે

આ સિવાય અંગ્રેજી, હિન્દી, ગુજરાતી પાંચ પુસ્તકો પ્રેસમાં છે.

અમેરિકા–ભારત વચ્ચે સૂર્ય પ્રકાશમાં ૧૦।। કલાકનું આંતરૂ કેમ? એ વાતનું રહસ્ય સમજવા માટે ઉપરના સાહિત્યને અવલોકવા અને તટસ્થપણે વિચારવા સજ્જનોને આમંત્રણ છે.

વધુમાં તે વિષયનો માર્મિક રીતે તલસ્પર્શી અભ્યાસ કરવા માટે નીચેના સરનામે 'સંસ્થાન' સાથે સંપર્ક સાધવા ભલામણ છે.


**જંબૂદ્વીપ નિર્માણ યોજના અંતર્ગત**

**ભૂ–ભ્રમણ શોધ સંસ્થાન**

પો. ઓ. નં. ૪

૩/૧૪૧૩ સ્ટેશનરોડ

**રતિલાલ ચી. દોશી**

**મુ. મહેસાણા** (ઉ. ગુ.)

જંબૂદ્વીપ નિર્માણ યોજના તરફથી એક નાનુ ૧૯૦×૧૯૦ ઇચનુ મોડલ બનાવ્યુ છે જે ફોલ્ડિંગ છે અને છે અને હેરફેર કરી શકાય તેવુ છે તેના માધ્યમથી પાલીતાણામા થનારી વિશાળ યોજનાની સફળતાના સ્થૂલને સમજવા માટે બેટ્રી દ્વારા ભારત અમેરિકામા દિવસ રાતનું અતર શી રીતે ? વિગેરે બાબતો બતાવાય છે વિવેકી જિજ્ઞાસુઓને "સસ્થાન" દ્વારા આ મોડલનો લાભ લેવા ધ્યાન રાખવુ

આ રીતે ભારત અમેરિકા વચ્ચે ૧૦॥ કલાકના સૂર્ય પ્રકાશના અતરના રહસ્યને સમજવા માટે ગુરુગમથી શાસ્ત્રીય પરિભાષાઓને સમજવાની જરૂર છે તેમજ તટસ્થપણે પૂર્વગ્રહ મુક્ત વિચારણા દ્વારા સત્ય તત્ત્વની શોધ વૃત્તિપૂર્વક લખાયેલા ઉપરના સાહિત્યને વાચી વિચારી માનસને પરિકર્મિત બનાવવાની જરૂર છે

આ પ્રમાણે વ્યવસ્થિતપણે જો પ્રયત્ન કરાય તો પ્રત્યેક વિચારક પ્રાણી ભારતીય સસ્કૃતિને અનુરૂપ માર્મિક રીતે પોતાની જાતને વફાદારી રાખી શકશે તેમ થવાથી પુણ્યશાળી મહાનુભાવો સ્વ-પર કલ્યાણના સાધક બની ઉત્તમોત્તમ જીવન શુદ્ધિના પરમાર્થને પામો એ મગલ અભિલાષા

| | |
|---|---|
| વીરનિ સ ૨૪૯૪ | લી |
| વિ સ ૨૦૨૪ | પૂજ્યપાદ પરમારાધ્ય શાસનસુભટ |
| આગમો સ ૧૦ | તપસ્વી ગુરુદેવ |
| અષાડ વદ ૪ શનિ | ઉપાધ્યાય **શ્રી ધર્મસાગરજી મહારાજ** |
| શ્રી ભટેવા પાર્શ્વનાથ તીર્થ | ચરણોપાસક |
| મુ ચાણસ્મા ( ઉ ગુ ) | **મુનિ અભયસાગર** |



# પૃથ્વીના આકાર અને સ્થિરતા સંબંધી સુંદર સાહિત્ય

**પ્રાચીન**

* શ્રીજમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ
* શ્રીસૂર્યપ્રજ્ઞપ્તિ
* શ્રીચન્દ્રપ્રજ્ઞપ્તિ
* જ્યોતિષ્કરંડક
* શ્રીબૃહત્ ક્ષેત્ર સમાસ
* શ્રીલઘુ ક્ષેત્ર સમાસ
* શ્રીબૃહત્ સંગ્રહણી
* શ્રીક્ષેત્ર લોક પ્રકાશ
* શ્રીકાલ લોક પ્રકાશ
* શ્રીમણ્ડલ-પ્રકરણ
* શ્રીજમ્બૂદ્વીપ સમાસ
* શ્રીદ્વીપસાગરપ્રજ્ઞપ્તિ
* શ્રીજમ્બૂદ્વીપ-સંગ્રહણી
* શ્રીતત્ત્વાર્થસૂત્ર
* શ્રીતત્ત્વાર્થસૂત્રશ્લોકવાર્તિક

—આદિ આદિ ગ્રંથ.

**અર્વાચીન**

૧ વન હન્ડ્રેડ પ્રૂફ્સ ધેટ ધ અર્થ ઈઝ નોટ એ ગ્લોબ (લે૦ અમેરિકાના વિદ્વાન—વિલિયમ કાર્પેન્ટર)
૨ મોડર્ન સાઈન્સ એન્ડ જૈન ફિલોસોફી
૩ પી૦ એલ૦ જ્યોગ્રાફી ભા ૧-૨-૩-૪
૪ જૈન દર્શન ઔર આધુનિક વિજ્ઞાન
૫ ભૂગોલ-ભ્રમણ-મીમાંસા
૬ વિશ્વરચના પ્રબન્ધ
૭ જૈન ભૂગોલ (મહત્ત્વપૂર્ણ પ્રામાણિક ગ્રંથ)
૮ જૈન ખગોલ ( „ „ „ )
૯ જૈન ભૂગોલની વિશાલકાય પ્રસ્તાવના
૧૦ પૃથ્વી સ્થિર પ્રકાશ
૧૧ ધ એસ્ટ્રોલૉજિકલ મેગેઝીન જુલાઈ-ઓગસ્ટ ૧૯૪૬
૧૨ „ „ „ ફેબ્રુઆરી ૧૯૬૧
૧૩ સન ડે ન્યૂઝ ઓફ ઇન્ડિયા ૨-૫-૧૯૪૮
૧૪ અહિંસા વાણી, વિશાલ ભારત, આદિના અંક
૧૫ કોટક થીયેરી-D. J. કોટક લિખિત
૧૬ સૂર્ય ગતિ વિજ્ઞાન – મહામહોપાધ્યાય લક્ષ્મીનારાયણ દ્વિવેદી P. O. તિર્વા ફરુખાબાદ (યૂ. પી.)